# ગીતામંથન

"પ્રેમ-ત્યાગ"

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

અર્પણ

શ્રીકૃષ્ણચંદ્રને

સદ્‌ગુરુરૂપે આલેખતાં

જે નમૂનો મારી આંખો આગળ વારંવાર તરતો રહ્યો છે,

તે મારા પરમ હિતચિંતક અને માર્ગદર્શક

પૂજ્ય ગુરુદેવને

સાષ્ટાંગ દંડવત પ્રણામપૂર્વક

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

જે જે વાચકોએ ગીતામંથન વિષે મને કાંઈ જણાવ્યું છે, તે પરથી મારું એવું અનુમાન થયું છે કે મારાં પુસ્તકોમાંથી આ જ કદાચ સૌથી વધારે લોકપ્રિય બનેલું છે. આની નવી આવૃત્તિ માટે ઘણા લાંબા વખતથી માગણી ઊભી થઈ છે. પણ પુસ્તકના મૂળ પ્રકાશક (શ્રી. રણછોડજી મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ)ની સગવડ માટે એ પ્રસિદ્ધ થઈ શક્યું નહોતું. છેવટે, એમની સંમતિથી એ નવજીવન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થાય છે.

પુસ્તકમાં એકાદ બે જગ્યાએ થોડા સુધારા–વધારા કર્યા છે.

'મંથન' સાથે મૂળ શ્લોક અથવા ગીતાધ્વનિ આપવાં એવી સૂચના કેટલીક દિશામાંથી થઈ છે. પણ એકંદરે વિચાર કરતાં મને એમ લાગ્યું કે, મૂળનું કે અનુવાદનું નાનકડું સ્વતંત્ર પુસ્તક સાથે રાખવામાં વાચકની વધારે સગવડ રહેલી છે, અને પુસ્તકની કિંમતમાંયે ઘટાડો થાય છે. આથી, એને માટે બધી તૈયારી કર્યા પછી એ વિચાર માંડી વાળ્યો છે.

વર્ધા
અનંત ચતુર્દશી, ૧૯૯૬
૧૫–૯–૧૯૪૦

કિ. ઘ. મ.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

છાશ વલોવીએ ત્યારે વલોવવાની ક્રિયાથી ફીણ વધે છે અને છાશ હોય તેથી વધારે દેખાય છે. આ ગીતામન્થન એ જ જાતનું એક વલોણું છે. એમ કરવામાં મુખ્ય ઉદ્દેશ થોડો વિસ્તાર કરવાથી સામાન્ય વાચકોને જે સરળતા થાય છે અને સ્પષ્ટ વિચાર કરવામાં મદદ થાય છે તે સાધવાનો જ છે.

શ્રી જ્ઞાનેશ્વરે ગીતાનો અત્યંત વિસ્તાર કરી એક સ્વતંત્ર ગ્રન્થ જેવી જ જ્ઞાનેશ્વરી બનાવી છે. એમની કવિત્વશક્તિ, યોગશક્તિ, શબ્દશક્તિ તથા પદ્યપ્રબંધ કરવાની શક્તિ મારામાં નથી. પણ એ

કારણને લીધે જ જ્ઞાનેશ્વરી એ ઘણે અંશે અધિકારીથી જ સમજી શકાય એવો ગ્રન્થ બન્યો છે.

આ મન્થનથી ભગવદ્ગીતા જો 'સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો'ને, અથવા ટૂંકામાં કહીએ તો, વિદ્વત્તામાં બાળક જેવાઓને જ રસ આપવા સમર્થ થાય તોપણ હું સંતોષ માનીશ.

ગીતા વિષેની પુરાતત્ત્વચર્ચામાં હું નથી પડ્યો. એટલે કે મહાભારત ક્યારે લખાયું, ગીતા મહાભારતની પહેલી રચનાનો ભાગ હશે કે પાછળથી ઉમેરેલો હશે, એના શ્લોકોમાં પાછળથી વધારો-ઘટાડો થયો હશે કે કેમ, ગીતાને ધૃતરાષ્ટ્ર–સંજયના સંવાદનું તથા કૃષ્ણ–અર્જુનના સંવાદનું સ્વરૂપ આપેલું છે તેવો કાંઈક વાર્તાલાપ ખરેખર થયો હશે કે કેમ વગેરે પ્રશ્નો મેં ચર્ચ્યાં નથી. તેનું કારણ, પહેલું, એ કે મેં એ ચર્ચા કરનારા વિદ્વાનોનાં પુસ્તકો ઝીણવટથી વાંચ્યાં નથી તથા આખું મહાભારત પણ મૂળમાં વાંચ્યું નથી, તો વેદાદિક બીજા ગ્રન્થોની તો વાત જ શી? એટલે એ ચર્ચા કરવાની મારી યોગ્યતા નથી. બીજું કારણ એ કે શ્રેયાર્થીને એ પ્રશ્નોનું મહત્ત્વ ઓછું છે. એ જે વિચારે છે તે એટલું જ કે આ સાતસો શ્લોક મારા જીવનની યાત્રામાં મને કેવા પ્રકારનું ભાથું બંધાવી આપે એવા છે? એમાંથી મને કોઈ જીવન વિષે ચોખ્ખી દૃષ્ટિ પ્રાપ્ત થઈ શકે એમ છે કે નહિ? અને એમાંના બધા વિચારો સ્વીકારવા જેવા છે કે એમાં કાંઈ નીરક્ષીરવિવેક કરવાની જરૂર છે? એ શ્લોકો એક જ સમયે અને એક જ હાથે લખાયા હોય કે જુદે જુદે સમયે અને જુદા જુદા માણસોએ રચ્યા હોય, એ જો શ્રેયાર્થીને ઉપયોગી હોય તો તેટલું એને એ પુસ્તકનો આદરપૂર્વક અભ્યાસ કરવા માટે બસ છે. મારું મન્થન એટલી દૃષ્ટિ રાખીને જ થયું છે. એમ કરવામાં જ્યાં મને કાંઈ સ્પષ્ટ કહેવાની જરૂર લાગી છે ત્યાં તેમ કહેવામાં મેં સંકોચ નથી માન્યો. પહેલા, ચોથા અને અગિયારમા અધ્યાયની શરૂઆતમાં જોડેલા ઉપોદ્ઘાતો તથા છેવટનો ઉપસંહાર આ કારણથી, ગીતાને સમજવા માટે યોગ્ય પૂર્વપીઠિકા આપવાની ઇચ્છાથી, તેમ જ કેટલાક આવશ્યક ખુલાસાઓ કરવાની દૃષ્ટિથી છે. એ ઉપોદ્ઘાતો અને ઉપસંહાર મન્થનનો આવશ્યક ભાગ જ ગણવો જોઈએ. એને છોડીને માત્ર અધ્યાયોનો કરેલો વિસ્તાર જ કોઈ વાંચે કે પ્રગટ કરે

તો મને તે અન્યાય કરે એટલું જ નહિ, પણ પોતાના અને સાંભળનારના મનમાં ખોટા — એટલે મારી દૃષ્ટિએ ખોટા — ખ્યાલો નિર્માણ કરે.

મન્થનમાં મેં એકબે ઠેકાણે કહ્યું છે કે ભગવદ્‌ગીતાના લેખક વૈષ્ણવ સંપ્રદાયના માલૂમ પડે છે. આથી, એકબે વાચકને શંકા આવી છે કે હું ગીતાને સાંપ્રદાયિક સ્વરૂપ આપવા ઇચ્છું છું કે શું? અને ગીતા હિંદુધર્મના શ્રેષ્ઠ ગ્રન્થોમાંનો એક હોવાનું સર્વમાન્ય થયેલું હોવાથી એમાં પ્રતિપાદેલો સંપ્રદાય પણ શ્રેષ્ઠ જ ગણવો જોઈએ એમ સૂચવવા ઇચ્છું છું કે શું? મને લાગે છે કે આવી શંકા ઉપજવાને કશું કારણ નહોતું; છતાં થઈ છે તો સ્પષ્ટ કરું છું કે મારામાં એવા પ્રકારનો સાંપ્રદાયિક પક્ષપાત છે જ નહિ. એકેશ્વર ભક્તિ માટે ઇસ્લામના જેવો મને આગ્રહ છે એમ કહું તો ચાલે, અને પરમાત્માની અવાંતર શક્તિઓને નામે પણ હું દેવોનાં કાલ્પનિક સ્વરૂપોની થતી પૂજાઓ માટે અણગમો ધરાવું છું. આથી મન્થનમાં મેં જે લખ્યું છે તે જુદા જુદા સંપ્રદાયોની તુલના કરવાની દૃષ્ટિથી નહિ, પણ ગીતાના કેટલાક અધ્યાયો સમજવા માટે જે માન્યતાઓની માહિતી આપવાની જરૂર લાગી તે આપવા અને તેઓનો સારામાં સારો ખુલાસો કરવા પૂરતું જ લખ્યું છે. વળી, ત્યાં મેં સ્પષ્ટ કહ્યું પણ છે કે સાંપ્રદાયિક માન્યતાઓ તત્ત્વની દૃષ્ટિએ નહિ પણ ઉપાસનાની દૃષ્ટિએ જ ઉપયોગી હોય છે અને અન્ય સાંપ્રદાયિકો એને એથી વિશેષ મહત્ત્વ ન આપે તો ચાલે. આશા છે કે આટલું આ વિષયમાં જણાવવું પૂરતું લાગશે.

આ ‘મન્થન’ની ઉત્પત્તિ વિષે બે વાક્યો લખવાની જરૂર છે. ‘ગાંધીવિચારદોહન’ની જેમ આ લખવાની ઉત્પત્તિ વિલેપાર્લેના ‘ગાંધીવિદ્યાલય’ને લીધે થઈ છે. મારાથી સવારની ઉપાસનામાં નિયમિત હાજરી આપી શકાતી ન હોવાથી બેત્રણ પાવલિયા કાગળ પર આ રીતે સંવાદનો થોડો થોડો ભાગ લખીને મોકલતા રહેવું એવો મેં ક્રમ રાખ્યો હતો. તેમાં સાવ અભણ નહિ, સાવ બાળક નહિ, અને બહુ વિદ્વાન પણ નહિ, એવાં સ્ત્રીપુરુષ શ્રોતાઓને દૃષ્ટિમાં રાખ્યાં હતાં. આ કારણસર તે દિવસ પૂરતો ક્યાંક વિરામ આવે એ રીતે સંવાદની યોજના થતી. અમુક અધ્યાય શરૂ કરતાં પહેલાં જે કાંઈ

પૂર્વપીઠિકા કરવી આવશ્યક લાગી તે ઉપોદ્‌ઘાતરૂપે લખાયું. આ રીતે આ ‘મન્થન’માં ત્રણ વાર ઉપોદ્‌ઘાત આવ્યા છે. ઉપરાંત, ‘ગાંધીવિદ્યાલય’માં આ ‘મન્થન’ પૂરું જ થયું ન હતું. પાંચ છ અધ્યાય થયા બાદ હું પકડાયો. દરમ્યાન ‘ગુજરાતી’ તેમ જ ‘ગાંધી-વિદ્યાલય’ બન્ને સાથે સંબંધ ધરાવનાર એક ભાઈ મારફત એની જાણ એ પત્રના તંત્રીને થઈ હતી અને એમણે ‘મન્થન’ને પોતાના પત્રમાં ક્રમશઃ છાપવા માંડયું હતું. એટલે તે જ ક્રમમાં અને તે જ પદ્ધતિએ મેં બાકીનો ભાગ જેલમાં પૂરો કર્યો. જે વિચારો મને ‘મન્થન’માંના સંવાદોમાં જ ગૂંથવા શકય નહોતા તે ઉપોદ્‌ઘાત અને ઉપસંહારમાં મૂકયા છે. ‘ગુજરાતી’માં આ પુસ્તક પહેલું છપાયું, એ પાછું સુધારીવધારીને હવે પુસ્તકાકારે છાપ્યું છે, છતાં એની પદ્ધતિમાં કશો ફરક કર્યો નથી. ‘મન્થન’ લખતી વેળાએ મારી દૃષ્ટિ આગળ પંડિતવર્ગ ન હોઈ, વિચારી પણ સાધારણ ભણેલો વર્ગ જ હતો એ હું પાછું યાદ દેવડાવું છું.

‘મન્થન’માં વિવિધ પ્રકારનાં અને વારંવાર આવતાં અર્જુનનાં સંબોધનો ઘણા વાચકોને નથી ગમ્યાં. એમાંનાં કેટલાંક સાભિપ્રાય છે, છતાં એનો અતિરેક થયેલો સર્વેને લાગે છે, તો તે દોષ જ ગણાવો જોઈએ. તોપણ હું એને છેકવા બેઠો નથી, પણ વાચકને સૂચવું છું કે એને વાંચતી વખતે જ્યાંત્યાં એ સંબોધનો અંતરાયરૂપ લાગે ત્યાં એના પર એણે છેકો મૂકવો, કે જેથી ફરી વાચન કરતી વખતે એ વચ્ચે આવે નહિ.

સેન્ટ્રલ જેલ, નાશિક રોડ
૧૪–૩–’૩૩, **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# અનુક્રમણિકા

— મારો જીવન-ધ્રુવ —
" પ્રેમ અને ત્યાગ"

# અધ્યાય ૧લો

# અર્જુનનો ખેદ

## ઉપોદ્‌ઘાત

### ૧

ગીતા એ હિંદુધર્મનો સર્વમાન્ય જેવો ગ્રંથ ગણી શકાય. વેદાંતની સર્વે શાખાઓના આચાર્યો તથા સ્માર્ત કે વૈષ્ણવ સર્વ સંપ્રદાયો—બધા જ ગીતાને માન્ય રાખે છે, અને પોતાના મતો ગીતાને અનુસરીને જ છે એમ દેખાડવા પ્રયત્ન કરે છે. તેથી આજે લગભગ એવી સ્થિતિ છે કે જે ગીતાને ન સ્વીકારે તેને હિંદુધર્મી કહેવાય કે નહિ એવી જ શંકા ઊઠે.

ગીતાનું આવું મહત્ત્વ હોવાને લીધે દરેક જિજ્ઞાસુએ એ ગ્રંથનો આદરપૂર્વક અભ્યાસ કરવો જ પડે છે.

ધર્મના સર્વ મહાન ગ્રંથોની ખાસિયત એવી હોય છે કે એ ગ્રંથોમાં ચર્ચેલા વિષયો કદી જૂના થતા નથી. કારણ કે, એ વિષયો જીવન સાથે સંબંધ ધરાવતા હોય છે. આપણે પરમેશ્વર-પરાયણ આધ્યાત્મિક જીવન ગાળવું હોય, કે સંસારનાં બાહ્ય સુખ-દુઃખોની જ કાળજી રાખનારું ભૌતિક જીવન ગાળવું હોય, જીવનના પ્રશ્નો વિષે જ્યાં ચર્ચા થતી હોય ત્યાં બુદ્ધિમાન મનુષ્યને રસ ઉત્પન્ન થયા વિના રહે નહિ. આથી ગીતા જેવા ગ્રંથોને માટે કદી એમ બનતું નથી કે એ હવે જૂના જમાનાનો ગ્રંથ થયો.

જીવનનો અભ્યાસ કદી પૂરો થતો નથી. માણસ મરે છે ત્યાં સુધી પોતાના તેમ જ બીજાના જીવન વિષે એ નવું નવું જાણતો જ રહે છે. દરરોજ એને નવા નવા અનુભવો થાય છે, અને તે અનુભવ એની બુદ્ધિમાં જીવનના અટળ નિયમો વિષે નવો નવો પ્રકાશ પાડતા રહે છે.

આને લીધે, જીવનને લગતી બાબતો સાથે સંબંધ ધરાવનારાં પુસ્તકોનોયે અભ્યાસ કદી પૂરો થતો નથી. હવે ગીતા પૂરેપૂરી

વિચારાઈ ગઈ, એનો અર્થ બરાબર સમજાઈ ગયો અને હવે એને ફરી વાંચવાની જરૂર નથી રહી એમ કદી બનતું નથી. ગીતા એવા પ્રકારની છાશ નથી કે એક વાર એને સારી પેઠે વલોવી નાંખીએ એટલે જેટલું માખણ નીકળવાનું હોય તેટલું નીકળી જાય. એનું મન્થન જીવનના અંત સુધી પૂરું ન થાય. જેમ જેમ એને વલોવો તેમ તેમ એમાંથી નવો નવો પ્રકાશ આપણી બુદ્ધિ પર પડે.

જીવીએ ત્યાં સુધી ગીતાનો અભ્યાસ અને તેનું મનન કરવાનો આચાર્યો અને સંતો આપણને ઉપદેશ કરે છે. આનું કારણ એ નથી કે ગીતા કોઈ બહુ જ જૂની કે કઠણ ભાષામાં લખાયેલું પુસ્તક છે, અને એ ભાષા સમજવાની કોઈ ગૂઢ ચાવી છે તે ખોવાઈ ગઈ છે અને તેથી હવે એ શોધી શકાતી નથી. પણ એનું કારણ જીવનની પોતાની ગૂઢતા છે. ગીતા એ માત્ર વ્યાકરણ કે શબ્દકોષની મદદથી સમજી લેવાનું પુસ્તક નથી. પણ એમાં બહુ જ સંક્ષેપમાં જીવન વિષે કેટલાક અચળ નિયમો અને સિદ્ધાન્તો રજૂ કર્યા છે. એ નિયમો અને સિદ્ધાન્તોનો અર્થ કેટલો ઊંડો અને વ્યાપક છે એનો ખ્યાલ આપણને આપણા જીવનના વિકાસની સાથે સાથે જ થાય છે. જેમ જેમ જીવન વિષેનો આપણો પોતાનો અનુભવ વધે, એ જેમ જેમ સૂક્ષ્મ, વિચારી અને વ્યાપક બને, તેમ તેમ પેલા નિયમો અને સિદ્ધાન્તોની આપણને નવી નવી સમજણ થાય.

આથી, ગીતા ગોળગોળ અથવા ગુપ્ત ભાષામાં લખાયેલું પુસ્તક હશે અને તેથી ગૂઢ બને છે, એમ સમજવાનું નથી. પણ આપણું જીવન નિરંતર વિકાસ પામનારા સ્વભાવનું છે, અને તેના નિયમો તથા સિદ્ધાન્તો સહેલાઈથી સમજાતા નથી — તે છે. બીજી રીતે કહીએ તો ગીતા ગૂઢ નથી પણ જીવન ગૂઢ છે; અને ગીતા એ જીવનને લગતું પુસ્તક હોવાથી ગૂઢ જેવું બને છે.

૨

હવે આપણે ગીતાની રચનાનો વિચાર કરીએ.

ગીતા મહાભારતનો એક ભાગ છે. મહાભારતને સામાન્ય રીતે ઇતિહાસ કહેવામાં આવે છે. પણ એને સામાન્ય અર્થમાં ઇતિહાસ કે તવારીખ — ‘હિસ્ટરી’ — સમજીએ તો ભૂલ થાય. એટલે મહાભારત ઇતિહાસ નથી પણ ઐતિહાસિક કાવ્ય છે.

પાંડવો અને કૌરવોના જીવનની કેટલીક મુખ્ય ઘટનાઓને વર્ણવવાને નિમિત્તે કવિએ તેને એક મહાકાવ્ય તરીકે નિર્માણ કર્યું છે. હકીકતો જેવી બની હોય તેવી ને તેવી વર્ણવવી એ કવિનો ઉદ્દેશ નથી. પણ એક મહાકાવ્ય રચવું એ મુખ્ય ઉદ્દેશ છે, અને તે મહાકાવ્યને માટે કુરુવંશના યુદ્ધને વિષય બનાવવો એ એની મુખ્ય યોજના છે.

કાવ્ય હોવાને લીધે એમાં કેટલીક બીનાઓ, કેટલાંક પાત્રો, કેટલાંક વર્ણનો વગેરે કલ્પિત હોઈ શકે. એમાં કોઈ બે વ્યક્તિ વચ્ચે સંવાદ આવે, ત્યારે એમ ન સમજવું જોઈએ કે એ બે વચ્ચે થયેલો સંવાદ કોઈ રિપોર્ટરે ઉતારી લીધો હશે અથવા સરકારી દફ્તરોમાં નોંધાયો હશે અને કવિએ તેને આધારે એને મહાભારતમાં મૂક્યો હશે. એ તો કવિએ પોતાના કાવ્યને સુંદર ને રસમય બનાવવાની ઇચ્છાથી પોતે જ જોડી કાઢ્યો હોય. એવી બે વ્યક્તિઓ કદી જગતમાં ઊપજ્યે ન હોય, અથવા ઊપજી હોય છતાં એમની વચ્ચે કશો સંવાદ થયો જ ન હોય એમ બની શકે.

કાવ્યનો ઉદ્દેશ લોકનું મનોરંજન કરવાનો તો હોય જ. એટલે એમાં અદ્‌ભુત ઉપકથાઓ, વિવિધ રસો, વર્ણનો વગેરેની જમાવટ કરવામાં આવે જ. એ બધાંને ઇતિહાસનો આધાર હશે એમ માનવું ન જોઈએ.

કાવ્યો, કથાઓ, પુરાણો, વગેરેને સંવાદપદ્ધતિએ રચવાની આપણા દેશમાં એક જૂની રૂઢિ પડેલી છે. કવિને કોઈ ઘટનાનું કે સ્થાનનું વર્ણન કરવું હોય, કોઈ પ્રશ્ન ઉપર ચર્ચા કરવી હોય, કોઈ વિષય પર પોતાના સિદ્ધાન્તો રજૂ કરવા હોય, તો આપણા દેશના કવિઓએ સામાન્ય રીતે સંવાદપદ્ધતિનો આશ્રય લીધેલો છે. એવી જ રીતે ગ્રંથરચના કરવી જોઈએ એમ એક માન્યતા બંધાયેલી છે એમ કહીએ તોયે ચાલે.

આથી, અમુક વાત ધૃતરાષ્ટ્રે પૂછી અને સંજયે કહી, અથવા અર્જુને પૂછી અને શ્રીકૃષ્ણે કહી, અથવા આખું મહાભારત બે મુનિઓ વચ્ચે થયેલી ચર્ચાનો રિપોર્ટ છે એમ જણાવ્યું હોય તો તેને તે પ્રમાણે બનેલી બીના તરીકે ન સમજવી જોઈએ, પણ એ કેવળ કવિનું મંડન છે — કાવ્યચતુરાઈ છે — એમ સમજવું જોઈએ.

ગીતાનેયે આપણે આ જ રીતે વિચારવી જોઈએ. શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદરૂપે આપણે ગીતા વાંચીએ છીએ, માટે શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે સાચે જ આવો સંવાદ થયો હશે, તથા તે કુરુક્ષેત્રના યુદ્ધ વખતે અને તે જ જગ્યાએ થયો હશે એમ માનવું યોગ્ય નથી. પણ એ કવિની સજાવટ જ છે એમ સમજવું જોઈએ.

૩

પરંતુ, મહાભારતના લેખક માત્ર લોકરંજન માટે આખ્યાનો રચનાર કવિ નહોતા, પણ ઋષિ હતા, જ્ઞાની હતા, ધર્મના સૂક્ષ્મ શોધક હતા, પ્રજાને દૃષ્ટિ આપનારા મહાબ્રાહ્મણ હતા. એમનાં જ્ઞાન અને અનુભવ કેટલાં અગાધ હતાં તેનો એ ઉપરથી ખ્યાલ આવી શકશે કે व्यासोच्छिष्टं जगत्सर्वम् એવી કહેવત પડી ગઈ છે. એનો અર્થ એ છે કે જીવન સંબંધી એક પણ એવો વિષય નથી કે જેની ચર્ચા મહાભારતમાં ન થઈ હોય. આથી મહાભારત જ્ઞાનનો કોષ, જ્ઞાનનો નિધિ અથવા ભંડાર છે એમ કહેવાયું છે.

પણ જો ગ્રંથ રચનાર જુદી જુદી દૃષ્ટિએ જુદા જુદા વિષયો રજૂ કરીને બેસી રહે, તો તે કેવળ સંપાદક અથવા તંત્રી બન્યો કહેવાય. એ પરથી મહાભારતના રચનારનો પોતાનો શો સિદ્ધાન્ત છે એ માલૂમ ન પડે. જીવનનો ઘણી બાજૂથી વિચાર કરીકરીને મહાભારતના રચનારે પોતે જે નિર્ણયો બાંધ્યા છે, તેમનું પ્રતિપાદન ભગવદ્‌ગીતામાં છે એમ કહી શકાય. આથી ભગવદ્‌ગીતા મહાભારતનો સૌથી મહત્ત્વનો ભાગ બને છે. ભગવદ્‌ગીતામાં મહાભારતનો સાર નથી; પણ જીવન કેવું હોવું જોઈએ, શી રીતે ચલાવવું જોઈએ, જીવનના આદિ અને અંત શું, એ વિષે પોતાના અંતિમ નિર્ણયો ભગવદ્‌ગીતામાં છે. વળી, જે રીતે તે ભગવદ્‌ગીતામાં છે તે રીતે મહાભારતના બીજા કોઈ ભાગમાં નથી.

એ કામ એમણે શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે સંવાદ કલ્પીને કર્યું છે. શ્રીકૃષ્ણ અને અર્જુન મહાભારતની કથાના કેન્દ્રમાં રહેલાં બે પાત્રો કહી શકાય. એમનાં ચરિત્રને મહાભારતમાં સર્વોપરી સ્થાન આપવામાં આવ્યું છે. એટલે એ બે એમનાં ઉચ્ચમાં ઉચ્ચ

પાત્રો છે. આથી, પોતાના છેવટના સિદ્ધાન્તોને એ બે વચ્ચે સંવાદ યોજીને ચર્ચવા એ સ્વાભાવિક માર્ગ ગણાય.

એ સંવાદનું નિમિત્ત-કારણ એમણે મહાભારતનું યુદ્ધ બનાવ્યું છે. વ્યાસજીને જે સિદ્ધાન્તો રજૂ કરવા છે તે જીવનની કઠણમાં કઠણ પરિસ્થિતિમાં પણ લાગુ પાડી શકાય એવા છે એમ એમને બતાવવું છે. ક્યારેય યુદ્ધનો પ્રસંગ વિકટ ગણાય. પણ કેવળ યુદ્ધની જ વિકટતા મહાભારતના યુદ્ધમાં નહોતી. મહાભારત કેવળ બે પ્રજાઓ કે રાજ્યો વચ્ચેનું યુદ્ધ નહોતું. પણ એક જ કુટુંબની બે શાખાઓ વચ્ચેનું — સગાંસગાંનું યુદ્ધ હતું. એ યુદ્ધ કરનારા પક્ષોની વચ્ચેના સંબંધો એવા નાજુક હતા કે જો માણસમાં જરાયે કોમળ ભાવનાઓનો અંશ હોય તો તેને એમાં પડવાની ઇચ્છા થાય નહિ.

એવી સ્થિતિમાં જેનામાં તીવ્ર ધર્મભાવના હોય તથા પ્રેમ, આદર વગેરેની ઊંડી લાગણીઓ હોય તેણે કેમ વર્તવું એ ઠરાવવાનું કામ અતિશય કઠણ છે. જો જીવન વિષે સાચું દૃષ્ટિબિંદુ પ્રાપ્ત થયું હોય, તો જ એમાં વિવેકયુક્ત, ધર્મયુક્ત, અને શંકા વિનાનો માર્ગ એને સૂઝી શકે.

આ માટે ગીતાના આરંભમાં અત્યંત વિકટ પ્રસંગને નિર્માણ કરી, તીવ્ર ધર્મભાવનાવાળા અને અતિશય ઉચ્ચ ચારિત્રવાળા બે પાત્રોને એમાં દાખલ કરી વ્યાસ ભગવાને જીવનના સિદ્ધાન્તો રજૂ કર્યા છે.

૪

કૌટુંબિક યુદ્ધનું આ નિમિત્ત વિષયને રજૂ કરવાની સગવડ-પૂરતું જ છે એ ધ્યાનમાં રાખવું જોઈએ. એ ઉપરથી વ્યાસજીનો યુદ્ધ વિષે સ્વતંત્રપણે શો મત હતો એ ન કહી શકાય. કોઈ પણ પ્રસંગે યુદ્ધ કરવું યોગ્ય છે કે નહિ, યુદ્ધમાં થતી હિંસા એમને માન્ય છે કે નહિ — એ પ્રશ્નો ગીતાનો વિષય નથી.

વ્યાસજીએ જે સમાજની પોતાના કાવ્ય માટે કલ્પના કરી છે તે મર્યાદિત વિચારોવાળો સમાજ હતો. એ સમાજમાં યુદ્ધ કરવું અયોગ્ય જ છે એટલે સુધી વિચાર વધ્યો જ નહોતો. પણ

યુદ્ધ કરતાં પહેલાં એ યુદ્ધ ધર્મ્ય છે કે અધર્મ્ય છે એટલો જ વિચાર કરી શકે એવો એ સમાજ હતો. વ્યાસે પોતાની કાવ્ય-રચના એ મર્યાદા રાખીને કરી છે.

યુદ્ધ વિષે એમના પોતાના શા વિચારો હતા તેની ઝાંખી મહાભારતના અન્ય ભાગોમાંથી થઈ શકે. દા. ત., મહાભારતના યુદ્ધથી કોઈનું કલ્યાણ ન થયું એમ એમણે અનેક રીતે દેખાડયું છે. આસ્તિકના આખ્યાનમાં પણ નાગોની હિંસાનાં દુષ્પરિણામ અને તે અટકાવવાથી થયેલું જનકલ્યાણ દેખાડવાનો એમણે પ્રયત્ન કર્યો છે. એમના મુખ્ય નાયક શ્રીકૃષ્ણની પાસે એમણે આયુધ છોડવાનો સંકલ્પ કરાવ્યો છે. જયને પરિણામે યુધિષ્ઠિરને હર્ષ નથી થવા દીધો, પણ રડાવ્યા છે. અર્જુનનો ધનુર્વિદ્યાનો અહંકાર મિથ્યા ઠરાવ્યો છે. આ બધાં ઉપરથી યુદ્ધ વિષે એમનો અભિપ્રાય શોધવો હોય તો શોધી શકાય. પણ એ પ્રસ્તુત વિષય નથી.

પ્રસ્તુત વિષયમાં તો યુદ્ધનો નિશ્ચય થઈ ચૂક્યો છે તથા એમાંથી છટકી શકાય એમ નથી, એટલું ગૃહીત કરીને એમણે રચના કરી છે. કોઈ પણ પ્રસંગમાં યુદ્ધ કરવું યોગ્ય ગણાય કે નહિ તે પ્રશ્નને સ્વતંત્ર રીતે એમાં વિચાર્યો નથી.

૫

હવે આપણે ગીતાના આરંભ પહેલાંની કેટલીક હકીકતોને વિચારી જઈએ.

પાંડવો અને કૌરવો વચ્ચેના કલહનો લવરમેળે સલાહસંપથી નિકાલ લાવવાનો સઘળો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. ધર્મરાજાને આ યુદ્ધ જરાયે ઇષ્ટ લાગતું નહોતું. યુદ્ધ અટકાવવા માટે પોતાના સ્વાભિમાનની માત્રા ઓછામાં ઓછી કરવા એમણે તૈયારી બતાવી હતી. કોઈ પણ રીતે બે કુટુંબો વચ્ચે સમાધાન થાય અને જે અપાર હિંસા થવાની ધાસ્તી લાગતી હતી તે અટકે એ જ એમની અભિલાષા હતી. જો કોઈ રીતે યુદ્ધ અટકાવી શકાતું હોય તો પોતાની સાથે થયેલાં છળકપટને, દ્રૌપદીના અપમાનને, ભીમ અને અર્જુનના રોષને, દ્રૌપદીનાં મહેણાંઓને—બધાંને એ ક્ષમાવૃત્તિથી સહન કરી લેવા તૈયાર હતા. એક છેલ્લા પ્રયત્ન તરીકે તે શ્રીકૃષ્ણને પણ વિષ્ટિ કરવા મોકલી ચૂક્યા હતા.

શ્રીકૃષ્ણનો બંને પક્ષ પર પ્રભાવ હતો. એમને નિષ્પક્ષપાતી, ન્યાયી, બુદ્ધિમાન તરીકે બધા સ્વીકારતા હતા. જે વખતે શ્રીકૃષ્ણ વિષ્ટિ માટે ગયા તે વખતે સુલેહની એમને બહુ આશા રહી નહોતી. પણ એમનેયે ધર્મરાજાની દૃષ્ટિ માન્ય હતી. એમને પણ યુદ્ધમાં કાંઈ શ્રેય દેખાતું નહોતું. દ્રૌપદીનું જે અપમાન થયું હતું તેથી એમને દુઃખ લાગ્યું હતું. દ્રૌપદી અને ભીમનો રોષ સ્વાભાવિક છે એમ તે સમજી શકતા હતા. એ જાણતા હતા કે સુલેહ થાય એમ ભીમ અને દ્રૌપદી ઇચ્છતાં જ નહોતાં, અને સુલેહ અશક્ય છે એવા સમાચાર લઈને એ પાછા ફરે એ જ એ બેની તો ઇચ્છા હતી. પણ શ્રીકૃષ્ણને યુધિષ્ઠિરની ધર્મવૃત્તિ માટે આદર હતો. યુધિષ્ઠિરનું વલણ વધારે ઉદાત્ત અને જનકલ્યાણને જોનારું છે એમ તેમને લાગતું હતું. જો કોઈ રીતે સંપ થઈ જાય તો ભીમ અને દ્રૌપદીનું તો સાંત્વન કરી શકવાની આશા હતી, પણ જો યુદ્ધ કરવું જ પડે તો એથી જે અનર્થ થાય તે સુધારી શકાય એમ નહોતું. તેથી સુલેહનો એકેએક માર્ગ અજમાવવો એ એમને પૂરેપૂરું સંમત હતું. આથી શ્રીકૃષ્ણ વિષ્ટિ માટે ગયા.

હસ્તિનાપુર જઈ એમણે ધૃતરાષ્ટ્રને, ભીષ્મપિતામહને, દ્રોણાચાર્યને —સર્વેને ધર્મ અને ન્યાયનો માર્ગ સમજાવ્યો. દુર્યોધનને પોતાનેયે સમજાવવા પ્રયત્ન કર્યો. શ્રીકૃષ્ણ દ્વારા પાંડવોએ કરેલી માગણીઓને ગેરવાજબી ઠરાવવા કોઈ તૈયાર નહોતું. દુર્યોધન પોતે પણ ન્યાયનો આશ્રય લઈ શકતો નહોતો. પણ એને ન્યાય અને ધર્મનો આશ્રય લેવો જ નહોતો. એ માનતો હતો કે પાંડવોની ચડતી એ જ કૌરવોની પડતી. કાં તો પાંડવો ન હોય અથવા પોતે ન હોય. આથી દુર્યોધનને સમજાવવામાં કોઈ ફાવી શક્યું નહિ. ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ વગેરેની સહાનુભૂતિ પાંડવો પ્રત્યે હતી. પણ એ લોકો જુદાં જુદાં કારણોને લીધે દુર્યોધનની ઇચ્છાનો વિરોધ કરી શકતા નહોતા. આથી, એ બધાના ઉત્તરોનો સાર એટલો જ કહી શકાય કે, 'શ્રીકૃષ્ણ, તમે કહો છો તે વાત બધી સાચી છે; પણ તમે તે વાત દુર્યોધન પાસે કબૂલ કરાવો. એ સ્વીકારે તો અમારે હરકત નથી; અમે રાજી પણ થઈશું. એ ન સ્વીકારે તો અમારાથી એની ઇચ્છાનું ઉલ્લંઘન થઈ શકશે નહિ.'

આમ શ્રીકૃષ્ણની વિષ્ટિ નિષ્ફળ ગઈ. હવે યુદ્ધ સિવાય કશો માર્ગ જ નથી એમ યુધિષ્ઠિરને પણ લાગ્યું. એથી યુધિષ્ઠિરને કે શ્રીકૃષ્ણને સંતોષ નહોતો થયો, પણ ભીમ અને દ્રૌપદીને તો અતિશય ઉત્સાહ જ આવ્યો હતો. તેઓ તો યુદ્ધ માટે જ તલસી રહ્યાં હતાં. એમને સમાધાન પસંદ નહોતું.

યુધિષ્ઠિરને નામે સર્વ મિત્રરાજ્યોને સંદેશાઓ પહોંચાડવામાં આવ્યા. યુધિષ્ઠિરના પક્ષના સર્વે રાજાઓ પોતપોતાના લશ્કરને લઈને યુધિષ્ઠિરની મદદમાં હાજર થયા. સાત અક્ષૌહિણી સેના એના પક્ષમાં આવી.

બીજી બાજૂ કૌરવોએ પણ એવી જ તૈયારી કરી. દુર્યોધન વધારે સાધનસંપન્ન હતો અને એણે પાંડવોના વનવાસ દરમ્યાન પોતાનું બળ જમાવવાને ખૂબ પ્રયાસ કર્યો હતો. તેથી એના પક્ષમાં અગિયાર અક્ષૌહિણી સેના એકત્ર થઈ હતી.

બંનેની છાવણીઓ કુરુક્ષેત્રમાં નંખાઈ. લડાઈ શરૂ કરવાને માટે હવે એક પણ તૈયારી કરવાની બાકી રહી નહોતી. યુદ્ધ કરવું યોગ્ય ગણાય કે અયોગ્ય એ પ્રશ્ન જ હવે રહ્યો નહોતો. એ બધા પ્રશ્નો છણાઈ ગયા હતા, અને કાયરતા સિવાય યુદ્ધને ટાળવાનો એકે માર્ગ બાકી રહ્યો નહોતો. ધર્મરાજાની દૃષ્ટિએ જોઈએ, તો યુદ્ધ એમના પર આવી પડયું હતું અને એ પરિસ્થિતિને સ્વીકાર્યે જ છૂટકો હતો.

૬

યુદ્ધ અને સુલેહ માટે આમ બધી વાટાઘાટ ચાલતી હતી તેમાં અર્જુનનો શો હિસ્સો હતો અને એનું સ્થાન શું હતું? આ વાત વિચારવાની જરૂર છે, કારણ કે જે પરિસ્થિતિ ઉત્પન્ન થઈ તે પરિસ્થિતિમાં અર્જુનનો ધર્મ ઠરાવવામાં એ વસ્તુ મહત્ત્વની થાય છે.

અર્જુન પાંચ પાંડવોમાં વચલો હતો. એ યુધિષ્ઠિર જેટલો શાંત નહોતો અને ભીમ જેવો ગરમ નહોતો. એનામાં લડાઈમાં ઉત્સાહ લેવા જેટલી યુદ્ધપ્રિયતા હતી, અને યુધિષ્ઠિરની આજ્ઞાને ઉઠાવવા જેટલો આત્મસંયમ હતો. ભીમ પણ યુધિષ્ઠિરની આજ્ઞા

ઉઠાવતો, પણ એ આજ્ઞા ઉઠાવવામાં એને હમેશ સંતોષ લાગતો નહોતો. અર્જુન વિચારથી સમાધાન રાખી શકતો, પણ એનીયે વૃત્તિમાં તો યુદ્ધ જ હતું. સુલેહ માટેની વાટાઘાટમાં એણે ધર્મરાજાના જેટલી સુલેહપ્રિયતા બતાવી નહોતી. એની ઊંડી ઊંડી સહાનુભૂતિ ભીમ અને દ્રૌપદી પ્રત્યે જ હતી. દ્રૌપદીનું અપમાન એને ઓછું સાલતું નહોતું. પણ ભીમ એ દુઃખને કડવી ભાષામાં પ્રગટ કરતો, જ્યારે અર્જુન વિનયથી પ્રગટ કરતો—એટલો જ ફેર હતો. યુદ્ધનો નિશ્ચય થયો ત્યાં સુધી અર્જુનને કશું દુઃખ લાગ્યું નહોતું.

એ ધનુર્વિદ્યામાં કુશળ હતો. બન્ને પક્ષો જાણતા હતા કે લડાઈના જયઅપજયનો આધાર અર્જુનના ઉપર જ હતો. અર્જુન ન હોય તો કૌરવોને ધાસ્તી જ ન હોય; અને એક અર્જુન હોય તો કૌરવોની અગિયારે અક્ષૌહિણી જોખમમાં ગણાય. મોટે ભાગે પાંડવોએ લડાઈનું જોખમ અર્જુનની શક્તિ પર જ ઉઠાવ્યું હતું એમ કહીએ તો ચાલે.



અર્જુનને પોતાનેયે પોતાની શક્તિનું પૂરેપૂરું ભાન હતું. યુદ્ધને માટે એણે બાર વર્ષ દરમ્યાન કેટલાંક ખાસ અસ્ત્રશસ્ત્રો ઘણો શ્રમ લઈ મેળવ્યાં હતાં. એના ઉપર ધર્મરાજા, ભીમ, દ્રૌપદી અને ખુદ શ્રીકૃષ્ણ પણ વિજયની આશા બાંધે છે એ વાત એ જાણતો હતો, અને તે માટે એને અભિમાન પણ થતું. એ ધર્મરાજાને અતિશય આદરથી પૂજતો ખરો, પણ ધર્મરાજા કરતાંયે પોતાના ગાંડીવનું એને વધારે મમત્વ હતું.

પણ એ કેવળ લડવૈયો નહોતો. એનામાં અનેક પ્રકારની ઊંચી ભાવનાઓ પણ હતી. એ સંસ્કારી અને ધર્મપરાયણ હતો. આથી શ્રીકૃષ્ણનો પ્રિય મિત્ર હતો; દ્રોણનો પ્રિય શિષ્ય હતો; ભીષ્મને પણ એ વહાલો લાગતો હતો. એ જેના સંબંધમાં આવતો તેની પ્રીતિનું પાત્ર બનતો.

જેમ એ બધાને પ્રિય હતો, તેમ એ પણ પ્રેમાળ હતો. દ્રોણ પ્રત્યે એની ગુરુભક્તિ એટલી ઉત્કટ હતી કે ધૃષ્ટદ્યુમ્ને દ્રોણનું માથું ઉડાડી દીધું ત્યારે એ પોતાના પક્ષનો અને દ્રૌપદીનો સગો ભાઈ હોવા છતાં એને મારવા તૈયાર થયો. પૂજ્ય જનો પ્રત્યે ભક્તિ અને

મિત્રો પ્રત્યે પ્રેમ એના સ્વભાવમાં સહજ અને ઉત્કટ હતાં. એનું જીવન શુષ્ક વિચારોવાળું કે ભાવના વિનાનું નહોતું.

ગીતાનો આરંભ સમજાવવા માટે આટલી પૂર્વપીઠિકા થઈ. હવે આપણે ગીતાનો ક્રમશઃ અભ્યાસ શરૂ કરીશું. પણ એ અભ્યાસમાં હું ટીકાની જેમ શ્લોકેશ્લોક અને શબ્દેશબ્દ પર વિવેચન કરવા ધારતો નથી. પણ શ્લોકોનો કાંઈક વિસ્તાર કરવા ધારું છું અને શ્લોકરૂપી ખોખાને સજાવવા ઇચ્છું છું. એમ કરવામાં ઘણાક શ્લોકોનું ભેગું મન્થન પણ થઈ જશે.

કેટલાક કહે છે કે ગીતાના કેવળ ૭૦૦ શ્લોક છે. આખી ગીતાનો પાઠ કરતાં બે કલાકથી વધુ જતા નથી. એટલે યુદ્ધભૂમિ પર બે કલાકમાં શ્રીકૃષ્ણદેવે અર્જુનને આ ઉપદેશ આપ્યો હશે. પણ આ માન્યતા ભૂલભરેલી છે. એક કલાકનું વ્યાખ્યાન અક્ષરશઃ ઉતારેલું હોય, તોયે તેને વાંચતાં એક કલાક નથી લાગતો. તેમાં વળી, આ કાંઈ વ્યાખ્યાન નથી. આગળ કહ્યું તેમ આવો સંવાદ ખરેખર થયો હશે કે નહિ એ પ્રશ્ન જ અપ્રસ્તુત છે. કવિને આ રૂપમાં આ ચર્ચા કરવી છે એટલું જ માનવું યોગ્ય છે.

પણ આ વિષય એવો ગહન છે કે એને ભલે ૭૦૦ શ્લોકમાં અહીં રજૂ કર્યો હોય, તોયે એની પાછળ ૭૦૦ કલાકની નહિ, પણ કદાચ ૭૦ વર્ષના એકાગ્ર ચિંતનની મહેનત હોય. અને ગુરુ–શિષ્ય વચ્ચે આવી તત્ત્વચર્ચા ચાલે તો તે ૭૦ કલાકમાં તો ન જ પૂરી થાય.

આથી હું એને વિશેષ સમજવાયોગ્ય કરવા માટે વિસ્તારથી ચર્ચીશ.

## અધ્યાય ૧લો

ગીતાનો આરંભ કેવી રીતે છે?

શ્લોક ૧ થી ૧૧
प्रास्ताविक

આગળ જણાવ્યું તેમ યુદ્ધ કરવું કે ન કરવું, એ યોગ્ય કે અયોગ્ય,એ પ્રશ્નો હવે રહ્યા નથી. યુદ્ધનો નિશ્ચય થઈ ચૂક્યો છે; એટલું જ નહિ, પણ કુરુક્ષેત્રની તીર્થભૂમિમાં બંને પક્ષનાં સૈન્યો સજ્જ થઈને ગોઠવાઈ ગયાં છે, અને સેનાપતિ તરફથી લડવાનો હુકમ નીકળે એટલી જ વાર છે.

આ તૈયારીનું વર્ણન કવિએ ધૃતરાષ્ટ્ર અને સંજયના તથા દુર્યોધન અને દ્રોણના સંવાદો દ્વારા નીચે પ્રમાણે કર્યું છે.

ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે: "કુરુક્ષેત્રની પુણ્યભૂમિમાં દુર્યોધન વગેરે મારા પુત્રો અને પાંડવો ભેગા થયા છે એ તો હું જાણું છું. એમના લડાઈના નિશ્ચયને પણ હું જાણું છું. હવે ત્યાં શું શું બન્યું તે મને કહો."[૧]

ધૃતરાષ્ટ્રના પ્રશ્નનો સંજયે નીચે મુજબ જવાબ આપ્યો. એ બોલ્યો કે: "લડાઈ શરૂ થાય તે પહેલાં પાંડવોની સેનાને વ્યવસ્થિત રીતે ગોઠવાયેલી જોઈને દુર્યોધનને દ્રોણાચાર્ય પાસે જઈ નીચે મુજબ કહેતાં મેં સાંભળ્યા[૨]:

દુર્યોધને કહ્યું: 'આ પાંડવોની સેના જુઓ. દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને એ સેના ગોઠવી છે. ધૃષ્ટદ્યુમ્ન તમારો જ શિષ્ય હોવાથી એ કેવો બુદ્ધિમાન છે એ તમે જાણો છો. તમે દ્રુપદ રાજાને ઘણાં વર્ષ પર હરાવ્યો હતો, ત્યારથી એ તમારી પર વેર વાળવાને ઝંખી રહ્યો છે. તમારો વધ કરે એવો પુત્ર મેળવવા માટે એણે યજ્ઞ કર્યો હતો, અને યજ્ઞના ફળરૂપે એને ધૃષ્ટદ્યુમ્ન અને દ્રૌપદી પ્રાપ્ત થયાં. દ્રૌપદીને અર્જુન સાથે પરણાવી એણે એને પોતાનો કરી લીધો, અને ધૃષ્ટદ્યુમ્ન તો તમારો વધ કરવાને જ પોતાને સર્જાયેલો માને છે.

'આચાર્યશ્રી, આ યુદ્ધ મારું અને પાંડવો વચ્ચેનું કહેવાય છે ખરું. છતાં અમે તો કેવળ નિમિત્ત માત્ર જ છીએ એમ કહીએ તો ચાલે. સાચું પૂછતાં, આ યુદ્ધ તમારું અને ધૃષ્ટદ્યુમ્નનું છે. અમારી બધી મદાર તમારી ઉપર છે. બંને પક્ષના અગ્રેસર યોદ્ધાઓના તમે જ ગુરુ છો એટલે તમારાથી ચડી જાય એવું કોણ છે? જેમ અમારી બધી મદાર તમારી ઉપર છે તેમ પાંડવો દ્રુપદના બળ ઉપર ઝઝૂમે છે. એમની વહારે પંચાળનો રાજા ન હોત, તો માત્ર પાંચ પાંડવો કેટલું કરી શકત? માટે માની લો કે આ યુદ્ધ તમારું છે અને એને પાર પાડવાની જવાબદારી પણ તમારી છે.'[૩]

વળી દુર્યોધન બોલ્યો: 'ધૃષ્ટદ્યુમ્ન ઉપરાંત બીજા પણ ઘણા મહાન યોદ્ધાઓ પાંડવોના પક્ષમાં છે એને આ યાદીમાંથી આપ જોઈ લો. ૪–૬

'હવે આપણી તરફના મહાવીરો ગણાવું. આપ તો છો જ, ભીષ્મપિતામહ છે, અર્જુનનો હરીફ કર્ણ પણ આપણો જ છે. ઉપરાંત કૃપાચાર્ય અને આપના ચિરંજીવી અશ્વત્થામા તથા બીજા ઘણા શૂરવીરો આપણા છે. આપણું સૈન્ય યુદ્ધમાં કુશળ છે, વફાદાર છે અને સર્વ સાધનસામગ્રીઓથી સંપન્ન છે.૭–૯

'આપણી તરફના પહેલા સેનાનાયક તરીકે ભીષ્મપિતામહને મેં નીમ્યા છે, જ્યારે સામા પક્ષમાં ભીમ નિમાયેલો છે. બે બાજૂની સેનાઓની સરખામણીમાં આપણું બળ અમર્યાદ છે, જ્યારે પાંડવોનું મર્યાદિત છે.૧૦* જય આપણો જ છે, એ વિષે મને કશી શંકા નથી. પણ એક બાબત મારા મનમાં ઉદ્વેગ કરાવે છે ખરી. ભીષ્મપિતામહની સહાનુભૂતિ પાંડવો પ્રત્યે છે એ વાત કાંઈ અજાણી નથી. એમને પાંડવો પ્રત્યે વાત્સલ્ય છે એટલું જ નહિ, એ એમનું જ ભલું ઇચ્છે છે, અને કેવળ નિમકહલાલીની ભાવનાથી આપણા પક્ષમાં લડે છે. આથી મને શંકા છે કે એ મન દઈને લડાઈ નહિ કરે. બીજી બાજૂથી, મારી ખાતરી છે કે જ્યાં સુધી ભીષ્મ જીવે છે, ત્યાં સુધી પાંડવો ખાંડ ખાય છે. માટે મારી આપને વિનંતિ છે કે ભીષ્મપિતામહને જાળવજો.'"૧૧

શ્લોક ૧૨ થી ૧૯

દુર્યોધનના મનમાં પોતાને વિષે રહેલી શંકા ભીષ્મપિતામહનાયે જાણવામાં આવી. પોતાની લાગણી ભલે પાંડવો પ્રત્યે હોય, પરંતુ પોતે નિમકહલાલીમાં અને કર્તવ્યમાં ચૂકશે નહિ, એવી દુર્યોધનની ખાતરી કરાવી આપવા માટે એમણે જોરથી ગર્જના કરી શંખનાદ કર્યો.૧૨

* ઘણાખરા ટીકાકારોએ આ શ્લોકનો અર્થ એવો કર્યો છે કે કૌરવોનું બળ અપર્યાપ્ત એટલે અપૂર્ણ છે અને પાંડવોનું પર્યાપ્ત એટલે પૂર્ણ છે. પણ અપર્યાપ્ત એટલે અપાર – અમર્યાદ, અને પર્યાપ્ત એટલે પારવાળું– મર્યાદિત પણ થાય. લોકમાન્ય તિલકે એ રીતે અર્થ કર્યો છે અને મને તે વધારે યોગ્ય લાગે છે. મહાભારતમાં આ શ્લોક બેત્રણ જગ્યાએ આવે છે અને ત્યાં એનો અર્થ આમ જ કરવો જોઈએ એમ સ્પષ્ટ જણાય છે.

પછી તો બંને પક્ષમાં રણનાં વાજિંત્રો વાગ્યાં. પૃથ્વી અને આકાશને ધણધણાવી નાંખે એવો ભયંકર અવાજ બંને બાજૂથી થયો.[૧૩]

દરેક વીરે પોતપોતાનો શંખ વગાડી પોતાનો લડવા માટેનો ઉત્સાહ પ્રગટ કર્યો, અને પોતાની સેનાને પાનો ચડાવ્યો. આમાં શ્રીકૃષ્ણ અને અર્જુન પણ હતા. અર્જુનના શંખનાદે પ્રતિસ્પર્ધીઓનાં હૃદયોમાં થથરાટી ઉપજાવી.[૧૪–૧૯]

શ્લોક ૨૦ થી ૨૫

લડાઈમાં કાંઈ દોષ છે, લડાઈ માટે એને ઉત્સાહ નથી, એવું હજુ સુધી અર્જુનના વર્તનમાં નહોતું. કદાચ એના મનમાં કાંઈક વક્ષોપાત હશે ખરો, પણ એ વક્ષોપાતે હજુ કશું સ્પષ્ટ સ્વરૂપ લીધું નહોતું.

શંખ વગાડ્યા બાદ અર્જુનને થયું: 'ચાલોને, મારે કેવા માણસો સામે લડવાનું છે તે જરા જોઉં તો ખરો; દુષ્ટ દુર્યોધનને વિજય અપાવવા માટે આવેલા વીરોનાં મોઢાં તો જોઈ લઉં.' આ વિચારથી એણે પોતાના સારથિ થયેલા શ્રીકૃષ્ણને પોતાના રથને સૈન્યની વચ્ચે ઊભો કરવા વિનંતિ કરી.[૨૦–૨૩]

અર્જુનના કહેવા પ્રમાણે શ્રીકૃષ્ણે તુરત જ રથને બે સૈન્યની વચ્ચે ભીષ્મ અને દ્રોણની સામે ઊભો કર્યો.[૨૪–૨૫]

શ્લોક ૨૬ થી ૨૮
खेदवर्णन

અર્જુને બંને બાજૂનાં સૈન્યને સારી પેઠે નિહાળ્યાં, અને જેમ જેમ નિહાળતો ગયો તેમ તેમ આ યુદ્ધની ભયંકરતા એને પ્રત્યક્ષ થતી ગઈ. એણે જોયું કે આ કાંઈ સામાન્ય વિદેશી રાજ્ય સાથેનું યુદ્ધ નથી; આ તો સગાસગા વચ્ચેનું કૌટુંબિક યુદ્ધ છે. બેઉ પક્ષમાં જ્યાં જોઈએ ત્યાં સગાઓ સિવાય કોઈ નથી. આ યુદ્ધ એટલે વડીલો, આચાર્યો, મામા, ભાઈઓ, પુત્રો, પૌત્રો, સસરા, સંબંધીઓ, મિત્રો અને સ્નેહીઓનો કચ્ચરઘાણ!

યુદ્ધસમિતિમાં બેઠાં બેઠાં વિચાર કરતાં આ વાતો એ જાણતો નહોતો એમ નહિ. પણ જ્યાં સુધી નજરે આ સમૂહને એણે ભેળો થયેલો ન જોયો ત્યાં સુધી એનો એને પૂરો સાક્ષાત્કાર થયો નહોતો.

અર્જુન કાંઈ ભાવનાશૂન્ય, પરાક્રમશોભી, અને 'લડ નહિ તો લડનાર આપ.' એવો લડકણો પુરુષ નહોતો. આ દૃશ્ય જોઈને એની લાગણીઓ હાલી ઊઠી. લડાઈની વાતથી એનું મન પાછું હઠી ગયું અને એ દીન બની ગયો.૨૬-૨૮

ખેદથી દીન બનેલો અર્જુન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો: "હે કૃષ્ણ! મને કંઈક થઈ જાય છે; મારાથી ઊભા રહેવાતું નથી; મને ફેર આવતા હોય એવું લાગે છે."૨૯-૩૦

શ્લોક ૨૯ થી ૩૫

આમ કહી એ બેસી ગયો અને રડવા જેવો થઈ ગયો. શ્રીકૃષ્ણ આનું કારણ જાણી તો ગયા, પણ અર્જુનને ઉત્સાહ આપવા માટે બોલ્યા: "ભાઈ, એકાએક આ શું કહેવાય? અરે, જે વખતે તારે તારી બધીયે શક્તિઓ અને શૌર્ય બતાવવાનો સમય આવી પહોંચ્યો, ત્યારે આમ ઢીલો કેમ થઈ ગયો? શત્રુને જોઈને તું ગભરાઈ જાય એમ કેમ બને? વિજય, રાજ્ય, સુખ એ બધાં તને વરવાને ટાંપીને ઊભાં છે તે જો. એક ઘડીવારમાં તું આ યુદ્ધનો અંત લાવવાનો છે અને શત્રુઓને મારી નિષ્કંટક રાજ્ય કરવાનો છે એમ ખાતરી રાખ."

આના ઉત્તરમાં અર્જુન બોલ્યો: "વિજય? મને તો વિજયનાં કશાં લક્ષણ નથી જણાતાં, જનાર્દન! પણ પરાજયનાં સર્વે ચિહ્નો જણાય છે. હા, કેવળ વિરુદ્ધ પક્ષનો નાશ થાય એટલાને જ તમે વિજય કહેતા હો, તો તમારી સહાય મેળવવા ભાગ્યશાળી બનેલો હોવાથી એમાં મને શંકા નથી લાગતી. પણ, કૃષ્ણ, એ વિજય પરાજય કરતાં ભૂંડો નહિ હોય? આ વિરુદ્ધ પક્ષ એટલે શું? એને વિરુદ્ધ પક્ષનો નાશ કહેવો કે સ્વજનોનો નાશ કહેવો? શું મારા કૃપાળુ ગુરુ દ્રોણને મારીને, કે મારા પૂજ્ય દાદા ભીષ્મને મારીને મારે વિજય માનવો? આ સામે ઊભેલા એ તે કોણ છે? એમાંના કોને મારીને મારે આનંદ માનવો? જો દુર્યોધનના દીકરાને મારીને હું આનંદ માનું તો મારા અભિમન્યુને મારીને અથવા એ મરે તો મારે કેમ આનંદ ન માનવો? અરે, આ ભીષ્મ કે દ્રોણ મારા પર તલવારનો ઘા કરવા આવે તો ફૂલની માળાની માફક હું

ગરદન પર ઝીલી લઉં, તેમના સંતોષાર્થે હું ત્રિલોકના રાજ્યનેયે જતું કરું, તો એક અર્ધા કુરુદેશને માટે હું આટલા સગાઓનો નાશ કરું અને કરાવું?' ૩૧–૩૫

અર્જુનની વાત સાંભળી શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા: "ત્યારે, હવે કૌરવોના અન્યાયનું શું? એમણે કરેલા
શ્લોક ૩૬ થી ૪૭ વિશ્વાસઘાતનું અને અપમાનોનું શું?"

અર્જુન બોલ્યો: "સાચું. કૌરવો લોભવશ થવાથી એમની મતિ બગડેલી છે. એમને સારાસાર સૂઝતો નથી. રાજ્ય અને સુખ એમને સર્વસ્વ લાગે છે. આથી આવો ભયંકર કુલનાશ એમને ખટકતો નથી. પણ યદુનાથ, કૌરવો અધર્મ કરે માટે અમારેયે શું શસ્ત્રો ખેંચનારા આતતાયી થઈ અધર્મ કરવો? જ્ઞાની પુરુષોએ કુલક્ષય કરવાનું પાપ કેવું ભયંકર બતાવ્યું છે? અરે, આ તો કુલનાશ એટલે માત્ર કુરુવંશનો જ નાશ નહિ, પણ આખી ક્ષત્રિય-જાતિનો અને તેમની મારફતે આખા આર્યાવર્તનો નાશ થવા બેઠો છે. હું ચોખ્ખું જોઈ શકું છું કે જો આ ખૂનખાર લડાઈ આપણે ચાલવા દઈશું તો આપણે સનાતનધર્મ, કુલધર્મ, જાતિધર્મ સર્વનો ઉચ્છેદ કરવાના છીએ. એમાંથી પ્રજાઓનો જે અધઃપાત થશે તેમાંથી તે હજારો વર્ષે પણ માથું ઊંચું કરી શકવાની નથી.

"આહાહા! કેશવ! આ ઠીક થયું કે મારી આંખો મોડી-મોડી પણ આજે ખૂલી. અરેરે, બે દિવસના રાજ્યવૈભવ માટે કેવો ભયંકર અધર્મ કરવા આપણે તૈયાર થયા છીએ! ધિક્કાર છે આ રાજ્યલોભને, અને ધિક્કાર છે આવા મિથ્યા શૌર્યને! જનાર્દન, મારું ક્ષત્રિયપણાનું અભિમાન આજે સાવ ગળી ગયું છે. હું કહી દઉં છું કે મને મારો ધર્મ દીવા જેવો સૂઝી ગયો છે. હું હવે લડવાનો નથી. આ હું નિઃશસ્ત્ર થઈને બેસું છું,— ભલે કૌરવો આવીને મારો વધ કરે." ૩૬–૪૬

આમ કહી અર્જુન ઉદ્વેગભર્યે ચિત્તે ધનુષ્યબાણ છોડીને રથની બેઠક પર બેસી ગયો. ૪૭

## અધ્યાય ૨જો

# જ્ઞાન અને યોગના સિદ્ધાન્ત

શ્રીકૃષ્ણ અર્જુનની આ દીન દશા જોઈ અને એના શબ્દો સાંભળી સડક જ થઈ ગયા. આવી કટાણાની

શ્લોક ૧ થી ૩ — મનની નબળાઈ એમને ઠીક ન લાગી. ૧

कृष्णनो ठपको — એ બોલ્યા: "વાહરે, ભાઈ, તું તો ઠીક ધર્મનો વિચાર કરતાં શીખ્યો છે! અલ્યા, આટલું મને સમજાવવા માટે તું દોડ્યો દોડ્યો દ્વારકા આવ્યો હતો અને મારા પલંગ આગળ સવારના પહોરમાં બેસી રહ્યો હતો કે? 'તમે મારા પક્ષમાં રહો, ભલે બધા યાદવો કૌરવો સાથે જાય' એમ તું કહેતો હતો તે શું અહીં આવીને તારી કાયરતા બરાબર જોઈ શકું એ માટે કે? આવી આર્યોને ન છાજનારી, પ્રસંગને ન શોભનારી, પ્રતિષ્ઠા અને કીર્તિનો નાશ કરનારી કાયરતા તારામાં ક્યાંથી આવી? જો તારા જેવો પુરુષ મરણનું દર્શન જોઈ આભો બની જાય, તો હવે ક્ષાત્રવૃત્તિ આર્યાવર્તમાં ટકવાની નથી એમ જ કહેવું જોઈએ.

"ચાલ, હવે ડાહ્યો થઈને કામે લાગ અને આવી દુર્બળતાનો ત્યાગ કર. અર્જુનને શોભે એવી આ બાબત નથી." ૨-૩

શ્રીકૃષ્ણના આ ઠપકાની અર્જુન ઉપર કશી અસર ન પડી. એ બોલ્યો: "કૃષ્ણ, આ તમે શું કહો છો તે હું સમજતો નથી. તત્ત્વજ્ઞાન, ધર્મ અને નીતિના તમે જાણનારા

શ્લોક ૪ થી ૬ — છો, યુદ્ધને ધિક્કારનાર છો. આ યુદ્ધ તમને

गुरुशरण — જરાયે પસંદ નથી અને તેથી તમે આ યુદ્ધમાં શસ્ત્ર ન પકડવાની પ્રતિજ્ઞા કરી છે. હું તે વખતે ઊંઘમાં – મોહમાં – હતો. તમને અનુસરવાની મારી લાયકાત નહોતી. મને ધર્મનું ભાન થયું નહોતું. મોડામોડા, છેલ્લી ક્ષણે પણ હું જાગ્યો છું. મરું તોયે મારું નહિ એ વિચાર જ શ્રેષ્ઠ છે, એમ મને આજે જણાઈ આવ્યું છે. ત્યારે તમે મને કેમ એ જ વિચારમાં દૃઢ કરવાને બદલે ડગાવવા ઇચ્છો છો?

"જનાર્દન, જેમનાં ચરણ ધોઈને પીતો અને હજુયે પીઉં એ ભીષ્મ અને દ્રોણને હું બાણોથી વીંધવા કેવી રીતે ઊભો થાઉં? અરે, આવા ગુરુજનોને મારવાનો ઇનકાર કરવાને લીધે ભીખ માગવાનો વખત આવે, તો ભીખ માગીનેયે જીવવું સારું. પણ એમનાં લોહીથી ખરડાયેલા ત્રિલોકીનાયે રાજ્યને ઠેસ મારવી ઘટે. ૪–૫

"વળી, આમાં અમે જીતીએ તે વધારે ઠીક કે હારીએ તે ઠીક એ વિષે પણ હજુ શંકા જ છે; કારણ, કૌરવોને મારીને જીવવાની ઇચ્છા કરવી એ જ આપણને શોભતું નથી." ૬

અર્જુનનાં વેણ સાંભળી શ્રીકૃષ્ણ કિંચિત્ હસ્યા અને બોલ્યા:

"એમ ત્યારે? આ તારો નિશ્ચય છે?"

શ્લોક ૭ થી ૯ અર્જુને કહ્યું: "હા, આ ક્ષણે તો મને લાગે છે કે આ મારો નિશ્ચય જ છે. કારણ કે મને એ ધર્મરૂપે સ્પષ્ટ દેખાઈ આવે છે."

શ્રીકૃષ્ણે પૂછ્યું: "જો, ફરી વિચાર કર. તને તારા વિચારમાં ક્યાંય દોષની શંકા તો નથી લાગતી? તું તારો ધર્મ સમજી લડાઈમાંથી નિવૃત્ત થાય, અને પછી બાકીના યોદ્ધાઓ લડાઈ શરૂ કરે તો તું શાંતપણે તે જોઈ શકીશ? તારી મદદને અભાવે પાંગળા બનેલા ધર્મરાજાનો પરાજય થાય, તો તે પરિણામને તું શાંતિથી સહન કરી લઈ શકીશ? દ્રૌપદીનું કૌરવસભામાં અપમાન થયું ત્યારે તું પરાધીન હતો. તેથી તારે એ અપમાન ગળી જવું પડ્યું હતું. ફરીથી કૌરવો પાંડવોનો પરાજય કરી દ્રૌપદીનું અપમાન કરે, અને તું એકલો લડાઈમાંથી નીકળી જવાથી છૂટો રહ્યો હોય તો તું તે વખતે શાંત ચિત્તે એ સમાચાર સાંભળી લઈ શકીશ? અને તારી નિવૃત્તિ જાળવી શકીશ? વળી, એક છેલ્લો પ્રશ્ન પૂછી લઉં: ધાર કે લડાઈ ન કરવાનો નિશ્ચય જાણી પ્રતિપક્ષીઓ તારી ઠેકડી કરે અને તારા ગાંડીવની નિંદા કરે તો તે સહન કરવાની તારી શક્તિ છે? વહાલા મિત્ર, હું તને એક કસોટી આપું. ધર્મનો માર્ગ શારીરિક કે આર્થિક દુઃખો લાવે ખરો, પણ એ ચિત્તની પ્રસન્નતામાંથી સૂઝે અને તેને વધારે. તું કહે છે કે તને તારો ધર્મ સૂઝી ગયો છે, તો હું તને પૂછી લઉં — તને એ પ્રસન્ન ચિત્તમાંથી સૂઝ્યો છે? અને એનું આચરણ તારા ચિત્તની પ્રસન્નતા અને શાંતિ વધારશે કે ઘટાડશે?"

શ્રીકૃષ્ણની પ્રશ્નાવલિથી અર્જુન ગભરાઈ ગયો. એ બોલ્યો:

"મારા ચિત્તમાં પ્રસન્નતા નથી, પણ મારે ખેદ ભરેલો છે એ મારે કબૂલ કરવું જોઈએ. જો ધર્મનો માર્ગ પ્રસન્ન ચિત્તથી જ શોધી શકાય એમ હોય, અને ધર્મ સૂઝવાથી ચિત્ત પ્રસન્ન થઈ જવું જોઈએ એ જરૂરનું હોય તો એ કસોટીમાં હું હારું છું ખરો.

"વળી, તમે જે જે પરિસ્થિતિ વર્ણવી તે પરિસ્થિતિમાં હું શાંતિ રાખી જ શકીશ અને લડવા મન નહિ કરું, તથા મારા મનમાં વેર અને ક્રોધનો અગ્નિ સળગી નહિ ઊઠે એમ પણ હું ખાતરી ન આપી શકું. મારા પ્રિય ગાંડીવનું અપમાન તો હું ધર્મરાજાનેયે કરવા ન દઉં, તો જેમના પ્રત્યે મારે કેવળ સગપણનો દાવો છે, પણ પ્રેમનો દાવો નથી, એવા કૌરવોને તો હું કેમ જ સાંખી લઉં?

"છતાં, મારી વિચારસરણીમાં હું ક્યાંયે દોષ જોતો નથી. કારણ, મારે માટે તો બન્ને બાજુથી ખેદ અને શોક જ નિર્માયાં લાગે છે. ભીષ્મ અને દ્રોણ સહિત કૌરવોને મારીને ત્રિભુવનનું રાજ્ય મળે તો તે પણ મને શાંતિ આપી શકવાનું નથી. એટલે એમને મારવાથીયે મેં કેવળ ધર્મ જ આચર્યો છે એમ કેમ કહેવાય?"

વળી, અર્જુન બોલ્યો: "વાસુદેવ, તમારી દલીલોમાં મને શંકા ઊઠે છે તે તમે સાંભળી તેનું નિરાકરણ કરો. યદુનાથ, એવું તો વારંવાર બન્યા જ કરે છે કે માણસને સત્યધર્મ સૂઝે છતાં પૂર્વના વિરોધી સંસ્કારોને લીધે એ ધર્મનું આચરણ કરવું એને કઠણ પડે. નવા સૂઝેલા સત્યનો અમલ કરવા જતાં જૂના સંસ્કારો ઊઠીને એની શાંતિ તથા પ્રસન્નતાને હરી લે એમ બનતું નથી શું? કોઈ રીઢા દારૂડિયાને સૂઝી જાય કે દારૂ પીવામાં દોષ છે અને તેથી એને છોડવાનો એ નિશ્ચય કરે, પણ દરરોજ દારૂ લેવાને સમયે એની આગળ લાલચ આવીને ખડી થાય. જો એ પીએ છે, તો જે ધર્મ સમજાયો છે તેનો ભંગ થવાથી ખેદ થાય છે; નથી પીતો તો પીવાની લાલચ ખાળવાને બળ વાપરવું પડે છે તે એની પ્રસન્નતાને હરી જાય છે. આમ ધર્મનું આચરણ કરવા જતાં પ્રસન્નતા ન લાગે, માટે એ ધર્મ ઠરાવવામાં દોષ થયો છે એમ કેમ કહેવાય?

"કુળની આવી ઘોર હિંસા નર્યો અધર્મ છે એ વિષે મને શંકા નથી લાગતી. એટલે આવી કુલનાશક લડાઈમાંથી નિવૃત્ત

થવું એ જ ધર્મ ગણાય. એ ધર્મનું આચરણ કરવા જતાં પૂર્વ-સંસ્કારો શાંતિને હરી લે છે એ સંકટ છે ખરું. પણ ધર્મને અનુકૂળ રહે એમ ચિત્તને બનાવવાનો પ્રયત્ન કરવો એ ઠીક, કે સંસ્કારોને અનુકૂળ થાય એવી રીતે ધર્મ ઠરાવવો એ ઠીક?

"બસ, આપણી વચ્ચે આ જ મુદ્દાનો પ્રશ્ન છે, એમ મારા વિચારમાં ઊતર્યું છે.

"એ પ્રશ્નનો શી રીતે નિકાલ લાવવો તે મને સમજાતું નથી. પ્રિય વાસુદેવ, ધર્માધર્મનો નિર્ણય કરવામાં સમગ્ર આર્યાવર્તમાં આજે તમારા જેવો કોઈ સુજ્ઞ નથી. મહર્ષિ વ્યાસ અને ભીષ્મપિતામહ, તથા જ્ઞાની કાકા વિદુર અને મોટા ભાઈ ધર્મરાજા પણ તત્ત્વનિર્ણયમાં તમારા નિર્ણયને છેવટનો ગણે છે. હું તમારો બાળમિત્ર છું, પણ આજે હું તમને શિષ્યભાવે શરણે આવું છું. કૃપા કરી મારા મનની મૂંઝવણને ટાળો, અને જે સત્યધર્મ હોય તેનો જ મને બોધ આપો. જ્યાં સુધી તમે મારા મનનું સમાધાન ન કરો ત્યાં સુધી હું લડવાનો નથી." ૭–૯

શ્લોક ૧૦ થી ૧૩

"મારું સમાધાન ન કરો ત્યાં સુધી હું લડવાનો નથી," એમ કહી ખિન્નવદન થઈ બેસી ગયેલા અર્જુનને શ્રીકૃષ્ણ ક્ષણેક કુતૂહલથી જોઈ રહ્યા. જ્ઞાની પુરુષોના જેવી જણાતી પણ ભૂલભરેલી દલીલો સાંભળી એમને જરા હસવું આવ્યું. પણ એની પાછળ રહેલી અર્જુનની નિષ્ઠા અને સત્યધર્મ માટેની જિજ્ઞાસા જોઈ એમને એની ઉપર અતિશય પ્રેમ અને કૃપા ઊપજ્યાં. પોતાના પ્રિય મિત્રને પોતાનું સર્વસ્વ આપવા માટે શ્રીકૃષ્ણ અતિશય તલસી રહેલા હતા જ. કોઈ ઐહિક સ્વાર્થ માટે શ્રીકૃષ્ણઅર્જુનની મૈત્રી નહોતી. અત્યત તપ, ચિંતન અને પુરુષાર્થપૂર્વક પોતે શોધેલા જીવનના સિદ્ધાંતો સમજવા અને જીવનમાં ઉતારવા અર્જુન જેવા સર્વ રીતે લાયક મિત્રમાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય એની વાટ જોઈને જ શ્રીકૃષ્ણ બેસી રહ્યા હતા. એ ક્ષણ આજે આવી લાગી હતી. જેમ રસ્તાના બે ફાંટા પડી જતા હોય તે સ્થાને પ્રવાસી આવી લાગે અને એમાંથી કયો રસ્તો લેવો એની મૂંઝવણમાં પડે, તથા કોઈ જાણકાર આવીને એને

સાચો માર્ગ બતાવી ન દે ત્યાં સુધી એ શંકાશીલ થઈને ત્યાં ને ત્યાં જ ઊભો રહે, તેવી અર્જુનના મનની સ્થિતિ હતી. ધર્માધર્મના સ્પષ્ટ સિદ્ધાન્તો પોતાને સમજાય તો જ તે આગળ ગતિ કરી શકે એમ હતું. આથી, બહારથી કાંઈક વિનોદ કરી પણ મનમાં અત્યંત પ્રસન્ન થઈ શ્રીકૃષ્ણે પોતાના સિદ્ધાન્તો સમજાવવાનો આરંભ કર્યો.

અર્જુન પ્રત્યે વિનોદયુક્ત આંખો કરી જાણે એની ઠેકડી કરવા ઇચ્છતા હોય તેમ શ્રીકૃષ્ણ બોલ્યા:

"વાહ અર્જુન, તેં ધર્મશાસ્ત્ર સમજવા માટે ઠીક સ્થાન અને સમય શોધ્યાં! મને લાગે છે કે હજુ જરા ઉતાવળ થઈ. યુદ્ધનો આરંભ થઈ ગયા પછી, 'તત્ત્વચર્ચા કરો, નહિ તો હું પાછો ચાલ્યો' એમ કહ્યું હોત તો વળી વધારે શોભત! અને દલીલો પણ કેવી ડાહીડાહી અને જ્ઞાનીના જેવી કરે છે! હું તને હમેશાં કહેતો આવ્યો છું કે, ભાઈ, તારો ધંધો સૈનિકનો છે. પંડિતાઈની તાત્ત્વિક ચર્ચા કરવી એ તારું કામ નથી. પણ તને તારી બુદ્ધિનું ભારે અભિમાન છે. તને લાગે છે કે જેવો તું શૂર બાણાવળી છે તેવો જ કુશળ ન્યાયશાસ્ત્રી પણ છે એટલે એમાંયે તારે પડવું જ જોઈએ. પણ, મિત્ર, બીજાનો ધંધો કરવા જનાર પોતાનો તો બગાડે જ અને બીજામાં ફાવે નહિ એટલે એ પણ બગડે.

उपदेश प्रारंभ

"અર્જુન, અજ્ઞાની માણસો પોતાની મર્યાદા જાણતા હોય છે અને તત્ત્વનાં ચૂંથણાંમાં ઊતરતા નથી. જ્ઞાની માણસો સાનમાં તત્ત્વ સમજી જાય છે. પણ અર્ધજ્ઞાની પંડિતોને સહેલી વાતો અઘરી કરીને જ સમજવાની ટેવ પડે છે. ન મુશ્કેલી હોય ત્યાં એ મુશ્કેલી ઊભી કરે છે અને એ શબ્દમાં તે સમજતા જ નથી. ન શોક કરવા જેવાનો તેઓ શોક કરે છે, અને પંડિતાઈની ભાષામાં વાતો કરી પોતાની વિચારશક્તિને ગૂંચવી મૂકે છે. ૧૦

"પણ તારે હવે તત્ત્વજ્ઞાનનું જ સમાધાન જોઈએ છે તો ઊઠ, સાવધાન થઈ જા. બુદ્ધિને સૂક્ષ્મ કર, અને નિઃશંક થઈ જાય ત્યાં સુધી પ્રશ્નો પૂછી વિષયને છણી નાંખ. હું બધી દૃષ્ટિએ તારું સમાધાન કરીને, તને તારી બુદ્ધિથી જ નિર્ણય કરાવીશ."

શ્રીકૃષ્ણ આગળ બોલ્યા: "જો, અર્જુન! સાંભળ. હું તને ઊઠેલી તાત્ત્વિક મૂંઝવણોનો ત્રણ રીતે ઉત્તર આપવાનો છું. કેવળ તત્ત્વજ્ઞાનનો ઉત્તર, સાધારણ લોકો જે રીતે આવી બાબતો વિચારે છે એવો વહેવારુ માણસોનો ઉત્તર, અને તત્ત્વજ્ઞાન તથા વ્યવહારનો જેમાં મેળ બેસાડેલો હોય એવા ધર્મશાસ્ત્રનો, અથવા જેને મેં કર્મયોગ એવું નામ આપ્યું છે, તેનો ઉત્તર.

"તેમાં પહેલાં તત્ત્વજ્ઞાનનો નિર્ણય સાંભળ. પાર્થ, તેં તત્ત્વજ્ઞાનીઓ કરે એવી કેટલીક દલીલો કરી છે. પણ તારી બધી દલીલો અજ્ઞાનથી ભરેલી છે. તારી બધી દલીલોનું મંડાણ જીવતર અને મરણ વચ્ચેના ભેદ ઉપર, તેમ જ સગાં અને પરાયાં એવી ભેદદૃષ્ટિ ઉપર થયેલું છે. અહીં જ તો તારું અજ્ઞાન માલૂમ પડી આવે છે. તત્ત્વજ્ઞાની જીવતર અને મરણ વચ્ચે કદી ભેદ જોતા નથી. જીવવું એ સુખ છે અને મરવું એ દુઃખ છે એ દૃષ્ટિ અજ્ઞાનીની છે. ધનંજય, સમુદ્રમાં કાંઈક નિમિત્તથી લહેર કે પરપોટા ઊઠે અને શમી જાય, તેથી જેમ સમુદ્રના જળપણામાં ફરક પડી જતો નથી, અને જેમ લહેર અથવા પરપોટાનું ઊઠવું સારું છે અને તેનું બેસી જવું ખરાબ છે એમ કોઈ ડાહ્યો માણસ કહેતો નથી, તેમ તત્ત્વજ્ઞાનીની આ સંસાર વિષે દૃષ્ટિ છે. ૧૧

તાત્ત્વિક દૃષ્ટિ

"પાર્થ, તને એમ લાગે છે કે આ હું, તું, આ બધા રાજાઓ અને સૈનિકો વર્તમાનકાળમાં હયાતી ધરાવીએ છીએ અને આપણે બધા મરી જઈશું એટલે આપણી હયાતી મટી જશે. આમાંથી જ એમ પણ ઠરે છે કે આપણા સૌના જન્મ પહેલાં આપણે નહોતા અને જન્મથી જ અસ્તિત્વમાં આવ્યા. આ કારણથી મરવું એટલે હયાતી નાબૂદ થવી એવી તારી સમજ છે. વળી તે સાથે હયાતી નાબૂદ થવી એટલે દુઃખી થવું એમ પણ તું માનતો જણાય છે. તેથી તું સગાઓની હયાતી નાબૂદ કરવા ઇચ્છતો નથી. ૧૨

"કૌન્તેય, તત્ત્વજ્ઞાનનો નિર્ણય આવો નથી: જ્ઞાનીઓએ એવો નિશ્ચય કરેલો છે કે નાના પ્રકારના આકારોવાળું આ જગત અને એમાં જણાતાં સર્વે દેહધારી પ્રાણીઓ તથા પદાર્થોમાં બે ભાવો નજરે પડે છે. એક ક્ષણેક્ષણે બદલાતો, ઊપજતો; વધ-ઘટ

થતો અને છેવટે નાશ પામતો જણાતો, અસ્થિરતાનો ભાવ, અને બીજો એ અસ્થિર ભાવની પાછળ એના આધારરૂપ સ્થિર ભાવ. અર્જુન, દ્વારકામાં સાગરને કિનારે બેસી આપણે ઘણીવાર જોયું છે કે સમુદ્રમાં પાણીના આધારે અનેક લહેરો અને પરપોટા થઈ આવે છે. એ મોટાં થાય છે, નાનાં થાય છે, ઘણાં ભેગાં થઈ એક મોટું મોજું કે પરપોટો બને છે અથવા ઘણા ટુકડામાં એ વહેંચાઈ જાય છે. એ લહેરો, એ પરપોટા, એ ફીણ તથા એના ઉપર સૂર્યનાં કિરણોથી દેખાતા વિવિધ રંગોને આપણે ઘણીવાર આનંદપૂર્વક નિહાળ્યાં છે. પાર્થ, એવો કોઈ મોટો પરપોટો ફૂટી જાય અથવા કોઈ મોજું અફળાઈને તેની નાનીનાની લહેરો થઈ જાય તેથી આપણને કદી શોક થતો નથી. એનાં ઉત્પત્તિ તેમ જ વિનાશ બન્ને કુતૂહલ તથા આનંદકારક જ લાગે છે. કારણ, એ બધાંને આપણે પાણીના અસ્થિર અને નિમિત્તથી ઉત્પન્ન થયેલા ભાવો તરીકે જ ઓળખી લીધા છે. આપણે જાણીએ છીએ કે એ આકારોના ઊપજવાથી, ન ઊપજવાથી કે ઊપજીને નાશ પામવાથી સાગરના સાગરપણામાં કાંઈ ફરક પડતો નથી."

સાગરના દૃષ્ટાંતને આત્મા સાથે સરખાવતા વળી શ્રીકૃષ્ણ બોલ્યા:

"પ્રિય અર્જુન, મોજાં અને પરપોટાની સરખામણીમાં જેમ સમુદ્ર વધારે સ્થિર અને સદ્ વસ્તુ છે, તેમ આ જગત અને ભૂતપ્રાણીઓની અપેક્ષાએ ચૈતન્યરૂપ આત્મા એ જ સ્થિર અને સદ્ વસ્તુ છે. એમ સમજ કે ચૈતન્યનો એક મહાન અપાર સાગર સર્વત્ર ભરેલો છે. જ્યાં કશું છે એમ દેખાય છે ત્યાંયે એ ચૈતન્ય રહેલું છે, અને જ્યાં કશું નથી એમ લાગે છે ત્યાં પણ એ છે જ. એ અપાર ચૈતન્યસાગરમાં બ્રહ્માણ્ડોના ગોળાઓરૂપી અનેક પરપોટા ઊપજે છે. આ સર્વ ભૂતપ્રાણીઓ પણ એમાં જ ઊપજતાં અનેક લહેરો, તરંગો, નાનામોટા બુદ્બુદો અને રંગબેરંગી ફીણો છે. એ ચૈતન્યરૂપ સાગર સદાયે ઘૂઘવતો રહે છે. એક ક્ષણ પણ એની ક્રિયા બંધ રહેતી નથી. આથી એમાં ઊપજતા આ વિવિધ આકારોમાં ક્ષણેક્ષણે ફેરફાર થયા જ કરે છે. કેટલાયે આકારો ભાંગે છે, તૂટે છે, બીજાઓ સાથે મળી જાય છે, મોટામાંથી નાના બને છે, નાનામાંથી મોટા બને છે. આપણે જેમ સમુદ્રના ઉછાળાને

આનંદ અને કુતૂહલથી જોતા, તેમ તત્ત્વજ્ઞાની આ સંસારના આવા ક્ષણેક્ષણે ચાલતા ઉત્પત્તિ–સ્થિતિ–પ્રલયને આનંદ અને કુતૂહલથી જુએ છે. એમાં કશું શોક કરવા જેવું જોતા નથી.

"કૌન્તેય, જ્ઞાની પુરુષ પોતાનાં શરીર, મન, ઇન્દ્રિયો વગેરેના ભાવોમાંયે આવો ચૈતન્યનો સતત ચાલતો ઘુઘવાટ જ જુએ છે. શરીરને બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા આવે ત્યાં સુધી માણસ એમ સમજે છે કે હજી એનું એ જ જીવન ચાલુ છે, પણ મરણ નામની ક્રિયા થતાં એ ડરી જાય છે અને એમ સમજે છે કે હવે જીવન ખલાસ થયું. પણ, મિત્ર, આ અધૂરી સમજણ છે. બુદ્ધિમાન પુરુષ તો એમાંયે જીવનની જ ક્રિયાને ચાલતી જુએ છે. જેમ એક પરપોટો નાનાથી મોટો થઈને ફૂટી જાય તેથી કાંઇ પાણીનો નાશ થતો નથી, પણ બીજી જ ક્ષણે એ પરપોટામાં વપરાયેલું પાણી બીજો આકાર નિર્માણ કરવા છૂટું થાય છે, તેમ દેહરૂપી એક આકાર નાશ પામતાં, ત્યાં વપરાશમાં આવેલો ચૈતન્યનો અંશ અન્ય આકાર નિર્માણ કરવા છૂટો થાય છે. આથી મરણ નામની ક્રિયાથી બુદ્ધિમાન પુરુષ મોહ નથી પામતો." ૧૩

શ્લોક ૧૪–૧૫ શ્રીકૃષ્ણની આ દલીલ સાંભળીને અર્જુન બોલ્યો: "કેશવ, જીવતર અને મરણ વચ્ચેનો ભેદ અજ્ઞાનથી ભરેલો છે, એ તમારું કહેવું સમજ્યો. પણ, તો, જીવનમાં સુખદુઃખ શા માટે છે? સમુદ્રના પરપોટાની અને મોજાંની જેમ આપણે સુખદુઃખના જ્ઞાન વિનાના હોત, અથવા દૂર રહીને જોનારા સાક્ષી હોત તો મારવું ન મારવું એવો કશો વિચાર ઉત્પન્ન થવાનું પ્રયોજન નહોતું. પણ સુખદુઃખનો પ્રત્યક્ષ અનુભવ છે, મરણનો પ્રત્યક્ષ ડર છે, ત્યાં આ જડ સમુદ્ર અને પરપોટાની ઉપમાથી સંતોષ કેમ થાય?"

અર્જુનની આ શંકાનો ઉત્તર આપતાં શ્રીકૃષ્ણ બોલ્યા:

"પાંડવ, દ્વારકાની આસપાસ ઘુઘવાટ કરતા સાગરની અને ચૈતન્યસાગરની વચ્ચે ભેદ છે એ વાત તેં સાચી કહી. ચૈતન્ય-સાગરમાં અનેક ભૂતપ્રાણીરૂપી લહેરો, તરંગો, મોજાં, પરપોટા વગેરે ઊઠે છે, તે સર્વે ચેતનાવાન છે અને, તેથી, ક્ષણેક્ષણે જે ફેરફારો

થયા કરે છે એનું તે તે સ્થાને ભાન પણ ઊપજે છે. એવા ફેરફારોને જ આપણે ઇન્દ્રિયોના વિષયો, અથવા ટાઢતડકો વગેરે દ્વંદ્વોનાં નામોથી ઓળખીએ છીએ. એવા કેટલાક ફેરફારો માટે પ્રાણીઓને કાંઈક કારણસર રાગ કે રુચિ ઊપજેલી હોય છે અને કેટલાક માટે દ્વેષ કે અણગમો ઊપજેલો હોય છે. તેથી પ્રાણીઓ કેટલાક ફેરફારને સુખ કહે છે, કેટલાકને દુઃખ કહે છે. પણ અર્જુન, ફેરફારો સુખ દેનારા થાય કે દુઃખ દેનારા થાય, એમાંના કોઈ ફેરફાર લાંબો કાળ ટકતા નથી. બધાય આવે છે ને જાય છે. ક્ષણેક પ્રાણી સમજતો હોય છે કે હું અત્યંત સુખી છું અથવા ઘણો જ દુઃખી છું. પણ બીજી જ ક્ષણે એનું સુખ અને દુઃખ માત્ર ઇતિહાસનો અથવા સ્મૃતિનો વિષય બની જાય છે. 'છું'ને બદલે 'હતો' એવું એક ક્ષણમાં બની જાય છે. જે અનુભવ જેવું લાગ્યું હતું તે કેવળ એક સ્વપ્ન જેવું બની જાય છે. આથી સમુદ્રની લહેરોના ફેરફારો અને પ્રાણીઓના જીવનના ફેરફારોમાં જ્ઞાન અથવા ભાનનો ભેદ રહેલો છે એમ ભલે લાગે, છતાં તત્ત્વતઃ એની કિંમત સરખી જ છે. જ્ઞાની પુરુષ આમ વિચારીને એ ક્ષણમાત્ર ટકનારાં સુખદુઃખને ખોટું મહત્ત્વ નથી આપતો, પણ ધીરજથી એને સહી લે છે.

"અને, અર્જુન, આ તત્ત્વજ્ઞાન–તત્ત્વજ્ઞાન કરીને જે કહેવાય છે, તેનું ફળ કહો, તે માટેની યોગ્યતા કહો, કે તેનો વ્યવહારમાં સમજવા જેવો સાર કહો, તે આટલી જ વાતમાં છે કે જગતનાં આવાં સુખદુઃખોથી વ્યાકુળ ન બનવાની, એને શાંતિથી સહન કરી લેવાની, એને માટે બબડાટફફડાટ ન કરવાની અથવા એનો ઉન્માદ ન ચડવા દેવાની શક્તિ મેળવવી. જેણે આવી શક્તિ મેળવી છે તેને તત્ત્વજ્ઞાન સમજાય છે, અને તે જ મુક્ત થાય છે." ૧૪-૧૫

શ્રીકૃષ્ણ આગળ કહે છે:

શ્લોક ૧૬-૧૭

"હે નરશ્રેષ્ઠ, બધી વાતોના સારરૂપે મારે તને જે કંઈ કહેવાનું છે, જુદી જુદી રીતે તારી શંકાઓનું સમાધાન કરીકરીને અંતે જે વસ્તુ પર મારે ભાર મૂકવો છે, તે બધાની મતલબ આટલી જ છે કે કોઈ પણ ઉપાયે સુખદુઃખ, હર્ષશોક વગેરેથી પર થઈ જા. તારે જોઈએ

તો તું સૂક્ષ્મ તત્ત્વજ્ઞાનથી એ સ્થિતિ પ્રાપ્ત કર, જોઈએ તો પરમેશ્વરની ભક્તિથી ચિત્તને એવું બળવાન બનાવ, જોઈએ તો ધર્માચરણની ભાવનાથી એ શક્તિ મેળવ, કે જોઈએ તો ગુણોનો ઉત્કર્ષ કરી હર્ષશોકથી પર થા. જેમ ફાવે તેમ વિચારીને દ્વંદ્વથી પર થા તો તું સર્વ મેળવીશ. તેવી સ્થિતિ જ્યાં સુધી નથી, ત્યાં સુધી કશું જ મેળવ્યું નથી એમ જાણજે. . . . પણ, હમણાં તો, હું તને તત્ત્વજ્ઞાનનો વિચાર જ પૂરો સમજાવવા ઇચ્છું છું.

"પ્રિય ભારત, હું કહી ગયો તેમ જ્ઞાનીઓએ નિર્ણય કર્યો છે કે દરેક ક્ષણે ફેરફાર પામતા આ સંસારની પાછળ જે આધારરૂપે વસ્તુ રહેલી છે તે સદા ચૈતન્યરૂપ આત્મા છે. એ આત્મા જ સદાયે એક રૂપે રહે છે, અને કદી હતો-ન હતો થતો નથી. આથી જ્ઞાનીઓ એ આત્માને જ સત્ છે એમ કહે છે. બાકી બધો આ સંસાર 'છે' કહેતાંમાં જ 'નથી' થઈ જાય છે. આથી, તેઓ સંસારને અસત્—નથી જેવો—જણાવે છે.

"અર્જુન, એ સત્સ્વરૂપ આત્મા એ જ આ જગતના મૂળમાં અને સર્વત્ર ઓતપ્રોત થઈને રહેલી એક સનાતન વસ્તુ છે. એ અવિનાશી છે. એ કોઈએ બનાવી નથી અને એના સિવાય બીજી કોઈ વસ્તુ જ નથી જે એનો નાશ કરી શકે." ૧૬-૧૭

શ્લોક ૧૮
આત્મા-દેહ-વિવેક

જગદ્ગુરુ શ્રીકૃષ્ણનું આવું તત્ત્વનિરૂપણ અર્જુન એકચિત્તે સાંભળી રહ્યો કદી પૂર્વે ન જાણેલું, ન સાંભળેલું, ન સમજેલું એવું, માત્ર ચૈતન્યરૂપ આત્માના જ અસ્તિત્વનું આવું પ્રતિપાદન એને તદ્દન નવું અને આશ્ચર્યકારક લાગ્યું. ક્ષણેક એ તે નિરૂપણનો અર્થ સમજવામાં મગ્ન થઈ ગયો. કાંઈક આજે નવું જાણું છું એમ એ સમજ્યો અને તે વધારે સમજી લેવા માટે બોલ્યો:

"શ્રીકૃષ્ણ, પ્રિય મિત્ર, મને ફરીથી તમે આ વિષય સમજાવો. ઘડીકમાં મને લાગે છે કે આ હું સમજી ગયો, ઘડીકમાં લાગે છે કે આ કાંઈક વિચિત્ર વાતો જ કહો છો. પણ મને તમારી આ વાત સાંભળવામાં બહુ રસ પડે છે. આવી સુંદર તત્ત્વકથા છોડી આ નરકમાં ધકેલનારા યુદ્ધમાં કોણ પડે?"

અર્જુનનાં આવાં વાક્યો સાંભળી શ્રીકૃષ્ણ ક્ષણેક મૌન રહ્યા અને કાંઈક વિચાર કરી બોલ્યા:

"અર્જુન, હું તને આત્માઅનાત્માનો ભેદ સમજાવીશ તો ખરો જ. પણ મારે તને ચેતાવી દેવો જોઈએ કે તને કર્તવ્યભ્રષ્ટ કરીને તત્ત્વજ્ઞાન પણ સમજાવવાનો નથી. તારું કર્તવ્ય આજે તો આ આવી પડેલું યુદ્ધ લડી લેવાનું છે. એમાં તને જે મોહ ઉત્પન્ન થયો છે, તે દૂર કરવા પૂરતું જ હું તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરું છું. સ્પષ્ટ રીતે પ્રાપ્ત થયેલા કર્તવ્યને છોડીને તત્ત્વજ્ઞાનની પાછળ લાગવું તેને પણ હું સ્વચ્છંદ જ સમજું છું. લડાઈનું કામ કઠણ હોય કે સહેલું હોય, સ્વર્ગમાં લઈ જનારું હોય કે નરકમાં લઈ જનારું હોય, તારાથી એમાંથી છટકી શકાવાનું નથી એટલું હું તને ચેતાવી દઉં છું."

એમ ચેતવણી આપતાં શ્રીકૃષ્ણ આગળ બોલ્યા:

"સાંભળ, ભારત, મેં તને પહેલાં સાગર અને તરંગની ઉપમાથી ચૈતન્ય અને જગતનો સંબંધ સમજાવ્યો. પણ એ કઠણ પડે તો વધારે સહેલી રીતે માત્ર આત્મા અને શરીરનો સંબંધ સમજી લે.

"છાશમાં જેમ માખણ રહેલું છે, અથવા તલમાં જેમ તેલ રહેલું છે, તેમ આ શરીરમાં આત્મા વ્યાપીને રહેલો છે એમ સમજ. માખણ કાઢી લીધા પછી રહેલી છાશની જેમ અમારા ગોવાળો કિંમત સમજતા નથી અને છેવટે કૂતરાંનેયે પિવડાવી દે છે, અથવા તેલ કાઢી લીધા પછી રહેલા ખોળને જેમ ઘાંચી છેવટે બાળીયે દે, તેમ આત્મા વિનાનું રહેલું શરીર બાળવા કે દાટી દેવા યોગ્ય બને છે. અરે, જેટલી છાશ કે ખોળની ઉપયોગિતા છે તેટલીયે આત્મા-વિનાના આ દેહની ઉપયોગિતા નથી.

"અર્જુન, આવા આ ખોળિયા અને આત્મા વચ્ચે અત્યંત વિલક્ષણતા રહેલી છે. જે ધર્મો આત્મામાં છે તે દેહમાં નથી, અને જે દેહમાં છે તે આત્મામાં નથી. આત્માને આધારે હૃષ્ટપુષ્ટ બનેલો અને હરવાફરવાની શક્તિ ધરાવનારો આ દેહ, આત્મા નીકળી જતાં જ, માટીના ઢેફા જેવો નિશ્ચેષ્ટ બને છે અને થોડા કલાકમાં ગંધાઈને સડી જાય છે. એને કાપી શકાય છે, બાળી શકાય છે, દાટી શકાય છે, પલાળી શકાય છે, સૂકવી શકાય છે. આત્મા તો એથી ઊલટા જ ધર્મોવાળો છે. અનિત્ય તથા દેખાઈ શકનારા

અને વિનાશી શરીરમાં રહેલો એ આત્મા નિત્ય, અદશ્ય અને અવિનાશી ધર્મો રાખીને રહેલો છે." ૧૮

વળી શ્રીકૃષ્ણ બોલ્યા : "પ્રિય કૌન્તેય, તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ કોઈ મરતું નથી, અને કોઈ મારતું નથી. મેં હણ્યો એમ સમજનાર કે હું હણાયો એમ સમજનાર બન્ને અજ્ઞાની છે.

શ્લોક ૧૯ થી ૨૧

આ આત્મા કદી જન્મ્યો નથી અને કદી મરવાનો નથી. અનાદિ કાળથી એ એક જ અવિકારી સ્વરૂપમાં રહેલો છે, એમ મેં તને કહ્યું. આથી, આવો તત્ત્વજ્ઞાની પુરુષ સારું કે કઠોર જે કર્તવ્ય આવી પડે તે નિઃશંક ચિત્તે, દૃઢ મનથી કરે છે અને તેના પરિણામ વિષે શોક કરતો નથી." ૧૯-૨૧

શ્રીકૃષ્ણ આગળ કહે છે:

શ્લોક ૨૨ થી ૨૫

"અર્જુન, તું પૂછે છે કે હું ભીષ્મ અને દ્રોણને કેમ હણું? વહાલા ભાઈ, આ સામે ઊભેલા જે બે ડોસાઓ દેખાય છે તેમાં ભીષ્મ અને દ્રોણ એ ધોળા કેશવાળા શરીરોનાં નામ છે કે તેમાં રહેલા એમના આત્માનાં નામ છે? જો એ શરીરો તારા પૂજ્ય પુરુષો હોય તો એમાંથી આત્મા નીકળી ગયા બાદ તું જ એને સ્મશાનમાં લઈ જવા ઉતાવળો થવાનો છે. અને જો એમાં રહેલાં ચૈતન્યને તું તારા દાદા અને ગુરુ સમજતો હોય તો એમનો તો નાશ થવાનો જ નથી. એ જીવોએ તો પોતાની વાસનાઓને અધીન થઈ જેમ હાલનાં શરીરો ધારણ કરેલાં છે, તેમ આ શરીરો નાશ પામતાં નવાં શરીરો ધારણ કરી લેશે. જૂનાં કપડાં ઉતારી નવાં કપડાં પહેરવા જેવી માત્ર એ ક્રિયા કહેવાય. જે તારા દાદા અને ગુરુ છે તે તારા જોવામાંયે આવ્યા નથી અને તારાં બાણો એમને દૂરથીયે અડી શકવાનાં નથી. અને જે શરીરોને તું રાખવા મથી રહ્યો છે એ કોઈક રીતે ક્યારેક તો પડવાનાં છે જ. તેમને પાડવાનું કઠણ કર્તવ્ય આજે તારે માથે આવી પડે છે એટલા જ માટે તારે શોક કરવો ઉચિત નથી. ન છેદી શકાનારા, ન બાળી શકાનારા, ન પલાળી શકાનારા, ન સૂકવી શકાનારા, નિત્ય, સર્વગત, સ્થિર, અચળ, સનાતન અને મનઇન્દ્રિયોને અગમ્ય એવા આત્મા પ્રત્યે

તું દૃષ્ટિ રાખ અને આ શરીરોને તું ભૂલી જા. કર્તવ્યકર્મ આગળ એ ક્ષણભંગુર દેહોને મહત્ત્વ આપવું ઉચિત નથી.'' ૨૨-૨૫

આત્મા અને દેહ વચ્ચેના ભેદનું નિરૂપણ કરનારાં શ્રીકૃષ્ણના
શ્લોક ૨૬-૨૭ વિવેચનને સાંભળીને અર્જુન વળી વિચારમાં પડી ગયો. તે બોલ્યો:

"કૃષ્ણ, તમે મને ગોટાળામાં નાંખી દો ના. તમે પહેલાં મને ચૈતન્યરૂપ એક આત્મતત્ત્વનું જ અસ્તિત્વ સ્વીકારવા કહ્યું. હવે તમે આત્મા અને અનાત્મા, ચેતન અને જડ એમ બે તત્ત્વો સ્વીકારવા કહો છો. આમાં હું શું સાચું માનું? હું પૂછું છું, જનાર્દન, કે આ તત્ત્વચર્ચા કરીને જે કહેવાય છે, અને અવિનાશી, અનાદિ એવા ચૈતન્યરૂપ આત્માની વાતો કરવામાં આવે છે, એ તે કાંઈ જોયેલી-જાણેલી પાયાવાળી વાતો છે કે માત્ર કલ્પનાઓની જ ઇમારતો છે? દેહ અને આત્મા જુદા છે, અને નાશવંત દેહમાંથી અવિનાશી આત્મા છૂટો થઈને નીકળી જાય છે તથા બીજા શરીરને ધારણ કરે છે—એની શી સાબિતી છે? મને તો લાગે છે કે આત્મા એ તત્ત્વજ્ઞાનીઓએ કલ્પનાથી ઉપજાવી કાઢેલી વસ્તુ છે. વસ્તુતઃ આ શરીર અને આત્મા જુદા છે જ નહિ. પાંચાલીના સ્વયંવર વખતે જેમ યંત્રો ગોઠવીને દ્રુપદ રાજાએ માછલીને આકાશમાં ફરતી રાખી હતી, અને યંત્ર અટકી પડતાં એ માછલી ફરતી બંધ થઈ જતી હતી, તેમ પંચભૂતોના અદ્ભુત રસાયનથી આ શરીરયંત્ર ફરતુંહરતું રહે છે અને એમાં બગાડ થતાં એ અટકી પડે છે. એમાં કોઈ આત્મા પેસતોયે નથી અને નીકળતોયે નથી."

માત્ર જડ પ્રકૃતિનું જ અસ્તિત્વ કાં ન હોય એવી શંકા ઉત્પન્ન કરનારાં અર્જુનનાં ઉપલાં વાક્ય સાંભળી શ્રીકૃષ્ણ હાસ્ય કરતા બોલ્યા:

"ભાઈ, આત્મા સદ્વસ્તુ છે કે કલ્પના છે એનો સંશયરહિત નિશ્ચય વધારે સૂક્ષ્મ વિચાર અને નિરીક્ષણથી થઈ શકે એવો છે. પણ એની ચર્ચામાં ઊતરવાની હમણાં આવશ્યકતા નથી. તારી દલીલને સ્વીકારીને જ આપણે વિચાર કરીએ.

"જો તું કહે છે તેમ આ હાલતોચાલતો દેહ એના આત્માથી ભિન્ન નથી, પણ આત્મા દેહના જન્મ સાથે જન્મનારો અને મરણ

સાથે મરનારો કાંઈક પદાર્થ છે તોયે, મહાબાહો, તારે શોક કરવો ઉચિત નથી. કારણ કે તારા કહેવા પ્રમાણે પંચમહાભૂતની કાંઈક રસાયનક્રિયામાંથી આ શરીરો નિર્માણ થયાં છે, એ મહાભૂતોની જ કાંઈક રસાયનક્રિયાથી એમાં ક્ષણેક્ષણે જૂના અણુઓ ક્ષીણ થાય છે, અને નવા એમની જગ્યા લે છે. એ રીતે નિરંતર ચાલતી જન્મ-મરણની ક્રિયા દ્વારા શરીર બાલ્યાવસ્થાથી માંડીને વૃદ્ધ થવાની સ્થિતિઓમાંથી પસાર થાય છે અને છેવટે મૃત્યુને પામે છે. પણ, જેને તું મૃત્યુ સમજે છે તે મડદામાંયે એ પંચમહાભૂતોનું જુદા પ્રકારનું રસાયન અને તેની જુદી જાતની વ્યવસ્થા થાય છે—એ સિવાય કાંઈ જ નવું થઈ જતું નથી. મરેલા શરીરને તું પડી રહેવા દે, તો તેમાં કીડા થઈ આવે છે, તે બતાવે છે કે એમાં પંચમહા-ભૂતની ક્રિયાઓ તો ચાલુ જ છે. એ શરીરને બાળી મૂકે છે, તોયે એ સૂક્ષ્મરૂપે આકાશમાં જ રહે છે. આથી, કશું નવું આવતું નથી, કે કશું જતું નથી. જે મહાભૂતોની ભાંગફોડ અનિવાર્યપણે ચાલી રહી છે, તે ભાંગફોડમાં મહાભૂતોના અર્જુનરૂપી એક સંઘનોય હાથ હોય તો તેમાં શોક કરવા જેવું શું છે?" ૨૬-૨૭

વળી, શ્રીકૃષ્ણ બોલ્યા :

"ભારત, પાણીનાં ટીપાંને આપણે એક, બે, ત્રણ એમ ગણી શકીએ છીએ, જુદાં પાડી શકીએ છીએ, અને જ્યાં સુધી એ પાણી રહે ત્યાં સુધી આ તળાવનું પાણી, પેલું નદીનું

શ્લોક ૨૮

પાણી એમ ભેદ કરી શકીએ છીએ. પણ, અર્જુન, જે પાણીનું ટીપું વરાળ થઈને ઊડી જાય, તે ટીપું વિશ્વમાંથી નાશ પામતું નથી એમ જાણ્યા છતાં તેનું ત્યારબાદ શું થાય છે તે આપણે ચોક્કસપણે જોઈ કે શોધી શકતા નથી. કૌન્તેય, પાણીનું ટીપું ઊડી ગયા બાદ જેમ એનો ઇતિહાસ અજાણ્યો બની જાય છે, તેમ આકાશમાંથી ટીપું બનીને એ ટપક્યું ત્યાર પહેલાંયે એ ક્યાં હતું, શી રીતે વરાળ બન્યું વગેરે પણ આપણે કશું જાણતા નથી.

"પાર્થ, ભૂતમાત્રના જીવન વિષેની પણ આવી જ સ્થિતિ છે. અમુક માણસ જન્મ્યો અને મરી ગયો તે દરમ્યાનના એના જીવનની બાબતો આપણે સ્પષ્ટપણે જાણીએ છીએ. એના જન્મ પૂર્વની

અને મરણ બાદની સ્થિતિ અપ્રગટ — અવ્યક્ત છે. આમ, પ્રાણીમાત્રનો એક નાનકડો કાળ જ આપણા જોવામાં આવે છે. એના અનાદિ ભૂતકાળને તથા અનંત ભવિષ્યકાળને આપણે જાણતા નથી. ધનંજય, સગાંવહાલાંઓના એ અપરિમિત કાળની આપણે કશી ચિંતા કરતા નથી, કરી શકતાયે નથી. તો તેમના આ પ્રગટ થયેલા થોડાએક કાળને માટે શી ચિંતા કરવાની હોય?" ૨૮

વળી, શ્રીકૃષ્ણ બોલ્યા :

શ્લોક ૨૯–૩૦

"પ્રિય પાંડવ, આ આત્મા સત્ય વસ્તુ છે કે કેવળ કલ્પના જ છે, અને આ પ્રત્યક્ષ જેવી દેખાતી જડ પ્રકૃતિ એ જ કાં સાચી ન હોય એવી તને શંકા આવે એમાં કશું આશ્ચર્ય નથી. આ વિષય જ એટલો સૂક્ષ્મ અને કઠણ છે કે સેંકડો વર્ષોથી મહાન વિચારકો એની પાછળ લાગ્યા છે અને એના વાદવિવાદમાં મચેલા છે, છતાં એના અંતને પામ્યા નથી. વળી ભવિષ્યમાંયે સેંકડો વર્ષ સુધી જગતના મોટા તત્ત્વજ્ઞાનીઓ એની ચર્ચા કર્યા જ કરશે અને જુદા જુદા મતો સ્થાપન કરશે. એ બધામાં એક જ વાત સમાન રહે છે, અને તે એ કે એ વિષય તત્ત્વજ્ઞોને સદાય આશ્ચર્યયુક્ત રાખે છે, તથા એમના ચિત્તને વલોવી નાંખે છે. છતાં કોઈ એના અંતને પામવા શક્તિમાન થતું નથી. મહર્ષિઓ એને 'નેતિ, નેતિ' કહીને જ વિરમે છે, અને એ મનવાણીથી પર છે એવો નિર્ણય કરે છે. ૨૯

"છતાં, તને મારો પોતાનો નિશ્ચિત સિદ્ધાન્ત જોઈતો હોય તો હું કહું છું કે સર્વ દેહોના આધારરૂપ રહેલો આત્મા નિત્ય છે અને અવધ્ય છે, અને તેથી કોઈ પણ પ્રાણીને માટે શોક કરવો ઘટતો નથી." ૩૦

શ્લોક ૩૧ થી ૩૭
વ્યવહારદૃષ્ટિ

"પણ, આ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ તને બુદ્ધિમાં અને આચારમાં ઉતારવી બહુ કઠણ લાગતી હોય, તો તું કેવળ સામાન્ય પરંતુ શ્રદ્ધાળુ લોકોની દૃષ્ટિએ આનો વિચાર કરી જો. એ દૃષ્ટિએ પણ તારે માટે યુદ્ધ કરવું એ જ કર્તવ્ય છે એમ જણાયા વિના નહિ રહે. આ અહીં લાખો સૈનિકો આવીને ઊભેલા છે તેમનો તું અભિપ્રાય લેશે તો તેઓ તને એકઅવાજે કહેશે કે માણસ જે પરિસ્થિતિમાં જન્મ્યો

હોય અને આવી પડ્યો હોય, તે પરિસ્થિતિનાં કર્તવ્યો બજાવતાં બજાવતાં મરવું એ સિવાય કોઈ બીજો ધર્મ જ નથી. તેઓ કહેશે કે ક્ષત્રિયને માટે ધર્મયુદ્ધમાં લડવું એથી કોઈ મોટું કર્તવ્ય નથી અને એથી કોઈ મોટો જીવનનો લહાવો નથી. એ તો જાણે ક્ષત્રિયને સ્વર્ગમાં દાખલ કરવા માટે દેવોએ જ બારણાં ઉઘાડી નાંખ્યાં હોય એવો પ્રસંગ છે. રણભૂમિમાં ઘાથી ઘવાઈને મરવું એના સિવાય ક્ષત્રિયને બીજું ઉત્કૃષ્ટ મરણ ન હોય. જો તું આવા ધર્મયુદ્ધથી પાછો હઠે તો અઢારે અક્ષૌહિણીમાંથી એકે સૈનિક તારા કામને યોગ્ય કહેશે નહિ. એઓ તને ધર્મભ્રષ્ટ, કાયર અને નરકનો અધિકારી ગણશે. તારા શત્રુઓ તારાં બધાં પાછલાં વીરકર્મો ભૂંસી નાંખશે, અને તું નિંદા તથા અકીર્તિને જ પ્રાપ્ત કરીશ. પ્રિય પાંડવ! આના કરતાં વધુ દુ:ખ તારે માટે શું હોઈ શકે? આવી અપકીર્તિને મેળવીને તું જીવે તેના કરતાં તારું મરણ ઓછું દુ:ખકારક ગણાય. અર્જુન, લૌકિક દૃષ્ટિ તો એમ માને છે કે ક્ષત્રિય માટે બે જ માર્ગો છે: કાં તો યુદ્ધમાં મરીને સ્વર્ગમાં જવું અથવા જીતીને પૃથ્વી ભોગવવી. આમ લાખો લોકોનો અભિપ્રાય લેશે તો તેઓ તને દૃઢનિશ્ચય થઈ લડવાનો જ માર્ગ બતાવશે." ૩૧-૩૭

શ્રીકૃષ્ણે વર્ણવેલી સામાન્ય લોકોના દૃષ્ટિબિન્દુની અર્જુન ઉપર બહુ અસર ન થઈ. એ બોલ્યો:

अर्जुने करेली जनतानी निंदा

"વાસુદેવ, અજ્ઞાની અને પામર એવા સામાન્ય લોકોની વિચારસરણીને આપ શું જોઈને મારી આગળ મૂકો છો? યદુનાથ, ભૂખ, નિદ્રા, ભય અને કામ એ ચાર જ વિષયોને સમજનારો સામાન્ય જનસમૂહ એ તે કાંઈ મનુષ્યજાતિ છે? હું તો એમને પશુ કે વાનર જેવા જ ગણું છું. જેમ મસ્ત કરેલા હાથી, ગેંડા, પાડા કે મેંઢા મૂઢપણે લડવાને આવે છે, પણ તેમાં પોતાનું શું હિતાહિત છે તે સમજી શકતા નથી, તેમ અઢારે અક્ષૌહિણી સેના અમારાં ઉશ્કેરનારાં સંભાષણોથી અને સ્વર્ગની કે મોટાંમોટાં ઇનામોની અમે ઉત્પન્ન કરેલી લાલચોથી ઠગાઈને, જેમ યાજ્ઞિક બ્રાહ્મણની પાછળ મેંઢો જાય તેમ, પોતાના નાશાર્થે જ અમારી પાછળ આવે છે. ધર્મઅધર્મની

જેવી સમજણ અમે એમને આપી છે તે પ્રમાણે તેઓ એને પકડી બેઠા છે અને વર્તે છે. એમણે કરેલી કીર્તિ અને નિંદા એ બેયની કિંમત હું સરખી જ સમજું છું. સામાન્ય જનતાની વાહવાહથી પોતાના વર્તનની સત્યતા ઠરાવનારો અને એમના ફિટકારથી પોતાને અસત્યધર્મી માનનારો પુરુષ મૂર્ખ સમજવો જોઈએ. એમના દૃષ્ટિબિન્દુથી મારો ધર્મ ઠરાવવાનું, કૃપા કરી, મને કહેશો મા."

શ્રીકૃષ્ણનો અર્જુનને ઠપકો

સામાન્ય પ્રજા વિષે અર્જુનના મનમાં આવી તુચ્છપણાની બુદ્ધિ રહેલી છે એ જાણીને શ્રીકૃષ્ણને આશ્ચર્ય અને ખેદ થયાં. ગોવાળિયાઓના પ્રેમામૃત પર ઊછરેલા યશોદાનંદન મનમાં વિચારવા લાગ્યા:

"અહોહો, અર્જુનને બુદ્ધિનો આટલો બધો ગર્વ છે એ તો મારા ખ્યાલમાં જ આવ્યું નહોતું. અર્જુનને આ કટોકટીને વખતે આવો મોહ ઉત્પન્ન થયો છે એનું હવે મને આશ્ચર્ય લાગતું નથી. આવા અહંકારી ચિત્તને સ્પષ્ટ ધર્મ ન જ સમજાય અને જેમજેમ એ બુદ્ધિ વાપરવાનો પ્રયત્ન કરે તેમતેમ તે વધારે ગૂંચાતો જ જાય. આ અર્જુન એમ સમજતો લાગે છે કે બુદ્ધિ એટલે તર્કશક્તિ. એ જાણતો નથી કે એટલી બુદ્ધિ એ તો વાસના કે આવેશની દાસી છે. કોઈક વાસનાને પાયારૂપે સ્થિર સમજીને જ બુદ્ધિ તર્કો ચલાવે છે. એ વાસના માટેની ભાવના જ જાતે યોગ્ય છે કે અયોગ્ય એ ઠરાવવા માટે બીજા જ પ્રકારની બુદ્ધિની જરૂર પડે છે. માટે ભાવનાની શુદ્ધિ અને નમ્રપણે સત્યશોધનની વૃત્તિ વિના ગમે તેવો પંડિત હોય તોયે તે ધર્મનો માર્ગ જાણી શકે નહિ. માટે, મારે આ અર્જુનનું ગર્વખંડન પહેલું કરવું જોઈશે."

પતિત, પામર, શ્રદ્ધાળુ તથા ભોળાં સ્ત્રીપુરુષોનું જ હિત જેમના હૈયામાં રહેલું હતું, જેમના પ્રેમનું માત્ર સ્મરણ થતાં જ જે, જ્ઞાની છતાં, ભાવવશ થઈ જતા, એવા શ્રીકૃષ્ણ અર્જુને કરેલી સામાન્ય લોકોની આવી નિંદાને સહન કરી શક્યા નહિ. અર્જુન પ્રિય સખા હતો, આજે શિષ્યભાવે શરણે આવેલો હતો, છતાં

એમની વાણીમાં કાંઈક ભાવવિશેષતા અને રોષ જણાયા વિના રહ્યાં નહિ. એ બોલ્યા:

"ધજા ઉપર વાનરનું ચિહ્ન રાખનારા અને વાનરના જેવા ઢીંચણ સુધી લાંબા હાથ હોવાનો ગર્વ રાખનારા મારા પ્રિય ધનુર્ધર! પોતાના જાનમાલનીયે પરવા ન કરી કેવળ સ્વામીભક્તિની જ ભાવનાને વશ થઈ આવેલા ભલા, ભોળા અને શૂર સૈનિકોનાં સ્વાર્પણની તેં કિંમત તો ઠીક આંકીને તારી સારમાણસાઈ સિદ્ધ કરી! તારા મનમાં એવું વસેલું છે કે સંપત્તિ અને અધિકારવિનાના આ લાખો સૈનિકો એ કેવળ પશુ જ છે. એમનામાં કશી બુદ્ધિ નથી, વિચારશક્તિ નથી તથા પેટ ભરવું અને પોઢવું એ સિવાય કશી સમજણ નથી. પણ તમે સંપત્તિશાલી મૂઠીભર અધિકારીઓ અને ચતુર ગણાતા જનો એટલા જ અહીં માણસો વસો છો! અર્જુન, આવું મિથ્યાભિમાન તારા મનમાં ક્યારથી ઉત્પન્ન થયું વારુ? અથવા, મારે એ પ્રશ્ન પૂછવાની જ જરૂર નથી. કારણ, જે બુદ્ધિની મલિનતાને લીધે આ કુસમયનો સંવાદ તેં ઉત્પન્ન કર્યો છે તેને અનુસરીને જ આ વિચારો છે.

"પણ, કૌન્તેય, સામાન્ય લોકો વિષે મારા વિચારો જુદા જ છે તે હું તને સમજાવીશ."

પછી સામાન્ય લોક વિષેના પોતાના વિચારો દર્શાવતા શ્રીકૃષ્ણ બોલ્યા:

"અર્જુન, સામાન્ય પ્રજાગણ બુદ્ધિહીન હોય છે અને જે સંસ્કારો તમારા જેવા ડાહ્યા લોકો એમનામાં પોષે છે તેને મૂઢપણે પકડી રાખે છે એવી તારી સમજ ઘણી ભૂલભરેલી છે એમ માન. સામાન્ય લોકો તર્કકુશલ નથી હોતા એ વાત સાચી. એમણે પોષેલા સંસ્કારોને તેઓ શ્રદ્ધાથી વળગી રહે છે અને તેના સમર્થનમાં બહુ દાખલાદલીલોથી વાદવિવાદ નથી કરી શકતા એ પણ સાચું. તમારા જેવા ન્યાય ભણેલા વિદ્વાનો એમની શ્રદ્ધા સામે શાસ્ત્રાર્થ કરે તો તેઓ બાપડા મૂંઝાઈ જાય અને ઉત્તર ન આપી શકે એ પણ સાચું. પણ કોઈ માણસ પોતાની શ્રદ્ધા માટે તર્કનો આધાર ન બતાવી શકે તેથી એ શ્રદ્ધા મૂઢપણાની છે, અથવા એની પાછળ પોતાના હિતઅહિતની કંઈ પ્રતીતિ જ નથી એમ માનવાનું નથી.

"પાર્થ, તેઓ બુદ્ધિહીન પણ નથી હોતા અને ભાવનાહીન પણ નથી હોતા. ઊલટું, જેમને આપણે સામાન્ય રીતે બુદ્ધિમાન ગણવા લલચાઈએ છીએ એમના કરતાં એમની ભાવના તેમ જ બુદ્ધિ વિશેષ સ્થિર અને તીક્ષ્ણ હોય છે એ હું તને બતાવીશ.

"પણ, સાચું એ છે, અર્જુન, કે સામાન્ય માણસોની ભાવના અને બુદ્ધિ વચ્ચે, એકબીજાની સાથે જોડાયેલાં સરોવરોની જેમ, સપાટીનો ભેદ નથી હોતો. જેટલી એમની ભાવના ખીલેલી હોય છે તેટલું જ એમની બુદ્ધિ વિચારી શકે છે, અને જેટલું એમની બુદ્ધિ વિચારી શકે તેટલાને દૃઢપણે વળગવા એમની ભાવના તૈયાર થઈ રહેલી હોય છે. જ્યાં ભાવનાથી એ પહોંચી નથી શકતા ત્યાં બુદ્ધિ દોડાવવા એ મથતા જ નથી.

"વળી, સુભદ્રાપતિ, જેમ સ્થિર થયેલા પાણીમાં પ્રતિબિંબ એકદમ અને સ્પષ્ટપણે ઊઠે છે, પણ હાલી ઊઠ્યા પછી સ્થિર થવા માંડેલા પાણીમાં પ્રતિબિંબની રેખાઓ ધીમેધીમે દેખાવા માંડે છે અને સ્થિર થઈ જાય ત્યાં સુધી ઓછીવત્તી અસ્પષ્ટ જ રહે છે, તેમ સામાન્ય માણસો જેટલું ગ્રહણ કરે છે તેટલું એકદમ અને પૂર્ણપણે ગ્રહણ કરી લે છે. જેમ આંખની અંદર પેસવા કોઈ પદાર્થ આવે ત્યારે, જાણે, વિચાર કર્યા વિના જ આંખ મિચાઈ જતી દેખાય છે, પરંતુ પદાર્થ દેખાયો, આંખ મીંચવાનો સંકલ્પ ઊઠ્યો, અને આંખ મિચાઈ એવા ભેદો નથી પારખી શકાતા, તેમ સામાન્ય માણસો જેટલું સમજી લે છે તેમાં બુદ્ધિની ક્રિયાઓના ભેદો પારખી શકાતા નથી. આથી, જાણે તેઓ વિચાર ને બુદ્ધિથી નહિ, પણ ભાવનાથી — એ વિચાર માટે રહેલા રાગદ્વેષથી જ — ગ્રહણ કરતા હોય એમ લાગે છે.

**શ્રીકૃષ્ણે કહેલો પોતાનો અનુભવ**

"ધનંજય, સામાન્ય, ભોળી અને બુદ્ધિવિનાની ગણાતી પ્રજા, તેમ જ ભણેલીગણેલી અને સંસ્કારી ગણાતી પ્રજા બન્નેની વચ્ચે મારું જીવન ગયેલું છે. આથી મારો બન્ને વિષેનો અનુભવ સાંભળવા જેવો થશે.

"કપિધ્વજ, વ્રજરૂપી અસ્થિર ગામડાંઓવાળા, અને ગાડાંઓ-રૂપી ઘરઆરવાળા ભોળા આહિરો વચ્ચે મારી બાલ્યાવસ્થા ગઈ.

દ્વારકાની સમૃદ્ધિની સરખામણીમાં એ જીવન અનેક જાતની હાડમારીઓ અને જોખમોથી ભરેલું હતું. નંદયશોદા એ કાંઈ મારાં જન્મદાતા માતાપિતા નહોતાં. ગોપગોપીઓનો હું કોઈ સગોસંબંધી થતો નહોતો. મોટાભાઈને અને મારે લીધે એ ગરીબ આહિરોને ભારે જોખમમાં રહેવું પડતું હતું. પણ ગોકુળમાં મેં જે પ્રેમ અનુભવ્યો, જે લાડ મેળવ્યા, જે ભક્તિ જોઈ— તેનું સ્મરણ કરું છું અને તેની સાથે મારી દ્વારકાની સ્થિતિને સરખાવું છું, ત્યારે મારું હૃદય ભરાઈ જાય છે, મારી આંખોમાં ઝળઝળિયાં આવે છે, અને આ વાત કરતાંકરતાંયે મને જાણે ગળે ડૂમો આવે છે."

આટલું કહેતાં કહેતાં શ્રીકૃષ્ણ બે ક્ષણ અટકી ગયા. પછી પોતાની આંખોને લોહી નાંખી પાછા સ્થિર થઈ બોલવા લાગ્યા:

"પાંડવ, યાદવોને સમૃદ્ધ કરવા માટે મેં એક પણ ઉપાય યોજવો બાકી રાખ્યો નથી. એમના હિત માટે મેં નથી જોઈ રાત કે નથી જોયો દહાડો. એમાં મેં એક રતી જેટલોયે કદી મારો સ્વાર્થ સાધ્યો નથી. એને પરિણામે યાદવોને અત્યંત યશ અને સમૃદ્ધિ મળ્યાં છે. પણ, એનું પરિણામ શું આવ્યું છે? અનેક પ્રકારનાં વ્યસનોમાં રચ્યાપચ્યા રહી પ્રજાને પીડવી અને પરસ્પર લડાઈટંટા વધારવા એ સિવાય એ શો ધંધો કરે છે, વારુ?

"અરે! દેવકીવસુદેવ તો મારાં સાક્ષાત્ માતાપિતા છે. પણ જે વિશ્વાસ અને હેત હું નંદયશોદામાં અનુભવતો તે હું દ્વારકામાં નથી અનુભવતો. ક્ષાત્રવૃત્તિ અને બાળકસ્વભાવને અનુસરીને અમે ગોકુળમાં કેટલું તોફાન કરતા! અર્જુન, દ્વારકામાં યાદવોને ચાંદીના બેડાની જે કિંમત ગણાય, તેથી ગોપીઓને માટીનું બેડું વધારે કીમતી હતું. પણ બાલ્યાવસ્થાની મસ્તીમાં અમે એને ઝટ લઈને ફોડી દેતા. એમાં પાણી હોય તો પાણી અને મહીમાખણ હોય તો તે ઢોળી નાંખતા, મહીમાખણ ઉડાવી જતા કે વાનરોનેયે ખવડાવી દેતા. પણ એ બાલવત્સલ આહિરો ક્ષણેક રોષ જેવું બતાવવા જાય, છતાં અંદરના હેતને લીધે હસી પડતા અને તેમનો રોષ નકામો જતો. મારી માખણની લૂંટને તેઓ આજ સુધી કેવા પ્રેમથી સંભારે છે તેનું વર્ણન તને ઉદ્ધવ આપી શકશે. 'માખણચોર'

અને એવાં એવાં બીજાં નામો તેઓએ મને ચીડવવાને પાડયાં હતાં ખરાં; પણ એ નામો પાછળ પ્રેમ સિવાય બીજો ભાવ નહોતો. એવી તો લાખ ચોરીઓને મીઠી મશ્કરીરૂપે ગણી લેવા તેઓ તૈયાર હતા. એથી ઊલટું, આ યાદવોને જો. જ્યારથી હું સમજણો થયો છું ત્યારથી, જાણી જોઈને, એક પણ અધર્મનું કામ કર્યાનું મને યાદ આવતું નથી એ હું પ્રતિજ્ઞાપૂર્વક તને કહું છું. તેમાયે યાદવો સાથેનો મારો સંબંધ કેવળ એમના કલ્યાણ માટે જ રાખ્યો છે. છતાં સ્યમંતકમણિ ચોર્યાનું મારા પર આળ મૂકતાં યાદવોને વિચાર ન થયો.

"પાંડવ, ગોપોના અને યાદવોના પ્રેમ, ઉદારતા અને ખાનદાની વચ્ચેનો ફરક મેં તને કહ્યો. હવે તેમની વિચારશક્તિ તથા સત્યને અનુસરવાની શક્તિ વિષે મારો અનુભવ સાંભળ:

"અર્જુન, આ યાદવો શૂર છે, સમૃદ્ધ છે, ડાહ્યા છે, સારા-નરસાનો વિવેક કરી શકનારા છે, નીતિજ્ઞ પુરુષોની સભાઓમાં ચર્ચા કરી શકે એવા છે, પરંતુ તેઓ દારૂના વ્યસનમાં કેવા ડૂબેલા છે તે તું સારી પેઠે જાણે છે. અરે, બીજાની શું કામ વાત કરવી? આ મોટા ભાઈ પણ મદ્ય પીને ગાંડા બને છે. મદ્યની પાછળ જુગટું, દ્રવ્યદારાનું હરણ વગેરે અપકૃત્યો તો, વસ્તુ પાછળ છાંયડો આવે તેમ, આવેલાં જ છે. આ દારૂ અમારી જ્ઞાતિના નાશનું કારણ થનાર છે એ હું તને આજથી ભવિષ્ય કહી રાખું છું. એમાંથી એમને છોડાવવા વૃદ્ધ પિતાશ્રી દ્વારા મેં કેટલાયે આદેશો કઢાવ્યા છે, કેટલીયે વાર યાદવોને સમજાવ્યા છે, પણ બધું પથ્થર પર પાણી. હું તને ખાતરીથી કહું છું કે મારા આહિરોમાં જો કોઈ આવું વ્યસન હોત તો તે હું એક શબ્દમાં જ છોડાવી શક્યો હોત. ઇન્દ્ર જેવાનો યજ્ઞ પણ મારા વચનને વિચારીને તેમણે બંધ કરતાં વાર લગાડી નહિ. ઇન્દ્ર કોપશે તો કેવી ભયંકર આપત્તિ આવી પડશે, એનો ડર એમની આગળ રજૂ કરનારા કાંઈ ઓછા નહોતા. પણ એમને મારી દલીલ સમજાતાં જ કશાયે પરિણામની બીક રાખ્યા વિના તેઓએ તુરત જ તેનો અમલ કર્યો.

"અધૂરામાં પૂરું, તેનો અમલ થયા બાદ થોડા જ દિવસમાં અણધારી વૃષ્ટિની હેલી આવી, આખું વ્રજ ડૂબી જવા બેઠું.

માંડમાંડ ગોવર્ધન પર્વત પર ચડી જઈ બધાંએ આત્મરક્ષા કરી. ડાહ્યાઓ સમજાવવા બેઠા કે ઇન્દ્રનો યજ્ઞ બંધ કરાવ્યાનું ફળ મળ્યું. પણ જેમને તું કેવળ ઉદરવિષયપરાયણ પામરજન સમજે છે તેમનામાં આથી બુદ્ધિભેદ ન થયો. ઇન્દ્રનો હિંસામય યજ્ઞ બંધ થયો તે થયો જ.

"અર્જુન, મેં તને પહેલાંયે કહ્યું, અને ફરીથી કહું છું કે માણસને સમજીસમજીને એક જ વાત સમજવાની છે. તે એ કે શું કરવું જોઈએ અને શું ન કરવું જોઈએ એનો એકવાર નિશ્ચય થયો, પછી એ નિશ્ચય પ્રમાણે વર્તન કરવામાં સુખ આવે, દુઃખ આવે, યશ મળે, અપયશ મળે, લાભ થાય કે હાનિ થાય, કશાની પરવા ન કરતાં એ પ્રમાણે વર્તવું એ જ ધર્મ.

श्रीकृष्णनो सामान्य लोको पर विश्वास

"આ બાબતમાં તું જેને પામર પશુ જેવા લોકો સમજે છે, તેઓ ડાહ્યા અને સમજુ ગણાતા માણસો કરતાં કેટલા ચડિયાતા છે તે તું જલદી જ જાણીશ. તું જોઈશ કે આ અધિકારવિનાના નાના સિપાઈઓમાંથી એક પણ અપ્રામાણિક, લુચ્ચો, પોતાના સ્થાનથી ભ્રષ્ટ થનારો નીકળશે નહિ. 'એવું હલકું કામ થાય જ નહિ' એવો ધર્મ એમનાં મનમાં એટલો દઢ સ્થપાઈ ગયો હોય છે કે તેઓ કોઈ પણ લાલચને વશ થશે નહિ. એથી ઊલટું, ડાહ્યા અને મુત્સદ્દી ગણાતા સેનાનાયકોમાં કેટલા વિખવાદો ઉત્પન્ન થાય છે તે તું જોઈશ. આ કૌરવોની અગિયાર અક્ષૌહિણી સેના છે. પરંતુ નાયકોમાં પરસ્પર રહેલાં ઈર્ષા અને દ્વેષને લીધે તેઓ પોતાનો નાશ કરાવશે. 'હું મોટો થાઉં કે તું મોટો થાય' એની તકરારોમાં કેટલા રિસાશે, કેટલા મનાશે, કેટલા સામા પક્ષને મળી જવાની ધમકી આપશે, તો કેટલા પોતાના જ પક્ષના બળવાન યોદ્ધાને જાણીને મરવા દેશે, અને કેટલા અણીને વખતે તટસ્થ થઈ ઊભા રહેશે. બધાને રીઝવતાંરીઝવતાં દુર્યોધન હેરાનહેરાન થઈ જશે.

"પાંડવ, જો જ્ઞાન કે બુદ્ધિનું આવું જ ફળ આવતું હોય તો એ જ્ઞાન તથા બુદ્ધિ કોડીની કિંમતનાં નથી. એના કરતાં આ અજ્ઞાની, એકનિષ્ઠ, વિશ્વાસપાત્ર સામાન્ય લોકો હજારો ધન્યવાદને પાત્ર છે.

"વળી, અર્જુન, એક બીજી વાત સાંભળ:

"મેં તને કહ્યું કે અભણ આહિરોએ તો ઇન્દ્રનો યજ્ઞ તત્કાળ બંધ કર્યો; પણ એ જ સલાહ જો હું તમને લોકોને આપું તો તમને લોકને સમજાવતાં હું ફાવું એમ મને ખાતરી નથી. કારણ કે તમે તો બધા ડાહ્યા, શાસ્ત્રોને જાણનારા, અર્થ બેસાડવામાં કુશળ પુરુષો રહ્યા. જુદા જુદા યજ્ઞોનાં ફળોનું શાસ્ત્ર તમે મારી આગળ વાંચીને સંભળાવો અને મને નિરુત્તર બનાવી દો.

स्त्रीओनी धर्मदृष्टि

"આ આહિરોના સમયનો જ એક દાખલો આપું. એક દહાડો અમે બધા ગોપબાળકો ગાયો ચરાવતાં ચરાવતાં થાકી ગયા. બપોર થઈ ગઈ હતી અને પેટમાં કકડીને ભૂખ લાગી હતી. કશું ખાવાનું પાસે હતું નહિ. પડોશમાં બ્રાહ્મણવાસ હતો. ત્યાં દાઢી વધારીને વિદ્યા પ્રાપ્ત કરેલા બ્રાહ્મણો યજ્ઞહવન વગેરેનાં કામોમાં મશગૂલ હતા. ત્યાં જઈ અમે અન્ન માગ્યું. પંડિતોએ કહ્યું, 'અન્ન તો યજ્ઞાર્થે તૈયાર થયું છે, એમાંથી અપાય જ નહિ.' અમે ભૂખ્યા પાછા ફરતા હતા. પરંતુ જે યજ્ઞધર્મ આ વેદ ભણીભણીને કર્મ-જડ બનેલા બ્રાહ્મણો સમજ્યા નહોતા, તે વેદના અધિકારવિનાની એમની પત્નીઓ વધારે સારી રીતે સમજતી માલૂમ પડી. તેઓએ વિચાર્યું, 'અરે, આ ભૂખ્યાં બાળકો અન્ન વિના ટળવળે છે, તેમને ન આપતાં અગ્નિમુખે અન્ન નાંખવાનો યજ્ઞધર્મ તે ક્યાંથી આવ્યો? શું વેદોમાં માણસને આવો ધર્મ શીખવ્યો હશે? અમને તો લાગે છે કે અમારા પતિઓ ભલે વેદ ભણ્યા હોય, પરંતુ ધર્મને તો ભૂલ્યા જ છે. અમે તો ભૂખ્યાને ખવાડવારૂપી ધર્મ આચરીને જ કૃતાર્થ થઈશું, ભલે અમારા પતિ વૈશ્વાનરમાં ઘી અને ભાત હોમતા બેસે!' આમ વિચારી તેઓએ અમને પોતાની પાસે બોલાવ્યા, હેતથી બેસાડ્યા અને પેટ ભરીને જમાડી, પાણી પિવાડી વિદાય કર્યા.

"પાર્થ, સાચું પૂછતાં, આ અભણ વર્ગ ધર્માધર્મની બાબતમાં વિચાર કરી શકવાની શક્તિ ધરાવતો નથી એમ જો આપણને લાગતું હોય, તો તેનું કારણ એ અભણ વર્ગમાં બુદ્ધિ ઓછી છે એ નથી, પણ આપણા ડાહ્યા ગણાતા માણસો જ એનું કારણ છે. એમણે

कर्मकाण्डी याज्ञिको

જાતે પોતાની બુદ્ધિને તર્કોમાં ગૂંચવી મેલી છે અને એ ગૂંચવણમાં તેઓ પ્રજાનેયે નાંખવા ઇચ્છે છે. તેથી, પ્રજા પણ કાં તો ગૂંચવાય છે અથવા પંડિત ગણાતા લોકોને સમજી જ શકતી નથી.

"યજ્ઞહવન કરવામાં મશગૂલ થયેલા ઋષિઓ કરતાં એમની પત્નીઓ યજ્ઞધર્મનું તત્ત્વ કેવું વધારે ઠીક રીતે સમજતી હતી તે મેં તને કહ્યું. વેદિયા, કેવળ મીમાંસાધર્મમાં પડેલા, બધાય કર્મજડ બ્રાહ્મણોની આ દશા છે. સામાન્ય માણસો ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર વગેરે પ્રાપ્ત કરવામાં સુખ માને છે એ ખરું. પણ તે માટે તેઓ રાતદહાડો સીધો પરિશ્રમ કરે છે અને એ શ્રમમાંથી જ એ પ્રાપ્ત કરવાની આશા રાખે છે. પણ આ ભણીગણીને પારંગત થયેલા વેદિયાઓ એવો શ્રમ કરવાનીયે શક્તિ ધરાવતા નથી. તેઓ તો, એટલી જ કામનાવાળા છતાં, અટપટા વિધિઓવાળા યજ્ઞોના અને કર્મકાણ્ડના આડંબર રચવામાં જ મચ્યા રહે છે. પુત્ર જોઈતો હોય તો આવો યજ્ઞ કરવો, પુત્રી જોઈતી હોય તો આવો, વાછડી માટે એક અને વાછડા માટે જુદો, વરસાદ માટે અમુક અનુષ્ઠાન, ધન માટે બીજું—એમ અનેક પ્રકારના દેવો, અનેક પ્રકારના યજ્ઞો, અનેક પ્રકારનાં અનુષ્ઠાનો અને અનેક પ્રકારની વિધિઓની એમણે જંજાળ ઊભી કરી છે. અનેક દેવોમાં માનતા છતાં વસ્તુતઃ નાસ્તિક, ભણેલા છતાં વસ્તુતઃ અજ્ઞાની, કામનાથી ભરેલા, વિવિધ કામનાઓની તૃપ્તિને સર્વસ્વ માનનારા અને તેથી વિધિઓની આંજી નાખનારી ફલશ્રુતિમાં આસક્તિવાળા તેઓ એકનિષ્ઠ થઈ કોઈ પણ દેવને, કર્મને કે બુદ્ધિને વળગી શકતા નથી. ઘડીકમાં એકને પકડે છે અને ઘડીકમાં બીજાને, વિહ્વલ થઈ, જેવી કામના જે વખતે એમને કનડે છે, તેવી કામનાને અનુરૂપ તેઓ નવાં નવાં કર્મો શોધે છે અને તેને ધર્માચરણ સમજે છે, તથા પોતે જેવું સમજે છે તેવી સમજણ બીજાઓને પણ આપી તેમનેયે ઊંધે માર્ગે દોરી જાય છે."

કૃષ્ણદેવની જનતા માટે અત્યંત પ્રેમ અને આદર દર્શાવનારી તથા ભાવનાના આવેશવાળી વાણીનો પ્રવાહ અર્જુનના મદને ક્યાંયે ખેંચી ગયો. જે લાખો સૈનિકો એને માટે પ્રાણાર્પણ કરવા આવેલા તેને માટે એણે જે તુચ્છ ભાવ બતાવ્યો હતો તેથી એ શરમાઈ

અર્જુનનો પ્રશ્ન

અરિષ્ટ ટાળવા અમુકની પૂજા કરવી વગેરે ગૂંચવણોનો તેમાં પાર નથી. એ પોતે એમાં ગૂંચવાયેલા રહે છે અને સામાન્ય લોકોને ગૂંચવાયેલા રાખે છે. જુદા જુદા દેવોનો ભય, અરિષ્ટોનો ભય, અથવા સુખ કે ભોગની લાલસા—એમ ભયથી જ તેઓ એમાંફસ્યા રહે છે અથવા લાલસાથી મોહિત રહે છે. આ લોકનાં સુખ કે સ્વર્ગનાં સુખ એ એથી આગળ જવાનું તેમની કલ્પનામાં જ નથી. રાગ અને દ્વેષથી વિરહિત અવસ્થા તેમને આ જીવનમાંયે નથી અને પરજીવનમાંયે નથી. જેમ રાજાને રીઝવીને કોઈ ડુંગળીની ટોપલીનું ઇનામ માગે તેમ સમસ્ત વેદોને એમણે આવી રીતે આવાં નાશવંત, નિર્માલ્ય, ત્રિગુણના દોષોથી ભરેલાં, બુદ્ધિને અસ્થિર કરી નાંખનારાં અને આવાગમનમાં સદૈવ બાંધી રાખનારાં પરિણામો માટે જ યોજ્યા છે. ૪૨-૪૪

"ધનુર્ધર, આવા નિઃસત્ત્વ કર્મશાસ્ત્ર કે ધર્મશાસ્ત્રને હું મહત્ત્વ આપતો નથી. એમાં તારી બુદ્ધિને ગૂંચવવા હું ઇચ્છતો નથી. ત્રિગુણથી પર રાગદ્વેષરહિત, નિત્યસત્ત્વસ્થ અને યોગક્ષેમની ચિંતાથી મુક્ત એવી સ્થિતિ પ્રત્યે વાળનારા, એ સ્થિતિમાં રહેનારાનેયે જે યોગ્ય હોય તેવા કર્મોથી વિમુખ ન કરનારા, કર્મજડ પણ નહિ, અને જડપણે કર્મહીન પણ નહિ—એવા કર્મયોગનો હું તને બોધ આપવા ઇચ્છું છું. ૪૫

"કૌન્તેય, જે કર્મયોગનો હું તને બોધ આપવા ઇચ્છું છું તે તત્ત્વજ્ઞાનને વિરોધી નથી. ઊલટું, તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તોને સારામાં સારી રીતે, અમલમાં મૂકવાનો માર્ગ તે એ કર્મયોગ જ છે. એથી બુદ્ધિ એકધારી અને સ્થિર થાય છે. દરેક પરિસ્થિતિમાં શું કરવું ઘટે અને શું ન કરવું ઘટે તેનો તત્કાળ નિર્ણય કરાવનારી થાય છે. એ વેદોના કર્મકાણ્ડનો સાવ નિષેધ કરતી નથી, તેમ અંધપણે, જાણે એ જ સર્વસ્વ હોય તેમ, એને જ અનુસરતી નથી. પણ, જેમ તળાવમાંથી માણસ પોતાને જરૂરનું હોય તેટલું જ પાણી ભરી જાય છે, તેમ વૈદિક કર્મોમાંથી એ બુદ્ધિ જરૂર જેટલું જ સ્વીકારી લે છે. ૪૬

"એવો જે આ બુદ્ધિયુક્ત કર્મયોગ તે તું ધ્યાનપૂર્વક, આળસને છોડીને સાંભળ.

"મેં તને અત્યારસુધી જે આત્માઅનાત્માના વિવેકની દૃષ્ટિ સમજાવી તે તત્ત્વજ્ઞાનનો માર્ગ કહેવાય છે. મનુષ્યનું એ જ છેવટનું આલંબન છે. પોતા પર સુખ આવી પડે, દુઃખ આવી પડે, પોતાને કરવાનું કર્મ મનને રુચિકર હોય કે કઠોર હોય, છેવટે એને સમાધાન રાખવા અને પ્રાપ્ત કરવાને તત્ત્વજ્ઞાન સિવાય બીજી કોઈ આધાર આપનાર વસ્તુ નથી.

"પરંતુ, કૌન્તેય, તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ કાંઈ કહ્યાથી સમજાઈ જતી નથી, અને કેવળ સમજાયાથી એમાં સ્થિર થઈ જવાતું નથી. વળી, કેવળ આત્માઅનાત્માના વિવેકથી કયા પુરુષે કયે સમયે શું કર્મ કરવું ઘટે અને શું ન કરવું ઘટે એ માલૂમ પડતું નથી. એ તો કર્માકર્મનો વિવેક જેને પહેલાંથી પ્રાપ્ત થયેલો જ હોય તેને, એમ વિવેકપૂર્વક વર્તતાં, જીવનમાં જે સુખદુઃખની નદીઓ આવે તેને તરવાં અને તેમાં સ્થિર રહેવા માટે તત્ત્વજ્ઞાન ઉપયોગી થાય છે. આથી, જ્ઞાનયોગ એટલે કુશળતાપૂર્વક જ્ઞાનનું આલંબન લેતાં જેમ આવડવું જોઈએ, તેમ કર્મયોગ એટલે કુશળતાપૂર્વક કર્માકર્મનો નિર્ણય કરવાની અને કુશળતાપૂર્વક તેનું આચરણ કરવાની તથા તત્ત્વદૃષ્ટિએ તેમાં સ્થિર રહેવાની યોગ્યતા પ્રાપ્ત કરવી જ જોઈએ. આને જ મેં યોગશાસ્ત્રની અથવા, વધારે ચોક્કસપણે કહું તો, કર્મયોગની દૃષ્ટિ કહેલી છે. એ કર્મયોગને તું બને તેટલી સ્પષ્ટતાથી સમજી લે એમ ઇચ્છું છું. કારણ, એ નિર્વિઘ્ન માર્ગ છે, એનું થોડા જ ક્ષેત્રમાં આચરણ થઈ શકે તો તેટલાયે ક્ષેત્રમાં એ મોટાં પાપોમાંથી અને ક્લેશોમાંથી બચાવે છે, એ બુદ્ધિને ડામાડોળ થવા ન દેતાં સ્થિર રાખે છે અને એની દૃષ્ટિ બરાબર સમજાઈ હોય તો મનુષ્ય શંકાના વમળમાં સપડાતો નથી." ૩૮-૪૧

શ્લોક ૪૨ થી ૪૬
મીમાંસક વૃત્તિ

"અર્જુન, મેં તને પેલા મીમાંસકોની દૃષ્ટિ કહી. જેટલી જાતનાં ભોગ અને ઐશ્વર્યની મનુષ્યના હૃદયમાં વાસના હોય તે દરેકની તૃપ્તિને અર્થે તેમણે અનેક પ્રકારના ઝીણાં ઝીણા વિધિઓવાળો અટપટો કર્મકાણ્ડ નિર્માણ કરેલો છે. જેટલા વિધિ તેટલા દેવો, તેટલા મંત્રો, તેટલાં ફળો અને તેટલાં પ્રાયશ્ચિત્તો તેઓએ ઉપજાવ્યાં છે. અમુક ઇચ્છા હોય તો અમુક કરવું, અમુક

ગયો. જેના બળ પર મુકુટધારીઓ પોતાના મુકુટની સ્થિરતા માટે આધાર રાખે અને બિનમુકુટધારીઓ મુકુટ મેળવવા આશા રાખે, જેને બળે કુલહીન યાદવો ભારતવર્ષમાં અજેય થઈને ફરે, એવા જનાર્દનનો સામાન્ય પ્રજાગણ માટેનો પ્રેમ જોઈ તેમના અપાર ઐશ્વર્ય અને ભાવનું જાણે રહસ્ય જોયું હોય એમ અર્જુનને લાગ્યું. લજ્જાથી નમ્ર બનેલો તે બોલ્યો:

"શ્રીકૃષ્ણ, પ્રિય સખા, સામાન્ય જનો પ્રત્યે મેં બતાવેલા અનાદર માટે મને ક્ષમા કરો. ધર્મનું તત્ત્વ ભણેલા જ સમજી શકે અને અભણ ન સમજે એ મારા વિચારમાં રહેલી ભૂલ મને સમજાઈ છે. પણ, ત્યારે હવે ધર્માધર્મ ઠરાવવાનો માર્ગ શો? તમે વેદશાસ્ત્રસંપન્ન શાસ્ત્રીઓને પણ એ કાર્યને માટે અયોગ્ય ઠરાવ્યા. ત્યારે હવે મારું કર્તવ્ય શું, એ ઠરાવવાનો જે ચોક્કસ માર્ગ હોય તે મને બતાવો, જેથી હું નિશ્ચિતપણે મારા ધર્મને સમજું.

"તમે જે તત્ત્વજ્ઞાનનો માર્ગ દર્શાવ્યો, તેથી હું એટલું સમજી શક્યો છું કે આત્માનો નાશ નથી અને દેહને અવિનાશી રાખવો શક્ય નથી, માટે જીવતામૂએલાનો ભેદ કરીને ધર્માચરણ છોડી દેવું યોગ્ય નથી. પરંતુ એનો અર્થ તો એ થાય કે માણસ મનમાં આવે તેમ વર્તી શકે. એ ગમે તેને મારે તોયે કાંઈ હરકત નહિ. શું તમારા કહેવાનો આ આશય છે? જો એમ હોય તો તમે કેમ શસ્ત્ર છોડીને બેસવાનો નિશ્ચય કરી શકો? તમારો ધર્મ ન મારવાનો અને મારો મારવાનો એવો ભેદ શું કામ? કૃપા કરીને મને જેમ સ્પષ્ટપણે સમજાય તેમ કહો."

અર્જુનનો પ્રશ્ન સાંભળી શ્રીકૃષ્ણ પ્રસન્ન સ્વરે બોલ્યા:

શ્લોક ૩૮થી ૪૧
योगदृष्टि

"ધનંજય, તને સત્ય સમજાય એ માટે જ હું પ્રયાસ કરી રહ્યો છું. તારે માટે એક તત્ત્વજ્ઞાન અને મારે માટે બીજું, તારે માટે ધર્મ ઠરાવવાની એક રીત અને મારે માટે બીજી એમ છે જ નહિ. બધાને માટે તત્ત્વજ્ઞાન એક જ છે, અને ધર્માધર્મનો નિર્ણય કરવાનો માર્ગ પણ એક જ છે:

"મેં તને અત્યારસુધી જે આત્માઅનાત્માના વિવેકની દૃષ્ટિ સમજાવી તે તત્ત્વજ્ઞાનનો માર્ગ કહેવાય છે. મનુષ્યનું એ જ છેવટનું આલંબન છે. પોતા પર સુખ આવી પડે, દુઃખ આવી પડે, પોતાને કરવાનું કર્મ મનને રુચિકર હોય કે કઠોર હોય, છેવટે એને સમાધાન રાખવા અને પ્રાપ્ત કરવાને તત્ત્વજ્ઞાન સિવાય બીજી કોઈ આધાર આપનાર વસ્તુ નથી.

"પરંતુ, કૌન્તેય, તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ કાંઈ કહ્યાથી સમજાઈ જતી નથી, અને કેવળ સમજાયાથી એમાં સ્થિર થઈ જવાતું નથી. વળી, કેવળ આત્માઅનાત્માના વિવેકથી કયા પુરુષે કયે સમયે શું કર્મ કરવું ઘટે અને શું ન કરવું ઘટે એ માલૂમ પડતું નથી. એ તો કર્માકર્મનો વિવેક જેને પહેલાંથી પ્રાપ્ત થયેલો જ હોય તેને, એમ વિવેકપૂર્વક વર્તતાં, જીવનમાં જે સુખદુઃખની નદીઓ આવે તેને તરવા અને તેમાં સ્થિર રહેવા માટે તત્ત્વજ્ઞાન ઉપયોગી થાય છે. આથી, જ્ઞાનયોગ એટલે કુશળતાપૂર્વક જ્ઞાનનું આલંબન લેતાં જેમ આવડવું જોઈએ, તેમ કર્મયોગ એટલે કુશળતાપૂર્વક કર્માકર્મનો નિર્ણય કરવાની અને કુશળતાપૂર્વક તેનું આચરણ કરવાની તથા તત્ત્વદૃષ્ટિએ તેમાં સ્થિર રહેવાની યોગ્યતા પ્રાપ્ત કરવી જ જોઈએ. આને જ મેં યોગશાસ્ત્રની અથવા, વધારે ચોક્કસપણે કહું તો, કર્મયોગની દૃષ્ટિ કહેલી છે. એ કર્મયોગને તું બને તેટલી સ્પષ્ટતાથી સમજી લે એમ ઇચ્છું છું. કારણ, એ નિર્વિઘ્ન માર્ગ છે, એનું થોડા જ ક્ષેત્રમાં આચરણ થઈ શકે તો તેટલાયે ક્ષેત્રમાં એ મોટાં પાપો-માંથી અને ક્લેશોમાંથી બચાવે છે, એ બુદ્ધિને ડામાડોળ થવા ન દેતાં સ્થિર રાખે છે અને એની દૃષ્ટિ બરાબર સમજાઈ હોય તો મનુષ્ય શંકાના વમળમાં સપડાતો નથી." ૩૮-૪૧

"અર્જુન, મેં તને પેલા મીમાંસકોની દૃષ્ટિ કહી. જેટલી જાતનાં ભોગ અને ઐશ્વર્યની મનુષ્યના હૃદયમાં વાસના હોય તે દરેકની તૃપ્તિને અર્થે તેમણે અનેક પ્રકારના ઝીણાં ઝીણા વિધિઓવાળો અટપટો કર્મકાણ્ડ નિર્માણ કરેલો છે. જેટલા વિધિ તેટલા દેવો, તેટલા મંત્રો, તેટલાં ફળો અને તેટલાં પ્રાયશ્ચિત્તો તેઓએ ઉપજાવ્યાં છે. અમુક ઇચ્છા હોય તો અમુક કરવું, અમુક

શ્લોક ૪૨ થી ૪૬
મીમાંસક વૃત્તિ

અરિષ્ટ ટાળવા અમુકની પૂજા કરવી વગેરે ગૂંચવણોનો તેમાં પાર નથી. એ પોતે એમાં ગૂંચવાયેલા રહે છે અને સામાન્ય લોકોને ગૂંચવાયેલા રાખે છે. જુદા જુદા દેવોનો ભય, અરિષ્ટોનો ભય, અથવા સુખ કે ભોગની લાલસા—એમ ભયથી જ તેઓ બેબાકળા રહે છે અથવા લાલસાથી મોહિત રહે છે. આ લોકનાં સુખ કે સ્વર્ગનાં સુખ એ એથી આગળ જવાનું તેમની કલ્પનામાં જ નથી. રાગ અને દ્વેષથી વિરહિત અવસ્થા તેમને આ જીવનમાંયે નથી અને પરજીવનમાંયે નથી. જેમ રાજાને રીઝવીને કોઈ ડુંગળીની ટોપલીનું ઇનામ માગે તેમ સમસ્ત વેદોને એમણે આવી રીતે આવાં નાશવંત, નિર્માલ્ય, ત્રિગુણના દોષોથી ભરેલાં, બુદ્ધિને અસ્થિર કરી નાંખનારાં અને આવાગમનમાં સદૈવ બાંધી રાખનારાં પરિણામો માટે જ યોજ્યા છે. ૪૨-૪૪

"ધનુર્ધર, આવા નિઃસત્ત્વ કર્મશાસ્ત્ર કે ધર્મશાસ્ત્રને હું મહત્ત્વ આપતો નથી. એમાં તારી બુદ્ધિને ગૂંચવવા હું ઇચ્છતો નથી. ત્રિગુણથી પર રાગદ્વેષરહિત, નિત્યસત્ત્વસ્થ અને યોગક્ષેમની ચિંતાથી મુક્ત એવી સ્થિતિ પ્રત્યે વાળનારા, એ સ્થિતિમાં રહેનારાનેયે જે યોગ્ય હોય તેવા કર્મોથી વિમુખ ન કરનારા, કર્મજડ પણ નહિ, અને જડપણે કર્મહીન પણ નહિ—એવા કર્મયોગનો હું તને બોધ આપવા ઇચ્છું છું. ૪૫

"કૌન્તેય, જે કર્મયોગનો હું તને બોધ આપવા ઇચ્છું છું તે તત્ત્વજ્ઞાનને વિરોધી નથી. ઊલટું, તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તોને સારામાં સારી રીતે, અમલમાં મૂકવાનો માર્ગ તે એ કર્મયોગ જ છે. એથી બુદ્ધિ એકધારી અને સ્થિર થાય છે. દરેક પરિસ્થિતિમાં શું કરવું ઘટે અને શું ન કરવું ઘટે તેનો તત્કાળ નિર્ણય કરાવનારી થાય છે. એ વેદોના કર્મકાણ્ડનો સાવ નિષેધ કરતી નથી, તેમ અંધપણે, જાણે એ જ સર્વસ્વ હોય તેમ, એને જ અનુસરતી નથી. પણ, જેમ તળાવમાંથી માણસ પોતાને જરૂરનું હોય તેટલું જ પાણી ભરી જાય છે, તેમ વૈદિક કર્મોમાંથી એ બુદ્ધિ જરૂર જેટલું જ સ્વીકારી લે છે. ૪૬

"એવો જે આ બુદ્ધિયુક્ત કર્મયોગ તે તું ધ્યાનપૂર્વક, આળસને છોડીને સાંભળ.

"ધર્માનુજ, મીમાંસકો પોતાના આખા શાસ્ત્રને ધર્મશાસ્ત્ર કહે છે. જે કાંઈ સકામ કે નિષ્કામ યજ્ઞયાગો અને વિધિઓનું તેઓ નિરૂપણ કરે છે, તે બધાંને તેઓ ધર્મના વિધિઓ કહે છે અને તેને જ ધર્માચરણ માને છે. આથી મીમાંસકો જેનો પ્રચાર કરે છે તે સામાન્ય વ્યવહારમાંયે ધર્મશાસ્ત્ર કહેવાય છે. વળી, આ ધર્મવિધિને કર્મકાણ્ડ એવું બીજું નામ પણ છે. તેથી મીમાંસકોને કર્મકાણ્ડી પણ કહે છે.

શ્લોક ૪૭ થી ૪૯

"મેં તને પૂર્વે કહ્યું તેમ એ શાસ્ત્ર ઘણુંખરું ભોગ અને ઐશ્વર્યની વાસનાની તૃપ્તિને અર્થે જ પ્રવર્તેલું છે. આથી, મોક્ષપરાયણ તત્ત્વજ્ઞાનીઓને એના પ્રત્યે અનાદર થયેલો જોવામાં આવે છે. આથી કર્મમાત્રનો નિષેધ કરનારો એક સંપ્રદાય નિર્માણ થયો છે. એઓ જ ઘણુંખરું સાંખ્યવાદીઓને નામે ઓળખાય છે.

"હવે, આ બાબતમાં મારા જે વિચારો છે તે હું તને કહું છું.

"અર્જુન, ધર્મશાસ્ત્રોને તથા તત્ત્વજ્ઞાનને બેયને વિચારીને મેં એવો નિર્ણય કરેલો છે કે ધર્મશાસ્ત્રોમાંના સર્વે જ ધર્મોનો ત્યાગ ઇષ્ટ પણ નથી અને શકય પણ નથી. આથી ધર્મશાસ્ત્રોમાં વર્ણવેલા ધર્મોના મેં બે વિભાગ પાડેલા છે: કર્મ અને અકર્મ. જે ધર્મો આચરણ કરવા યોગ્ય છે, મોક્ષને આડે આવતા નથી, તત્ત્વજ્ઞાનમાં સ્થિર કરનારા છે, જે પ્રજાનાં ધારણ અને પોષણ માટેયે આવશ્યક છે તથા આચરનારાના સત્ત્વને સ્થિર કરનારા તથા શુદ્ધ કરનારા છે તે ધર્મોને હું કર્મ કહું છું. એથી ઊલટું, જે ધર્મો કેવળ વાસનાયુક્ત બુદ્ધિથી જ થઈ શકે એવા છે, જેનું રાગદ્વેષ વિના આચરણ થઈ શકે જ નહિ, જે ન આચરવાથી કેટલાક નાશવંત અને અનાવશ્યક ભોગોની પ્રાપ્તિ ન થાય તે સિવાય પોતાનું કે પ્રજાનું કશું અહિત કરતા નથી, તથા જે સત્ત્વસંશુદ્ધિમાં કશીયે મદદ કરતા નથી, આવા ધર્મોને હું અકર્મ કહું છું. પુત્રાદિની પ્રાપ્તિ માટે, શત્રુના નાશ માટે, વરસાદ માટે, સ્વર્ગમાં એકાદ ઝૂંપડી ઊભી કરવા માટે કરવામાં આવતાં હવનો, ગ્રહપૂજા વગેરે આવાં અકર્મો છે.

"પાંડવ, આવાં અકર્મો વિષે હું તને શ્રદ્ધાળુ કરવા ઇચ્છતો નથી. એ ધર્મોનું આચરણ ન કરવાથી કશું અનિષ્ટ થતું નથી.

એટલું જ નહિ, પણ ઊલટું, એ વિષે ઉદાસીન રહેવાથી બુદ્ધિ સ્થિર, પુરુષાર્થી, અને સ્પષ્ટદર્શી થાય છે. એથી ઊલટું, એની જાળમાં સપડાયેલી બુદ્ધિ ગૂંચવાયેલી, વહેમી અને સ્વતંત્ર વિચાર કરવાની શક્તિવિનાની બને છે.

"અર્જુન, અકર્મ વિષે તારી આસક્તિ ન હો એમ હું ઇચ્છું.

"પાર્થ, આ પ્રમાણે મેં તને કર્મ અને અકર્મનો ભેદ સમજાવ્યો. કર્મ એટલે અવશ્ય આચરવા યોગ્ય ધર્મો, અને અકર્મ એટલે અનાવશ્યક ધર્મો.

"પરંતુ, સવ્યસાચી, કર્મના આચરણ વિષે પણ બે માર્ગ રહેલા છે, તેનો ભેદ તું સમજી લે. મેં તને જે કર્મો કહ્યાં તે સર્વે

अनासक्तियोग

સંસારના નિર્વાહને માટે—વ્યક્તિનું તેમ જ લોકનું જીવન સારી રીતે ચાલવા માટે—અનિવાર્યપણે કરવાં પડે છે. પરંતુ એ કર્મો કરવામાં મનુષ્યની બુદ્ધિ બે પ્રકારની હોય છે. સામાન્ય માણસો એ કર્મોને એમાંથી નીપજનારાં ફળો પ્રત્યે દૃષ્ટિ રાખીને જ કરે છે. એટલું જ નહિ, પણ એ ફળોનો લાભ એમણે ધાર્યો હોય એવી રીતે જ પ્રાપ્ત થાય એવી તેમની ઇચ્છા હોય છે. જો એ પ્રકારનો લાભ ન થાય તો તેઓ નિરાશ થાય છે અને દુઃખી થાય છે.

"પણ, કપિધ્વજ, કર્મો સદા ધાર્યા મુજબ જ ફળ આપે, લાભદાયી જ થાય, અને આચરનારને પોતાને જ લાભદાયી થાય એવું હમેશાં બનતું નથી. અનેક વિઘ્નો ઉત્પન્ન થઈ મનુષ્યની ગણતરી ખોટી પાડે છે અને કર્મને નિષ્ફળ કે નુકસાન દેનારું કરે છે, અથવા કોઈ અણધાર્યા પ્રાણીને જ લાભદાયી થાય છે. આ પરિસ્થિતિમાં અજ્ઞાની તથા કર્મના ફળ વિષે આસક્તિવાળો મનુષ્ય ધીરજ ખોઈ બેસે છે અને પોતાના ચિત્તને ક્લેશ કરે છે. પરંતુ, તત્ત્વના જ્ઞાનવાળો અનાસક્ત પુરુષ તેવે સમયે ધીરજ રાખી પોતાની શાંતિનો ભંગ થવા દેતો નથી.

"ભારત, યોગી અને અયોગી, જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે આટલો જ ભેદ તું સમજ. અવશ્ય કરવા યોગ્ય કર્મોને વિવેકપૂર્વક અને બુદ્ધિથી યોજી શકાય તેવા સર્વે શુદ્ધ ઉપાયો સહિત કરવાં

અને પછી તેનું ફળ મળે, ન મળે, કે ધાર્યા કરતાં કોઈ ત્રીજાને જ મળે, તે સર્વે પરિસ્થિતિમાં ચિત્તની સમતા — સ્થિરતા — રાખનાર પુરુષ યોગી અને જ્ઞાની છે. એ ફળની આશાને છોડી ન શકનાર અયોગી અને અજ્ઞાની છે.

"પૃથાનંદન, કર્મયોગના સિદ્ધાન્તો હું તને વળી ટૂંકામાં કહી જાઉં છું તે તું ધ્યાનપૂર્વક સાંભળ.

"અપકર્મો કરવાં એટલે ધર્મવિરુદ્ધ કર્મો કરવાં, કે કામ્યકર્મો કરવાં એટલે ધર્મશાસ્ત્રમાં ગણાવેલાં છતાં ઉપર કહ્યા મુજબ વાસનાત્મક કર્મો કરવાં, અથવા કર્તવ્યકર્મોનો પણ ત્યાગ કરવો તે સર્વે અકર્મ છે એમ મારો મત છે. એવાં અકર્મમાં તારી આસક્તિ ન હોવી જોઈએ. પરંતુ કર્મ એટલે નિયત કર્મો, સત્કર્મો તથા કર્તવ્યકર્મો તારે સાવધાનપણે તથા કુશળતાથી કરવાં જ ઘટે.

"કૌન્તેય, પરંતુ તું જો આવાં કર્મોને પણ ફળના આગ્રહવાળી બુદ્ધિથી કરશે તો તે કર્મો તને બંધનકારક થયા વિના રહેશે નહિ. અમુક કર્મ કરવાની ફરજ જ છે એવો નિશ્ચય થવા છતાં, જે પુરુષ ફરજને મહત્ત્વ આપવાને બદલે એની સિદ્ધિઅસિદ્ધિને મહત્ત્વ આપે છે, અથવા એનું ફળ અમુકને જ મળે એવી આકાંક્ષા રાખે છે, તે જેમ કોઈ કૃપણ પુરુષ પોતાના કે પોતાનાં દાસદાસીઓના નિર્વાહ માટે આવશ્યક હોય તેટલા આહારમાંયે કરકસર કરે અને ઓછાથી ચલાવવા ઇચ્છે, અથવા આટલું બધું ખાવું પડે છે એમ માની દુઃખ કરવા બેસે તેના જેવો રંક વૃત્તિનો પુરુષ છે. તે કર્તવ્યકર્મો કરતાં છતાંયે સદા અશાંત અને અતૃપ્ત જ રહે છે. આથી, કર્માચરણ એ જ સર્વસ્વ નથી, પણ એના ફળ વિષે અનાસક્તિ — અથવા કર્માચરણને અંતે લાભ થાઓ, ગેરલાભ થાઓ, યશ મળો, અપયશ મળો, એ બંને સ્થિતિમાં ચિત્તની જ્ઞાનયુક્ત સમતા — એ અતિશય મહત્ત્વની વસ્તુ છે. એમ જો ન હોય તો કરોડો ગરીબ માણસો સદાયે શાંતિ જ ભોગવે. કારણ તેઓ ભોગવિલાસ માટે કશું કરતા નથી. પરંતુ જેમ અતિશય જ્ઞાની પણ કેવળ દેહના નિર્વાહાર્થે કર્મ કરે તેમ, તેઓ એટલાં જ કર્મ કરે છે. પણ તેઓનેયે શાંતિ નથી, કારણ કે ફલાસક્તિને લીધે

તેમને એ કર્મો નિયત અને થોડાં જ હોવા છતાં બંધનકારક થાય છે.

"ગાંડીવધર, કર્મયોગ શબ્દનો અર્થ હવે તારા સમજવામાં આવ્યો હશે. કર્મ શબ્દથી કામ્યકર્મોનો, અપકર્મોનો તેમ જ અકર્મણ્યતાનો નિષેધ થાય છે; કેવળ સત્કર્મો, નિયત કર્મો અને કર્તવ્યકર્મોનો જ એમાં સમાવેશ થાય છે; અને યોગ શબ્દનો અર્થ કુશળતાપૂર્વક તથા યશઅપયશમાં ચિત્તની સમતાપૂર્વક—અથવા ફળ પ્રત્યે અનાસક્તિપૂર્વક—વ્યવહાર એવો થાય છે." ૪૭-૪૯

"ગુડાકેશ, જ્ઞાની તથા અજ્ઞાની બન્નેના જીવનવ્યવહારને તપાસીને મેં એવો નિર્ણય કર્યો છે કે અમુક કૃત્ય કર્યાથી પુણ્ય લાગે છે અને અમુક કરવાથી પાપ લાગે છે

શ્લોક ૫૦-૫૧

એમ જે કહેવાય છે તેનું કારણ એ નથી કે એ કૃત્ય સારું લાગે એવું છે કે કઠોર લાગે એવું છે. પરંતુ, પહેલાં તો એ કૃત્ય ધર્મ છે કે અધર્મ છે એટલે ધર્મશાસ્ત્રમાં કહ્યા મુજબ છે કે નહિ એ જોવું પડે છે. જો એ કૃત્ય અધર્મ હોય તો તે પાપમય કહેવાય છે. પણ જો એ કૃત્ય ધર્મ હોય તો તો તે પુણ્યમય કહેવાય છે. ૫૦

"આ તો પાપપુણ્યની દૃષ્ટિએ વિચાર થયો. પરંતુ, તત્ત્વજ્ઞાની કેવળ આવા પાપપુણ્યનો વિચાર કરતા નથી. એ તો કર્મ બંધનકારક છે કે મોક્ષદાયક છે તે દૃષ્ટિએ એનો વિચાર કરે છે. એ દૃષ્ટિએ પુણ્ય લાવનારા ધર્મો બંધનકારક ન હોય એવું કાંઈ નથી. એમાં તો કર્મનાં ફળ પ્રત્યેની દૃષ્ટિ જ મહત્ત્વની બને છે. કર્મનું આચરણ કરવાથી બંધન થાય છે અને અનાચરણથી મોક્ષ થાય છે એવો મત મને બરાબર લાગતો નથી. મારા મત પ્રમાણે તો ફળ વિષે આસક્તિ હોવાને લીધે કર્મમાંથી નિવૃત્ત થવું એ પણ બંધનકારક થાય અને એવી આસક્તિ વિના કર્મમાં પ્રવૃત્ત થવું એ મોક્ષપ્રદ થાય. એટલે કે, જે જ્ઞાની પુરુષ કર્મના ફળ વિષે આસક્તિરહિત થઈને કર્મનું સવિવેક આચરણ કરે છે તેને કર્મ બંધનરૂપ થતાં નથી, પણ મોક્ષપ્રદ જ થાય છે." ૫૧


मोक्ष
युक्त
बंधन
अयुक्त
अकर्म
परधर्म
अधर्म
कर्म
स्वकर्म
स्वधर्म
विकर्म
विधर्म
कर्मभूमि

યોગેશ્વર શ્રીકૃષ્ણના કર્મયોગના આ સિદ્ધાન્તો અર્જુનને કાંઈ સ્પષ્ટપણે સમજાયા નહિ. એની શૂન્યવત્ દૃષ્ટિ ઉપરથી શ્રીકૃષ્ણ ચેતી ગયા કે આ 'ભેંસ આગળ ભાગવત' જેવું થવા લાગ્યું છે, તેથી એની તંદ્રાને ઉડાડી એને જાગૃત કરવા કાંઈક ચેતનાની જરૂર છે. કારણ, તત્ત્વજ્ઞાનનો વિષય જ એવો છે કે શ્રોતા પગલે પગલે ગુરુનાં વાક્યોનો ભાવાર્થ સમજતો જાય અને તેમાં બુદ્ધિપૂર્વક રસ લઈ પ્રશ્નો પૂછીને વિષયનો વિકાસ કરતો જાય તો જ એનું ગાડું આગળ ચાલે. આટલું બધું નિરૂપણ કરી ગયા છતાં અર્જુને શ્રીકૃષ્ણને એક પણ પ્રશ્ન ન પૂછ્યો તેથી કદાચ એ અસાવધ થયો હશે, એવી શ્રીકૃષ્ણને શંકા ગઈ. આથી, તેઓ બોલ્યા :

श्लोक ५२–५३
अस्थिर बुद्धि

"અર્જુન, મને લાગે છે કે આ બધું હું તને કહી ગયો તે તારા સમજવામાં આવ્યું નથી. કારણ કે તારી બુદ્ધિ આજે શોક અને મોહના દરિયામાં ઝોલાં ખાય છે. મેં તને પહેલાં જ કહ્યું હતું કે ધર્મનો માર્ગ પ્રસન્ન ચિત્તમાંથી સૂઝે છે. જેના મનમાં ખેદ ભરેલો છે, તે જે સાંભળવાનું અને જે સાંભળ્યું તે બન્ને વિષે ઉદ્વેગવાળો હોવાથી નિઃશંક થઈ શકતો નથી. શાસ્ત્રોની અનેક જાતની વાતો સાંભળીને વ્યગ્ર થયેલી તારી બુદ્ધિ જ્યારે વિચારની એકધાર પર આવી જશે, ત્યારે તું વિચાર કરવા શક્તિમાન થઈશ અને વિષયના હાર્દને સમજી શકીશ."૫૨-૫૩

શ્રીકૃષ્ણના છેલ્લા શબ્દોથી જાણે એકાએક ચમકી ઊઠ્યો હોય તેમ અર્જુન ટટ્ટાર થઈ ગયો. પોતે બરાબર સમજ્યો નથી એમ શ્રીકૃષ્ણનું કહેવું એને ઠપકારૂપ ભાસ્યું. તેથી પોતે ખૂબ સાવધ થઈને શ્રીકૃષ્ણનું એકેએક વાક્ય સાંભળ્યું છે એમ દેખાડવા માટે એણે જનાર્દનનું છેલ્લું વાક્ય ઉપાડી લીધું અને તે પરથી પ્રશ્ન ઉપજાવી કાઢી બોલ્યો :

श्लोक ५४
स्थितप्रज्ञनां लक्षणो

"કેશવ, મારી બુદ્ધિ વ્યગ્ર થયેલી છે, સ્થિર નથી, એમ તમે કેવી રીતે જાણ્યું? સ્થિરબુદ્ધિવાળા મનુષ્યનાં શાં લક્ષણો હોય? એ શી રીતે બોલે, શી રીતે બેસે, શી રીતે ચાલે?"૫૪

અર્જુનની યુક્તિ ચતુરશિરોમણિ શ્રીકૃષ્ણના ધ્યાન બહાર ગઈ નહિ. એ સમજી ગયા કે ભાઈસાહેબને ઝોલું આવી ગયું હતું તે છુપાવવા માટે એણે છેલ્લા ટપકાના વાક્યમાંથી જાણે સિદ્ધાન્તનો પ્રશ્ન ઉપજ્યો હોય તેમ મોટો પ્રશ્ન પૂછી લીધો છે, પણ તેની આગળ કરેલા કર્મયોગના સિદ્ધાન્તનું નિરૂપણ તો પૂરેપૂરું સાંભળ્યું જ નથી, અને તેથી પાછો 'पुनश्च हरिः ॐ' કરાવશે. પણ પોતાના શિષ્ય, પુત્ર કે સખાની આવી ખામીઓ જાણ્યા છતાં, તેને વહાલથી નિભાવી લેવી એ ગુરુ, માતા અને મિત્રનો સહજ સ્વભાવ જ હોય છે. આથી, જેના પ્રેમની સગાઈથી બંધાઈને એમણે એનો રથ હાંકવાનું કામ પણ સ્વીકાર્યું હતું, તે એને પચ્ચીસ વાર પણ ફરીફરી સમજાવવું પડે તોયે કંટાળે એમ થોડા જ હતા? આથી અર્જુનના અપ્રસ્તુત પ્રશ્નને ઊલટો પ્રસ્તુત કરી મૂકી, એમણે એ મિષે જ્ઞાનનિષ્ઠ પુરુષ વિષેનો પોતાનો આદર્શ રજૂ કરવાની તક લઈ લીધી.

અર્જુનના પ્રશ્નનો વિસ્તારપૂર્વક ઉત્તર આપતાં મધુસૂદન બોલ્યા:

"અર્જુન, તેં તે આ કેવો પ્રશ્ન પૂછ્યો? તારા મનમાં હશે કે સ્થિરબુદ્ધિવાળા પુરુષોની બોલવા–ચાલવા–બેસવાની કોઈ ખાસ ઢબ હશે, જે શીખી લેવાથી સ્થિતપ્રજ્ઞ થઈ જવાય. જો કેવળ બોલવા–ચાલવા–બેસવાની રીત વિષે જ તારો પ્રશ્ન હોય તો હું તને એક શબ્દમાં જ તેનો ઉત્તર આપી દઉં. તે શબ્દ 'સહજ' છે. જ્ઞાની પુરુષ સહજ કે અકૃત્રિમપણે બોલે છે–ચાલે છે–બેસે છે, ક્યાંયે દેખાવ કરવાનું એના સ્વભાવમાં જ નથી હોતું. આથી જ્ઞાનીની ઢબનું કોઈ લાંબો વખત સુધી પૂરેપૂરું અનુકરણ પણ કરી શકતું નથી.

શ્લોક ૫૫

"આનું કારણ તું પૂછતો હોય તો સમજાવું: જ્ઞાની પુરુષ જેવો સ્વભાવથી હોય તેથી જુદા પ્રકારનો દેખાવા ઇચ્છતો જ નથી. કારણ, જે પુરુષ સ્વભાવને ઢાંકવા પ્રયત્ન કરે છે અને હોય તેનાથી વિશેષ ડહાપણ, સમજણ, વિવેક, જ્ઞાન વગેરેના ભાવો દર્શાવે છે, તે જાણે છે કે પોતાનો સહજ સ્વભાવ જોઈએ તેટલો પોતાને કે બીજાને સંતોષ ઉપજાવે એવો નથી. પોતાના ચિત્તના ભાવો માટે

અસંતોષ હોવાને લીધે એ શી રીતે સહજપણે વર્તે ? અને જ્યાં સુધી ચિત્તની સર્વે વાસનાઓનો ક્ષય થયો નથી અને તેથી કાંઈક પ્રાપ્ત કરવાનું રહેલું છે એમ મનમાં લાગ્યા કરે છે, ત્યાં સુધી ચિત્તમાં પૂર્ણ સંતોષ પણ ક્યાંથી હોય ? આથી, નિર્વાસનિક થયેલા પુરુષનું આત્મસંતોષવાળું અને વિવેકયુક્ત છતાં અકૃત્રિમ વર્તન, એ સ્થિરબુદ્ધિનું પહેલું લક્ષણ છે એમ સમજ."૫૫

આત્મસંતુષ્ટ પુરુષના અકૃત્રિમ વર્તનને જ્ઞાનીનું લક્ષણ કહેવાથી અર્જુનના મનમાં એક શંકા ઊઠી.

શ્લોક ૫૬–૫૭ તે બોલ્યો :

"જનાર્દન, ઘણી વાર એવું જોવામાં આવે છે કે મદોન્મત્ત પુરુષો આત્મસંતુષ્ટ જેવા દેખાય છે, અને પોતાના મદને લીધે બીજાઓ પ્રત્યે, એક રીતે જોતાં, અકૃત્રિમપણે વર્તે છે. કોઈક પુરુષ બધાની આગળ કામ, ક્રોધ, લોભ, અહંકાર વગેરેને દબાવી ન શકે, પણ પોતે જેને પોતાથી વિશેષ સમજતો હોય ત્યાં એ વિકારોને દબાવીને વર્તે છે. બીજો પુરુષ પોતાના અભિમાનમાં એટલો છકેલો રહે છે કે તે દુનિયામાં કોઈની પરવા કરતો નથી અને પોતાના સ્વભાવને છડેચોક પ્રગટ કરતાં શરમાતો નથી. બાહ્ય દૃષ્ટિએ પહેલા પુરુષનું વર્તન કૃત્રિમ છે, અને બીજાનું અકૃત્રિમ છે. પણ તેથી શું એને જ્ઞાની કહી શકાય કે ? અને જો એ જ્ઞાનની ભાષાનો હમેશાં ઉપયોગ કરતો હોય તો એને સ્થિતપ્રજ્ઞ કહી શકાય કે ?"

અર્જુનનો પ્રશ્ન સાંભળી એની સુસ્તી ઊડી ગઈ છે એ શ્રીકૃષ્ણના જાણવામાં આવ્યું. તેથી એ પ્રસન્ન થઈ બોલ્યા :

"અર્જુન, તેં ઠીક પ્રશ્ન કર્યો. સાચું પૂછતાં, કોઈ પુરુષ જ્ઞાની છે કે અજ્ઞાની એ એકાદબે પ્રસંગમાં સમજાતું જ નથી. જેઓ એકાદબેવારના પરિચય પરથી કોઈ માણસને જ્ઞાની કે અજ્ઞાની ઠરાવે છે તેઓ ભૂલથાપમાં પડે એવો ઘણો સંભવ છે. મનુષ્યનાં જ્ઞાન કે અજ્ઞાન ગાઢ પરિચયથી જ જણાય છે. જો એ સાચે જ સ્થિર-બુદ્ધિની સીમાને પહોંચ્યો હશે તો ગમે તેવું દુઃખ આવી પડતાં તું એને વિહ્વળ થયેલો, ધૈર્ય ખોઈ બેઠેલો, પરમેશ્વર કે દૈવને દોષ દેતો કે બબડાટકકળાટ કરતો નહિ જુએ. એ જ પ્રમાણે એને તું

સુખને માટે હાયવોય કરતો નહિ જુએ. સુખ પ્રાપ્ત થતાં હર્ષઘેલો થતો નહિ જુએ. સુખ અને દુઃખ બંનેમાં એનું જીવન એક જ સરખું શાંતિ અને ધીરજથી વીતતું દેખાશે. વળી, ગમે તેટલા લાંબા કાળનો પરિચય થાય, તોયે તું કદી એને રાગ, ભય કે ક્રોધથી પરાભૂત થયેલો નહિ ભાળે. આ પ્રમાણે શુભઅશુભમાં હર્ષશોક-વિનાનું તથા રાગદ્વેષવિનાનું વિચારમય તથા આસક્તિરહિત જીવન સ્થિતપ્રજ્ઞનું લક્ષણ છે એમ કહેવાને હરકત નથી. ૫૬–૫૭

"વળી, હે અર્જુન, જ્ઞાનથી જેની મતિ સ્થિર થયેલી છે, તેનાં કેટલાંક બાહ્ય લક્ષણો હું કહું તે સાંભળ. જેમ યુવાવસ્થા કે વૃદ્ધાવસ્થા શરીરમાં નિર્માણ થાય છે ત્યારે તે શરીરના એકાદ અવયવમાં જ જણાતી નથી, પણ ધીમેધીમે શરીરની એકેએક ઇન્દ્રિય, અરે, એના રોમેરોમ પણ એનાં ચિહ્નો દર્શાવી આપે છે; અથવા, જેમ માણસને હર્ષ કે ક્રોધનો અત્યંત આવેશ થાય, તો તે એનાં મુખ, આંખ, કાન, હાથ, પગ સર્વેમાં પરખાઈ આવે છે, તેમ જ મનુષ્યના ચિત્તમાં ઊપજેલું જ્ઞાન એની એકેએક ઇન્દ્રિય અને કૃતિમાં પ્રગટ થયા વિના રહેતું નથી.

શ્લોક ૫૮
इंद्रियनिग्रह

"કૌન્તેય, મનુષ્યની જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો એ એના હૃદયમાં અને બુદ્ધિમાં કેવું જ્ઞાન કે અજ્ઞાન વસે છે તેને પ્રગટ કરનારાં સાધનો છે. એ સાધનો કાંઈક સ્થૂળ (જેવાંતેવાં) છતાં પુરુષના જ્ઞાનનો ખ્યાલ આપવાને એ જ અનુકૂળ છે. માટે જ્ઞાનીનો પોતાની ઇન્દ્રિયો સાથેનો સંબંધ અવશ્ય જાણી લેવો ઘટે છે.

"આ બાબતમાં, પાર્થ, મારો એવો નિશ્ચિત મત છે કે સ્થિરમતિવાળા જ્ઞાની પુરુષની ઇન્દ્રિયો એને સંપૂર્ણપણે સ્વાધીન હોય છે. જેમ કાચબો પોતાનાં અંગોને સંકેલી લઈ શકે છે, તેમ જ્ઞાની પુરુષ પોતાની ઇંદ્રિયોને તુરત જ રોકી લઈ શકે છે. ધનુર્ધર, ઇંદ્રિયોનો વિષયો પ્રત્યેનો વેગ કેટલો કાબૂમાં આવેલો છે, કેટલો ઘટ્યો છે તથા તેમનું આચરણ કેટલું વિવેક અને સંયમવાળું થયું છે, એ એની મતિ કેટલી સાચે જ સ્થિર થઈ છે એ જાણવાનું એક મહત્ત્વનું સાધન છે એમ સમજ." ૫૮

ઇંદ્રિયજયના સંબંધમાં જ્ઞાની પુરુષ કેમ વર્તે તે વિષેનો શ્રીકૃષ્ણનો મત સાંભળી અર્જુનના મનમાં વળી

શ્લોક ૫૯ થી ૬૧ એક શંકા ઊઠી. તે બોલ્યો :

"કેશવ, કાચબાની જેમ જ્ઞાની પુરુષ ઇંદ્રિયોને વિષયોથી ખેંચી લે છે એમ જે તમે કહ્યું, તે શું પોતાની ઇંદ્રિયોને તેનાતેના વિષયો ભોગવવાને અયોગ્ય કરી દઈને ખેંચવી કે એનો કોઈ બીજો ઉપાય છે? આંખ જુએ છે સારે કુમાર્ગે જાય છે ને? એ આંખ પર માતા ગાંધારીની પેઠે પાટા બાંધી રાખીએ તો એ કેવી રીતે ચંચળ થશે? એવી રીતે જ્ઞાની પુરુષ સર્વે ઇંદ્રિયોને નિરાહાર રાખે છે શું? અને ઇંદ્રિયોને વશ કરવાનો જો એવો વિધિ હોય, તો એમ ક્યારે અને ક્યાં સુધી કરવું જોઈએ? કારણ, તમે, મહર્ષિ વ્યાસ વગેરે જે પ્રસિદ્ધ જ્ઞાનીઓને હું જોઉં છું તેઓને એ રીતે ઇંદ્રિયોને સંકેલીને બેઠેલા હું જોતો નથી."

અર્જુનના પ્રશ્નને વધાવી લેતાં શ્રીકૃષ્ણ બોલ્યા :

"પાર્થ, ઇંદ્રિયોને તેના વિષયો ન આપવાથી તેની ઘણી ચંચળતા ઓછી થઈ જાય છે એમાં શંકા નથી. ઇંદ્રપ્રસ્થની સભાને જો તમે ભાઈઓએ રચી જ ન હોત અને દુર્યોધનને એ જોવા બોલાવ્યો ન હોત, તો એને તમારો વૈભવ જોઈને જે અદેખાઈ ઉત્પન્ન થઈ તે કદાચિત્ થઈ ન હોત. પણ તમારી જ શું કામ વાત કરું? મેં દ્વારકાને જે રીતે સમૃદ્ધિશાળી અને ભોગોથી ભરપૂર કરી છે તે ન કરી હોત, તો યાદવોમાં આજે જે દુર્વ્યસનોએ ઘર ઘાલ્યું છે તેથી તેઓ મુક્ત રહ્યા હોત. મારા ગોકુળવાસીઓને દારૂ, જુગાર વગેરે મન તથા ઇંદ્રિયોને ખરાબ કરી નાંખનારા વિષયોનો સંયમ કરવાનો કાંઈ થોડો જ પ્રયત્ન કરવો પડે છે? જે ગામ ગયા ન હોઈએ, અને જેનું નામે ન સાંભળ્યું હોય તે સ્વપ્નમાંયે આવતું નથી. તેમ જે વિષયોથી ઇંદ્રિયોને સાવ છેટે રાખી હોય, એ વિષયો ઇંદ્રિયોને હેરાન કરતા નથી. આથી, ઇંદ્રિયોને અનેક વિષયોનો સ્વાદ ન લગાડવો એ ઉપયોગી અને આવશ્યક વસ્તુ છે એમાં શંકા નથી. વિવેકી અને જ્ઞાન તથા યોગના જિજ્ઞાસુ પુરુષે એની અવગણના કર્યે ન ચાલે.

"છતાં, ગુડાકેશ, ઇંદ્રિયોને તેનાતેના વિષયોથી વંચિત રાખવાથી જ બધું કામ સરતું નથી કે તે પરથી જ્ઞાનપ્રાપ્તિ થઈ છે એમ કહી શકાતું નથી. આનાં હું કારણો કહું છું તે સાંભળ.

"પહેલાં તો સર્વ ઇંદ્રિયોને તેના વિષયોથી હંમેશને માટે સાવ દૂર રાખી શકાતી નથી. માતા ગાંધારીની જેમ કોઈ આંખે પાટા બાંધી રાખે અથવા આંખ ફોડીયે નાંખે તો કેવળ આંખના વિષયથી ચિત્તમાં ઉત્પન્ન થનારી મલિનતાથી એ બચી જાય એમ માની લઈએ. પરંતુ, એથી બીજી ઇંદ્રિયો વધારે બળવાન બને અને તે પોતાના વિષયોનું વધારે ગ્રહણ કરે એવો સંભવ છે. વળી, મર્યાં સિવાય સર્વે ઇંદ્રિયોને એમ નિરાહારી કરી શકાય જ નહિ. માણસ આંધળો, બહેરો, મૂંગો, ઘ્રાણશક્તિવિનાનો થઈને કદાચ જીવન ગાળી શકે. પણ આખા શરીરમાં વ્યાપેલી સ્પર્શેન્દ્રિયને એ કેવી રીતે નિરાહાર કરે? અથવા જીભના વિષયને ક્યાં સુધી નિરાહારી રાખી શકે? આમ ઇંદ્રિયોને નિર્વિષયી કરવામાં મુસ્કેલી છે.

"વળી, આ ઇંદ્રિયોને વિષયોથી વંચિત રાખવામાં ફાવીએ તોયે ઇંદ્રિયલોલુપતા ઓછી ન થાય એવું બને. કારણ, મહાબાહો, જ્યાં સુધી ચિત્ત અનાસક્ત થયું નથી, ત્યાં સુધી એ પ્રત્યક્ષપણે વિષયોને ન ભોગવી શકે તો કલ્પનાથીયે તેને ભોગવવાની ટેવ પાડે છે. જેણે એક વાર એકાદ વિષયનો રસપૂર્વક સ્વાદ લીધો હોય છે તે પચાસ વર્ષે પણ એનું સ્મરણ થતાં એમાં રસલીન બની જાય છે એવું ડાહ્યા માણસોએ જોયું છે. અરે, આ ચિત્ત કલ્પના કરવામાં એટલું સમર્થ છે કે ન ભોગવેલા વિષયોને પણ કલ્પનાથી નિર્માણ કરે છે અને કેવળ કલ્પનાથી જ તેનો રસ લે છે.

"આથી, કૌન્તેય, જ્યાં સુધી ચિત્તમાંથી વિષય માટેની આસક્તિ ઘટે નહિ, ત્યાં સુધી કેવળ ઇંદ્રિયોને વિષયોથી વંચિત રાખવાથી બધું કામ સરતું નથી.

"વિષયો માટેનો આ રસ – આસક્તિ કેમ જાય તે હવે હું તને કહું છું, તે ધ્યાન દઈને સાંભળ.

"અર્જુન, આપણે નાના હતા ત્યારે આપણુને ચોખ્ખાઈ, સ્વચ્છતા, ટાપટીપ, પવિત્રતા, સુઘડતા, વગેરેનું કશું ભાન કે તે માટે પરવા નહોતાં. અથવા. 'આપણે' કહેવા કરતાં હું મારી જ વાત કહું. કારણ, તું તો રાજમંદિરમાં દાસદાસીઓની વચ્ચે ઊછરેલો એટલે તને નાનપણથી જ તેની કેળવણી મળી હોય એમ સંભવ છે. પણ હું તો પ્રકૃતિને ખોળે જંગલનું જીવન ગાળનારાં, રાતદિવસ ઢોરઢાંખરની વચ્ચે રહી એમનાં છાણમૂત્રને સાફ કરનારાં અને એમનાથી જ ચારે બાજૂએથી વીંટાઈને સૂઈ રહેનારાં, જાડી ટેવોવાળાં ગોપગોપીઓમાં ઊછરેલો હોવાથી મને મારી બાલ્યાવસ્થાની ટેવોનું સારી પેઠે ભાન છે.

रसजय

"અર્જુન, તે વખતે અમે ચોખ્ખું શું અને ગંદું શું તેનો ભેદ સમજતા નહિ. કપડાને ડાઘ જ શું, આખુંયે કાદવમાં બોળેલું હોય તોયે તેથી અમારા જીવને કશી મૂંઝવણ થતી નહિ. રોટલો અને માખણ હાથમાં ખાઈ તે હાથને પહેરેલા થેપાડાથી લૂછી નાંખવામાં કશો એઠાચોખ્ખાનો બાધ લાગતો નહિ. અમારાં નાક પણ એ જ કપડાંથી લોવાતાં અને એમાં જ ઢેબરાં બાંધી અમે ઢોર ચારવા જતા.

"કૌરવ, બ્રાહ્મણ, રાજા કે શૂદ્ર સર્વેનાં બાળકો આમ એકસરખાં જ શૌચાચાર વિષે ઉદાસીન હોય છે. ચામડી ગોરી હોય, કપડાં ચોખ્ખાં હોય, ખાસ પદ્ધતિનાં અને રંગનાં હોય અને ખાસ રીતે પહેર્યાં હોય તો શરીર સુંદર લાગે એવી બુદ્ધિનો નાનપણમાં અભાવ હોવાથી એ વિષે બાળકોને કશી પરવા હોતી નથી.

"પરંતુ, મિત્ર, આજે તો જગતમાં રસિક પુરુષો તરીકે આપણી ખ્યાતિ છે. મારાં મોરમુગટ, પીતાંબર અને કુંડળ, તથા મારી બંસી વગાડવાની કળા, તથા તારાં સંગીત અને નૃત્યકળા પર યુવાન રાજકુમારો મુગ્ધ થઈ જાય છે. આ આશ્ચર્ય નથી શું? કૌન્તેય, હવે તારાથી કે મારાથી સૂગ ચડ્યા વિના પેલાં છાણકાદવથી જ રંગાયેલાં કપડાં પહેરી શકાશે નહિ, સ્નાન કર્યું તો શું અને ન કર્યું તો શું એમ બેપરવાઈ રાખી શકાશે નહિ;

કાદવવાળે પગે પલંગ પર બેસી જઈ શકાશે નહિ. અર્જુન, જોકે ગાયો અને ગોવાળો કરતાં મને કોઈ વધારે પ્રિય ન હોવાને લીધે પ્રેમરસ આગળ એ બધી સુઘડતાની મારા મનમાં કશી જ કિમ્મત નથી, અને જો મારાં પ્રિય ગોપગોપીઓ મને સામાં મળે તો તેઓ ગંદાં છે કે સુઘડ એનો ક્ષણ પણ મનમાં વિચાર ન આવતાં હું એમને ભેટવા દોડી જાઉ એમ છું, છતાં હું મને પણ આમાં ગણાવું છું; કારણ કે, જો એ પ્રેમનો સર્વોત્તમ રસ મેં ન જોયો હોત તો મારી શી સ્થિતિ હોત તે વિચારીને હું આ કહું છું."

આમ કહેતાં કહેતાં શ્રીકૃષ્ણનો અવાજ, વળી કાંઈક ઘોઘરો થઈ ગયો. તે બોલ્યા:

"અર્જુન, ગોકુળની સ્મૃતિથી મારું હૈયું હમેશાં ભરાઈ આવે છે અને મારો કંઠ બેસી જાય છે. એથી રખે તું મને નબળા મનનો સમજતો. પાંડવ, હવે હું વૃદ્ધ થયો છું અને વૃદ્ધ પુરુષને બાલ્યાવસ્થાની સ્મૃતિઓ તથા હેતનો ઊભરો હમેશાં વધારે થાય છે જ. પણ એ જ મારા ભાવાવેશનું કારણ નથી. પરંતુ જ્ઞાનનો અંત લઈનેયે મેં એ જ સાર જોયો છે કે સ્વાર્થવિનાનો, આસક્તિવિનાનો, વિષયોની ઇચ્છાવિનાનો શુદ્ધ પ્રેમ એ સિવાય બીજું કશું આ જગતમાં શ્રેષ્ઠ નથી.

"પણ આ તને વિષયાન્તર લાગશે. એટલે એને બાજૂએ રાખીએ.

"આપણે એમ વાત કરતા હતા કે બાલ્યાવસ્થામાં આપણને શૌચાચાર અને શરીરશણગારનો ખ્યાલ નથી હોતો; પણ પછી, વય તથા વડીલોએ કેળવેલા સંસ્કારોથી એ વિષે એવી ટેવ પડી જાય છે કે પાછી બાલ્યાવસ્થાની બેપરવાઈ આપણામાં આવી શકતી નથી, એટલું જ નહિ પણ, તે વિષે સૂગ બંધાય છે. આનું કારણ એ છે કે ધીમે ધીમે આપણે સ્વચ્છતા અને શરીરશોભાનો રસ જેમ જેમ સમજતા જઈએ છીએ, તેમ તેમ બાલ્યાવસ્થાના અશુદ્ધ રસો પ્રત્યે અણગમો ઉત્પન્ન થાય છે અને તે એની મેળે છૂટી જાય છે.

"પણ, કૌન્તેય, આ બાલ્યાવસ્થાના રસો છૂટવાને અથવા યુવાવસ્થાના રસો લાગવાને સંસ્કાર, વિચાર, સોબત અને ટેવ પડી જાય ત્યાં સુધી, કોઈ વડીલના ખંતીલા અંકુશની જરૂર પડે છે.

"છતાં, આયે કેવળ ઇન્દ્રિયોના બાહ્ય વિષયોના રસો છે અને અંતે તો અશુદ્ધ અને ત્યાજ્ય છે. એનોયે રસ છૂટવાને સર્વોત્તમ અને શુદ્ધ રસનો સ્વાદ ચાખવામાં આવવો જોઈએ; અને, એ જ રસની ટેવ પડી જાય ત્યાં સુધી સંસ્કારથી, સોબતથી અને હિતચિંતક ગુરુના અંકુશથી એની દૃઢતા થવી જોઈએ. કારણ, મનુષ્ય બુદ્ધિમાન હોય, વિવેકી હોય, સાવધ રહેવા ઇચ્છતો હોય, છતાં ઇન્દ્રિયોની ટેવો એવી બળવાન હોય છે કે મનને સ્થિર રહેવા દેતી નથી અને બળાત્કારે વિષયો પ્રત્યે ખેંચી જાય છે.

"માટે જ, રણધીર, હું કહું છું કે જેણે ઇન્દ્રિયોનો સંયમ સિદ્ધ કર્યો છે, એટલું જ નહિ પણ, જેને વિષયોમાં રસ રહ્યો જ નથી, એવા યોગી અને આત્માને પરાયણ થઈ રહેલા પુરુષની બુદ્ધિ સ્થિર છે." ૫૯–૬૧

શ્લોક ૬૨–૬૩

विषयध्याननां परिणामो

શ્રીકૃષ્ણનો કેવળ ઇન્દ્રિયજય જ નહિ પણ રસજય વિષેનો આવો આગ્રહવાળો અભિપ્રાય સાંભળી અર્જુને પૂછ્યું:

"ગોપાળકૃષ્ણ, પુરુષને ઇન્દ્રિયો પર પૂરેપૂરો કાબૂ આવી ગયો હોય પછી મનમાં એનો રસ રહી જાય તો તેથી એની બુદ્ધિની સ્થિરતામાં શી ખામી આવે, વારુ? ઇંદ્રિયોને એ વિષયોના ઉપભોગમાંથી તત્કાળ રોકી શકે પછી મન, ભલેને, એનું સ્મરણ કર્યા કરતું? મન વડે આત્માનું જ ચિંતન થવું જોઈએ એવી શું જરૂર છે? મનનો તો સ્વભાવ જ છે કે કશાનુંયે ચિંતન કરે જ. એ વિષયોનું ચિંતન કરે તો તેથી જિતેન્દ્રિય પુરુષનું શું નુકસાન થવાનું હતું?"

આ પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રીકૃષ્ણ બોલ્યા:

"અર્જુન, આ તારી શંકા મનના અધૂરા પરીક્ષણને લીધે છે. મનના ધર્મો અને તેની બુદ્ધિ પર થતી અસર એ તારા જાણવામાં બરાબર આવી નથી. મન કેવી રીતે બુદ્ધિને અસ્થિર કરી નાંખી છેવટે પુરુષને વિનાશને પંથે લઈ જાય છે તે તું સાંભળ.

"મહાબાહુ, પોતાની ઇન્દ્રિયો પોતાને વશ છે એવું માનીને મનને મોકળું કરી મૂકનાર પુરુષ જ વિષયોનું ધ્યાન ધરવા માંડે

છે. તેને પહેલાં તો એમ લાગે છે કે એ તે વિષયોને તટસ્થપણે, આસક્તિ વિના, કેવળ કુતૂહલ માટે અથવા અભ્યાસની દૃષ્ટિએ જ વિચારે છે. પણ, અર્જુન, વિષયોનો વિચાર કરતાં કરતાં ધીમે ધીમે એ વિષયમાં એક જાતનો રસ ઉત્પન્ન થાય છે. એનું ચિંતન કરવું એને મીઠું લાગે છે, અને એમ પણ લાગે છે કે એ તો એના ચિત્તને એકાગ્ર કરનારું સુંદર સાધન મળી ગયું. ચિત્તને એકાગ્ર કરવા માટે, અભ્યાસના વિષય તરીકે મનને પ્રસન્ન કરનારો કોઈ પણ વિષય લઈ શકાય એવા યોગમાર્ગના ઉપદેશનોયે એ આધાર લે છે.

"પાર્થ, જે ક્ષણે મનને વિષયમાં રસ લાગવા માંડ્યો તે જ ક્ષણે એને આસક્તિ ઉત્પન્ન થઈ એમ સમજ. એની તટસ્થપણાની, માત્ર અભ્યાસ કરવાની, માત્ર કુતૂહલવૃત્તિની બધી વાતોમાં એ કેવળ પોતાની જાતની છેતરપિંડી જ કરે છે એમ સમજજે. પણ હજુ એ આસક્તિ એટલી તીવ્ર બનેલી નથી હોતી કે જો એ સાવધ થઈ જાય તો તેમાંથી પાછો ફરી ન શકે. છતાં, ઘણા ઓછા પુરુષો એમ સાવધ બને છે. ઘણાખરાનું તો આગળ જ પગલું મંડાતું જાય છે.

"આ વિષયમાં, હે ચિત્રાંગદાપતિ, ઘણા તરુણ બ્રહ્મચારી દૃષ્ટાંતરૂપ છે. યુવાવસ્થામાં પ્રવેશ કરતા તરુણ બ્રહ્મચારીને કામ-વિકારનું પૂરું જ્ઞાન થયા પહેલાં જ સ્ત્રિયાદિકના વિષયોમાં રસ ઊપજવા માંડે છે એમ આપણે ગુરુગૃહોમાં તથા સ્નાતકોમાં જોઈએ છીએ. એક બાજૂથી તેઓ નૈષ્ઠિક બ્રહ્મચર્યનો આદર્શ સેવતા હોય છે અને આખું જીવન પવિત્રપણે ગાળવાની હોંશ ધરાવતા હોય છે. છતાં, બીજી બાજૂથી, એમને તરુણ બાળાઓની ક્રિયાઓમાં, તેમની સાથે વાર્તાલાપ વગેરેમાં, તેમનાં કામોમાં મદદ કરવામાં, તેમના પ્રત્યે વિશેષ પ્રકારનો આદર વગેરે દર્શાવવામાં ઉમંગ વધતો જાય છે. એ આ બધી ક્રિયાઓને નિર્દોષ, સાત્ત્વિક અને કેવળ પુરુષત્વને શોભાવનારા સદ્‌ભાવ તરીકે જ અંતઃકરણપૂર્વક માને છે. એથી પોતાનું મન ચળશે એવી એમને જરાયે ધાસ્તી લાગતી નથી.

"પણ, હે ઇન્દ્રપ્રિય, ધીમે ધીમે એ તરુણનું ધ્યાન સર્વાંથી રહેવાને બદલે એકાદ બાળા પર વધારે ચોટેલું રહે છે. એના પ્રત્યે એ વધારે ધ્યાનમગ્ન રહે છે.

"જો આમ થાય તેવામાં જ એને કોઈ ઢંઢોળીને જગાડી દે અને એ જગાડનારાની ઢંઢોળણીને એ સાંભળે તો તો એ બચી જાય છે. પણ પોતાની ઇન્દ્રિયો પર પોતાનો પૂરો કાબૂ છે એવા વિશ્વાસના બળથી એમ ભાગ્યે જ બને છે.

"પરિણામે, હે ફાલ્ગુન, એક દિવસ એકાએક એને માલૂમ પડી આવે છે કે એનું ચિત્ત નિર્વિકારી નથી રહ્યું પણ કામે એનો પરાભવ કર્યો છે.

"કર્ણપ્રતિપક્ષી, તરુણ બ્રહ્મચારીમાં કેવી રીતે કામનો ઉદય થાય છે એ મેં તને સમજાવ્યું. પણ ખરું જોતાં કામવિકારની બાબતમાં જ આમ બને છે એમ નથી. કોઈ પણ વિષયનો અતિશય ધ્યાસ થાય તો તેમાં આસક્તિ ઊપજે છે અને આસક્તિમાંથી એ વિષય માટે કામના ઉત્પન્ન થાય છે. એટલે કે એ વિષય મને પ્રાપ્ત થવો જ જોઈએ, એના વિના હું દુઃખી છું, એ મળશે તો જ હું સુખી થઈશ, એ જ મારા જીવનનું સર્વસ્વ છે, એને માટે હું સર્વસ્વ આપી દઉં, એવા પ્રકારનો એને માટે તીવ્ર આગ્રહ ઉત્પન્ન થાય છે.

"ખાંડવદાહક, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ વગેરે જ્ઞાનેન્દ્રિયોના વિષયો હોય, કે ધન, રાજ્ય, કીર્તિ, વિદ્યા, બળ વગેરે સૂક્ષ્મ વિષયો હોય, જે વિષય માટે આવો અનુરાગ ઉત્પન્ન થાય તે ક્રોધને નોતરતો જ આવે છે એમ સમજ. એ વિષયની પ્રાપ્તિમાં વિઘ્ન નાંખનારને એ પુરુષ સહન નથી કરી શકતો. એ વિઘ્ન કરનાર એનાં જન્મદાતા માતાપિતા હોય, કૃપાળુ ગુરુ હોય, બાલસખા હોય, પુત્ર હોય, પત્ની હોય, ગમે તે હોય, એ કોઈ પ્રત્યે સહિષ્ણુ નથી થઈ શકતો. જેટલો એનો વિષય પ્રત્યેનો રાગ તીવ્ર હશે તેટલો જ એની પ્રાપ્તિમાં વિઘ્ન આવતાં એનો ક્રોધ પણ તીવ્ર થવાનો. આમ કામમાંથી જ ક્રોધનો ઉદ્ભવ થાય છે.

"ગાંડીવધર, ક્રોધને પરિણામે સંમોહ એટલે બુદ્ધિની મૂર્છિત અવસ્થા થાય છે. ક્રોધી માણસ બુદ્ધિનો ઉપયોગ નથી કરી શકતો,

શાંતિ નથી રાખી શકતો. એને દલીલથી સમજાવી શકાતો નથી. એ વિહ્વલ થઈ ગયેલો હોય છે. અરે, એ બોલતોચાલતો જણાય છતાં એની દશા ગાંડાના જેવી કે સનેપાત થયો હોય તેના જેવી થાય છે. ક્રોધથી એનો કર્મેન્દ્રિયો ઉપર કાબૂ નથી રહેતો તો જ્ઞાનેન્દ્રિયોની તો વાત જ શી? એના હાથપગ ધ્રૂજવા માંડે છે, હોઠ ફફડવા માંડે છે, એનાથી શું થઈ જશે તેનું એને પોતાનેયે ભાન નથી હોતું.

"આમ, બુદ્ધિની મૂર્છામાંથી સ્મૃતિનો નાશ થાય છે. એના ક્રોધનું નિમિત્ત બનેલ માણસ એને દશ માસ પેટમાં રાખી નાનાથી મોટો કરનાર માતા છે, કે એનો જન્મ દઈને પાલન કરનાર પિતા છે, કે એની પાછળ મરી પડનારી પત્ની છે, તે એ કશું જોઈ શકતો નથી. ન કહેવાના શબ્દો એ સંભળાવે છે, ન કરવાનું કરી બેસે છે. વળી કેવળ ક્રોધનું નિમિત્ત થયેલાને જ એ શિક્ષા કરે છે એમ પણ બનતું નથી. જેના પર ક્રોધ આવ્યો હોય તે મનુષ્યને એ કશું ન કરી શકે તો એ પોતાની રીસ કોઈ નિર્દોષ ઉપર કાઢે છે. સાસુ કે પતિને વાંકે બાળકને મારી બેસે છે કે હાથમાં આવેલી નિર્જીવ વસ્તુને ભાંગી નાંખે છે.

"વળી, હે અભિમન્યુતાત, નિર્દોષ પર ક્રોધ કાઢીનેયે એનો બુદ્ધિભ્રંશ અટકે છે એમ નથી. જો એનો ક્રોધ એટલેથીયે ન શમે, તો છેવટે એ આત્મહત્યા પણ કરી બેસે છે.

"સાચું પૂછતાં, બુદ્ધિનો પૂરેપૂરો ભ્રંશ થવો એમાં જ સર્વસ્વનો નાશ થયો કહેવાને હરકત નથી. પણ, સ્થૂળ પરિણામોની દૃષ્ટિએ, વિષયનું ચિંતન આત્મહત્યા સુધીનું પરિણામ પણ કેવી રીતે ઉપજાવે એ તને સમજાવ્યું.

"આથી, હે શંકરપ્રિય, જ્યાં સુધી મનમાં વિષયોનું ધ્યાન રહે છે, ત્યાં સુધી કોઈને ઇન્દ્રિયજિત્ કહેવો એ કેવળ ભૂલ છે એમ મારો નિશ્ચિત અભિપ્રાય છે. સાચું પૂછતાં, મનોજય અથવા રસજય અને ઇન્દ્રિયજય બે એકબીજાથી સ્વતંત્ર છે જ નહિ. ઇન્દ્રિયજય એ તો કેવળ રસજયના પરિણામરૂપે જ દૃઢ થાય છે; અને રસ રહેતાંયે ઇન્દ્રિય પર કાબૂ મળ્યા જેવું જે લાગે છે તે કેટલેક અંશે વિષયમાંનો રસ ઓછો થયાનું જ પરિણામ છે. માટે ઇન્દ્રિય પર

કાબૂ રાખવાનો પ્રયત્ન કરતાં રહેતાંયે વિષય પ્રત્યે રસ કેટલો ઓછો થયો છે એ પ્રત્યે જ તારે જોતાં રહેવું જોઈએ." ૬૨-૬૩

શ્રીકૃષ્ણનું આવું ઇન્દ્રિયજય તથા મનોજયના મહત્ત્વ વિષેનું શ્લોક ૬૪ પ્રવચન સાંભળીને અર્જુન મૂંઝાઈ ગયો. એ બોલ્યો :

"વાસુદેવ, આ તો એક ન ઉકલી શકે એવો કોયડો જણાય છે. ઇન્દ્રિયોને વશ રાખવી એ તો કંઈક સમજી અને કરી શકાય એવું આમ તો જણાય છે. પણ તમે તો કહો છો કે વિષયનું ચિંતન જ ન થવું જોઈએ. વળી ઇન્દ્રિયોને કેવળ નિરાહારી રાખવી, આંખ હોય તોયે બિલકુલ જોવું નહિ, કાન હોય તોયે બિલકુલ સાંભળવું નહિ ઇત્યાદિક વાતો તો સાવ અસંભવનીય છે એમ પણ તમે જ કહો છો. ત્યારે મનુષ્યે જીવવું શી રીતે? કેમ જોવું, કેમ સાંભળવું, કેમ ખાવું? મને તો કાંઈ રસ્તો જ સૂઝતો નથી."

આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા :

"પાંડવ, ઇન્દ્રિયજય અને રસજય સહેલો નથી એ તો સાચું જ છે. જ્યાં સુધી દેહ વળગેલો છે, અરે, સાંખ્યતત્ત્વવેત્તાઓ તો એમ કહે છે કે, જ્યાં સુધી મોક્ષને પ્રતિબંધ કરનારું કાંઈ પણ કારણ વળગેલું છે, ત્યાં સુધી ઇન્દ્રિયો અને તેના વિષયો વળગેલા જ છે. છતાં, તેમાંથી જ પુરુષે વિવેકથી માર્ગ કાઢવાનો છે. આવો તત્ત્વનો વ્યવહારમાં અમલ કરવા માટેનો જે માર્ગ તેનું જ નામ યોગ, અને તેમ કરી જાણનારો પુરુષ તે જ વિધેયાત્મા એટલે નિશ્ચળ બુદ્ધિવાળો કહેવાય

"ત્યારે, ઇન્દ્રિયોથી કેવી રીતે વિષયોનો ઉપભોગ કરવો તેની રીત કહું તે સાંભળ.

"અર્જુન, યોગી પુરુષ આ રીતે ઇન્દ્રિયોથી વિષયોને ભોગવે છે: પહેલાં તો, જેટલી પોતામાં બુદ્ધિ હોય તેટલીનો ઉપયોગ કરી કયા વિષયો જીવનનાં ધારણપોષણ માટે આવશ્યક છે અને કયા આવશ્યક નથી તેનો એ નિર્ણય કરે છે. એવો નિર્ણય કરવામાં એ જેટલો બને તેટલો રાગદ્વેષથી પર થઈ વિચાર કરવા પ્રયત્ન કરે છે. આનો અર્થ એ કે જીવનનાં ધારણપોષણ માટે

શું આવશ્યક કે અનાવશ્યક છે એ ઠરાવવામાં એ જીવનનાં ખોટાં ધોરણોથી વિચાર કરતો નથી. જેમકે, પ્રતિષ્ઠા જાળવવા, કે સગાં-સ્નેહીઓને રીઝવવા, કે સગવડો વધારવા, કે અગવડો ઘટાડવા આટલા વિષયો વિના ન ચાલે, અથવા આટલા વિષયોનું આકર્ષણ છોડી જ ન શકાય, અથવા આટલા વિષયો આવશ્યક હોવા છતાં અણગમતા હોવાથી તેમને ન ચલાવી લઈ શકાય એવા એવા વિચારોને એ બાજુએ જ મૂકે છે.

"આમ કરવામાં એ પહેલેથી જ ફાવતો નથી અને એમાં ઘણી વાર એ ગડગડગોથાં ખાય છે એ સાચું. પણ સંતોના અને સાધકોના તથા વિશેષ અનુભવીઓના સમાગમ તથા ઉપદેશની સહાયથી આવો એનો ચાલુ પ્રયત્ન રહે છે.

"આમ રાગદ્વેષથી પર થઈ, ભોગવવા યોગ્ય અને ત્યજવા યોગ્ય વિષયોનો નિર્ણય કરી, જે વિષયો એને આવશ્યક જ જણાયા હોય તેમાંયે ઇન્દ્રિયોને લોલુપ ન થવા દઈ, ઘટે તેટલો જ ઉપભોગ કરવો એનું નામ યોગ કહેવાય, અને એમ કરનાર પુરુષ વિધેયાત્મા કહેવાય.

"આવા પ્રયત્નશીલ યોગીને પહેલું તો કઠણ લાગે છે ખરું. પણ જેમજેમ એનો પ્રયત્ન વધતો જાય છે તેમતેમ એ કઠણાઈ ઘટતી જાય છે, અને જેમજેમ પ્રયત્ન સફળ થતો જાય છે તેમતેમ એને એમ કરવાથી ચિત્તની પ્રસન્નતા વધતી જતી માલૂમ પડે છે. પહેલાં તો એને આવો પ્રયત્ન જાણે બધી બાજૂથી સાંકળે જકડી રાખ્યો હોય એવો ભાસ કરાવે છે. પણ પછી તો એનો અનુભવ ઊલટો જ થાય છે. એ અનુભવે છે કે એ સર્વ બાજૂએથી બંધાઈ ગયેલો કેદી નથી, પણ પોતે જ નિર્માણ કરેલાં અનેક બંધનોમાંથી છૂટો થઈ વિશેષ સ્વાધીન અને સ્વતંત્ર બનેલો પુરુષ છે. આથી, દિવસે દિવસે એ વધારે ને વધારે ચિત્તની પ્રસન્નતા અનુભવે છે." ૬૪

"કુન્તીનંદન, મેં તને શરૂઆતમાં કહ્યું હતું તે યાદ છે કે? હું બોલ્યો હતો કે ધર્મનો માર્ગ ચિત્તની પ્રસન્નતા-
શ્લોક ૬૫-૬૬ માંથી જ સૂઝે છે અને ચિત્તની પ્રસન્નતાને વધારે છે. એ જ હું તને ફરીથી કહું છું કે મેં કહ્યા તેવા સંયમી પુરુષને દિવસે દિવસે ચિત્તમાં પ્રસન્નતા વધતી જાય

છે. એથી દુઃખમાંયે એ હસી અને હસાવી શકે છે. અને અતિ શોક ઉત્પન્ન થાય એવાં કારણો ભેગાં થયાં હોય ત્યારેયે એ શાંત ચિત્તથી યોગ્યાયોગ્યનો નિર્ણય કરી શકે છે. બીજા શબ્દોમાં, એવા પુરુષની જ બુદ્ધિ સ્થિર થાય છે. ૬૫

"પણ, પરંતપ, આવી બુદ્ધિની સ્થિરતા અને ભાવનાની પુષ્ટિ જ્ઞાનની ખાલી વાતો કર્યે નથી પ્રાપ્ત થતી. એને માટે તો કેડ કસીને પ્રયત્ન કરવો જોઈએ. એ પ્રયત્નનું નામ યોગ. યોગનો અર્થ હું તને કહી ગયો છું તેમ કર્મપરાયણતા, કર્મકૌશલ્ય અને નિષ્કામતા તથા સમતા. આવા યોગ વિના નથી બુદ્ધિ સ્થિર થતી કે નથી ભાવનાઓ શુદ્ધ થતી. ભાવના શુદ્ધ થયા વિના શાંતિ પ્રાપ્ત નથી થઈ શકતી, અને જેને શાંતિ નથી તેને સુખ નથી એમાં શું કહેવાપણું હોય?" ૬૬

"પાર્થ, રખેને મારા શબ્દોથી તને ગેરસમજ ઉત્પન્ન થાય અને હું મનના જય ઉપર ભાર મૂકું છું કે ઇન્દ્રિયોના જય ઉપર ભાર મૂકું છું એ વિષે તું ગોટાળામાં પડે.

શ્લોક ૬૭–૬૮

કારણ, આવા બંને મતો ધરાવનારા પુરુષો જગતમાં મળી આવે છે. કેટલાક માને છે કે મન પવિત્ર હોય તો, ભલેને, ઇંદ્રિયો બાપડી સુખેથી વિષયો ભોગવતી, એના સંયમની જરૂર નથી. એથી ઊલટું, કેટલાક ઇન્દ્રિયોના જય ઉપર એટલો બધો ભાર મૂકે છે કે એને ફોડવા, કાપવા સુધીના ઉપાયો સૂચવે છે અને મનના જયને ભૂલી જ જાય છે. આ બેમાંથી એકે માર્ગ મારા કર્મયોગને સંમત નથી.

"ઇન્દ્રિજયના અભિમાનથી પોતાને સુરક્ષિત માનનારાને મન કેવી રીતે છેતરે છે તે મેં તને વિસ્તારથી સમજાવ્યું જ છે. પણ મનોજય થયેલો છે એવો વિશ્વાસ રાખી ઇન્દ્રિયોને મોકળી મેલનારનાયે એવા જ હાલ થાય છે એમ, હે ગુડાકેશ, તું સમજી રાખજે. કારણ કે, આ ઇન્દ્રિયો અને મન વચ્ચે દૂધ અને પાણી જેવી મિત્રતા છે; અથવા, વસ્તુતઃ જેમ સોનું અને સોનાના અલંકારો નામમાત્ર, કહેવાને ખાતર જ, જુદાં કહી શકાય, તેમ મન અને ઇન્દ્રિયોને માત્ર સમજવા ખાતર જ જુદાં કહેવાય છે. હકીકતે,

જેમ જુદાજુદા ઘાટોમાં ઘડાયેલું સોનું જ વેઢ, વીંટી, કડાં, સાંકળાં ઇત્યાદિ જુદેજુદે નામે બોલાય છે, તેમ આંખ, કાન, નાક ઇત્યાદિ ઇન્દ્રિયો એ મનના જ જુદાજુદા ઘાટો છે એમ માન. આથી કોઈ ઇન્દ્રિયનું વિષયોમાં ભ્રમણ એ મનનું જ ભ્રમણ છે એમ સમજી રાખજે. આમ કોઈ પુરુષ પ્રમાદથી પોતાની એકાદ ઇન્દ્રિયને છૂટી મૂકે તો તુરત જ મન એની સાથે દોડેલું જ હોય છે, અને પછી એ મન એ પુરુષની બુદ્ધિનો વાવાઝોડામાં સપડાયેલા વહાણની માફક આમથી તેમ અને તેમથી આમ ભટકાવીને નાશ કરે છે.

"આથી, હે મિત્ર, મારે ફરીફરીને કહેવું પડે છે કે જેની ઇન્દ્રિયો ચોમેરથી સ્વાધીન છે, તેની જ બુદ્ધિ સ્થિર થયેલી છે એમ તું નિશ્ચય માનજે." ૬૭-૬૮

"કુરુવીર, સ્થિરબુદ્ધિવાળો પુરુષ કેમ બોલે, કેમ બેસે, કેમ ચાલે વગેરે તેં મને પૂછ્યું હતું. મેં તને કહ્યું હતું કે એની બધી ક્રિયાઓ સહજ, કૃત્રિમતા વિનાની હોય છે. એ જેવો હોય છે તેથી જુદો દેખાવાનો ડોળ નથી કરતો. આ સિવાય, સ્થૂળ દૃષ્ટિએ, એના સંયમી, કર્મ-પરાયણ તથા યોગયુક્ત જીવનને લીધે જે કાંઈ રહેણીકરણીના ભેદો દેખાય તે સિવાય, સામાન્ય મનુષ્ય કરતાં કોઈ જુદી જાતનાં એનાં ખાન, પાન, વેશ હોય જ એમ ન કહેવાય.

શ્લોક ૬૯
સંયમી અને ભોગીનો ભેદ

"પરંતુ, સંયમી – સ્થિરબુદ્ધિવાળા પુરુષ અને સંસારી – ભોગાસક્ત પુરુષ વચ્ચે જીવન વિષેની દૃષ્ટિમાં જ, એમના આશયોમાં જ, રાત અને દિવસ જેવો તીવ્ર ભેદ રહેલો છે. તે એવો છે કે સ્થિરબુદ્ધિવાળો સંયમી પુરુષ જે બાબતોમાં ઉદાસીન અથવા રસહીન હોય છે, તે બાબતો ભોગી પુરુષને અતિશય મહત્ત્વની અને રસવાળી લાગે છે અને તે માટે એ રાતદિવસ પ્રયત્ન કરતો હોય છે; અને સંયમી પુરુષ જે માટે તનતોડ મહેનત કરે છે તેમાં ભોગી પુરુષને જરાયે રસ લાગતો નથી. વધારે સ્પષ્ટ રીતે બોલું તો ભોગી પુરુષો ઇન્દ્રિયોનાં સુખો તથા તેને પ્રાપ્ત કરવાનાં સાધનો — કામ અને અર્થ — એ બેને જ મહત્ત્વ આપે છે અને એમાં જ જન્મનું

સાર્થક સમજે છે. એ બેને દૃષ્ટિમાં રાખીને જ તેઓ ધર્મ અને જ્ઞાનની સાધના કરે છે; અને જો ધર્મનો ભંગ કરવાથી કે અજ્ઞાનનો આશ્રય લેવાથી પોતાને સુખ કે અર્થની પ્રાપ્તિનો સંભવ જણાય તો તેમ કરવામાં પાછી પાની કરતા નથી.

"આથી ઊલટું, સંયમી, વિચારી પુરુષ પોતાના કામ અને અર્થ માટે ઉદાસીન હોય છે, અને ધર્મનો લોપ કરી કે અજ્ઞાનનો આશ્રય કરી તેની પ્રાપ્તિ માટે કદી પ્રયત્ન કરતા નથી. પણ રાત-દિવસ ધર્મ અને જ્ઞાનનો આશ્રય કરી ભૂતોના હિત માટે જ પ્રયત્ન કરે છે. આમ જે વિષયોમાં ભોગી પુરુષો જાગ્રત રહે છે તેમાં સંયમી ઇરાદાપૂર્વક ઊંઘે છે, અને સંયમી જેમાં જાગ્રત છે તેમાં ભોગી બેદરકાર થઈ સૂતેલા રહે છે." ૬૯

શ્લોક ૭૦–૭૧
શાંતિની શરતો

"કુન્તીપુત્ર, જે પુરુષ શાંતિને ઇચ્છતો હોય તેણે મનમાં જે જે ઇચ્છા જ્યારે જ્યારે ઊઠે તેની પાછળ ગાંડા થયે ન ચાલે. કયો પુરુષ શાંતિ મેળવી શકે છે અને કયો નથી મેળવી શકતો તે હું કહું છું તે સાંભળ.

"અર્જુન, જેમ અચળ આધારવાળા સમુદ્રમાં નદીઓનાં પાણી સતત આવ્યાં જ કરે છે, છતાં એ કદી છલોછલ ભરાઈ ગયો એમ બનતું નથી, સદૈવ એ અપૂરો જ રહે છે, અને તેથી, મૂળ સ્વભાવે ગંભીર છતાં એની સપાટી પર સદૈવ ઘૂઘવાટ, ભરતીઓટ, મોજાંઓની અશાંતિ શમતી જ નથી; તેમ કામનાઓની પાછળ લાગેલા પુરુષનું ચિત્ત આત્મારૂપી અચળ આશ્રય પર રહેલું અને સ્વભાવે ગંભીર હોવા છતાં, હવે બહુ વાસનાઓ સેવી, હવે બસ, એમ કદી તૃપ્ત થતું જ નથી, અને કદી શાંતિ મેળવતું નથી.૭૦ *

---

*૭૦મા શ્લોકનો અન્વય મેં જુદી રીતે કર્યો છે એ વિદ્વાન વાચકના જોવામાં આવશે. સામાન્યપણે ચોથા ચરણના आप्नोति શબ્દ આગળ પૂર્ણવિરામ હોય, અને न कामकामी ( शांतिमाप्नोति ) એમ બીજું સ્વતંત્ર વાક્ય હોય એવો અર્થ બેસાડવામાં આવે છે. મેં આ રીતે અન્વય કર્યો છે...तद्वत् सर्वे कामाः यं प्रविशन्ति, स कामकामी शांतिं न आप्नोति॥ સમુદ્ર જેમ કદી શાંત હોતો નથી, તેમ એ પુરુષનું ચિત્ત શાંત થતું નથી.

"પણ, પાર્થ, જે પુરુષ સર્વ વાસનાઓનો ત્યાગ કરી નિઃસ્પૃહ થઈને વર્તે છે, જેના મનમાં આ મારું અને આ બીજાનું એવો ભેદભાવ નથી, જેના મનમાં હુંપણાનો મદ નથી, અને તેથી, 'કાં તો હું નહિ, કાં તો એ નહિ,' અથવા 'અમુક કાર્ય મારે જ હાથે પાર પડવું જોઈએ,' 'મને જ એની સિદ્ધિનો યશ મળવો જોઈએ'— એવા આગ્રહો નથી, એવા પુરુષને જ શાંતિ પ્રાપ્ત થાય છે."૭૧

"મારા આત્માસમા અર્જુન, બ્રહ્મસ્વરૂપ થયાની જે સ્થિતિ કહેવાય છે, જેને આત્મનિષ્ઠા કહે છે, જે જીવન્મુક્તપણાની દશા કહેવાય છે, અને સ્થિતપ્રજ્ઞનાં જે મેં લક્ષણો કહ્યાં તે એક જ છે. અર્જુન, સખા, આ સ્થિતિએ પહોંચેલા પુરુષને શું કરવું અને શું ન કરવું એની મૂંઝવણ થતી નથી. જેમ સાફ દર્પણમાં પ્રતિબિંબ સ્પષ્ટપણે ઊઠે છે અને ઊઠતાં વાર લાગતી નથી, તેમ એની બુદ્ધિને કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય સ્પષ્ટપણે જણાય છે અને જાણે પહેલેથી જ વિચારી રાખ્યો હોય તેમ તત્કાળ ઊઠે છે.

શ્લોક ૭૨
निर्वाण

"કૌન્તેય, આવી સ્થિતિ પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરવી ઘટે છે. એ જ જીવનનો સ્વભાવ બની જાય એમ થવું જોઈએ. મનુષ્યના જીવનનું એ જ સાચું ધ્યેય અને કર્તવ્ય છે. જીવનના અંત સુધીમાંયે આવી સ્થિતિ પ્રાપ્ત થાય તો જન્મ સાર્થક થાય. આ સ્થિતિમાં રહીને જેનો દેહ છૂટે છે તે જ નિર્વાણને પામે છે. જેમ નદીઓ સમુદ્રમાં પહોંચ્યા પછી, આ ગંગા, આ તાપી એમ વ્યક્તિત્વ રાખતી નથી, જેમ જુદાંજુદાં ફૂલોનું મધ મધપૂડામાં પહોંચ્યા બાદ આ મોગરાનું અને આ ચમેલીનું એમ વ્યક્તિત્વ રાખતું નથી, તેમ આ પુરુષની ચૈતન્યશક્તિ વિશ્વવ્યાપી, અનંત, અપાર બ્રહ્મથી ભિન્ન રહેતી નથી.

"ધર્માનુજ, તેલ અને પાણીને ભેગાં કરીએ તોયે તે એક-બીજામાં ભળતાં નથી, પણ જુદાં જ રહે છે. તેથી, તેલ લગાડેલી વસ્તુને પાણીથી ભીંજવવા પહેલાં તેના પરથી તેલની ચીકાશ કાઢી નાંખવી પડે છે. તેમ, અર્જુન, વાસનારૂપી તેલના પડ નીચે રહેલો ચૈતન્યનો અંશ બ્રહ્મથી વેગળો રહે છે: એ ચીકાશ ધોવાઈ જતાં એ બ્રહ્મરૂપી નિર્વાણને પામે છે."૭૨

## અધ્યાય ૩જો

# કર્મસિદ્ધાન્ત

સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો સાંભળીને અર્જુન બોલ્યો : "જનાર્દન, તમે સ્થિતપ્રજ્ઞનાં જે આ બધાં લક્ષણો વર્ણવ્યાં તે પરથી તો એમ સમજાય છે કે માણસે પોતાના સ્વરૂપને ઓળખવું

શ્લોક ૧ થી ૩
वे निष्ठाओ

અને તેમાં સંતોષપૂર્વક રહેવું એ જીવનનું ધ્યેય અને સૌથી શ્રેષ્ઠ સ્થિતિ છે. તેને અંગે તમે સર્વ વાસનાઓના ત્યાગ પર, ઇંદ્રિયોના સંયમ પર અને મનને કબજે રાખવા પર ભાર મૂક્યો. વળી તમે સંસારી પુરુષોનાં અને સંયમી પુરુષોનાં જીવન કેવાં એકબીજાથી ઊલટાં હોય છે તે પણ કહ્યું. તેમ વળી વિષયોનું માત્ર ચિંતન પણ શ્રેયાર્થીને કેટલું જોખમભરેલું છે એ લંબાણથી સમજાવ્યું. આ બધું જોતાં તમારા કહેવાનો અર્થ એવો થાય છે કે મુમુક્ષુને સંસારી કર્મોમાં પડવું એ ભૂલ છે; એમણે તો સંસારી કર્મોનો ત્યાગ કરી આત્મજ્ઞાનના સાધનરૂપ ઇંદ્રિયદમન, મનોનિગ્રહ અને વાસનાત્યાગના માર્ગે લાગવું જોઈએ.

"જો સાચી વાત આમ જ હોય તો પછી યુદ્ધના જેવું ઘોર કર્મ કરવા તમે મને કેમ આગ્રહ કરો છો? શું જ્ઞાનને માર્ગે જવાની તમે મારી લાયકાત નથી જોતા તેથી? કે શું તમે મારી પરીક્ષા કરો છો?

"પ્રિય અને પૂજ્ય કેશવ, કૃપા કરી તમે મને ઘડીકમાં જ્ઞાનનો મહિમા અને ઘડીમાં કર્મનો મહિમા કહી મૂંઝવો નહિ. એમાંથી તો હું તમારો છેવટનો અને સાચો અભિપ્રાય શો છે તે સમજી જ શકતો નથી. મને તમારો સ્પષ્ટ સિદ્ધાન્ત સમજાવવા કૃપા કરો." ૧–૨

અર્જુનના આવા શબ્દો સાંભળી ભક્તાધીન શ્રીકૃષ્ણ બોલ્યા:

"પ્રિય ધનંજય, આ વસ્તુ હું તને સમજાવતો હતો પણ વચ્ચે તારું ધ્યાન જતું રહ્યું હતું અને તેથી તું મારા વિચારોને ઠીક

ઝીલી શક્યો નહિ. મેં તે જ વખતે તને કહ્યું કે તારી બુદ્ધિ મોહરૂપ કાદવમાં ખૂંચી ગયેલી હોવાથી વ્યગ્ર થયેલી છે, અને તેથી તું મારાં વચનોનો મર્મ ગ્રહણ કરી શકતો નથી; પણ જ્યારે તારી બુદ્ધિ સ્થિર થશે ત્યારે તું મને સમજવા શક્તિમાન થઈશ.

"આ ઉપરથી તેં વચ્ચે જ સ્થિરબુદ્ધિનાં લક્ષણો શાં એવો પ્રશ્ન પૂછ્યો. આ પ્રશ્ન થોડો અપ્રસ્તુત હતો, છતાં મેં એનો ઉપયોગ મનુષ્યજીવનના આદર્શને સમજાવવા માટે કરી લીધો. એ ઉપરથી તું પ્રસ્તુત વિષય પર પણ આવી જઈશ એવી મેં આશા રાખી હતી, અને તે મુજબ થયું તેથી હું ખુશી થયો છું."

આ સાંભળી અર્જુને નમ્રતાપૂર્વક બે હાથ જોડ્યા અને બોલ્યો: "કેશવ, મિત્ર તરીકેયે તમારા મારા પરના પ્રેમની તમે હદ નથી રાખી, તો ગુરુરૂપે અનુગ્રહ વર્ષાવવામાંયે હદ ન રાખો એમાં શું કહેવાનું હોય? હું સાવધ છું એમ બતાવવાનો મેં ડોળ કર્યો તે ક્ષમા કરો."

આમ કહી અર્જુન કેશવને પગે પડવા જતો હતો ત્યાં શ્રીકૃષ્ણે એને પકડી લીધો અને બોલ્યા:

"અર્જુન, મારી અને તારી વચ્ચે આવો શિષ્ટાચારવાળો સંબંધ આજ સુધી કદી હતો કે? તત્ત્વજ્ઞાનનું નિરૂપણ અંતરને કાપવાવાળું થાય છે. સર્વ વિશ્વને પોતા સાથે એકરૂપ કરી મૂકવું એ એની મહેચ્છા છે. એના નિરૂપણથી ગુરુશિષ્યનું અદ્વૈત થાય છે એમ વેદાન્તવેત્તા કવિઓ ઉલ્લાસપૂર્વક ગાય છે. તેને બદલે જો મારી અને તારી વચ્ચે આવો શિષ્ટાચારનો સંબંધ થવાનો હોય તો બહેતર છે કે હું જ્ઞાનવાર્તા બાજૂએ મૂકી કેવળ ગોઠિયાઓને શોભે એવાં ગપ્પાં જ હાંકું.

"પણ હવે એ વાત જવા દે. આપણે આપણી ચર્ચા આગળ ચલાવીએ.

"કુન્તીપુત્ર, મેં તને કહ્યું હતું કે મીમાંસકોએ પોતાનું શાસ્ત્ર ઘણુંખરું ભોગ અને ઐશ્વર્યની વાસનાની તૃપ્તિ અર્થે પ્રવર્તાવેલું હોવાથી, અને એ શાસ્ત્ર પ્રમાણેના વિધિઓ ધર્મશાસ્ત્ર અથવા કર્મ-કાણ્ડને નામે પ્રસિદ્ધ થયેલા હોવાથી, મોક્ષપરાયણ તત્ત્વજ્ઞાનીઓને

એના પ્રત્યે અનાદર થયેલો જોવામાં આવે છે. આથી, કર્મમાત્રનો નિષેધ કરનારો એક સંપ્રદાય પણ નિર્માણ થયો છે, અને તે લોકો સાંખ્યયોગી અથવા સંન્યાસી કહેવાય છે. તેઓ તત્ત્વચિંતન, ધ્યાન, ધારણા, સમાધિ ઇત્યાદિક સાધનોમાં મશગૂલ રહેતા હોવાથી તેમને જ્ઞાનમાર્ગી કે જ્ઞાનયોગી પણ કહે છે.

"વળી, પાંડવ, મેં તને એમ પણ કહ્યું હતું કે મીમાંસકોએ પ્રવર્તાવેલા ધર્મોનો કર્મ અને અકર્મ એવો વિવેકથી ભેદ પાડી, તે પૈકી જે કર્મ હોય તેને યોગપૂર્વક, એટલે જ્ઞાન, કુશળતા અને સમતાપૂર્વક આચરવાનો મેં માન્ય કરેલો એવો એક બીજો મત છે. એને કર્મયોગ કહે છે, અને તેને આચરનારા કર્મયોગી અથવા ટૂંકામાં યોગી એ નામે ઓળખાય છે."૩

શ્લોક ૪ થી ૬

कर्मयोगनुं महत्त्व

"હવે, મહાબાહો, સાંખ્યોએ કરેલી તત્ત્વમીમાંસા મને ઘણે અંશે માન્ય હોવા છતાં હું કર્મયોગને કેમ મહત્ત્વ આપું છું તે સમજ.

"પ્રિયવર, તત્ત્વવેત્તાઓએ એમ માન્યું છે કે જ્યાં સુધી કર્મનું બંધન લવલેશ રહેલું છે, ત્યાં સુધી પુરુષ સ્થૂળ દેહમાં રહેલો હોય કે સ્થૂળ દેહથી રહિત કેવળ વાસનામય લિંગદેહમાં હોય એનો પ્રકૃતિથી સંબંધ છૂટતો નથી અથવા મોક્ષ સંભવતો નથી. માટે, કર્મમાત્રનો ક્ષય કરી નાંખવો ઘટે છે. આને નિષ્કર્મતા પ્રાપ્ત કરવી એમ કહે છે. આ નિષ્કર્મતા સિદ્ધ કરવા માટે નવાં કર્મો ઉત્પન્ન ન કરવાં ઘટે એમ તેઓ પ્રતિપાદન કરે છે.

"પણ, કર્મ ઉત્પન્ન કરવાં એટલે શું અને તેનો ક્ષય કરવો અથવા નિષ્કર્મતા સિદ્ધ કરવી એટલે શું એ બાબતમાં ઘણી ગેરસમજ રહેલી છે.

"ગુડાકેશ, આ બાબતમાં મારો અભિપ્રાય એવો છે કે નિષ્કર્મતા એ માત્ર સ્થૂળપણે આચરવાનો કોઈ વિધિ નથી, પણ ચિત્તની શુદ્ધિને પરિણામે ઉપજતું એક પરિણામ છે. આથી, કેવળ કર્મનો આરંભ ન કરવાથી કે આરંભેલાં કર્મનો સંન્યાસ એટલે ત્યાગ કરવાથી નિષ્કર્મતા પ્રાપ્ત થાય એમ હું માનતો નથી. ૪

"પાર્થ, જ્યાં સુધી ચિત્તની પરિપૂર્ણ શુદ્ધિ થઈ નથી અને જેવો આત્મા શુદ્ધ, જ્ઞાનમાત્ર, નિર્વિકારી કહેવાય છે તેવું તે થયું નથી, ત્યાં સુધી પુરુષ એ પ્રકૃતિને અધીન જ રહે છે એમ સાંખ્યવેત્તાઓએ સમજાવ્યું છે.

"ધનુર્ધર, જ્યાં સુધી આવી સ્થિતિ છે ત્યાં સુધી પ્રકૃતિની ક્રિયા કદી થોભતી જ નથી. મડદાંની માફક સ્થિર થઈને દેહ પડી રહે કે દેહનો નાશ પણ થાય તોયે પ્રકૃતિની ક્રિયા એક ક્ષણના પણ વિરામ વિના એકસરખી ચાલ્યાં જ કરે છે. આમ ત્રિગુણાત્મક પ્રકૃતિ સાથે એકરૂપ થઈને રહેલા પુરુષને એક ક્ષણ પણ કર્મના સંબંધવિનાની જતી નથી, તથા પ્રકૃતિના ગુણો સાથે સંબંધ હોવાને લીધે એ પુરુષ કર્તા થયા વિના રહી શકતો નથી. જ્યાં સુધી ચિત્તની સંપૂર્ણ શુદ્ધિ થઈ નથી ત્યાં સુધી એ સ્થિતિમાંથી છૂટવાનો કોઈ માર્ગ જ નથી. એ સ્થિતિમાંથી છૂટવાનો એક જ માર્ગ છે અને તે ચિત્તની સંપૂર્ણ શુદ્ધિનો. ૫

"ધનંજય, આથી ચિત્તની શુદ્ધિનો કશો પ્રયત્ન કર્યા વિના એને વિષયોમાં ભટકતું રાખી માત્ર કર્મેન્દ્રિયોને રોકી રાખનાર પુરુષ નિષ્કર્મી છે એમ કદી કહી શકાય નહિ. એ તો કેવળ મોહમાં પડેલો મિથ્યાચારી જ છે."૬

"કુરુવીર, આ પ્રમાણે હોવાથી ચિત્તશુદ્ધિ જે રીતે થાય તે પ્રમાણે વર્તનનો નિયમ હોવો જોઈએ. એ બાબતમાં મેં જે કર્મયોગ કહ્યો છે તે જ શ્રેષ્ઠ માર્ગ છે. એટલે કે પહેલાં તો મનને શુદ્ધ કરવાના પ્રયત્નપૂર્વક ઇન્દ્રિયોનું નિયમન હોવું જોઈએ. અર્જુન, નિયમન એટલે શું તે તું સ્પષ્ટતાથી સમજી લે. જેમ જે સારથિ ઘોડાઓને પોતાના અંકુશમાં રાખી શકતો નથી તે કુશળ ગણાતો નથી, તેમ, કપિધ્વજ, જે સારથિ ઘોડાને 'લગાવ, ચાબૂક લગાવ' કરતો અધમૂઆ કરી નાંખે છે અને એમની કાર્યશક્તિને હણી નાંખે છે અથવા એમની લગામો એવી જોરથી ખેંચી રાખે છે કે તેમનાં મોઢાંમાંથી લોહી નીકળવા માંડે અને ખેંચાણથી એમને ચાલવું કષ્ટદાયક થઈ પડે, તેવો સારથિ પણ કુશળ નથી ગણાતો.

શ્લોક ૭–૮
इन्द्रियनियमन

અર્જુન, એવા હાંકનારના રથમાં બેસનાર માણસની યાત્રા પણ સુખકારક થતી નથી. ઘોડાઓના કૂદકા અને ઉછાળા અને એમનો અંકુશમાંથી છૂટવાનો પ્રયત્ન રથને હચમચાવી નાંખે છે અને બેસનારને આંચકાઓથી થકવી નાંખે છે. પાંડુપુત્ર, કુશળ સારથિ ઘોડાઓને એવી રીતે હાંકે છે કે પોતાને વશ હોવા છતાં અને પોતાની ઇચ્છાથી જુદી દિશામાં તેઓ એક પણ પગલું માંડી ન શકતા છતાં, જાણે તેમને એકસરખી ઝડપે દોડવામાં આનંદ આવતો હોય, જાણે તેઓ સારથિના વશમાં નહિ પણ છૂટા હોય એવો તેમને ભાસ કરાવે છે.

"ભારત, આ ઘોડાઓનું નિયમન કહેવાય. એમાં ઘોડાઓનો સ્વચ્છંદ પણ નથી, દમન પણ નથી.

"ભીમાનુજ, ઇન્દ્રિયોનું નિયમન પણ કુશળ સારથિ જે રીતે ઘોડાઓનું નિયમન કરે છે એવું હોવું જોઈએ. આવું નિયમન સહેલાઈથી સિદ્ધ નથી થતું. એમાં ઘોડાઓને શરૂઆતથી જ સારી રીતે કેળવવા પડે છે. અળખામણો ન લાગે એ રીતે યોગ્ય અંકુશ મૂકી ધીમેધીમે યુક્તિથી એમને નાનપણથી ટેવવવા પડે છે. એ રીતે ઇન્દ્રિયોનું નિયમન પણ શરૂઆતથી માણસમાં યોગ્ય ટેવો અને સંસ્કારો પોષીને કરવું પડે છે. તાલીમ પામેલા ઘોડાઓની માફક એવી કેળવાયેલી ઇન્દ્રિયો કષ્ટ માન્યા વિના સ્વભાવથી જ અને પ્રસન્નતાપૂર્વક વશમાં રહે છે. જેમ સારા સારથિ પર એના ઘોડાઓની પિતાતુલ્ય ભક્તિ હોય છે તેમ આવા પુરુષની ઇન્દ્રિયો જાણે ભક્તિથી એને અનુકૂળ થઈને રહે છે.

"અર્જુન, આનું નામ મનથી ઇન્દ્રિયોનું નિયમન.

"વીર, આ રીતે મનથી ઇન્દ્રિયોને નિયમમાં રાખીને અને આસક્તિથી રહિત થઈને કર્મયોગને આચરનાર પુરુષ પેલા સ્થૂળપણે હાથપગને જોડીને બેઠેલા કર્મરહિત માણસ કરતાં ઘણો શ્રેષ્ઠ છે અને વધારે યોગ્ય રીતે શ્રેયને પંથે વળગેલો છે એમ મારો અભિપ્રાય તું જાણ.

"આથી, હે પાંડુપુત્ર, મારો નિશ્ચિત મત છે કે કર્મહીન થવું એ યોગ્ય નથી તથા અકર્મી કરતાં સત્કર્મી જ શ્રેષ્ઠ છે, પણ એ કર્મ તેં મનઇન્દ્રિયોને કબજે રાખીને કરેલું હોવું જોઈએ.

"ગુડાકેશ, કર્મ કર્યા વિના ચાલતું જ નથી. એના વિના શરીરનો નિર્વાહ પણ થઈ શકતો નથી. કર્મનો નિષેધ કરનાર સંન્યાસીનેયે શરીરયાત્રા પૂરતાં કર્મો તો કરવાં જ પડે છે. એટલે કર્મનો સર્વથા નિષેધ કરનાર મત ટકી જ શકતો નથી.

"પણ, એ સાથે જ મન અને ઇન્દ્રિયોના ગુલામીપણા નીચે થયેલી કર્મપ્રવૃત્તિ કદી શ્રેયસ્કર થતી નથી. માટે હું તને આંખ મીચીને જે તરફ વૃત્તિ જાય તે કર્મમાં મંડ્યા રહેવાનુંયે કહેતો નથી, કર્મરહિત થવાનુંયે કહેતો નથી, પણ નિયત કર્મો કરવાની સલાહ આપું છું."૭-૮

શ્રીકૃષ્ણનો આવા પ્રકારનો ઉપદેશ સાંભળી અર્જુન બોલ્યો:

"વ્રજનાથ, કર્મનો ત્યાગ કરવાથી વાસનાને મળતું પોષણ બંધ થાય અને તેને લીધે તે ધીમેધીમે ઘસાય એ તો કાંઈક સમજી શકાય એવું લાગે છે. પણ કર્મ કરવાથી તો, જેમ ઝાડને પાણી મળવાથી પોષણ મળે તેમ, વાસનાને પોષણ ન મળે કે? જો કર્મને વિષે આસક્તિ ન હોય તો થઈ જ કેમ શકે? આથી કર્મ દ્વારા ચિત્તશુદ્ધિ અને અનાસક્તિ કેવી રીતે થઈ શકે તે મને કૃપા કરી સમજાવો."

શ્લોક ૯
यज्ञनिरूपण

અર્જુનનો આ પ્રશ્ન સાંભળી શિષ્યવત્સલ શ્રીકૃષ્ણ બોલ્યા:

"પ્રિયવર, તેં સારો પ્રશ્ન કર્યો છે. આ બાબતમાં મીમાંસકોની પરિભાષામાં વપરાતો 'યજ્ઞ' શબ્દ મને બહુ ઉપયોગી માલૂમ પડ્યો છે. એ શબ્દના અર્થમાં વિકાસ (લક્ષણા) કરી એની પાછળ રહેલી ભાવના અને તત્ત્વનો મેં કર્મયોગમાં સ્વીકાર કર્યો છે. એ રીતે, ધનુર્ધર, તારા પ્રશ્નને હું એવી રીતે સમજાવું છું કે કર્મ, અથવા અવશ્યપણે આચારવાયોગ્ય ધર્મો, પણ યજ્ઞ સિવાય બીજા હેતુથી કરવામાં આવે તો તે બંધનરૂપ, એટલે કે વાસનાને પોષનારાં થાય છે. પણ જો તે યજ્ઞાર્થે કરવામાં આવે તો તે બંધનકારક થતાં નથી. આથી, કૌન્તેય, તું કેવળ ફળ વિષેની જ આસક્તિ છોડીને નહિ, પણ યજ્ઞાર્થે તારાં કર્મો કર. એટલે તેનાથી બંધનો ઉપજશે નહિ, પણ વાસનાનો ક્ષય થઈ ઉત્તરોત્તર ચિત્તશુદ્ધિ થશે." ૯

આ સાંભળી અર્જુને પૂછ્યું:

"યોગેશ્વર, મીમાંસકોની યજ્ઞની ભાવના શી છે અને તેમાં તમે શો વિકાસ કર્યો છે, તથા એ રીતે યજ્ઞાર્થે કર્મ કરવાં એટલે શું, તે હું સ્પષ્ટતાથી જાણવા ઇચ્છું છું."

શ્લોક ૧૦ થી ૧૩
યજ્ઞની આખ્યાયિકા

આ સાંભળી જેમ કોઈ કુશળ આચાર્ય વિદ્યાર્થી આગળ શાસ્ત્રનું વિવરણ કરે તેમ ગુરુવર શ્રીકૃષ્ણે અર્જુનને યજ્ઞના મૂળમાં રહેલી શ્રદ્ધા, તેની ઉત્પત્તિ તથા તેનું તત્ત્વ સમજાવવાનો આરંભ કર્યો. યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ બોલ્યા:

"પરંતપ, યજ્ઞધર્મની ઉત્પત્તિ વિષે મીમાંસકો આ પ્રમાણે પુરાણ કહે છે:

"તેઓ કહે છે કે સૃષ્ટિના આરંભમાં પ્રજાપતિ બ્રહ્માએ સર્વ દેવો, મનુષ્યો અને ભૂતોને નિર્માણ કર્યાં, ત્યારે તેની સાથે સાથે જ મનુષ્યો માટે એમણે યજ્ઞધર્મો નિર્માણ કર્યા. મનુષ્યોને યજ્ઞધર્મો સમજાવી એમણે કહ્યું: 'હે માનવો, આ યજ્ઞધર્મો દ્વારા હું તમારો સંબંધ એક બાજૂથી દેવો સાથે જોડું છું અને બીજી બાજૂથી ભૂતો (સ્થાવરજંગમ સૃષ્ટિ) સાથે જોડું છું.

"'મનુષ્યો, તમે એમ માનો કે આ સર્વ સૃષ્ટિનાં રસકસ ધનસંપત્તિ એ સર્વે દૈવી શક્તિઓને અધીન છે અને તેમની કૃપાથી તમને એનો ઉપભોગ મળે છે તથા તમારાં ધન, ધાન્ય અને પ્રજાની સમૃદ્ધિ થાય છે. આથી, એ દેવો પ્રત્યે તમારી પૂજ્યતા અને કૃતજ્ઞતાની બુદ્ધિ હોવી જોઈએ, અને એમના પ્રત્યે તમારે ભક્તિ દર્શાવવી જોઈએ. એ દેવો તમારી ભક્તિથી સંતુષ્ટ થઈ તમને પોષે અને તમે એમનાં આપેલાં ધનધાન્યથી સમૃદ્ધ થઈ એમની આરાધના કરો અને એમને ધન્યવાદ આપો એમાં તમારી અને સર્વ સૃષ્ટિની ઉન્નતિ છે.'

"વળી પ્રજાપતિએ કહ્યું: 'હે જનો, એ સર્વે દેવોનાં રૂપો તમને અદૃશ્ય છે. પણ જેને તમે પ્રત્યક્ષપણે જોઈ શકો અને જે તમારી અને બીજા દેવોની વચ્ચે સંબંધ સ્થાપી શકે એવો એક દેવ હું તમને ઓળખાવું છું. મનુષ્યો, એ દેવ તે અગ્નિ છે. એ

અગ્નિ મારફતે દશ્ય ભૂતો અદશ્યમાં જઈ શકે છે, અને અદશ્ય ભૂતોનું દશ્યમાં રૂપાન્તર થાય છે. માટે એ અગ્નિને તમે દેવોનું સાક્ષાત્ મુખ સમજો.

"' મર્ત્યો, આ માટે તમે અગ્નિદ્વારા દેવો પ્રત્યે તમારી ભક્તિ પ્રદર્શિત કરો. તમે જે કાંઈ ધન, ધાન્ય, સંપત્તિ પેદા કરો, મેળવો કે ભોગવો તેને પહેલાં કૃતજ્ઞતાપૂર્વક અને ભક્તિપૂર્વક દેવોને અર્પણ કરી પછી તેનો ઉપયોગ કરો. આ માટે એનો કેટલોક ભાગ તમે અગ્નિમાં હોમો, અને સ્તુતિ વડે તમે દેવોના અનુગ્રહો માટે આભાર પ્રદર્શિત કરો તથા તેમની કૃપાદષ્ટિ માટે પ્રાર્થના કરો.

"'માનવો, આવું હોમદ્વારા દેવોનું યજન કર્યા વિના તમે કશો ઉપભોગ કરશો નહિ. જગતની સર્વે દૈવી શક્તિઓ સતત કાર્ય કરતી રહે છે તેને લીધે આ સૃષ્ટિનાં ઉત્પત્તિ, પાલનપોષણ ઇત્યાદિક થાય છે. આમ એ દેવોની નિરંતર ક્રિયાઓથી તમારું જીવન ટક્યું છે. તમારી યજ્ઞરૂપી ભક્તિથી સંતુષ્ટ થયેલા એ દેવો તમને હમેશાં ઇષ્ટ ભોગો આપ્યા કરશે, પણ તે પ્રત્યે કૃતજ્ઞતા અને ભક્તિ દર્શાવ્યા વિના તેનો લાભ ઉઠાવનાર માણસ ચોર છે એમ તમારે સમજવું જોઈએ.'

"પાર્થ, આ પ્રમાણે મીમાંસકોની યજ્ઞ વિષેની આખ્યાયિકા છે. હવે એમાંથી મેં શું તત્ત્વાર્થ કાઢ્યો છે તે હું સમજાવું:

"કૌન્તેય, કીડી, કીડા, પતંગિયાથી માંડી મનુષ્યસૃષ્ટિ સુધી કોઈયે પ્રાણીને પોતાના જીવનના નિર્વાહ માટે કાંઈ ને કાંઈ પ્રવૃત્તિ કર્યા વિના ચાલતું જ નથી. સમજુ અને અણસમજુ માણસ બંનેને પોતાના શરીરના નિર્વાહ માટે કર્મ કરવું જ પડે છે. પાર્થ, જો સમજુ માણસ પણ કેવળ પોતાના જ નિર્વાહ માટે કર્મ કરીને બેસી રહે તો સમજુ અને અણસમજુમાં ભેદ શો?

"અર્જુન, ગાય પણ પોતાના વાછડા માટે દૂધની સેર છોડે છે. પક્ષીઓ પોતાનાં બચ્ચાં માટે કેટલીયે હાડમારી વેઠે છે અને પરિશ્રમ ઉઠાવે છે. બાળક અને પતિને માટે સ્ત્રી કેટલાંયે સ્વસુખોનો ત્યાગ કરે છે અને કષ્ટો ઉઠાવે છે. સુભદ્રાપતિ, જો આમ પ્રાણીમાત્ર

બીજાં માટે કષ્ટ ન ઉઠાવતાં રહ્યાં હોત, તો આ સંસારનો અંત ક્યારનોયે આવી ગયો હોત.

"પણ, મહારથી, આમ પોતાનાં બાળક, પતિ, નિકટનાં સગાં કે જાતિને માટે પ્રાણીઓ પોતાનાં સુખનો ત્યાગ કરી જે કષ્ટ સહન કરે છે, તેનું કારણ વિશ્વાત્માએ પ્રાણીમાત્રના હૃદયમાં જે મોહ અથવા પક્ષપાતયુક્ત પ્રેમ મૂક્યો છે તે છે. આ પ્રેમને કામનું જ સૂક્ષ્મ રૂપ અને આસક્તિનું બીજું નામ કહી શકાય. એને વશ થઈ અણસમજુ પ્રાણીઓ પણ તેવા પ્રકારનો ત્યાગ કરે જ છે. ત્યાગ કરનાર માતા, પિતા અને સંબંધીઓ એ ત્યાગ વડે પોતાની કૃતજ્ઞતા દર્શાવતાં નથી પણ પોષણ લેનાર જીવ પર ઉપકાર કરે છે. એવી રીતના પરોપકારમાં વાત્સલ્યવૃત્તિ કે દાનવૃત્તિ હોય છે.

"મહાભાગ, આવી જાતનું કષ્ટસહન એ સત્કર્મ હોવાથી જરૂર કરવા જેવું છે. એવાં સત્કર્મોને લીધે જગતનું તંત્ર બરાબર ચાલે છે. પણ, ગુડાકેશ, યજ્ઞનું રહસ્ય આથી વધારે આગળ છે. ચિત્ત-શુદ્ધિને કરાવનારું જે યજ્ઞરૂપી સત્કર્મ તે આટલેથી જ અટકતું નથી.

"ત્યારે, પરંતપ, યજ્ઞની શી વિશેષતા છે તે સાંભળ:

"ધનંજય, સૂર્ય તપે છે, પણ અમુક પ્રાણીને પોતાનો પ્રકાશ આપવો અને અમુકને ન આપવો એવો ઉદ્દેશ રાખતો નથી. મેઘ વરસે છે, અગ્નિ બાળે છે, પવન વાય છે, પૃથ્વી ધારણ કરે છે, નદી તરસ ભાંગે છે, પણ તે કોઈ ખાસ પ્રાણીને ઉદ્દેશીને પોતાની ક્રિયાઓ કરતાં નથી. આથી, ભરતસત્તમ, મેં એવો સાર કાઢ્યો છે કે દેવોનાં કર્મો પ્રાણીઓમાં ભેદબુદ્ધિવિનાનાં, પક્ષપાતવિનાનાં, સહજપણે સંસારનાં ઉત્પત્તિ, સ્થિતિ કે લય માટે થતાં હોય છે. એથી પાપી કે પુણ્યશાળી, વિકરાળ કે ગરીબ, વનસ્પતિ, જંતુ કે મનુષ્ય સર્વને સરખાં જ લાભ કે હાનિ થાય છે. એટલે કે, એ સમદૃષ્ટિથી થાય છે. વળી, પાંડવ, દેવોનાં કર્મો ઉત્પત્તિ કે પાલનને શ્રેષ્ઠ અને સંહારને કનિષ્ઠ ગણવાં એવોયે ભેદ નથી રાખતાં. એમનાં આચરણોથી ક્યાંક અને ક્યારેક ઉત્પત્તિ થાય છે, ક્યાંક અને ક્યારેક પાલન થાય છે, તથા ક્યાંક અને ક્યારેક સંહાર થાય છે. આ રીતે એ કર્મો યોગબુદ્ધિથી થાય છે.

"સહદેવબંધુ, દેવોનાં કર્મોમાંથી મેં માનવોને માટે આ રીતનો બોધ લીધો છે, અને તેવા પ્રકારનાં કર્મો ચિત્તશુદ્ધિને કરાવનારાં યજ્ઞકર્મો છે એમ મેં સાર કાઢેલો છે :

"ખાંડવદાહક, યાજ્ઞિકના હૃદયમાં દેવો પ્રત્યે જે કૃતજ્ઞતાની બુદ્ધિ તથા ભક્તિ રહેલી હોય છે, તેને લીધે અન્ય સત્કર્મો કરતાં યજ્ઞકર્મોની વિશેષતા છે એમ જાણ. વળી, જેમ દેવોનાં કર્મો મેઘવૃષ્ટિની માફક પક્ષપાત વિના કોઈ વિશેષ પ્રાણીને ઉદ્દેશ્યા વિના થાય છે, તથા જેમ અગ્નિ યજ્ઞની આહુતિને પક્ષપાત વિના સ્વીકારે છે, તેમ જે સત્કર્મો કોઈ વિશેષ વ્યક્તિને ઉદ્દેશીને ન કરવામાં આવે, પણ સમાનદૃષ્ટિથી અને યોગબુદ્ધિથી કરવામાં આવે તે યજ્ઞકર્મ છે.

"આ કેવી રીતે તે હું દાખલાથી તને સમજાવીશ :

"ધર્મપ્રિય, ગોપો સેંકડો ગાયો રાખે છે અને તેમનું પ્રીતિથી પાલન કરે છે. પણ તે પોતાને માટે જ તેને ધંધારૂપે કરે છે માટે તેને કોઈ યજ્ઞ નથી કહેતું.

"વળી, સૂક્ષ્મદર્શી, કોઈ ગૃહસ્થ પોતાનાં સ્નેહી, સગાંવહાલાં, તથા મિત્રોને આમંત્રણ આપી દરેક પ્રકારે તેની આગતાસ્વાગતા કરે છે. પણ આથી તેણે અતિથિયજ્ઞ કર્યો એમ કહી શકાતું નથી.

"પરંતુ, પાંડવ, જો કોઈ પુરુષ ગાયો પ્રત્યેની ભક્તિને લીધે ગાયોના નિર્વાહાર્થે પોતાનાં ગોચરોનો લાભ જે ગાય ઇચ્છે તે લઈ શકે એવી રીતે અર્પણ કરે, અથવા કોઈ ગૃહસ્થ માનવો પ્રત્યેની ભક્તિથી પ્રેરાઈને પ્રવાસી, દીન, ભૂખ્યા મનુષ્યને શોધી કાઢી તેને સન્માનપૂર્વક જમાડે તો તેમણે ગાય તથા મનુષ્યપ્રીત્યર્થ યજ્ઞ કર્યો એમ કહેવાય.

"પરંતપ, શ્રદ્ધાળુ મીમાંસક પોતાનાં ધન, ધાન્ય, સંપત્તિમાંથી કેટલોક અંશ ભક્તિપૂર્વક દેવોને અગ્નિમુખે અર્પણ કરે છે, અને બાકીની સંપત્તિનો દેવોનો પ્રસાદ અથવા અનુગ્રહ સમજી ઉપભોગ કરે છે.

"મહાબાહો, આમ પોતે જેનો ઉપભોગ કરે છે તે પોતાનું નથી, પરંતુ દેવોનો પ્રસાદ એટલે અનુગ્રહ છે એ ભાવના એના ચિત્તની શુદ્ધિ કરે છે અને, એ વિવેકી હોય તો, એના ઉપભોગમાં એને સંયમી રાખે છે.

"અર્જુન, મીમાંસકો આને યજ્ઞનું શેષ ખાવું એમ કહે છે, અને જેઓ આ રીતે ઉપભોગ કરે છે તેમને ઉપભોગથી કે પદાર્થોને ઉત્પન્ન કરવા માટે કરેલાં કર્મોથી પાપ લાગતું નથી એમ પ્રતિપાદન કરે છે. પણ જે આમ દેવોના અનુગ્રહરૂપે ન માનતાં તથા દેવોને અર્પણ કર્યા વિના પોતાને માટે જ સંપત્તિ ઉપજાવે છે અને ભોગવે છે તેઓ પાપ કરે છે એમ ગણે છે.

"ગુડાકેશ, યજ્ઞના મૂળમાં રહેલી બુદ્ધિના સદ્અંશો મેં તને આ રીતે સમજાવ્યા. એ સદ્અંશોનો મેં સ્વીકાર કરી, આ રીતે એને કર્મયોગમાં ઘટાવ્યા છે:

"ધનંજય, અગ્નિમુખે આહુતિઓ અર્પણ કરવી તેને હું યજ્ઞનો આત્મા—તેનું ખાસ લક્ષણ—નથી સમજતો. પણ પરિશ્રમપૂર્વક નિર્માણ કરેલાં ધનધાન્યાદિકને તથા પોતાની સર્વ શક્તિઓને, કોઈ વિશિષ્ટ પ્રાણીઓને ઉદ્દેશીને જ નહિ પણ, સંસારમાં જે કોઈ એના ક્ષેત્રમાં આવી જાય તેના હિતાર્થે ભક્તિપૂર્વક અર્પણ કરવાં એને મેં જીવનનો કર્મયોગરૂપી શ્રેષ્ઠ યજ્ઞ માનેલો છે. એમ કરતાં કરતાં જે કાંઈ પોતાના નિર્વાહાર્થે મળી શકે તેને ઈશ્વરનો અનુગ્રહ માની ઉપભોગ કરવો તેને હું યજ્ઞની પ્રસાદીનો ઉપભોગ કહું છું. આ ભાવનામાં તે મનુષ્યની ચિત્તશુદ્ધિનું કારણ રહેલું હોવાથી તેને મેં યજ્ઞનો આત્મા માનેલી છે.

"ધનુર્વીર, જરાસંધ જેવા ક્ષત્રિયો અનેકનો સંહાર કરવાથી અને દિગ્વિજય કરવાથી એક પ્રકારની પ્રતિષ્ઠા મેળવે છે ખરા. પરંતુ અનેકનું પાલન કરવાનું, નિર્બળનું અને શરણાગતનું રક્ષણ કરવાનું, પ્રજાને સંતુષ્ટ કરવાનું અને તે માટે પોતાનું સર્વસ્વ ત્યાગ કરવાનું આકરું વ્રત લેનાર અને તેને પ્રાણથીયે વહાલું ગણનાર રામચંદ્ર જેવા રાજર્ષિઓ જેવો યશ મેળવે છે તેવો, સાંભળનાર તથા કહેનાર બન્નેને આનંદ વધારનારો, કલ્યાણકારી યશ જરાસંધ જેવાને મળતો નથી. કારણ કે, હે ઇન્દ્રપ્રિય, આ સૃષ્ટિનું ધારણ અને પાલન એકબીજાને માટે ઘસાવાથી થાય છે, એવો સર્વત્ર વ્યાપક નિયમ જોવામાં આવે છે. એ નિયમનું કાંઈક જ્ઞાન મીમાંસકોની યજ્ઞકથામાં રહેલું છે અને તે સત્ય નિયમને મેં યજ્ઞનો આત્મા ગણેલો છે." ૧૦-૧૩

"હે દ્રોણપ્રિય, વળી, હું તને યજ્ઞનું રહસ્ય સમજાવું છું તે સાંભળ.

શ્લોક ૧૪ થી ૧૬ "પ્રિયવર, અન્નમાંથી ભૂતમાત્ર પેદા થાય છે અને અન્ન વરસાદથી ઉત્પન્ન થાય છે એ સ્થૂળ અનુભવ સર્વ કોઈને છે. પણ એ વરસાદ શાથી ઉત્પન્ન થાય છે વારુ? આ વિષે મેં જે વિચાર્યું છે તે તું સાંભળ.

"બુદ્ધિમન્, મીમાંસકો આ વિષયમાં એમ કહે છે કે વૃષ્ટિને માટે જે જાતનો યજ્ઞ વેદમાં વર્ણવેલો છે, તેવા પ્રકારના વિધિયુક્ત હોમહવનને લીધે વૃષ્ટિ વરસે છે. એ યજ્ઞ કર્મથી થાય છે; એ કર્મ શબ્દબ્રહ્મ જે વેદ તેને અનુસરીને થાય છે; એ વેદ અકાર વગેરે અક્ષરોવાળા મંત્રોથી નિર્માણ થયા છે; એ મંત્રો સર્વવ્યાપી અક્ષરને આધારે રહેલા હોવાથી અને યજ્ઞના પ્રાણરૂપ હોવાથી એ યજ્ઞ અક્ષરબ્રહ્મને જ આધારે રહેલો છે.

"હવે મીમાંસકોની યજ્ઞની આ સ્થૂળ કલ્પનાને ફેરવીને યજ્ઞની ભાવનાનો જે વિકાસ મેં કર્યો છે, તેને અનુસરીને તે વિષેનું મારું વિવરણ તું સાંભળ.

"પ્રિયવર, કોઈ ખાસ પ્રાણીને ઉદ્દેશીને નહિ, પણ સહજપણે, સર્વના કલ્યાણાર્થે કરેલું સત્કર્મ તેને હું યજ્ઞનું તત્ત્વ કહું છું એ મેં તને કહ્યું. દ્રૌપદીનાથ, આ રીતે યજ્ઞથી વરસાદ થાય છે એનો અર્થ હું એમ ઘટાવું છું કે દેવોની વિશિષ્ટ પ્રાણીનો ઉદ્દેશ રાખ્યા વિના સહજપણે પ્રવર્તતી શક્તિથી તે થાય છે. એવો યજ્ઞ કર્મથી થાય છે, કર્મના અભાવથી નહિ.

"ગાંડીવધર, મનુષ્યનું કર્મ એમનાં ચિત્તમાંથી ઉદ્ભવે છે એ કોણ નથી જાણતું વારુ? એ ચિત્તનું સાંખ્યશાસ્ત્રીઓ મહાન્ એવું બીજું નામ આપે છે, અને બ્રહ્મ શબ્દ પણ એ જ અર્થનો હોવાથી કદીક બ્રહ્મ શબ્દથી પણ ચિત્તને કહે છે. વળી, એ બેઉને ભેળવીને ક્યારેક મહદ્બ્રહ્મ એવું પણ ચિત્તનું નામ થાય છે.

"મહાબાહો, અક્ષર અને અવ્યક્ત એવી પ્રકૃતિમાંથી ઉદ્ભવેલું મહદ્બ્રહ્મ અથવા ચિત્ત એ જ સંસારની સર્વ પ્રવૃત્તિઓનું કારણ છે એમ સાંખ્યદ્રષ્ટાઓએ ઠરાવ્યું છે. એ મહદ્બ્રહ્મ જેમ પ્રત્યેક મનુષ્યમાં ભિન્નભિન્નપણે ચિત્તરૂપે ઓળખવામાં આવે છે, તેમ એ

તત્ત્વ આ સમગ્ર સૃષ્ટિમાંયે વ્યાપેલું છે. કારણ કે, જ્યાં પ્રકૃતિનું કાર્ય ચાલે છે ત્યાં મહદ્બ્રહ્મ છે જ. આથી, આ વૃષ્ટિરૂપ યજ્ઞકર્મ વિશ્વમાં રહેલા મહતત્ત્વમાંથી છે એમ સમજ. એ મહતત્ત્વ પ્રકૃતિમાંથી ઉદ્ભવે છે, અને તે સર્વવ્યાપી પરબ્રહ્મને આધારે વર્તે છે. આમ સર્વવ્યાપક એવું જે પરબ્રહ્મ તે નિરંતર યજ્ઞમાં રહેલું છે.

"આમ ખાસ પ્રકારના ઉદ્દેશ વિના થતા યજ્ઞકર્મથી આ સંસારનું ચક્ર ચાલી રહ્યું છે. એ ચક્ર જેમ મોટા પ્રમાણ પર જડચિદાત્મક સૃષ્ટિમાં દેવો દ્વારા ચાલે છે, તેમ પ્રત્યેક ભૂતપ્રાણીએ પોતપોતાનાં નાનાં ક્ષેત્રમાં ઓછાવત્તા પ્રમાણમાં ચાલુ રાખવું જોઈએ. ધનુર્ધર, ભૂતપ્રાણીઓ અણસમજ્યે પણ એ ચક્રને પ્રકૃતિના નિયમને અધીન થઈને ચાલુ રાખે છે જ; પરંતુ વિશેષ બુદ્ધિમાન હોવાને લીધે કર્મને વિષે વધારે સ્વતંત્રતા ધરાવનાર મનુષ્ય એમાંથી છટકવાનો ઘણીવાર પ્રયત્ન કરે છે, અને એમ અન્ય માટે ઘસાયા વિના કેવળ પોતાનાં જ સુખોપભોગમાં મચી રહે છે. પાર્થ, આવો કૃતઘ્ન માનવી સદંતર છટકી શકતો તો નથી જ, પરંતુ પરિણામ એટલું જ થાય છે કે તે પોતાનું આયુષ્ય શ્રેયથી સાવ વંચિત, વ્યર્થ અને માત્ર પાપને ખાતું વિતાડે છે." ૧૪–૧૬

"અર્જુન, હવે કર્મયોગ વિષે હું તને એક બીજી વાત કહું છું તે સાંભળ:

શ્લોક ૧૭ થી ૧૯
कार्य–निरूपण

"જેમ ધ્યેય એટલે ધ્યાનથી પ્રાપ્ત કરવા ઇચ્છેલી વસ્તુ, જ્ઞેય એટલે જ્ઞાનથી પ્રાપ્ત કરવા ઇચ્છેલી વસ્તુ, તેમ કાર્ય એટલે કર્મથી પ્રાપ્ત કરવા ઇચ્છેલી વસ્તુ એવો અર્થ થાય છે.

"પાંડવ, જ્યાં સુધી મનુષ્ય પોતાના ચિત્તની અત્યંત શુદ્ધિ કરીને મેં તને સ્થિતપ્રજ્ઞનાં જેવાં લક્ષણો કહ્યાં તેવો આત્મનિષ્ઠ થયો નથી, ત્યાં સુધી એને જીવનની કૃતાર્થતા લાગતી નથી. ત્યાં સુધી એને કાંઈક કાર્ય, એટલે પોતાના વિશેષ ઉત્કર્ષને માટે કાંઈક કરવાનું, બાકી રહે છે. પણ, ફાલ્ગુન, સ્થિતપ્રજ્ઞને એવું કશું કાર્ય રહેલું નથી હોતું, એટલે કે કર્મદ્વારા પ્રાપ્ત કરવાનું બાકી રહેલું હોતું નથી. એના કર્મ કરવાથી કે ન કરવાથી એની ચિત્તશુદ્ધિમાં

અથવા ઉન્નતિમાં કશો વધારો ઘટાડો થતો નથી. તેમ એને કોઈ ભૂતમાત્રમાં જરાયે સ્વાર્થ કે મોહ નથી. ૧૭-૧૮

"છતાં, ગુડાકેશ, એવો આત્મનિષ્ઠ મહાત્મા પણ અકર્મી, કર્મહીન રહી શકતો નથી. જેમ ઋતુનું ચક્ર નિયમ પ્રમાણે સહજ રીતે ચાલ્યા કરે છે, તેમ એ પણ યજ્ઞભાવે સર્વે યોગ્ય કર્મો કર્યે જાય છે.

"આમ હોવાથી, જેની ચિત્તશુદ્ધિમાં હજુ ઊણપ રહેલી છે તેને કશું કાર્ય બાકી રહ્યું નથી એમ લાગવું શક્ય નથી. એવા માણસે કર્મહીન બનવું એ તો મોટી ભૂલ જ ગણાય. પણ એણે તો ફલને વિષે આસક્તિહીન બની સર્વે પ્રકારનાં કર્મો—એટલે યોગ્ય, આવશ્યક અને સારાં કર્મો—કરવાં જ ઘટે. ફળને વિષે આસક્તિ છોડીને કર્મ કરવાને લીધે મનુષ્ય શ્રેયને મેળવે છે, કર્મને જ છોડવાથી નહિ." ૧૯

"ધનંજય, આ હું તને કોઈ નવી જ વાત કહેતો નથી.

શ્લોક ૨૦ થી ૨૪

જનક જેવા તત્ત્વજ્ઞાની રાજાઓ આમ કર્મોદ્વારા જ પરમ સિદ્ધિને પામ્યાનાં અનેક દૃષ્ટાંતો ઇતિહાસમાંથી મળી આવે છે.

"હવે, પરંતપ, હું તને બીજી એક વાત કહું:

"મહાબાહો, મેં જે આ તને યજ્ઞનું રહસ્ય સમજાવ્યું અને તે રીતે યજ્ઞાર્થે કર્મ કરવાનું પ્રયોજન સમજાવ્યું, તેને સામાન્ય

लोकसंग्रह-दृष्टि.

ભાષામાં લોકસંગ્રહ—એટલે પ્રજાના કલ્યાણ—માટેનો ધર્મ પણ કહે છે. વસ્તુતઃ મારી જે યજ્ઞની ભાવના છે, તેનાં અને લોકસંગ્રહનાં કર્મો એકબીજાથી જુદાં નથી. પણ યજ્ઞની ભાવનાથી કર્મ કરનાર પુરુષ જાણે પોતાના સ્વાર્થ માટે, પોતાની આધ્યાત્મિક ઉન્નતિ માટે અને પોતાની કૃતજ્ઞતા તથા ભક્તિની ભાવનાથી પ્રેરાઈને સત્કર્મ કરતો જણાય છે. પરંતુ લોકસંગ્રહની ભાવનામાં કેવળ પરોપકાર માટે, પોતાની કશી આધ્યાત્મિક ઉન્નતિ કરવાની રહી ન હોય તે છતાં, વિશ્વ પ્રત્યે અત્યંત સદ્ભાવથી કે રાગદ્વેષરહિત પ્રેમભાવથી પ્રેરાઈને મહાત્મા પુરુષો સત્કર્મ કરતા જણાય છે.

"પરંતપ, જે મહાત્મા અત્યંત આત્મનિષ્ઠ થયેલો છે તેની વિવેકબુદ્ધિ પણ અતિશય ઉત્કર્ષને પામેલી અને નિર્મળ હોય છે. વિશેષ શું કહેવું? સાંખ્યશાસ્ત્ર અને યોગશાસ્ત્ર આત્મજ્ઞાનને જ વિવેકખ્યાતિ એવું બીજું નામ આપે છે. આત્મજ્ઞાનને પરિણામે સંસારનું હિત શામાં છે અને અહિત શામાં છે, પ્રજાઓને શું આવશ્યક છે અને શું અનાવશ્યક છે, તેનો એ બહુ સારી રીતે વિચાર કરી શકે છે. આથી એવો પુરુષ પોતાનાં કર્મો વિષે અત્યંત વિચારપૂર્વક, સાવધાનીથી અને જે રીતે લોકનું કલ્યાણ જ થાય એ રીતે વર્તે છે. ૨૦

"ધનંજય, લોકનાયક શ્રેષ્ઠ પુરુષોની ઉપર બહુ મોટો કર્તવ્યભાર રહેલો હોય છે. સામાન્ય લોકો એનાં આચરણને ધ્યાનપૂર્વક તપાસે છે અને તેનું અનુકરણ કરે છે. એ જે વર્તનને સારું કહે અને જેવા પ્રકારનું જીવન ગાળે, તેને લોકો આદર્શ તરીકે સ્વીકારે છે અને તેમ વર્તવા પ્રયત્ન કરે છે. આમાંયે, બાણાવલિ, મહાપુરુષોના સાત્ત્વિક સ્વભાવ અને આચરણનું અનુકરણ કરવું કઠણ બને છે પરંતુ તેમનામાં જો કાંઈ રાજસ કે તામસ ભાવો અને ટેવો રહી ગયાં હોય તો તેનું અનુકરણ વિશેષ થાય છે. કારણ, તે અનુકરણ કરવામાં કષ્ટ ઓછું પડે છે અને તેથી તાત્કાલિક ઉલ્લાસ વધારે પ્રાપ્ત થાય છે.

"પાંડવ, આનો એક દાખલો હું તને મારા જ જીવનમાંથી આપું. નિપુણ, મારા જોવામાં આવ્યું છે કે યાદવોને જ્યારે ઉત્સવો ઊજવવા હોય છે અને શોખીન બનવું હોય છે ત્યારે તેઓ ઝટ લઈને મારી યુવાવસ્થાની રસિક ટેવોને પ્રમાણરૂપ ગણી, રાસ રમવા, વાદિત્રો વગાડવાં અને સુંદર વસ્ત્રોથી બનીઠનીને ફરવું વગેરે કર્મોમાં આનંદથી પ્રવૃત્ત થાય છે. રાજ્યના ભાટો અને યાચક બ્રાહ્મણો મારાં મોરમુગટ-પીતાંબરનાં, વંશીની કળાનાં, રાસ રમવા વગેરેનાં જેટલાં વર્ણનો કરે છે તેટલાં કાંઈ મારાં વીરકર્મોનાં વર્ણન કરતા નથી. અરે, કોઈવાર તો મારી પ્રશંસાનાં ગાનો સાંભળી મને શંકા ઉત્પન્ન થાય છે કે શું મારી રાસની રમતો અને બંસીનાં ગાયનો જ મારાં જીવનનાં કર્મો ગણાશે કે શું? શું વીર, જ્ઞાની, સત્પુરુષ અને ક્ષત્રિયને ઉચિત

એવાં કોઈ વધારે ઉદાત્ત અને સાત્ત્વિક કર્મો મેં જીવન દરમ્યાન કર્યાં જ નથી કે શું?

"આ ઉપરથી, પ્રિયવર, તને સમજાશે કે જ્ઞાની અને લોકનાયક શ્રેષ્ઠ પુરુષે કર્મ કરવું કે ન કરવું, કયું કર્મ કરવું, કેમ કરવું વગેરે બાબતોમાં કેટલી સાવધાનીથી વર્તવાની જરૂર પડે છે. ૨૧

"પ્રાણપ્રિય! ઉદ્ધવ, તું વગેરે જેઓ મારા અત્યંત નિકટ સહવાસમાં આવેલા છો અને મારા હૃદયને ઓળખો છો, તે તો જાણો છો જ કે ત્રણ લોકમાં મારે કશું મારા ઉત્કર્ષ માટે કરવાનું બાકી રહ્યું છે, કે કાંઈ જ્ઞાન કે ગુણો પ્રાપ્ત કરવાના રહી ગયેલા છે એવું નથી. આત્માઅનાત્માના જ્ઞાન વિષે મને જે નિઃસંશય પ્રતીતિ પ્રાપ્ત થયેલી છે અને તેમાં જે રીતે હું સદાયે દૃઢપણે સ્થિર રહું છું, તેથી મને કશું અજેય રહ્યું નથી. જેમ સોનું જાણ્યાથી સોનાનાં સર્વે ઘરેણાંની જાત જણાઈ ગઈ એમ કહી શકાય, અથવા જેમ લોઢું જાણ્યાથી લોઢાનાં સર્વે ઓજારોની ધાતુ ઓળખાઈ ગઈ એમ કહેવાય, તેમ આ જગતના મૂળતત્ત્વની મને અંતઃપ્રતીતિ થઈ છે એમ કહેવામાં હું ખોટો સંકોચ છોડી કેવળ સત્ય સ્થિતિ જ વર્ણવું છું.

"આમ છતાં, મહાભાગ મિત્ર, હું સદૈવ કર્મ કર્યા કરું છું. કોઈ પણ યોગ્ય કર્મને ટાળવાનો પ્રયત્ન કરતો નથી. કશો અંગત સ્વાર્થ કે કોઈના પ્રત્યે રાગદ્વેષાત્મક બુદ્ધિ ન હોવા છતાં જીવનનાં કઠોર તેમ જ સૌમ્ય કર્મો, જે જે ક્ષણે કરવાં ઘટિત હોય તેને તેને, આળસને છોડી પરિશ્રમપૂર્વક કુશળતાથી કરતો રહું છું.

"આનું કારણ, મહાવીર, એટલું જ છે કે હું જાણું છું કે જો હું આળસ છોડીને કર્માચરણ ન કરું તો લોકો મારા પરની શ્રદ્ધાને લીધે તે જ પ્રમાણે વર્તે. એનું પરિણામ એ જ આવે કે હું લોકો આગળ વિઘાતક કર્મહીનતાનો એક દાખલો બેસાડીને પ્રજામાં અનવસ્થાનાં અને વિનાશનાં બીજ વાવું.

"આથી, ધર્મબંધુ, જોકે હું હવે ઉત્તરાવસ્થામાં પહોંચેલો છું, કૃતાર્થ થયો છું, નિઃસ્પૃહી અને આસક્તિરહિત થયો છું છતાં અવિશ્રાંત શ્રમ કર્યા જ કરું છું. ૨૨-૨૪

"પરમસ્નેહી, જે ધર્મનું હું મારા જીવનમાં આચરણ કરું છું તે જ ધર્મનો હું તને ઉપદેશ કરું છું. મારે

શ્લોક ૨૫-૨૬ માટે ધર્મ ઠરાવવાનું એક ધોરણ અને તારે માટે

બુદ્ધિભેદ બીજું એમ મારા મનમાં છે જ નહિ.

"ભારત, જ્ઞાની અને વિવેકી સજ્જન કદી કર્મહીન રહી ન શકે. એણે પોતાની વિવેકબુદ્ધિથી લોકનું કલ્યાણ શામાં રહ્યું છે તે શોધતા રહેવું જોઈએ. સામાન્ય લોકો સંસારમાં આસક્તિ હોવાને લીધે અનેક પ્રકારના ધર્મોનું આચરણ કરે છે. તે પૈકી કેટલાક ધર્મો ત્યાજ્ય હોય છે, પરંતુ બીજા આવશ્યક જ હોય છે. વિદ્વાન પુરુષે એવા આવશ્યક ધર્મોનું આસક્તિરહિત આચરણ કરતા રહી લોકોના માર્ગદર્શક થવું ઘટે.

"કુરુવીર, જનોને પોતાની જીવનયાત્રા ચલાવવા માટે જે કર્મો કર્યા વિના ચાલતું જ નથી તેને વિદ્વાન પુરુષ બરાબર રીતે આચરી બતાવી તથા તેની યોગ્ય કેળવણી આપી તેમને દોરવાને બદલે, જો એ કર્મો વિષે વ્યર્થ વાદો અને શંકાકુશંકાઓ ઉત્પન્ન કરવામાં જ પોતાની વિદ્વત્તાનો ઉપયોગ કરે તો તેથી લોકોની એ કર્મો વિષેની આસક્તિ તો જશે નહિ, પણ માત્ર લોકોમાં એક નકામી ચર્ચા અને શંકાશીલતા નિર્માણ થશે. એથી એ કર્મમાં રહેલા દોષો પણ નહિ સુધરે અને સમાધાન પણ નહિ મળે.

"આથી, વિદ્વાન પુરુષને ઘટે છે કે એણે શુષ્ક ચર્ચા છોડી દઈ પોતે આસક્તિરહિત કર્મ કરી બતાવવાં અને તેનો યોગયુક્ત — એટલે તેને લગતી કુશળતા, યોગ્ય વિધિ અને સમતાવાળો — માર્ગ નિર્માણ કરવો.

"પુણ્યશાળી, જે કર્મો કર્યા વિના પ્રજાઓનો નિર્વાહ અને અભ્યુદય થવા શક્ય જ નથી તે કર્મોમાં રહેલા દોષોને વિચારી તેનો ત્યાગ કરવો એ વિદ્વાન પુરુષને ઘટતું નથી, પણ એ દોષોને દૂર કરવા મથવું એ વિદ્વાનનું કર્તવ્ય છે. જો એ દોષોને દૂર કરવાનો માર્ગ એ ન શોધી શકે, તો એ કર્મની નિંદા કર્યે શું વળવાનું હતું વારુ? એથી પ્રજાઓ કાં તો એની નિંદાથી ડરી એ કર્મોનો ત્યાગ કરી નિર્બળ અને પંગુ બનશે તથા અધોગતિને

પામશે, અથવા એ વિદ્વાનના ઉપદેશના પ્રાણવાન ભાગને છોડી દઈ એના નિર્જીવ ભાગનું આચરણ કરશે.

"વિવેકી મિત્ર, આપણી આગળ આવી પડેલા યુદ્ધના આ ઘોર પ્રસંગને જ તું વિચારી જો. જો તું કુશળતાપૂર્વક યુદ્ધ કરી શીઘ્ર આ પ્રસંગનો અંત ન લાવે તો શું પરિણામ આવશે તેનો વિચાર કર.

"અર્જુન, તું જાણે છે કે પાંડવો કૌરવોની સામે એવા સંજોગોમાં મુકાયા છે કે યુદ્ધથી જ કલહોનો નિકાલ કરવાની બુદ્ધિવાળા અને તે માટે જન્મથી અનેક પ્રકારની કેળવણી પામેલા તારા ભાઈઓ અને મિત્રરાજાઓને યુદ્ધ કર્યા વિના પોતાની સત્ત્વ-રક્ષા કરવી શકય જ નથી. આમ હોવાથી જો તું યુદ્ધમાંથી નિવૃત્ત થાય તો તેના પરિણામે યુદ્ધ તો ટળે જ નહિ, પણ માત્ર તારી વિડંબના, સૈનિકોમાં શંકાકુશંકા, નાસભાગ અને અવ્યવસ્થા તથા મદોન્મત્ત થયેલા કૌરવોને હાથે તારી સેનાનો ભયંકર સંહાર જ થાય.

"સત્કર્મપ્રિય, આ ભયંકર યુદ્ધને ટાળવા માટે જેટલા ઉપાયો યોજી શકાય તેટલા યોજવામાં ધર્મરાજાએ તથા મેં જરા પણ પાછી પાની કરી નથી. અરે, દુર્યોધનને કેમે કરીનેયે સમજાવી આ યુદ્ધ અટકાવવાનો મેં પ્રયત્ન કર્યો. પરંતુ વિનાશકાલ સમીપ આવેલો હોવાથી એ સર્વે ઉપાયો નિષ્ફળ ગયા. હવે યોગબુદ્ધિથી યુદ્ધ કરવું એ સિવાય પ્રાપ્ત સ્થિતિમાં એકે માર્ગ મારા જેવામાં આવતો નથી.

"અર્જુન, મિત્ર, તું નહિ, પણ શસ્ત્ર ન ધારણ કરવાની પ્રતિજ્ઞાવાળો હુંયે તારું સારથિપણું છોડી દઈ જો આ ક્ષણે તટસ્થ બની જાઉં તોયે એવો જ અનર્થ થાય એમ નિશ્ચય માનજે.

"આથી, વીર, યોગના આશ્રયપૂર્વક યુદ્ધ કરવું એ સિવાય આપણે વધારે કલ્યાણનો કોઈ રસ્તો લઈ શકીએ એમ નથી. ૨૫-૨૬

"કૌન્તેય, કર્મની અને બુદ્ધિભેદ ન કરવાની બાબતમાં સાંખ્ય-દર્શનની દૃષ્ટિએ પણ મેં કહ્યો તે જ આચરણનો નિયમ નીકળે છે એ હવે હું તને સમજાવવા ઇચ્છું છું.

શ્લોક ૨૭ થી ૨૯
સાંખ્ય – ગુણકર્મદૃષ્ટિ.

"પરમસ્નેહી, જે ધર્મનું હું મારા જીવનમાં આચરણ કરું છું તે જ ધર્મનો હું તને ઉપદેશ કરું છું. મારે માટે ધર્મ ઠરાવવાનું એક ધોરણ અને તારે માટે બીજું એમ મારા મનમાં છે જ નહિ.

શ્લોક ૨૫-૨૬
बुद्धिभेद

"ભારત, જ્ઞાની અને વિવેકી સજ્જન કદી કર્મહીન રહી ન શકે. એણે પોતાની વિવેકબુદ્ધિથી લોકનું કલ્યાણ શામાં રહ્યું છે તે શોધતા રહેવું જોઈએ. સામાન્ય લોકો સંસારમાં આસક્તિ હોવાને લીધે અનેક પ્રકારના ધર્મોનું આચરણ કરે છે. તે પૈકી કેટલાક ધર્મો ત્યાજ્ય હોય છે, પરંતુ બીજા આવશ્યક જ હોય છે. વિદ્વાન પુરુષે એવા આવશ્યક ધર્મોનું આસક્તિરહિત આચરણ કરતા રહી લોકોના માર્ગદર્શક થવું ઘટે.

"કુરુવીર, જનોને પોતાની જીવનયાત્રા ચલાવવા માટે જે કર્મો કર્યા વિના ચાલતું જ નથી તેને વિદ્વાન પુરુષ બરાબર રીતે આચરી બતાવી તથા તેની યોગ્ય કેળવણી આપી તેમને દોરવાને બદલે, જો એ કર્મો વિષે વ્યર્થ વાદો અને શંકાકુશંકાઓ ઉત્પન્ન કરવામાં જ પોતાની વિદ્વત્તાનો ઉપયોગ કરે તો તેથી લોકોની એ કર્મો વિષેની આસક્તિ તો જશે નહિ, પણ માત્ર લોકોમાં એક નકામી ચર્ચા અને શંકાશીલતા નિર્માણ થશે. એથી એ કર્મમાં રહેલા દોષો પણ નહિ સુધરે અને સમાધાન પણ નહિ મળે.

"આથી, વિદ્વાન પુરુષને ઘટે છે કે એણે શુષ્ક ચર્ચા છોડી દઈ પોતે આસક્તિરહિત કર્મ કરી બતાવવાં અને તેનો યોગયુક્ત — એટલે તેને લગતી કુશળતા, યોગ્ય વિધિ અને સમતાવાળો — માર્ગ નિર્માણ કરવો.

"પુણ્યશાળી, જે કર્મો કર્યા વિના પ્રજાઓનો નિર્વાહ અને અભ્યુદય થવા શકય જ નથી તે કર્મોમાં રહેલા દોષોને વિચારી તેનો ત્યાગ કરવો એ વિદ્વાન પુરુષને ઘટતું નથી, પણ એ દોષોને દૂર કરવા મથવું એ વિદ્વાનનું કર્તવ્ય છે. જો એ દોષોને દૂર કરવાનો માર્ગ એ ન શોધી શકે, તો એ કર્મની નિંદા કર્યે શું વળવાનું હતું વારુ? એથી પ્રજાઓ કાં તો એની નિંદાથી ડરી એ કર્મોનો ત્યાગ કરી નિર્બળ અને પંગુ બનશે તથા અધોગતિને

પામશે, અથવા એ વિદ્વાનના ઉપદેશના પ્રાણવાન ભાગને છોડી દઈ એના નિર્જીવ ભાગનું આચરણ કરશે.

"વિવેકી મિત્ર, આપણી આગળ આવી પડેલા યુદ્ધના આ ઘોર પ્રસંગને જ તું વિચારી જો. જો તું કુશળતાપૂર્વક યુદ્ધ કરી શીઘ્ર આ પ્રસંગનો અંત ન લાવે તો શું પરિણામ આવશે તેનો વિચાર કર.

"અર્જુન, તું જાણે છે કે પાંડવો કૌરવોની સામે એવા સંજોગોમાં મુકાયા છે કે યુદ્ધથી જ કલહોનો નિકાલ કરવાની બુદ્ધિવાળા અને તે માટે જન્મથી અનેક પ્રકારની કેળવણી પામેલા તારા ભાઈઓ અને મિત્રરાજાઓને યુદ્ધ કર્યા વિના પોતાની સત્ત્વ-રક્ષા કરવી શક્ય જ નથી. આમ હોવાથી જો તું યુદ્ધમાંથી નિવૃત્ત થાય તો તેના પરિણામે યુદ્ધ તો ટળે જ નહિ, પણ માત્ર તારી વિડંબના, સૈનિકોમાં શંકાકુશંકા, નાસભાગ અને અવ્યવસ્થા તથા મદોન્મત્ત થયેલા કૌરવોને હાથે તારી સેનાનો ભયંકર સંહાર જ થાય.

"સત્કર્મપ્રિય, આ ભયંકર યુદ્ધને ટાળવા માટે જેટલા ઉપાયો યોજી શકાય તેટલા યોજવામાં ધર્મરાજાએ તથા મેં જરા પણ પાછી પાની કરી નથી. અરે, દુર્યોધનને કેમે કરીનેયે સમજાવી આ યુદ્ધ અટકાવવાનો મેં પ્રયત્ન કર્યો. પરંતુ વિનાશકાલ સમીપ આવેલો હોવાથી એ સર્વે ઉપાયો નિષ્ફળ ગયા. હવે યોગબુદ્ધિથી યુદ્ધ કરવું એ સિવાય પ્રાપ્ત સ્થિતિમાં એકે માર્ગ મારા જોવામાં આવતો નથી.

"અર્જુન, મિત્ર, તું નહિ, પણ શસ્ત્ર ન ધારણ કરવાની પ્રતિજ્ઞાવાળો હુંયે તારું સારથિપણું છોડી દઈ જો આ ક્ષણે તટસ્થ બની જાઉં તોયે એવો જ અનર્થ થાય એમ નિશ્ચય માનજે.

"આથી, વીર, યોગના આશ્રયપૂર્વક યુદ્ધ કરવું એ સિવાય આપણે વધારે કલ્યાણનો કોઈ રસ્તો લઈ શકીએ એમ નથી. ૨૫-૨૬

"કૌન્તેય, કર્મની અને બુદ્ધિભેદ ન કરવાની બાબતમાં સાંખ્ય-દર્શનની દૃષ્ટિએ પણ મેં કહ્યો તે જ આચરણનો નિયમ નીકળે છે એ હવે હું તને સમજાવવા ઇચ્છું છું.

શ્લોક ૨૭ થી ૨૯
सांख्य – गुणकर्मदृष्टि

"પાર્થ, સાંખ્યવાદીઓ કહે છે કે પ્રાણીઓ જે કર્મો કરતાં દેખાય છે, તે, વાસ્તવિક રીતે, તે પ્રાણીમાં રહેલો ચૈતન્યસ્વરૂપ, શુદ્ધ, નિર્વિકાર અને નિષ્ક્રિય એવો જે એનો આત્મા તે કરતો નથી, પણ તે આત્માની સાથે જોડાયેલી ત્રિગુણાત્મક પ્રકૃતિ જ કરે છે. જેમ સૂર્ય સંસારનાં પ્રાણીઓને કર્મમાં જોડાવાનું કહેતો નથી, પણ એના ઊગવા માત્રથી એની પાસેથી શક્તિ અને પ્રેરણા મેળવી સમગ્ર સૃષ્ટિ કર્મમાં પ્રવૃત્ત થાય છે, તેમ ચૈતન્યરૂપ આત્માની સમીપમાં રહેલી પ્રકૃતિ આત્માથી પ્રેરિત થઈને પોતાની મેળે જ કર્મમાં પ્રવૃત્ત થાય છે. તેઓ કહે છે કે આત્માને તો કદી બંધન, મોક્ષ કે સંસૃતિ થતાં જ નથી, પણ પ્રકૃતિ જ બંધાય છે, મુકાય છે અને સંસૃતિને પામે છે.

"મહાબાહો, વળી તેઓ કહે છે કે પ્રાણીમાત્રમાં દેખાતો અહંકાર એ આત્માનો ધર્મ નથી. આત્મા તો અહંકારવિનાનો કેવળ ચૈતન્યરૂપ છે. જે અહંકારનો ભાવ છે એ તો પ્રકૃતિમાંથી બનેલા ચિત્તનો ધર્મ છે. એ ચિત્ત જ ધર્મ અને પાપ, વૈરાગ્ય અને આસક્તિ, ઐશ્વર્ય અને દૈન્ય, જ્ઞાન અને મૂઢતા વગેરે ભાવોવાળું છે. એ ચિત્ત અધર્મમાંથી ધર્મ પ્રત્યે, આસક્તિમાંથી વૈરાગ્ય પ્રત્યે, દીનતામાંથી ઐશ્વર્ય પ્રત્યે, અને મૂઢતામાંથી જ્ઞાન પ્રત્યે પ્રગતિ કરે છે. જેવો આત્મા શુદ્ધ અને નિર્વિકારી છે, તેવી શુદ્ધિ પ્રાપ્ત કરવી એવી જાણે ચિત્તની મહત્ત્વાકાંક્ષા હોય તેમ તે વર્તે છે.

"પરંતપ, એ ચિત્તની આત્મા જેવી શુદ્ધિ થવી એનું જ નામ જ્ઞાન અથવા મોક્ષ સમજ. જ્યાં સુધી એવી શુદ્ધિ થઈ નથી ત્યાં સુધી કર્મોનો અંત આવતો નથી; કાંઈ કરવાનું રહી જાય છે એમ બુદ્ધિને લાગ્યા વિના રહેતું નથી. આથી, જ્યાં સુધી ચિત્તની ઘટતી શુદ્ધિ થઈ નથી ત્યાં સુધી જે જે કાંઈ ત્રિગુણાત્મક કર્મો થાય છે તે કર્મ માટે પ્રાણીની બુદ્ધિમાં 'હું કરું છું, હું ભોગવું છું,' ઇત્યાદિ અહંકારનું ભાન રહ્યાં કરે છે. ૨૭

"ગુડાકેશ, સાચું પૂછતાં, એ કર્તાપણાનો અહંકાર પણ પ્રકૃતિમાંથી ઊઠેલા ચિત્તને જ છે, આત્માને નથી. પણ જેમ શુદ્ધ કાચની નીચે કાળો વાળ મૂકીએ તો એ કાચમાં જ તડ પડી હોય એમ લાગે છે, તેમ અશુદ્ધ ચિત્તની સાથે જોડાયેલો આત્મા જ

અશુદ્ધ હોય એમ લાગ્યાં કરે છે. બુદ્ધિમાં રહેલો બધો અશુદ્ધ અહંકાર જાણે આત્માને વળગ્યો હોય એમ પ્રાણીઓની સમજણું હોય છે.

"પરંતુ, મહાબાહો, જેની બુદ્ધિ અજ્ઞાનમાંથી જ્ઞાન પ્રત્યે ગઈ છે તે પ્રકૃતિ અને આત્મા વચ્ચેનો ભેદ બરાબર સમજે છે. એ જાણે છે કે ગુણ અને કર્મો એ આત્માના ધર્મો નથી પણ પ્રકૃતિના ધર્મો છે. એ જાણે છે કે ત્રણ ગુણોવાળી પ્રકૃતિ પોતાના સ્વભાવ અને પરિસ્થિતિ પ્રમાણે જુદાજુદા ગુણોનો વિકાસ અને સંકોચ દર્શાવતી કર્મોમાં પ્રવૃત્ત થાય છે. પ્રવૃત્તિમાન રહેવું એ પ્રકૃતિનો ધર્મ જ છે. અને જ્યાં સુધી ચિત્તનું કશુંય કાર્ય બાકી રહ્યું છે, ત્યાં સુધી પ્રકૃતિની ગુણસ્વભાવ મુજબ કર્મપ્રવૃત્તિ અટકતી જ નથી. આથી એવો વિવેકી પુરુષ પોતાના ગુણોનો આવિર્ભાવ કરનારી પ્રકૃતિનાં કર્મોનું પોતામાં કર્તાપણું લેતો નથી અને તે કર્મોમાં આસક્ત થતો નથી.

"આત્મા અને પ્રકૃતિ વચ્ચેનો આવો વિવેક જેને સમજાયો છે તેને કર્મ કરવાં કે ન કરવાં એ પ્રશ્ન જ અસ્થાને લાગે છે. એ કશાંયે કર્મોનું પોતાને વિષે આરોપણ કરતો નથી અને એનાં પરિણામોથી સુખદુઃખને માનતો નથી. એ જાણે છે કે જેમ અજવાળું કરવું એ પ્રકાશનો સ્વભાવ છે, વહેવું એ જળનો સ્વભાવ છે, વાવું એ પવનનો સ્વભાવ છે, તેમ પોતપોતાના ગુણો મુજબ ક્રિયાવાન રહેવું, એ પ્રાણીઓનો સ્વભાવ જ છે. પોતાના ગુણ-સ્વભાવને અનુસરતાં પ્રાણીઓને તેમના પ્રવૃત્તિમાર્ગમાંથી અટકાવવાની એ જરૂર જોતો નથી. ૨૮

"ગાંડીવધર, જેમની બુદ્ધિ જ્ઞાનથી શુદ્ધ થયેલી નથી, તેમને પોતાના ગુણો અને કર્મ વિષે આસક્તિ હોય એમાં નવાઈ નથી. જો એવી આસક્તિ ન હોય તો ચિત્તની શુદ્ધિ માટે જે પ્રેરકબળ જોઈએ તે એમનામાં આવે નહિ. આથી, અર્જુન, તત્ત્વવેત્તા પુરુષ એવા અલ્પબુદ્ધિ પુરુષોને એમની પ્રવૃત્તિઓમાંથી ખોટી રીતે ચલિત કરતો નથી. પ્રાણીમાત્રનાં ચિત્ત ક્રમે ક્રમે વિકાસને પામે, અશુદ્ધિમાંથી શુદ્ધિ પ્રત્યે જાય, તે માટે એ તેમને કુશળતાથી અને સમતાથી કર્મ કરવાનો યોગ શીખવે છે ખરો, પરંતુ જે ધર્મોનાં

આચરણ માટે તેઓ ગુણસ્વભાવથી જ લાયક ન હોય તે ધર્મોનો એમને ઉપદેશ આપી તેમને મૂંઝવણમાં નાંખતો નથી. ૨૯

શ્લોક ૩૦ થી ૩૨
ભક્તદૃષ્ટિ

"કૃષ્ણાપ્રિય, આ રીતે મેં તને કર્મયોગ વિષેની યજ્ઞની દૃષ્ટિ, વિવેકી આત્મનિષ્ઠની લોકસંગ્રહની દૃષ્ટિ તથા સાંખ્યોની તત્ત્વદૃષ્ટિ ત્રણે સમજાવી. આ પૈકી પુરુષ ગમે તે દૃષ્ટિ રાખે તોપણ ક્યાં કર્મ કરવાં, કેમ કરવાં વગેરે બાબતમાં એ એકસરખા જ નિર્ણય ઉપર આવશે.

"હવે તને એક ચોથી દૃષ્ટિ પણ સમજાવું છું. એ દૃષ્ટિએ પણ કર્મયોગનો એક જ નિર્ણય નીકળે છે એ તું જોઈ શકીશ.

"જ્ઞાનેચ્છુ સુહૃદ, સાંખ્યવેત્તાઓ જે રીતે આત્મા અને પ્રકૃતિનો ભેદ પાડે છે તે કેટલાક શ્રેયાર્થીઓને યોગ્ય લાગતો નથી.

"સાંખ્યવાદીઓ આત્માને ચૈતન્યસ્વરૂપ છતાં સાવ નિષ્ક્રિય અને પોતાના અસ્તિત્વનાયે સ્પષ્ટ ભાનવિનાનો વર્ણવે છે અને સર્વે જ્ઞાન, અહંકાર તથા ભાવનાઓ ચિત્તને આશ્રયે રહેલા ધર્મો છે એમ સમજાવે છે. તેઓ કહે છે કે હું કરું છું, હું ભોગવું છું વગેરે જે ભાન હૃદયમાં ઊઠે છે, તે ભાન આત્માનું નથી પણ ચિત્તનું જ છે અને આત્માને વિષે એ આરોપવામાં આવે છે એ ભ્રાંતિ જ છે. વળી તેઓ કહે છે કે જ્ઞાન એ સત્ત્વગુણનું પરિણામ છે અને અજ્ઞાન તમોગુણનું પરિણામ છે. આત્મા તો જ્ઞાન અને અજ્ઞાન બેય ભાવોથી પર, નિર્ગુણ, સાક્ષીમાત્ર છે.

"ગુરુભક્ત, તત્ત્વદર્શનની આ દૃષ્ટિ દોષયુક્ત છે એમ કેટલાક વિદ્વાનોનો મત છે. 'હું છું' એવું સ્પષ્ટ ભાન હોવા છતાં એ ભાન જેને છે તે આત્મા નથી, પણ આત્મા એથી અળગો અને ભાન-વિનાનો છે એમ માનવું અને એવા પંગુ, 'ગુણહીન અને અનુ-પકારી'* જણાતા ચૈતન્યને પોતાનું સ્વરૂપ સમજવું એ એમને અનુભવ તેમ જ સુરુચિથી ઊલટું લાગે છે.

"આથી, પાંડુનંદન, સાંખ્યવેત્તાઓ જેને મહાન્, ચિત્ત કે બુદ્ધિને નામે ઓળખાવે છે તેને જ ભક્તજનો આત્મા કે

---

* આ વિશેષણો 'સાંખ્યકારિકા'ના કર્તા શ્રી. ઈશ્વરકૃષ્ણનાં છે.

જીવાત્મા એવું નામ આપે છે અને તેને જ પોતાનું સ્વરૂપ માને છે.

"કુરુવીર, પૃથ્વી વગેરે ગ્રહો સૂર્યની આસપાસ ભ્રમણ કરે છે, પણ સૂર્ય પૃથ્વીની પ્રદક્ષિણા કરતો નથી એમ ખગોળવેત્તાઓ કહે છે ખરા. છતાં, સ્થૂળ દૃષ્ટિએ, સૂર્ય જ ઊગતો અને આથમતો લાગે છે અને ખગોળશાસ્ત્રી પણ, વ્યવહારમાં, સૂર્ય ઊગ્યો, ઊંચે આવ્યો, નીચે ઢળ્યો, આથમ્યો વગેરે ભાષા વાપરે છે. એ જ પ્રમાણે સાંખ્યવાદી હોય કે પ્રાકૃતજન હોય સર્વે ચિત્તમાં જ હુંપણાનું ભાન સમજી તે જ આત્મા હોય એમ વ્યવહાર કરે છે. આથી જ ભાષામાં, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર વગેરે અંતઃકરણો માટે આત્મા શબ્દ વારંવાર વપરાય છે.

"વળી, તું જાણે છે કે સાંખ્યો કહે છે કે આત્માને બંધન કે મોક્ષ નથી, પણ ચિત્તને જ બંધ તથા મોક્ષ છે અને ચિત્ત જ પોતાની શુદ્ધિ માટે ક્રિયાવાન થાય છે. પણ જડ પ્રકૃતિમાંથી નિર્માણ થયેલી અને વસ્તુતઃ જડ સ્વભાવવાળી બુદ્ધિને એવી શુદ્ધિ માટે શું કામ અને કેવી રીતે અભિલાષા હોય, અને શા માટે એ પુરુષાર્થ કરે વારુ? આમ શંકા રહેતી હોવાથી, હુંપણાના અભિમાનવાળો, સુખદુઃખને જાણવાવાળો, એથી ત્રાસવાવાળો તથા એમાંથી છૂટવાની ઇચ્છા રાખવાવાળો જીવાત્મા એ પ્રકૃતિનું કાર્ય નથી, પણ ચૈતન્ય-સ્વભાવવાળો જ છે એમ ભક્તો કહે છે.

"આમ ભોગ અથવા મોક્ષની ઇચ્છા જીવાત્માને જ થતી હોવાથી, તે જ કર્માકર્મને વિષે વિવેક કરે અને કર્મના ત્યાગનો કે યોગનો આગ્રહ રાખે એ સ્વાભાવિક છે એવો ભક્તિમાન પુરુષોનો મત છે.

"હવે, પાર્થ, ભોગની લાલસાવાળા જીવાત્માનો કર્મ વિષે એક જાતનો અભિપ્રાય અને આગ્રહ હોય, અને મોક્ષની ઇચ્છાવાળા જીવની એ પ્રત્યે જુદી જ દૃષ્ટિ હોય એમાં નવાઈ નથી.

"તું મોક્ષની ઇચ્છાવાળો હોવાથી મુમુક્ષુ જીવની વિચારસરણી અને ભાવનાને સાંભળ.

"મહામતિ, આપણે સર્વે જાણીએ છીએ કે સમુદ્રનું પાણી ખારું છે. એ પાણી કોઈ જુદા જ પ્રકારનો ખારો પ્રવાહી પદાર્થ નથી, પણ મૂળે મીઠા સ્વભાવનું હોવા છતાં એમાં ક્ષારરૂપી અશુદ્ધિ

ભળવાથી ખારું બન્યું છે, એમ એને તડાકામાં રાખી સૂકવવાથી આપણે જાણી શકીએ છીએ.

"પરંતપ, આવી રીતે અનુભવ કરેલો હોવાથી, સમુદ્રમાં પાણી અને ક્ષાર એકબીજા સાથે ન પારખી શકાય એવી રીતે ઓતપ્રોત થયેલાં હોવા છતાં, એ બન્ને ભિન્ન પદાર્થો છે એમ કહેતાં આપણને સંશય થતો નથી. પણ, વિવેકજ્ઞ, જો એવો અનુભવ આપણે કરી શકતા ન હોઈએ તો સમુદ્રનું પાણી કોઈ જુદા જ પ્રકારનું ખારું પ્રવાહી નથી એમ આપણે નિઃસંશયપણે કહી શકીએ નહિ, અને કેવળ એવી ભાવના કરીને એ પાણીનો મીઠા પાણીની જગ્યાએ ઉપયોગ કરી શકીએ નહિ.

"સૂક્ષ્મદર્શી, ક્ષણભર એમ માની લે કે આત્મા એ મીઠું પાણી છે અને ચિત્ત એ ક્ષાર છે, તથા જીવાત્મા એ સમુદ્રનું પાણી છે. આ જીવાત્મારૂપી સમુદ્રજળમાં આત્મા અને ચિત્ત એવાં ઓતપ્રોત ભળેલાં છે કે વસ્તુતઃ એ જુદાં હોય છતાં એની ભિન્નતા પારખી શકાતી નથી, અને એમની ભિન્નતા વિષે શાસ્ત્રનાં કે વિદ્વાનોનાં વચન સાંભળીને તેવી માન્યતા બાંધ્યાથી તેવો અનુભવ થતો નથી.

"આથી, જ્યાં સુધી સૂક્ષ્મ થયેલી પ્રજ્ઞાદ્વારા આત્મા અને ચિત્તનો ભેદ અનુભવવામાં આવ્યો નથી અને ચિત્તની સર્વ મલિનતા ટળી જઈ એ વિવેકજ્ઞાનમાં સ્થિરતા થઈ નથી, ત્યાં સુધી આત્મા અને ચિત્ત બન્ને ભિન્ન છે, ચિત્ત પ્રકૃતિનું કાર્ય છે, ચિત્તની ક્રિયાઓથી આત્મા અલિપ્ત રહે છે વગેરે બોલવું—એ જો એનો અનુભવ મેળવવાના પ્રયત્નપૂર્વક ન હોય તો—કેવળ વાગાડંબર જ થાય.

"એના કરતાં, સત્યપ્રિય, પોતે મોક્ષની ઇચ્છાવાળો જીવાત્મા છે એમ જ માનવું અને બોલવું એ યથાનુભવ હોવાથી વધારે યોગ્ય ગણાય.

"આથી, દેવગુરુપૂજક, ભક્તિમાન કર્મયોગી સાંખ્ય પરિભાષાનો વ્યવહાર પસંદ કરતા નથી, પણ પોતે બંધનમાં પડેલા અને મોક્ષની ઇચ્છાવાળા જીવાત્મા છે એમ સમજીને ચાલે છે.

"હવે, લક્ષ્યવેધક, સાંખ્યો જે કહે છે કે જડ પ્રકૃતિમાંથી નિર્માણ થયેલા ચિત્તને જ બંધ અને મોક્ષ છે અને ચિત્ત જ સર્વ

પુરુષાર્થ કરે છે, પણ આત્મા કદી બદ્ધ થયેલો જ ન હોવાથી મુકાવાનોયે પ્રયત્ન કરતો નથી, એવું બોલવું મેં કહ્યા તેવા કર્મયોગી પસંદ કરતા નથી. પણ તેઓ બીજી રીતે એ જ વસ્તુને સમજાવે છે.

"રહસ્યદર્શી, ભક્તિમાન કર્મયોગીઓ કહે છે કે જીવ ગમે તેટલી મલિન દશામાં હોય તોયે દરેક જીવને ઊંડે ઊંડે એવી પ્રતીતિ રહેલી જ હોય છે કે એ જે સ્થિતિમાં છે તેમાં જ સતત રહેવા સર્જાયેલો નથી, પણ એનું સાચું સ્વરૂપ કાંઈક વિશેષ શુદ્ધ અને મહાન છે. એ સ્થિતિને પહોંચવું એ એનું અંતિમ લક્ષ્ય છે. આ પ્રતીતિને પરિણામે કોઈ જીવ એક જ સ્થિતિમાં રહી સંતોષ માનતો નથી, પણ નિરંતર કાંઈક ને કાંઈ ફેરફાર કરવા મથતો રહે છે.

"પોતાનું શુદ્ધ અને મહાન સ્વરૂપ કેવું છે એ વિષે એની ઓછી કે વત્તી શુદ્ધિના પ્રમાણમાં એ જુદી જુદી જાતની કલ્પના કરે છે અને તેનું કાંઈક ઝાંખું કે સ્પષ્ટ ચિત્ર તેના મનમાં રહેલું હોય છે. કદીક એ ચિત્ર એણે પોતાની કલ્પનાથી જ નિર્માણ કરેલું હોય છે તો કદીક એના જોવા કે સાંભળવામાં આવેલા કોઈ શુદ્ધચિત્ત મહાત્માના ચરિત્ર પરથી ઉઠાવેલું હોય છે. મંદ વેગથી કે તીવ્ર વેગથી એ સ્વરૂપને પહોંચવાનો એનો પ્રયત્ન રહેતો હોવાથી એ સ્વરૂપ એને ઈશ્વરરૂપ કે ગુરુરૂપ ભાસે છે.

"જ્ઞાનપિપાસુ, જ્યાં સુધી જીવ પરિપૂર્ણ શુદ્ધિને પામતો નથી ત્યાં સુધી એની પોતાના ધ્યેયરૂપ ઈશ્વર કે ગુરુ વિષેની કલ્પનામાં ફરક પડ્યા જ કરે છે. પણ ગમે તેવો ફરક પડે છતાં તે ઈશ્વર વિના રહી શકતો નથી. અને જ્યારે એ અત્યંત શુદ્ધ અને પૂર્ણકામ થાય ત્યારે પોતાના ઈશ્વરથી પોતાને વેગળોયે જોઈ શકતો નથી.

"હવે, પરંતપ, આવો ઈશ્વરગુરુભક્ત કર્મયોગને કેવી રીતે આચરે છે તે સાંભળ.

"જેમ લાકડાની બાવલી પોતાના સૂત્રધારની આંગળીઓને વશ રહે છે અને તે જેમ નચાવે છે તેમ નાચે છે, જેમ ધ્રુવમાછલીને ગમે ત્યાં રાખો પરંતુ એ પોતાનું મુખ ધ્રુવતારા તરફ જ રાખે છે, અથવા જેમ સૂર્યમુખી ફૂલ જે દિશામાં સૂર્ય ઢળે તે દિશામાં પોતાનું મુખ ફેરવે છે, તેમ, ધનંજય, ભક્ત પુરુષ પોતાના ઈશ્વરને કે ઈશ્વરરૂપ ગુરુને અધીન થઈને રહે છે. એની પ્રત્યક્ષ અને સ્પષ્ટ આજ્ઞાઓને

એ વશ રહે એમાં તો શું કહેવું? પણ એટલી જ એની આજ્ઞાધીનતા નથી હોતી. એ તો પોતાના ઈશ્વરની આજ્ઞાઓ, ઇચ્છાઓ અને અભિપ્રાયોનો આગળથી જ વિચાર કરી તેનો અમલ કરવા પ્રયત્ન કરે છે. એ પોતાની સ્વાર્થી અને સ્વતંત્ર ઇચ્છાઓને દાબી દઈ, નિર્મૂળ કરી, પોતાના ઈશ્વરની ઇચ્છા તે જ પોતાની ઇચ્છા થાય એવી રીતે પોતાના મનને કેળવવા પ્રયત્ન કરે છે.

"યુદ્ધનિપુણ, આમ કરવું કાંઈ સહેલું થતું નથી. પોતાની ઇચ્છાઓ અને ઈશ્વરને રુચનારી ઇચ્છાઓ વચ્ચે એને વારંવાર વિરોધ દેખાય છે. તે વખતે, હે વીર, આ કુરુક્ષેત્રમાં થનારા યુદ્ધ કરતાંયે વધારે તીવ્ર સંગ્રામ એને પોતાના મન સાથે કરવો પડે છે. તે વખતે એ પોતાના ઈશ્વર સિવાય બીજા કોની સહાય માગે? કોને શરણે જાય? ધનુર્ધર, આવા અનેક સંગ્રામોમાં એ ક્યારેક હારે છે તથા ક્યારેક જીતે છે. એના અનુભવો પરથી એનો એવો દૃઢ અભિપ્રાય થાય છે કે એના સંગ્રામોમાં એની જીત પોતાના જ બળે નથી થતી, પણ એણે લીધેલી ઈશ્વરની સહાયને લીધે જ થાય છે. જ્યારે જ્યારે એણે પોતાને બળે જીતવા ઇચ્છા કરી હોય છે, ત્યારે એ હાર્યો હોય છે. આથી, એ દૃઢપણે એમ માને છે કે ઈશ્વર જ એનો નિયામક, સૂત્રધાર અથવા તંત્રી છે, અને એ તો માત્ર એની ચેતનાવાન આવલી જ છે.

"આમ પોતાના બળ વિષેનું અભિમાન ક્ષીણ થતાંથતાં તે ભક્તની એવી દૃઢ ભાવના થાય છે કે એ કેવળ એના ઈશ્વરનો નચાવ્યો જ નાચે છે, અને જે કાંઈ કર્મ એના હાથે થાય છે તેનો કરાવનાર એનો પ્રભુ જ છે. આથી, એ કોઈ પણ કર્મનો પોતે કર્તા છે એવું અભિમાન કરતો નથી, પણ પોતાના આત્માના અધીશ્વર પરમાત્માને જ એનું કર્તૃત્વ સોંપી સર્વે કર્મ તથા તેનાં ફળ એને જ અર્પણ કરે છે.

"પ્રિય કૌન્તેય, તું અનન્યપણે મારું શિષ્યત્વ સ્વીકારી મારે શરણે આવ્યો હોય, તારી જો મારે વિષે એવી દૃઢ શ્રદ્ધા હોય કે હું તારો પૂર્ણકામ થયેલો બ્રહ્મનિષ્ઠ અને યોગ્ય સદ્ગુરુ છું, તારી જો એમ ખાતરી હોય કે હું તારા શ્રેયને બાધક થાય એવા કોઈ કર્મમાં તને ન જ પ્રેરું, અર્જુન; વધારે શું કહેવું; તને જો એમ

લાગતું હોય કે શુદ્ધ ધર્મની સ્થાપના એ જ મારું જીવનવ્રત છે, તો તું અધ્યાત્મભાવે તારાં સર્વે કર્મનો ભાર અને કર્તૃત્વ મને સોંપી એના પરિણામ વિષે આસક્તિવિનાનો અને કર્તૃત્વ વિષે અહંકારવિનાનો થઈ જા અને તારા વિરોધીઓ તેમ જ સ્વજનો પ્રત્યે રાગદ્વેષવિનાનો થઈ તારું યુદ્ધકર્મ પૂરું કર. એને ઘટે તો મારી આજ્ઞા માન, ઘટે તો મારો ધર્મયુક્ત અભિપ્રાય માન. ૩૦

"બસ, અર્જુન, સાચું પૂછતાં, મારે જે કાંઈ કહેવાનું છે, તે મેં કહી નાંખ્યું છે. મારા કર્મયોગ વિષેના આ અભિપ્રાયને જે નિરંતર શ્રદ્ધાથી અને મત્સરરહિત થઈને આચરે તે કર્મના બંધનથી મુકાય જ એ હું તને નિશ્ચયપૂર્વક કહું છું. પરંતુ, તેમ ન કરતાં, જે કેવળ મત્સરથી પ્રેરાઈને તેની અવગણના કરે છે તે તું જાણ કે જ્ઞાનથી ભ્રષ્ટ થઈ અધોગતિને પામે છે." ૩૧–૩૨

જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણ આ પ્રમાણે પોતાનું વિવેચન પૂરું કરી થોડીક ક્ષણ સુધી મૌન ધારી રહ્યા. પોતાને જે કહેવાનું હતું તે કહી ચૂક્યા એમ એમના ઉપસંહાર અને મૌન પરથી

શ્લોક ૩૩ થી ૩૫

લાગ્યું. શ્રીકૃષ્ણની આ વખતની મુખાકૃતિ, એમનાં સર્વે અંગોમાંથી સ્ફુરી ઊઠેલો સાત્ત્વિક ભાવ, એમનાં નેત્રોમાંથી નીકળતાં પ્રેમજ્યોતિનાં કિરણો, એમની આ ક્ષણની યોગાવસ્થા, એ બધાંને લીધે શ્રીકૃષ્ણનું આ વખતનું દર્શન એ અર્જુનને જીવનનો એક અનુપમ લહાવો બન્યું હતું. જેણે એ જાતે અનુભવ્યું હોય તે જ એ સમજી શકે.

અત્યંત મધુર સંગીત એકાએક બંધ પડી જાય ત્યારે બહારથી શાન્તિ સ્થપાયા છતાં ગાનાર તેમ જ સાંભળનારના કાનમાં એનું ચાલી રહેલું ગુંજન એક પ્રકારનું સૂક્ષ્મ મોજું ચાલુ રાખે છે અને કેટલાક વખત સુધી એના સ્વર તથા તાલને સ્મૃતિપટ પર ઉપજાવ્યા કરે છે. કોઈકવાર એના જ ધ્યાનમાં મગ્ન રહેલો ગાયક વળી પાછો એ સ્વર તથા તાલને પ્રસિદ્ધપણે ગાવા મંડી જાય છે. શ્રીકૃષ્ણના મનની આ વખતની સ્થિતિ આવી જ હતી. એમણે પોતાનો ઉપદેશ પૂરો કર્યો ખરો; પરંતુ એને લગતી વિચારપરંપરા હજુ એમના મનમાં ચાલુ રહી હતી. સાંખ્યોનું પ્રકૃતિધર્મનું નિરૂપણ હજુ એમના

ચિંતનનો વિષય બની રહ્યું હતું. એ ચિંતનના પ્રવાહમાં જ શ્રીકૃષ્ણે અનાયાસે વળી પાછી વાણીરૂપી પોતાની વીણાને છેડી :

"પાર્થ, જ્ઞાની માણસ પણ છેવટે તો પોતાના સ્વભાવ ઉપર જ જાય છે. એણે પોતાના સ્વભાવને ઘણીઘણી રીતે કેળવેલો હોય છે, છતાં ક્યાંક અને ક્યારેક તો એના મૂળ સ્વભાવને એ વશ થયા વિના રહેતો જ નથી. સર્વ ભૂતોનો એ સ્વાભાવિક ધર્મ જ છે. જેમ પાણીની ઉપર દાબ રાખીએ ત્યાં સુધી જ તે ઊંચું ચડે છે, પણ દાબ નીકળતાં જ તે નીચે વહેવા માંડે છે, તેમ ભૂતો પોતાના કે બીજાના નિગ્રહને વશ થઈ પોતાના અસલ સ્વભાવથી વિરુદ્ધ વર્તે તોયે દાબ નીકળી જતાં જ પાછાં પોતાની જાત પર જાય છે અને નિગ્રહ કાંઈ કામ આવતો નથી. ૩૩

સ્વભાવવશ

"આથી, ગુડાકેશ, લોકકલ્યાણ ઇચ્છનારા મહાપુરુષો દરેક પ્રાણીને તેનો સ્વભાવ ઓળખીને એને માટે યોગ્ય કર્મમાર્ગ કયો તે દર્શાવે છે. એવો પોતાના સ્વભાવને અનુકૂળ થઈને રહેલો કર્મમાર્ગ તે એ પ્રાણીનો સ્વધર્મ કહેવાય.

"પાંડવ, એ પ્રમાણેના સ્વધર્મનું આચરણ કરવાથી મનુષ્યને કદી દોષ લાગતો નથી. દોષનું કારણ તો જુદું જ છે. ભારત, બને છે એમ કે મનુષ્ય કેવળ સ્વધર્મનું આચરણ નથી કરતો પણ પોતાના આચરણમાં જ્યાંત્યાં રાગદ્વેષને ભેળવે છે. આ રાગદ્વેષ જેના શત્રુ થાય છે એનાથી સ્વધર્માચરણ થતું નથી. વીર પુરુષ, એ રાગદ્વેષને વશ ન થવાનું મહાન કર્મ તું સિદ્ધ કર તો તારા સ્વધર્માચરણથી તને દોષ નહિ લાગે. ૩૪

"પ્રિય સુભદ્રેશ, દરેક માનવીને ક્યારેક પણ કાંઈક કઠોર ભાસતાં કર્મો કરવાં જ પડે છે. કઠોરતાનો પાસ ન હોય એવો કર્મમાર્ગ નથી થઈ શકતો. આથી ક્ષાત્રધર્મ નરસો અને બ્રાહ્મણધર્મ સારો એ માન્યતા ભૂલભરેલી છે. પણ એવો બીજો ધર્મ સોહામણો લાગનારો હોય અને સારી રીતે પોતાથી આચરી શકાશે એમ લાગતું હોય, તોયે મનુષ્યે સ્વધર્મનું જ આચરણ કરવું શ્રેયસ્કર છે. અર્જુન, બાળપણથી જ નહિ પણ વંશપરંપરાથી તને ક્ષાત્રધર્મના આચરણ માટે ઉછેરવામાં આવેલો છે. તારી પ્રકૃતિ યુદ્ધકર્મને

અનુકૂળ હોઈ તારી કેળવણી પણ એ જ કર્મ માટે થયેલી છે. સર્વ સમાજ તારી પાસે એ જ કર્તવ્ય અદા થવાની અપેક્ષા રાખે છે. એ કર્મ બજાવતાં બજાવતાં તુંયે હવે ઉત્તરાવસ્થાની સમીપ આવવા માંડ્યો છે. હવે તારે તારા ધર્મને જ વફાદાર થઈ તે ધર્મ બજાવતાં બજાવતાં મરવું એ શ્રેય છે, પણ એનો ત્યાગ કરી પરધર્મ આચરવા પ્રયત્ન કરવો એ તારે માટે તેમ જ સૌ કોઈ માટે ભયાનક થશે." ૩૫

આ પ્રમાણે કહીને યોગાચાર્ય શ્રીકૃષ્ણે મૌન સેવ્યું. ધનંજયે શ્રીકૃષ્ણનો અભિપ્રાય સાંભળ્યો અને તે પર વિચાર કરવા લાગ્યો.

श्लोक ३६
पाप-निरूपण

એની મુદ્રા પરથી એનું સમાધાન થઈ ગયું હોય એવું હજુ જણાતું નહોતું. એના મનમાં કાંઈક શંકાઓ રહેલી હોય એમ લાગતું હતું. એ કૃષ્ણદેવના અભિપ્રાયોને જુદી જુદી રીતે તોળવા લાગ્યો અને છેવટે નીચેની એક શંકા એણે પ્રકટ કરી :

"હૃષીકેશ, તમારાં વચનો પર હું વિચાર ચલાવી રહ્યો છું અને તે પરથી તુરતમાં એક પ્રશ્ન મારા મનમાં ઊઠ્યો છે તેનું સમાધાન તમારી પાસે ઇચ્છું છું.

"તમે ચિત્તમાં ચાલતા સંગ્રામ વિષે જે કહ્યું તેનો મને પૂરેપૂરો અનુભવ છે. વિવેકથી વિચારી જોતાં જે કર્મ કરવું ઇષ્ટ અને યોગ્ય લાગે તેથી ઊલટી જ રીતે વર્તવાની મનમાં ઇચ્છા થાય, એ ઇચ્છાને રોકવા ગમે તેટલો પ્રયત્ન કરીએ છતાં રોકી ન શકાય અને પરાણે એને વશ થઈ જવાય એ અંતઃકરણનો કલહ આ ભીષણ યુદ્ધ કરતાંયે વધારે દુર્જય છે એ હું સંપૂર્ણપણે સ્વીકારું છું. માધવ, હજાર અતિરથીઓ મારી સામે આવીને ઊભા રહે તોયે હું હિંમત હારું નહિ અને મારી છાતી ધડકે નહિ એમ મને વિશ્વાસ છે. પણ મનના કલહની સામે હું દીન બની જાઉં છું. અહોહો, વિરોધી બળો ઊઠીને મને કેટલી વાર કેવો થકવી મૂકે છે, તે હું શું કહું? પતિત-પાવન, તે વખતે ધર્મઅધર્મનું ભાન નથી રહેતું, ગંભીરપણે લીધેલી પ્રતિજ્ઞાઓ તૂટી જાય છે અને જાણે કોઈ પરાણે ગોદા મારીને પાપમાં મને હડસેલતો હોય એવું લાગે છે. તે વખતે એ કર્મમાં સુખ લાગતું નથી, છતાં એથી દૂર રહી શકાતું નથી.

"વાસુદેવ, ચિત્તની અંદર આ દ્વંદ્વ ઉત્પન્ન કરનાર અને પાપમાં હડસેલનાર કોણ હશે? શું મનુષ્યના હૃદયમાં બે વિરોધી ચિત્તો હોય છે, કે શું કોઈ જાતનો ભૂતનો વળગાડ તે વખતે થતો હશે? શું ઈશ્વરનો પ્રતિપક્ષી કોઈ કલિ કે માર પણ અસ્તિત્વ ધરાવે છે અને તે જીવાત્માનો વેરી બની એને પાપમાં ધકેલે છે? આ મારી શંકાનું નિવારણ કરવા તમને વિનંતિ કરું છું." ૩૬

જિજ્ઞાસુ અર્જુનના આ પ્રશ્નનો સત્કાર કરતા શ્રીદેવકીપુત્ર બોલ્યા :

શ્લોક ૩૭ થી ૪૩ "ભારતકુલભૂષણ, પુરુષને જે પાપમાં પછાડે છે અને તેનું સત્યાનાશ વાળે છે તે તેં કહ્યું તેવી રીતે વિરોધી અંતઃકરણોયે નથી, ભૂતપ્રેત પણ નથી અને મારા વિરોધી પ્રતિવાસુદેવ જેવો કોઈ કલિ, માર કે પ્રતિપરમેશ્વર પણ નથી. પણ ચિત્તે જ એક કાળે પોષેલા અને એમાં વિકારરૂપે રહેલા એના કામ અને ક્રોધ એ જ એના અંતઃશત્રુઓ છે.

"ગુડાકેશ, મેં તને સમજાવ્યું હતું કે આ ચિત્ત અધર્મમાંથી ધર્મ પ્રત્યે, અજ્ઞાનમાંથી જ્ઞાન પ્રત્યે, આસક્તિમાંથી વૈરાગ્ય પ્રત્યે, અને દૈન્યમાંથી ઐશ્વર્ય પ્રત્યે જવા પ્રયત્ન કરે છે એમ સાંખ્યો કહે છે. અથવા, આ જીવાત્મા અસત્યમાંથી સત્ય પ્રત્યે, અંધકારમાંથી પ્રકાશ પ્રત્યે, અને મૃત્યુમાંથી અમૃત પ્રત્યે પહોંચવા મથે છે એમ અન્ય વિદ્વાનો કહે છે.

"પરંતપ, આ પ્રગતિનો પંથ જીવનના અનેક અનુભવ, વિચાર, સંસ્કાર, કર્મ અને પ્રયત્નથી સૂઝે છે. જ્યાં સુધી કોઈક નવો અનુભવ નવા વિચાર કે સંસ્કારને ઉપજાવે નહિ, ત્યાં સુધી પુરુષ પોતાની આગલી જીવનપદ્ધતિને જ વળગી રહે છે અને તેને આસક્તિપૂર્વક પોષે છે. ધનંજય, આ રીતે નવા વિચાર કે સંસ્કારની ઉત્પત્તિ પહેલાં જે જૂની ટેવોનું આસક્તિપૂર્વક પોષણ એ જ કામ છે એમ સમજ.

"આ રીતે પુરુષે અનેક પ્રકારની વાસનાઓ, ટેવો વગેરેને પોષીને તે પ્રત્યેના અનુરાગને બળવાન કરી મૂક્યો હોય છે. એની ઇન્દ્રિયો, મન, બુદ્ધિ સર્વેને એ કામને વશ થવાની ટેવ બંધાઈ ગઈ હોય છે. પછી, જેમ બાળપણમાં અતિશય લાડથી બગડેલા

મનસ્વી છોકરાને પોતાનું જ ધાર્યું કરવાની, અને માબાપ, નોકર-ચાકર, સર્વે તેનો પડયો બોલ ઉપાડી લે એવી આશા રાખવાની ટેવ પડી જાય છે તથા માબાપના અંકુશને એ વશ રહી શકતો નથી, તેમ તે પુરુષે ઉછેરેલો એ કામ એના શરીરમાં સ્વચ્છંદી રાજ્ય જમાવે છે.

"પાર્થ, જેમ ધુમાડો અગ્નિને, અથવા ધૂળ આરસીને, કે ઓર ગર્ભને ઢાંકી દે, તેમ આ લાડથી પોષેલી વાસના પુરુષના જ્ઞાનને ઢાંકી દે છે, અને જેમ અગ્નિનું પેટ કદી ધરાતું નથી તેમ એ કામ પણ ક્યારેય તૃપ્ત થતો નથી. ૩૭-૩૯

"કુન્તીપુત્ર, જેમ દંશ દ્વારા શરીરમાં પેઠેલું સર્પનું ઝેર થોડીક-વારમાં પુરુષના રોમરોમમાં અને હૃદય તથા મસ્તક પર્યંત વ્યાપી જાય છે, તેમ વાસના મનુષ્યની ઇન્દ્રિયોનો અને હૃદય તથા બુદ્ધિનોય કબજો કરીને રહે છે. એનાં લોહી, લાળ, રોમાવલી અને નખ પણ એનું દર્શન કરાવે છે, તો એનાં મનબુદ્ધિમાં એ હોય એમાં તો કહેવું જ શું? જ્ઞાનથી પ્રાપ્ત થયેલી સદ્‌બુદ્ધિને એ કામ જ શત્રુની ગરજ સારે છે. ૪૦

"પાંડવ, આ કામનું ઝેર ઇન્દ્રિયો સુધી વ્યાપેલું હોવાથી, જેમ દાસી કચરાને ખૂણાઓમાંથી વાળતી વાળતી દ્વાર સુધી લાવી ઘરમાંથી બહાર કાઢી નાંખે છે, તેમ તું ઇન્દ્રિયોના સંયમ દ્વારા એમની શુદ્ધિ કરતો કરતો હૃદયદ્વાર સુધી પહોંચી જઈ કામરૂપી મળને બહાર ફેંકી દે. ૪૧

"પણ, રણધીર, કામનું આવું સૂક્ષ્મ સ્વરૂપ અને અત્યંત બળ જોઈને નિરાશ થવાની જરૂર નથી. જેમ વ્યૂહનાં બધાં ચક્રો તૂટે છતાં જો સૌથી અંદરનું ચક્ર અભેદ્ય રહે તો તેમાં રાજા સુરક્ષિત રહી ફરીથી લડવાનું બળ મેળવી શકે, તેમ કામથી ન જિતાયેલો એવો એક અભેદ્ય દુર્ગ છે. તેનું બળ વાપરનાર પુરુષ અંતે કામને જીત્યા વિના રહેતો નથી. વ્યૂહવેત્તા, એ અભેદ્ય દુર્ગ તે જીવાત્મા પોતે જ. જ્યારે કામને જીતવાનો નિશ્ચય ઉપરછલ્લો જ ન રહેતાં અત્યંત આર્તિપૂર્વક એના અંતરાત્મામાંથી નીકળે છે, ત્યારે એ કામનો નાશ સમીપ આવી પહોંચે છે એમ તું નિશ્ચય માનજે. આવા દૃઢ નિશ્ચય પર આરૂઢ થઈ તું કામરૂપી શત્રુને જીતી લે એમ હું ઇચ્છું છું." ૪૨-૪૩

## અધ્યાય ૪થો

# જ્ઞાન વડે કર્મનો સંન્યાસ

### ઉપોદ્‌ઘાત બીજો

૧

ચોથો અધ્યાય શરૂ કર્યા પહેલાં ગીતા વિષે કેટલીક વધારે વાતો સમજવાની જરૂર છે.

વાચકે જોયું હશે કે ત્રીજા અધ્યાયના ૩૧મા અને ૩૨મા શ્લોકમાં શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે કહે છે:

"શ્રદ્ધા રાખી, દ્વેષને ત્યાગી, જે મનુષ્યો આ મારા અભિપ્રાય પ્રમાણે હમેશાં ચાલે છે તેઓ પણ કર્મબંધનથી મુક્ત થાય છે. ૩૧ પણ જેઓ મલિન બુદ્ધિથી આ મારા અભિપ્રાયને નથી અનુસરતા તેઓ જ્ઞાનહીન મૂર્ખ છે, તેમનો નાશ થયેલો જાણ." ૩૨

સાધારણ રીતે આવા શ્લોકો ધર્મગ્રંથોને છેડે આવે છે. એ પરથી એવું અનુમાન થાય કે ગીતાને જે કાંઈ ખાસ ઉપદેશ આપવો હતો તે ૩૦મા શ્લોક સુધીમાં આવી ગયો અને પુસ્તક પૂરું થયું.

ત્યારે ત્રીજા અધ્યાયના ૩૩મા શ્લોકથી બાકીની ગીતા વિષે શું સમજવું એ પ્રશ્ન ઊઠે છે.

૩૧મા અને ૩૨મા શ્લોકમાં ગીતાનો મહિમા વર્ણવ્યા બાદ ૩૩મા શ્લોકનો વિષય એની સાથે સંબંધવિનાનો હોય એવો લાગે છે. જાણે શ્રીકૃષ્ણ પોતાનો ઉપદેશ પૂરો કરી રહ્યા બાદ એ જ વિષયના વિચારમાં લીન રહ્યા અને પ્રકૃતિનો સ્વભાવ કેવો અટપટો અને ગુણોનું બળ કેવું ગૂઢ અને જબરું હોય છે તેનું ચિંતન કરતા કરતા ૩૩મા શ્લોકથી શરૂ થતા ઉદ્‌ગારો કાઢવા લાગ્યા હોય એવું એનું દૂરસંબંધપણું ભાસે છે. એ શ્લોકોનું મન્થન કરતાં મેં આ મુજબની કલ્પના રજૂ કરી છે, પણ એનો સાચો અર્થ તો એ થયો કે ૩૩મા શ્લોકથી ગીતાના ઉપદેશને વળી એક બીજો ફણગો ફૂટ્યો છે.

૨

ગીતામાં ઊટેલી આ નવી શાખા એકાએક ઊટેલી હોય એવાં લક્ષણો વિવિધ રીને દેખાઈ આવે છે. દાખલા તરીકે, ૩૫મા શ્લોકમાં કહ્યું છે કે स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥* આ ઉદ્ગારમાંથી ૩૬મા શ્લોકનો, પાપ કોણ કરાવે છે એ વિષેનો અર્જુનનો પ્રશ્ન કેવી રીતે ઊઠ્યો એ સહેજે સમજાય એવું નથી. એ જ પ્રમાણે ત્રીજા અધ્યાયના અંત સુધીમાં જે વિષય ચાલી રહ્યો છે, તે સાથે ચોથા અધ્યાયની શરૂઆતમાં ચર્ચેલા વિષયનો કશો સંબંધ માલૂમ પડનો નથી. ત્રીજા અધ્યાયના અંત સુધીમાં એવું કશું આવ્યું નથી, જેથી ગીતાના ઉપદેશનું પ્રાચીનપણું, પુનર્જન્મનો સિદ્ધાંત કે વિષ્ણુના અવતારો વિષેની વાત કરવાની જરૂર પડે. ચોથા અધ્યાયના પહેલા ચૌદ શ્લોકો જાણે કશાયે પૂર્વાપર સંબંધવિનાના અને અસ્થાને હોય એમ લાગે એવા છે.

એને બદલે જો આપણે ત્રીજા અધ્યાયના ૩૫મા શ્લોક પછી તુરત જ ચોથા અધ્યાયના ૧૫મા શ્લોકથી વાંચવાનું શરૂ કરીએ તો સળંગતામાં કશો ભંગ પડેલો માલૂમ પડનો નથી. જુઓ :

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥
इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥
श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥(३-३३ थी ३५)
एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ (४-१५)

જેવી પ્રકૃતિ પોતાની, જ્ઞાનીયે તેમ વર્તતો;
સ્વભાવે જાય છે ભૂતો, કરે નિગ્રહ કેટલું?
ઇંદ્રિયોને સ્વઅર્થોમાં રાગદ્વેષ રહે ખડા;
તેમને વશ ના થાવું, દેહીના માર્ગશત્રુ તે.
રૂડો સ્વધર્મ ઊણોયે સુસેવ્યા પરધર્મથી;
સ્વધર્મે મૃત્યુમાં શ્રેય, પરધર્મ ભયે ભર્યો. (૩-૩૩થી ૩૫)

---

* સ્વધર્મે મૃત્યુમાં શ્રેય, પરધર્મ ભયે ભર્યો.

આવાં જ્ઞાને કર્યું કર્મ પૂર્વેનાયે મુમુક્ષુએ;
કર કર્મ જ, તેથી, તું; વૃદ્ધોએ જેમ આચર્યાં. (૪–૧૫)

એટલે, ચોથા અધ્યાયના પહેલા ચૌદ શ્લોકો વિષે શું સમજવું એનોયે વિચાર કરી લેવાની જરૂર છે.

૩

વળી ઝીણવટથી વાંચનારને આ મન્થન અને ગીતા વચ્ચેનો એક ભેદ ખ્યાલમાં આવ્યો હશે. વાચકે જોયું હશે કે ગીતાજીમાં કોઈ ઠેકાણે 'શ્રીકૃષ્ણ' બોલ્યા એવા શબ્દો નથી. 'શ્રીકૃષ્ણ'ને બદલે 'ભગવાન' બોલ્યા એમ બધે લખેલું છે, અને આ પુસ્તક પણ 'શ્રીકૃષ્ણગીતા'ને નામે નહિ પણ 'ભગવદ્‌ગીતા'ને નામે જ જાણીતું છે. આમ જાણ્યા છતાં મેં અત્યાર સુધી મન્થનમાં કોઈ ઠેકાણે શ્રીકૃષ્ણ વિષે ભગવાન શબ્દ વાપર્યો નથી એનું કોઈક વાચકને આશ્ચર્ય લાગ્યું હશે. આ વિષે પણ ખુલાસો કરવાની જરૂર છે.

૪

હું મન્થનની શરૂઆતમાં જ કહી ચૂક્યો છું કે, "શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદરૂપે આપણે ગીતા વાંચીએ છીએ, માટે શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે સાચે જ આવો સંવાદ થયો હશે, તથા તે કુરુ-ક્ષેત્રના યુદ્ધ વખતે અને તે જ જગ્યાએ થયો હશે એમ માનવું યોગ્ય નથી." જેમ આ મન્થનમાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે મેં મૂળ ગીતામાં ન હોય એવાં અનેક સંભાષણો મારી કલ્પનામાંથી જ યોજ્યાં છે તેમને કોઈ વાચક એ ખરેખર થયાં હશે એમ માનશે નહિ, પણ એને કેવળ મારી સારી કે નરસી સજાવટ જ માનશે, તેમ મૂળ ગીતાનો સંવાદ પણ કવિની, ટૂંકી અને ઉત્કૃષ્ટ છતાં, સજાવટ જ છે.

હું એમ પણ કહી ચૂક્યો છું કે ગીતાના કર્તા લોકના આનંદ માટે જ આખ્યાનો રચનારા કવિ નહોતા, પણ ઋષિ, જ્ઞાની અને ધર્મના સૂક્ષ્મ શોધક હતા અને સંવાદના રૂપમાં એમણે આધ્યાત્મિક વિષયમાં પોતાના સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું છે. હવે એ વિચારમાં એક વધારો કરવાની જરૂર છે. અને તે એ કે જે સ્વરૂપમાં આપણે આજે ગીતા વાંચીએ છીએ તે પરથી એમ પણ જણાય છે કે એ કવિ વૈષ્ણવમાર્ગી હતા, અને સાંખ્ય, યોગ અને ભક્તિમાર્ગની

સાથેસાથે એ બધાં દર્શનોનો વૈષ્ણવ સંપ્રદાયની ખાસ માન્યતાઓની દૃષ્ટિએ પણ મેળ બેસાડવાનો એમણે આશય રાખેલો છે.

૫

ગીતા ખાસ કરીને વૈષ્ણવસંપ્રદાયનો ગ્રંથ છે એવું પહેલા ત્રણ અધ્યાયમાં બહુ સ્પષ્ટ નથી. બેત્રણ ઠેકાણે એની થોડી ઝાંખી આવી જાય છે ખરી (દા. ત., અ. ૨ શ્લોક ૬૧, અ. ૩ શ્લોક ૨૨, ૨૩, ૨૪ અને ૩૦ માં), પણ તે એટલી ઓછી છે કે સંપ્રદાયની દૃષ્ટિ ટાળીનેયે એ શ્લોકો વિચારી શકાય. પણ હવે ચોથા અધ્યાયથી વૈષ્ણવ માર્ગની માન્યતાઓ ગીતાના ઉપદેશ સાથે એટલી ભળી ગયેલી છે કે એ માન્યતાઓને સમજ્યા વિના ચાલે એમ નથી.

એવી માન્યતાઓમાં મુખ્ય માન્યતા વિષ્ણુદૈવત અને તેના અવતારો વિષેની છે. એ માન્યતાનું મૂળ શું છે એ ટૂંકામાં સમજવું યોગ્ય થશે.



આપણે આ વિશ્વની પરમ શક્તિને બ્રહ્મ, ચૈતન્ય, પુરુષ, આત્મા વગેરે વેદાંતી નામોથી અથવા ઈશ્વર, પરમેશ્વર, પરમાત્મા, ભગવાન વગેરે ભક્તિમાર્ગી નામોથી સાધારણ રીતે ઓળખીએ છીએ.

પણ, એ જે મૂળ વસ્તુ છે તેને માટે 'શક્તિ' શબ્દ વાપરવાને બદલે 'દેવ', 'દેવતા', 'દૈવત' એવા શબ્દો પણ વાપરવામાં આવે છે. આથી, એ 'પરમ શક્તિને બ્રહ્મ વગેરે નામોથી ઓળખીએ છીએ' એમ કહેવાને બદલે, એ 'પરમ દેવને બ્રહ્મ વગેરે નામોથી ઓળખીએ છીએ,' એવું પણ બોલાય છે. આ રીતે 'શક્તિ' અને 'દેવ' એક જ અર્થના શબ્દો છે.

આ પરમદેવ, પરમશક્તિ, પરમેશ્વર દ્વારા જગતમાં ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારનો ક્રમ ચાલ્યા કરે છે. એટલે કે, એ પરમદેવમાં ઉત્પન્ન કરવાની, પાલન કરવાની, અને સંહાર કરવાની અવાન્તર (પેટા) શક્તિઓ અથવા દેવો રહેલાં છે. એ અવાન્તર શક્તિઓને અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એવાં સાર્થક પણ કાવ્યમય નામો આપેલાં છે, અને બ્રહ્મદેવ, વિષ્ણુદેવ, મહાદેવ (શિવ) એ રીતે બોલવાનો રિવાજ છે.

'શક્તિ' માટે 'દેવ' શબ્દ વાપરવાનું જૂના ગ્રંથોમાં ઘણું સાધારણ છે. દા. ત., મેઘશક્તિને ઇંદ્રદેવ, જલશક્તિને વરુણદેવ, પવનશક્તિને વાયુદેવ કહેવામાં આવે છે, એટલું જ નહિ પણ ઇન્દ્રિયોની શક્તિઓને પણ દેવો કહેવામાં આવી છે.

વાચક આ રીતે જોઈ શકશે કે 'દેવ' એટલે કોઈ પ્રકાશવાન, રૂપવાન, પુરુષ અથવા સ્ત્રીના આકારની ચમત્કારી વ્યક્તિ નથી, પણ વીજળીમાં, ગરમીમાં, ઇન્દ્રિયોમાં જેમ જુદી જુદી શક્તિઓ છે, તેમ જુદા જુદા દેવો એટલે જુદી જુદી શક્તિઓ છે.

૬

આમ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ પરમદેવ બ્રહ્મની ત્રણ અવાન્તર શક્તિઓ છે એમ કહ્યું.

આમાંથી કેટલાક માણસોને બ્રહ્મદેવ (=ગણપતિ) અથવા પરમાત્માની સર્જનશક્તિ માટે, કેટલાકને વિષ્ણુ અથવા પાલનશક્તિ માટે, અને કેટલાકને શિવ અથવા સંહારશક્તિ માટે વધારે ભક્તિ લાગે છે. આ રીતે આ ત્રણ અવાન્તર શક્તિઓને પૂજનારાઓના જુદા જુદા સંપ્રદાયો થયા છે.

આ રીતે વ્યાસજીને વિષ્ણુદૈવત માટે વિશેષ ભાવ હતો એમ કહી શકાય. પરમાત્માની એ વૈષ્ણવી શક્તિ સૃષ્ટિનું પાલન અને વિકાસ થાય એ માટે જ હમેશાં ચિંતા અને પ્રયત્ન કરતી રહે છે એવી વિષ્ણુભક્તો કલ્પના કરે છે, અને એથી જગતમાં સુખ અને સમૃદ્ધિ થાય છે એમ માને છે. આ રીતે જે જે પદાર્થો કે પ્રાણીઓ વડે જગતમાં પાલનકાર્ય થાય છે અને સમૃદ્ધિ વધે છે તેમાં વિષ્ણુનો વાસ છે એમ તેઓ વર્ણવે છે.

દાખલા તરીકે, સૂર્યથી આ પૃથ્વીનાં પ્રાણીઓને જીવનશક્તિ મળતી હોવાથી સૂર્યને વિષ્ણુનો મોટામાં મોટો અને ચિરંજીવ આવિષ્કાર માનેલો છે. પ્રજાનું પાલન કરનાર રાજા એ પણ વિષ્ણુનો અંશ મનાય છે. પ્રજાનો મહાન ઉદ્ધાર કરનાર કોઈ પ્રતાપી પુરુષ પણ આ જ કારણથી વિષ્ણુનો અવતાર લેખાય છે. તેઓ કહે છે કે જેમ ઉત્પત્તિ અને સંહાર કરનારો સંકલ્પ સદૈવ કાર્ય કરે છે તેમ આ પાલનસંકલ્પ સદાયે કાર્ય કરે છે, અને જેમ કદીક ઉત્પત્તિ કે સંહારનું કામ જોશબંધ ચાલે છે તેમ કદીક

પાલનસંકલ્પ જોશદાર બની કોઈ ખાસ રૂપમાં પ્રગટ થાય છે. આવો દરેક ખાસ આવિર્ભાવ એ વિષ્ણુનો અવતાર કહેવાય છે.

પણ પાલનકર્તાને થોડાક દંડ અને સંહાર પણ કરવા પડે છે. એ દંડ અને એ સંહાર પાલનને અંગે જ હોય છે. દાખલા તરીકે, ધર્મથી જીવોનું પાલન થાય, માટે અધર્મનો સંહાર એ પણ વૈષ્ણવી કાર્ય જ સમજવામાં આવ્યું છે.

આવી રીતે ધર્મની સ્થાપના અને અધર્મના નાશ માટે જગતમાં પરમાત્માની વૈષ્ણવી શક્તિ પ્રવર્તે છે અને તેમાંથી વિષ્ણુના અવતારો પ્રકટે છે એવી વૈષ્ણવ સંપ્રદાયોની માન્યતા છે. એ માન્યતાને અનુસરી ગીતાનો ચોથો અધ્યાય શરૂ થયો છે.

૭

આજે જે સ્થિતિમાં આપણી પાસે મહાભારતનો ગ્રંથ છે તેમાં વસુદેવસુત શ્રીકૃષ્ણને પ્રજાઓના એક મહાન ઉદ્ધારક તરીકે અને તેથી, વૈષ્ણવ માન્યતા મુજબ, વિષ્ણુના અવતાર તરીકે રજૂ કરવામાં આવ્યા છે, અને એ જ કારણસર એમને માટે ‘ભગવાન’ શબ્દ યોજવામાં આવ્યો છે. વળી, એવું વિષ્ણુપણું માત્ર કવિએ કે લોકોએ જ શ્રીકૃષ્ણને વિષે માન્યું હતું એમ નહિ પણ શ્રીકૃષ્ણને પોતાનેયે પોતે વિષ્ણુ જ છે એમ લાગતું હતું એમ કલ્પીને એમનું પાત્ર રજૂ કરવામાં આવ્યું છે.

ધાર્મિક ગ્રંથોમાં આ અસાધારણ રીત નથી. વેદાન્તની પરિભાષા વાપરનાર ઘણા ઉપદેશકો આત્મા અને બ્રહ્મની એકતાના નિશ્ચયથી વારંવાર બ્રહ્મ અથવા પરમાત્માનાં કર્મોને પોતાનાં કર્મો તરીકે બોલે છે. દાખલા તરીકે, સ્વામી રામતીર્થે કેટલેક ઠેકાણે કહ્યું છે કે, ‘હું જ કૃષ્ણ છું; હું જ ઈશુ છું, હું જ સૂર્ય છું’ વગેરે.

આ રીતનો ગીતામાંયે અમલ થયેલો છે. આથી, ગીતામાં ‘હું’ કોઈક ઠેકાણે સ્થૂળ રૂપે દેખાતા વસુદેવસુત શ્રીકૃષ્ણના અર્થમાં, કોઈક ઠેકાણે શ્રીકૃષ્ણના શરીરમાં રહેલા આત્માના અર્થમાં, કોઈક ઠેકાણે જગત્પાલક વિષ્ણુના અર્થમાં, અને કોઈક ઠેકાણે પરમાત્મા કે બ્રહ્મના અર્થમાં છે. આથી ‘હું’નો અર્થ ક્યાં કેવી રીતે કરવો તે પૂર્વાપર સંબંધ વિચારીને ઠરાવવાનું રહે છે.

ઉપર પ્રમાણે વૈષ્ણવ સંપ્રદાયની ખાસ માન્યતાઓ અને વેદા-ન્તીઓની બોલવાની રૂઢિને ખ્યાલમાં રાખીએ તો ચોથા અધ્યાયની શરૂઆતમાં જે અવતારવાદનું પ્રતિપાદન કર્યું છે તે સમજવાને હરકત ન આવે અને એને લગતા શ્લોકોને કોઈ બીજી રીતે સમજાવવાની જરૂર ન રહે.

૮

કોઈ પણ ધર્મગ્રંથનો અભ્યાસ કરતી વખતે આપણે કેટલોક વિવેક વાપરવો પડે છે.

કેટલીક બાબતોમાં, ખાસ કરીને ચિત્તશુદ્ધિ સાથે સંબંધ ધરાવતી બાબતોમાં, સર્વે ધર્મોમાં સરખાપણું હોય છે: દાખલા તરીકે, સર્વે ધર્મો સત્કર્મ, સદ્વર્તન, સદ્વાણી, સદ્વિચાર, ન્યાય, પ્રેમ, ક્ષમા, સુખદુઃખ વિષે સમતા, ભક્તિ, ઈશ્વરાર્પણબુદ્ધિ, વૈરાગ્ય વગેરે પર ભાર મૂકવામાં એક મતના હોય છે. ત્યાર પછી, જગતનાં તથા આત્માપરમાત્માનાં તાત્ત્વિક સ્વરૂપ વિષે સર્વ ધર્મગ્રંથોમાં કેટલાક વિચારો હોય છે, પણ તેમાં તે બધા વચ્ચે એટલી એકવાક્યતા નથી હોતી. એ બાબતમાં દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, સેશ્વર, નિરીશ્વર વગેરે પાંચ છ દાર્શનિક પદ્ધતિમાંથી કોઈકનું તેમાં પ્રધાનપણું હોય છે. કેટલીક વાર એમાંથી બેત્રણ પદ્ધતિનું મિશ્રણ પણ હોય છે. આવી બાબતમાં સર્વે ધર્મોનો કે એક જ ધર્મના સર્વે ગ્રંથોનો એક જ જાતનો મત છે એમ કહેવું ભૂલભરેલું થાય.

સાચું પૂછતાં, સાધુસંતો વગેરે પોતાનાયે ધર્મના ગ્રંથોનો આવો જે દાર્શનિક ભાગ હોય છે તેને અતિશય પ્રમાણભૂત માનતા નથી, અથવા તેનો અર્થ પોતાની તત્ત્વદૃષ્ટિ મુજબ જ કરે છે. આને લીધે તો દુનિયાના દરેક ધર્મમાં અદ્વૈતવાદી વગેરે પંથો ઊપજ્યા છે. આવા પંથો હિંદુધર્મમાં જ છે એમ સમજવાનું નથી. બૌદ્ધ, મુસલમાન, ખ્રિસ્તી સર્વે ધર્મોમાં અને તે ધર્મના મોટા સંપ્રદાયોમાંયે છે.

આથી, ધર્મગ્રંથનો અભ્યાસ કરનારે આવી તાત્ત્વિક બાબતમાં એ ગ્રંથની દૃષ્ટિ સમજી લઈ તેમાંથી પોતાની વિવેકબુદ્ધિને યોગ્ય લાગે તેટલું જ સ્વીકારવું ઘટે છે.

વળી, ધર્મગ્રંથોમાં ચિત્તશુદ્ધિની અને તાત્ત્વિક બાબતોનું જ વિવેચન નથી હોતું. તે ઉપરાંત ઉપાસના, પૂજા, આચાર, પ્રાયશ્ચિત્ત,

કર્મકાંડ વગેરેને લગતું પણ કેટલુંક નિરૂપણ હોય છે. આ એ ગ્રંથનો સાંપ્રદાયિક ભાગ કહેવાય. આ બાબતમાં જુદા જુદા ધર્મગ્રંથો એકબીજાને મળતા ન આવે અને એકબીજાથી વિરોધીયે હોય એમ બને છે.

દાખલા તરીકે, જેમ વૈષ્ણવો રામ, કૃષ્ણ વગેરેને વિષ્ણુના અવતાર માને છે, તેમ ખ્રિસ્તીઓ ઈશુને ઈશ્વરનો પુત્ર, યહૂદીઓ અને મુસલમાનો મુસા, મહમ્મદ વગેરેને પેગંબર, જૈનો મહાવીર વગેરેને તીર્થંકરો અને બૌદ્ધો ગૌતમ વગેરેને બુદ્ધો માને છે. કોઈક પ્રતાપી મહાત્માનો પરમાત્મા સાથે વિશેષ નિકટ સંબંધ છે એમ દૃઢ શ્રદ્ધા બેસાડી તેમાં અતિશય ભક્તિ ઉત્પન્ન કરાવવી અને તેના ઉપદેશો અને જીવન મુજબ અનુયાયીઓનો જીવનમાર્ગ રચવાને પ્રેરણા કરવી, એટલું આ બધામાં સામાન્ય લક્ષણ હોય છે. પણ એ મહાપુરુષ અને પરમાત્મા વચ્ચે કેવી જાતનો સંબંધ સમજવો, તેમાં કેવા પ્રકારની શ્રદ્ધા રાખવી અને તેના ઉપદેશ તથા જીવનના કયા ભાગને મહત્ત્વ આપવું એ બાબતમાં દરેક ધર્મગ્રંથનો વિચાર જુદો જુદો હોય છે.

આ બધી સાંપ્રદાયિક માન્યતાની બાબતો કહેવાય. ધર્મગ્રંથનો અભ્યાસ કરતી વખતે આવી સાંપ્રદાયિક બાબતો તે સંપ્રદાય માટે ભલે અતિશય મહત્ત્વની હોય, પણ ધર્મનો વિશાળ દૃષ્ટિએ વિચાર કરીએ ત્યારે ગૌણ બની જાય છે. ધર્મગ્રંથોના આવા ભાગમાં વાચકની શ્રદ્ધા બેસતી હોય તો રાખે અને ન બેસતી હોય તો તેને સાંપ્રદાયિક માન્યતા ગણી કાઢી નાખે તો ચાલે.

દરેક ધર્મમાં આવી સાંપ્રદાયિક માન્યતાઓ હોય છે જ. તાત્ત્વિક દૃષ્ટિએ આ બધી માન્યતાઓમાં કાંઈક કલ્પના, કાંઈક લાગણી, કાંઈક આત્મદર્શન, કાંઈક કાવ્ય વગેરેનું મિશ્રણ હોય છે. અને તેથી એ સર્વે ઓછી કે વત્તી પણ અધૂરી દૃષ્ટિઓ જ ગણાય. આમ વિચારી પોતાના સંપ્રદાય કરતાં જુદી જાતની માન્યતા બીજા ધર્મગ્રંથમાં જણાય તો તેથી તેને વિષે અનાદર કે તુચ્છબુદ્ધિ હોવી યોગ્ય નથી. પણ જેવી પોતાના ધર્મની એક ભક્તિમય શ્રદ્ધા છે, તેવી એ પણ એક ભક્તિમય શ્રદ્ધા છે એમ સમજી તે પ્રત્યે સમભાવની દૃષ્ટિ કેળવવી જોઈએ.

હિંદુધર્મના દરેક સંપ્રદાયના મહાન સંતો આ દૃષ્ટિ સમજતા અને રાખતા આવ્યા છે. આવી દૃષ્ટિને લીધે ભગવદ્‌ગીતામાં વિષ્ણુને પ્રાધાન્ય આપેલું હોવા છતાં એ સર્વ સંપ્રદાયોને માન્ય થયેલો ગ્રંથ છે. એ દૃષ્ટિને લીધે જ શૈવ-વૈષ્ણવના ઝઘડાઓનો અંત આવી શક્યો છે, અને સર્વધર્મસમભાવનું તત્ત્વ આપણે સમજવા શક્તિમાન થઈએ છીએ. એકાદ નવો સંપ્રદાય નીકળે ત્યારે એ સંપ્રદાયમાં જ ઉદ્ધાર કરવાની શકિત છે એમ એના અનુયાયીઓ કેટલાક વખત સુધી કહે છે ખરા; પણ થોડાં વર્ષ જતાં જ એ ભાવ નીકળી જાય છે, અને હિંદુધર્મના મહાસાગરમાં ભળનારી એક નદીની માફક એનું અસ્તિત્વ થઈ રહે છે. આવી સમભાવની દૃષ્ટિ થવાથી તે સંપ્રદાયના અનુયાયીઓની પોતાના ઇષ્ટદેવ પરની ભકિત ઘટી જતી નથી, પણ માત્ર એનું સંકુચિત પંથાભિમાન શુદ્ધ થાય છે એટલું જ.

૯

હવે ગીતાના બાકીના અધ્યાયોનો પહેલા ત્રણ અધ્યાયો સાથે કેવો સંબંધ છે તે વિષે મારો અભિપ્રાય દર્શાવું છું.

પહેલા ત્રણ અધ્યાયોમાં ગીતાના ખાસ ઉપદેશના સર્વે શાસ્ત્રીય અને વિશેષ મુદ્દાઓ આવી ગયા. પછીના અધ્યાયોમાં એ ખાસ ઉપદેશનો કોઈ નવો સિદ્ધાંત આવતો નથી. પણ એ ઉપદેશનું વિશેષ સ્પષ્ટીકરણ આવે છે તથા એની સાથે સાંખ્યદર્શન, યોગદર્શન, યોગાભ્યાસ, ભકિતમાર્ગ અને વૈષ્ણવ સંપ્રદાયની માન્યતાઓ વગેરેનો કેવી રીતે મેળ બેસાડી શકાય તેનું વિવેચન છે.

દૃષ્ટાંતથી સમજાવું તો જેમ કોઈ મંદિરનો પાયો અને ખોખું તૈયાર કરીએ તેમ પહેલા ત્રણ અધ્યાયો છે. પછી જેમ એ ખોખામાં ભીંત, નળિયાં ઇત્યાદિ ભરીએ, અને તે બધાંને ચૂનાની છો, બારી, બારણાં, વગેરેથી પૂર્ણ કરીએ, તથા રંગ, નકશી, ચિત્ર વગેરેથી સજીએ, તથા ખૂંટી, ખાળ, પાણિયારાં વગેરેથી સગવડવાળું બનાવીએ, તેમ ગીતાના પાછલા અધ્યાયો એ પહેલા ત્રણ અધ્યાયો પર ઉત્પન્ન કરેલી ઇમારત છે.

આટલો ખુલાસો હવે પછીના અધ્યાયોને સમજવામાં માર્ગદર્શક થશે એમ આશા રાખું છું.

હવે ચોથા અધ્યાયની શરૂઆત કરું છું.

## અધ્યાય ૪થો

શ્લોક ૧ થી ૩
अवताररहस्य

યદુનંદન શ્રીકૃષ્ણ એ માત્ર મહાસમર્થ બ્રહ્મવેત્તા જ નહિ, પણ વિષ્ણુદેવતાને નામે ઓળખાતી પરમાત્માની પાલનશક્તિનું જ જાગતુંજીવતું દૃગ્ગોચર સ્વરૂપ છે, એવો મત પ્રસ્થાપિત કરવાના હેતુથી શ્રીવ્યાસ હવે પછી શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદને નીચેનું સ્વરૂપ આપે છે:

શ્રીકૃષ્ણ કહે છે કે:

"હે અર્જુન, મેં તને જે આ કર્મયોગ સમજાવ્યો તે જ યોગ મેં પ્રાચીન કાળમાં સૂર્યને સમજાવ્યો હતો. તેને બરાબર ધારણ કરી સૂર્ય કેવો અવિરત કર્મયોગ આચરે છે તે સમગ્ર સૃષ્ટિ જાણે છે. સૂર્ય જે રીતે પોતાનું કાર્ય નિયમિત રીતે આસક્તિહીન થઈને કરે છે, તે જોઈ આર્યોના આદિરાજા મનુએ એ જ યોગનું જીવનમાં આચરણ કર્યું હતું. તે જ પ્રમાણે સૂર્યવંશના મહાન રાજર્ષિ ઇક્ષ્વાકુએ પણ એ કર્મયોગ મનુના જીવનમાંથી શીખી આચર્યો હતો. આમ ભૂતકાળના અનેક મહાન રાજર્ષિઓ કર્મયોગનું બરાબર પાલન કરતા. આથી આર્યાવર્ત અતિશય સુખી અને સમૃદ્ધ હતો. તેના રાજાઓ કામ, ક્રોધ અને લોભથી પરાભૂત થઈ પ્રજાઓને રંજાડતા નહિ અને પ્રજાનાં સુખ પ્રત્યે દુર્લક્ષ રાખતા નહિ.

"પરંતુ, કુરુવીર, કાળાન્તરે કર્મયોગનો સંસ્કાર નાશ પામી ગયો. રાજાઓ ધર્મથી પૃથ્વીનું પાલન કરવાને અને પ્રજાને ધર્મમાર્ગનું દૃષ્ટાંત પૂરું પાડવાને બદલે સ્વાર્થરત થઈ પોતાની મહત્ત્વાકાંક્ષાને તૃપ્ત કરવા માટે વ્યાધવૃત્તિથી રહેવા લાગ્યા. આને પરિણામે યુદ્ધો વધી ગયાં, પ્રજાઓનો રંજાડ વધી ગયો, જુગાર, દારૂ વગેરેનાં વ્યસનો વધી ગયાં; સ્ત્રીઓ ઉપર નિર્લજ્જ અને ઉઘાડો બળાત્કાર થવા માંડ્યો. આ બધું તું જાણે છે. આને જ પરિણામે આ યુદ્ધ પણ ઊભું થયું છે એ તું સમજે છે.

"રાજાઓ ક્યાં ભૂલ્યા છે તે આ કર્મયોગનું જે શાસ્ત્ર મેં તને સમજાવ્યું તે પરથી તું સમજી શકીશ.

"પરમપ્રિય મિત્ર, જેમ કૌરવોએ કર્મયોગનો અનાદર કરી આ ઘોર યુદ્ધ ઉત્પન્ન કર્યું છે, તેમ તું પણ એનો અનાદર કરી એ પરિસ્થિતિમાં તારા પર આવી પડેલો ધર્મ ટાળવા મથે છે. એ અનર્થ બચાવવા હું, તારો બાળસખા અને તારા શરણથી બનેલો ગુરુ હોવાથી, જે યોગ મેં સૃષ્ટિના આરંભમાં જ સૂર્યને શીખવ્યો હતો તે જ તને આજે શીખવી રહ્યો છું." ૧–૩

શ્લોક ૪ થી ૮

યદુનાથનાં આવાં મર્મયુક્ત વચન સાંભળી અર્જુનને લાગ્યું કે શ્રીકૃષ્ણ કાંઈક ગૂઢ ભાષા બોલી રહ્યા છે. એનો સ્પષ્ટાર્થ સમજવાના ઉદ્દેશથી એણે પૂછ્યું :

"વાસુદેવ, તમારા કહેવાનો ભાવાર્થ હું બરાબર સમજ્યો નથી. તમે કહો છો કે તમે જ આ યોગ સૂર્યને શીખવ્યો હતો એટલે શું? તમે તો અર્વાચીન કાળમાં દેવકીપુત્રરૂપે ઉત્પન્ન થયેલા મારા બાળસખા છો. તમે સૃષ્ટિના આરંભમાં સૂર્યને શી રીતે ઉપદેશ આપ્યો? કૃપા કરી તમારું ગૂઢ ઉકેલીને કહો."

આ સાંભળી પોતામાં રહેલા પોતાના વિષ્ણુપણાના ભાનને પ્રકટ કરતા શ્રીકૃષ્ણ બોલ્યા :

"અર્જુન, પુનર્જન્મમાં માનનારા આપણે આર્યો એટલું તો સમજીએ છીએ કે તારા તેમ જ મારા જન્મો તો અત્યાર લગીમાં ઘણાયે થઈ ગયા છે. પણ એમ માનતા છતાં ભાગ્યે જ કોઈ પોતાના પૂર્વજન્મને યથાર્થપણે જાણે છે કે ઓળખે છે.

"કૌન્તેય, સામાન્ય રીતે માણસો એમ સમજે છે અને તું પણ એમ સમજતો હઈશ કે આ અર્જુન નામે શરીરમાં રહેલો જીવ એ પૂર્વે કોઈ દેવ, દાનવ, મનુષ્ય, પશુ, પંખી, કીટ, પતંગ, વૃક્ષ, તૃણ વગેરેમાં ભટકયો હશે અને એ જ જીવ આજે આ મધ્યમ પાંડવના શરીરમાં આવીને રહ્યો છે તથા એ શરીરનો નાશ થતાં એવી જ કોઈ બીજી યોનિમાં ભરાશે. આવી સમજણને લીધે, પાર્થ, પુનર્જન્મમાં માનતા છતાં કોઈ પોતાની જન્મપરંપરાને પિછાણતું નથી.

"ભારત, મને વિશ્વાસ છે કે મેં મારા જન્મોનું ગૂઢ બરાબર જાણ્યું છે અને તેથી હું મારા ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળના જન્મોને બરાબર સમજાવી શકું છું.

"કુન્તીપુત્ર, વાસ્તવિક રીતે તો અનાદિ અને અવિનાશી એવો સમગ્ર સૃષ્ટિનો નિયામક જે આત્મા એ જ મારું સ્વરૂપ છે, અને એ સ્વરૂપદૃષ્ટિએ 'જન્મ' અને 'મરણ' એ શબ્દો અર્થહીન જ થાય છે, તો પછી પુનર્જન્મ વિષે તો કહેવું જ શું? પણ, મહાબાહો, તે છતાં આપણે જન્મ અને મરણને જોઈએ છીએ અને પુનર્જન્મની વાતો કરીએ છીએ. આથી એનું રહસ્ય જાણવાની જરૂર છે.

"પૃથાનંદન, સ્વરૂપભૂત એવા આ આત્માનું બંધારણ જ્ઞાનમાત્ર છે એમ આત્માને ઓળખનારા સર્વે જ્ઞાનીઓ કહે છે. આત્મા જ્ઞાનરૂપ હોવાથી એ સંકલ્પોનો પિતા છે અને સત્યરૂપ હોવાથી એના સંકલ્પો સત્ય જ થાય છે. આ રીતે આ આત્માને ઋષિઓએ સત્યકામ અને સત્યસંકલ્પ વર્ણવ્યો છે.

"ગુડાકેશ, પ્રાણીઓ પોતાના ચિત્તની અશુદ્ધિ, ચંચળતા અને અવ્યવસ્થિતતાને લીધે પોતાની આ સત્યકામતા અને સત્યસંકલ્પતા જાણતા નથી અને તેથી એ પોતાને પામર, અજ્ઞાન અને અસમર્થ જેવા જાણે છે.

"પણ, કુરુનંદન, જેમ જેમ ચિત્તની શુદ્ધિ વધતી જાય છે અને એ સ્થિર તથા સત્ત્વસ્થ બનતું જાય છે, તેમ તેમ એ પોતાની સત્યકામતા અને સત્યસંકલ્પતાને ઓળખે છે અને પોતાની જે કાંઈ સ્થિતિ છે એ પોતાની કામના અને સંકલ્પોનું જ પરિણામ છે એમ સમજે છે.

"તાત, વિશ્વવ્યાપી આ પરમાત્મા આ રીતે અનેક પ્રકારના કામો અને સંકલ્પોના આધારભૂત છે. એ કામો તથા સંકલ્પો વિવિધ ગુણોવાળા, વિવિધ બળોવાળા અને વિવિધ રીતે એકબીજા સાથે મેળ કે વિરોધ રાખવાવાળા હોય છે. એવા અનંત સંકલ્પોને પરિણામે અનંત પ્રકારની આ સૃષ્ટિ રચાય છે અને ભાંગે છે.

"પરમપ્રિય, પરમાત્માને આધારે વિશ્વમાં રહેલી કામનાઓમાં એક સ્થિર, સાત્ત્વિક અને શુદ્ધ કામના એવી પણ છે કે જે જગતમાં

સદૈવ ધર્મનો જય થાય, અધર્મનો ક્ષય થાય, સત્પુરુષોનો ઉત્કર્ષ થાય, અસુરોનો પરાભવ થાય અને વિશ્વનું પાલન થાય એવી ઇચ્છા રાખ્યા કરે છે અને એ કામનાની સિદ્ધિને માટે ક્રિયાવાન થવા સંકલ્પ કર્યા કરે છે.

"પાંડુસુત, ઋષિઓ જેને વિષ્ણુને નામે ઓળખે છે તે આ પાલનકારી સંકલ્પનું જ નામ છે એમ સમજ.

"વીરવર, પરમાત્માનો જે વિષ્ણુસ્વરૂપ સંકલ્પ કહ્યો તે અતિશય શુદ્ધ, સાત્ત્વિક અને કલ્યાણકર હોવાથી એ વિવિધ રૂપે જગતમાં સિદ્ધ થાય છે. પૃથ્વી પર જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય, અધર્મનું જોર વધે, સાધુઓ પીડાય અને દુર્જનો બળવાન થાય, ત્યારે ત્યારે પરમાત્મામાં વસેલા આ સંકલ્પને ક્ષોભ થાય છે અને એ ક્રિયાવાન થઈ સિદ્ધ થવા મથે છે. પછી જે રીતે અધર્મનો નાશ થઈ પુનઃ ધર્મની આણ વર્તે એ રીતે તે એ સંકલ્પરૂપી માયાના બળનો આધાર લઈ સ્થૂલ રૂપમાં પ્રકટ થાય છે.

"આમ પરમાત્માના વૈષ્ણવી સંકલ્પનું પ્રકટ થવું એ જ તેના અવતારો છે. એ સંકલ્પ કોઈ વાર મનુષ્યદેહ મારફતે સિદ્ધ થાય છે તો કોઈ વાર જુદા જ પ્રકારનું વાહન સ્વીકારે છે. પરંતુ સ્થૂળ સ્વરૂપે ગમે તેવો દેહ હોય, જ્યાં જ્યાં ધર્મપ્રવર્તક સંકલ્પ છે ત્યાં ત્યાં વિષ્ણુનો જન્મ છે એમ સમજ.

"પ્રાણપ્રિય અર્જુન, હવે મારી પોતાની બાબતમાં જે મને લાગ્યું છે તે હું તને, તું મારો પરમ સુહૃદ હોવાથી, કહું છું. એમાં બડાઈ નથી, આત્મપ્રશંસા નથી; પણ મારા મનની જે પ્રતીતિ છે તે જ જણાવું છું.

"સખા, મારા જન્મથી માંડીને અત્યાર સુધીમાં મેં જે જે કાંઈ કર્યું છે, જે જે વિચાર્યું છે, તેની પાછળ રહેલી મારી ભાવના, ઇચ્છા, ઉદ્દેશ વગેરેનું પરીક્ષણ કરતાં મને લાગ્યું છે કે મારું આખું જીવન કેવળ ધર્મના પુનરુદ્ધારાર્થે જ ગયું છે. અધર્મનો અને અસુરોનો નાશ કરી, સદ્ધર્મનું સ્થાપન કરવું અને સત્પુરુષની પ્રતિષ્ઠા વધારવી—એવી ઇચ્છા, જેમ મણકાઓમાં દોરો જાય તેમ, મારાં સર્વે કર્મોમાં રહેલી મને લાગી છે.

"આથી, ભારત, હું નિઃસંકોચપણે કહી શકું છું કે હું વિષ્ણુનો જ અવતાર છું. પરમાત્માનું જે કાંઈ સગુણ—સંકલ્પાત્મક—સ્વરૂપ મારામાં જણાય છે, તે એ વૈષ્ણવી સંકલ્પનું જ બનેલું છે.

"આમ ધર્મમર્યાદા સ્થાપનારું અને પાળનારું વિષ્ણુપણું જ મારો સ્વભાવ હોવાથી, જ્યાં જ્યાં એ વિષ્ણુનો અંશ છે ત્યાં ત્યાં મારો જન્મ છે એમાં શું કહેવાનું હોય?

"આ રીતે સૂર્યનો ઉપદેષ્ટા અને સૂર્યને ધર્મમાર્ગે પ્રવર્તાવનાર હું જ, એટલે એ જ સંકલ્પ હતો; અને તને ઉપદેશ દેનાર પણ હું જ એટલે એ જ મહાસંકલ્પ છું. ૪-૮

શ્લોક ૯–૧૦

"પ્રિયવર, મારા મથુરામાં થયેલા જન્મને તથા ગોકુળ, વૃન્દાવન, દ્વારકા વગેરેમાં કરેલાં કર્મોને તો તું જાણે છે. એ રીતે તું મારું સમગ્ર જીવનચરિત્ર જાણે છે. પણ એ રીતે મારા જીવનચરિત્રને જાણવાથી તું મને અધૂરો જ જાણે છે એમ માન. વાસ્તવિક રીતે, જે સંકલ્પમય હું છું તે સંકલ્પને ઓળખી, એ સંકલ્પ જ્યાં જ્યાં જણાય ત્યાં ત્યાં મારા જન્મ અને કર્મના રહસ્યને જાણ્યું ગણાય. એ જ રીતે તું તારા જીવન પાછળ રહેલો સ્થિર સંકલ્પ ઓળખી શકે, તો તું તારાયે અનંત જન્મોને જાણે છે, એમ કહી શકે.

"પણ મહાવીર, એ કામ અતિશય દુષ્કર છે. ચંચળ અને અશુદ્ધ ચિત્તના પુરુષોના સંકલ્પો એટલા વિવિધ, વિરોધી અને અસંખ્ય હોય છે કે એમાંથી પોતાના સ્વભાવભૂત સ્થિર સંકલ્પને ઓળખવો એ લગભગ અશક્ય જેવું છે. તેમને માટે તો મારી—વિષ્ણુની—ભક્તિ અને આશ્રય, મને અનુસરવાનો પ્રયત્ન, અને એ રીતે પોતાના અશુદ્ધ સંકલ્પોને ખંખેરી નાંખી મારા સંકલ્પને જ પોતાનો સંકલ્પ કરી નાખી વિષ્ણુપણું પામવું—એ જ શ્રેયનો માર્ગ છે. એ રીતે અનેક રાગદ્વેષ જીતેલા, તપસ્વી ભક્તો અને જ્ઞાની પુરુષો વિષ્ણુપદને પામી ગયા છે અને પોતાના વ્યક્તિગત અશુદ્ધ સંકલ્પોને છોડી દેવાથી પરવશપણે આવતી જન્મમરણની ઘટમાળમાંથી છૂટી ગયા છે. ૯-૧૦

"ધનંજય, પરમાત્માનો આશ્રય કરી વસેલો આ મહાન વૈષ્ણવી સંકલ્પ શુદ્ધ, સત્ત્વગુણી અને સ્થિર હોવાથી જે શુદ્ધ ચિત્તવાળા પુરુષો એની સાથે એકરૂપ થવા મથે છે તેને તેવું

શ્લોક ૧૧–૧૨

ફળ મળે છે અને તેઓને તેથી સુખ થાય છે. બાકી, ખરી રીતે, જેઓ એ સંકલ્પને બદલે બીજા ક્ષુદ્ર અને અશુદ્ધ સંકલ્પો સાથે એકરૂપ થાય છે તેઓને પણ પોતાના સંકલ્પો પ્રમાણે ફળ મળ્યા વિના રહેતું નથી. કારણ કે, અંતે તો, શુદ્ધ કે અશુદ્ધ સર્વે કામનાઓ અને સંકલ્પો એ સત્યરૂપ પરમાત્માને આશ્રયે જ રહેલા છે અને એ પરમદેવમાંથી જ મનુષ્યો પોતાનાં કર્મોની સિદ્ધિને મેળવે છે.

"પણ, પાર્થ, મનુષ્યો એ પરમદેવને ઓળખતા ન હોવાથી પોતાના વિવિધ સંકલ્પો જે ગૌણ શક્તિઓને આધારે રહેલા છે, તે ગૌણ શક્તિઓને જ સર્વસ્વ માની તેમનો જ આશ્રય લે છે અને તે દ્વારા પોતાની કામનાઓની તાત્કાલિક સિદ્ધિને મેળવે છે.

"કૌન્તેય, આંબો વર્ષો પછી ફળ આપે છે અને ઘણાં વર્ષો સુધી ફળ આપ્યા કરે છે. પણ એ ફળ આપવા માંડે તે પહેલાં ધીરજથી તેનું પોષણ કરવું પડે છે. પરંતુ, મેથીની ભાજી પંદર–વીસ દિવસમાં ઊગી નીકળી ખેડૂતને તૃપ્ત કરે છે. આમ મેથીની ભાજી શીઘ્ર ફલદાયી થાય છે પણ એ ફળ અલ્પકાળમાં જ નાશ પામે છે.

"એ જ રીતે, પાંડુપુત્ર, ક્ષુદ્ર કામનાઓની સિદ્ધિ તત્કાળ થતી જણાય છે અને તેને સિદ્ધ કરી આપનારી શક્તિઓ આકર્ષક લાગે છે, છતાં દીર્ઘ દૃષ્ટિથી જોનારને એ મેથીની ભાજી જેવી અલ્પમૂલ્ય છે. ૧૧–૧૨

"ક્ષાત્રોત્તમ, પૃથ્વીમાં માનવોનું બરાબર રીતે પાલનપોષણ અને સંવર્ધન થાય એ માટે હું કેવી રીતે કાર્ય કરું છું

શ્લોક ૧૩–૧૪
वर्णव्यवस्था-निरूपण

તે આર્યોમાં જે રીતે મેં ગુણ અને કર્મના ભેદથી વર્ણવ્યવસ્થા પ્રવર્તાવેલી છે તે પરથી માલૂમ પડે છે. આ વર્ણવ્યવસ્થા સમાજની યોગ્ય રીતે સંરક્ષા અને વૃદ્ધિ થાય એટલા જ માટે મેં રચી છે.

"પણ, મહારથી, રખેને તું એમ આક્ષેપ કરતો કે મેં એટલે આ ઘનસ્યામ વર્ણના, દેવકીવસુદેવને ત્યાં જન્મ લઈ નંદયશોદાને ત્યાં ઊછરેલા, કૃષ્ણનામધારી પુરુષે એ વર્ણભેદો નક્કી કર્યા છે. એમ કહેવાનો મારો આશય નથી. એમ નથી થયું એ તને કહેવાની જરૂર જ ન હોય, પણ કદાચ તારી એવી કલ્પના થાય કે પૂર્વે હું, જે વિષ્ણુ, તેના અવતારરૂપ કોઈ સમર્થ પુરુષે સર્વે લોકોના ચાર જથ્થા કરી તેમને ચાર વર્ણોનાં નામ આપ્યાં હશે અને એ વ્યવસ્થા પ્રમાણે લોકોને વર્તન રાખવા આજ્ઞા કરી હશે. ધનંજય, આ કલ્પનાયે સાવ ખોટી જ છે.

"આ વ્યવસ્થા મેં નિર્માણ કરી છે તેનો અર્થ મેં કે મારો પૂર્વાવતાર ગણાય એવી કોઈ વ્યક્તિએ એને નિર્માણ કરી છે એમ સમજવાનો નથી.

"પાર્થ, મેં પોતાને વિષ્ણુસ્વરૂપ કહ્યો, કારણ કે મારા આખા જીવનનું ઘડતર વિષ્ણુમય સંકલ્પનું જ બનેલું છે. જગતનું યોગ્ય રીતે પાલન કરવું અને એને ધર્મને માર્ગે રાખવું એ સિવાય મારા જીવનની કોઈ બીજી સંકલ્પશાખાઓ છે જ નહિ. ધનંજય, એ મારો સંકલ્પ એટલો દૃઢ અને બળવાન છે કે એ મારો સહજ સ્વભાવ—મારો પ્રકૃતિજન્ય સ્વધર્મ—જ છે. અરે, જો હું કોઈનો સંહાર કરતો જણાઉં, તો તે સંહારકાર્યમાંયે ધર્મની રક્ષા અને જગતનું પાલન જ મારા આશયરૂપે વર્તાઈ આવશે. એવો આશય મારે વિચારીને રાખવો પડે છે એમ પણ નથી. એ તો જેમ માણસને પોતાની પાંપણો બંધ કરવાનો વિચાર જ કરવો પડતો નથી, એ એને ખુલ્લી રાખવાનો નિશ્ચય કરે છતાં આંખની રક્ષા માટે એ સ્વભાવથી જ બંધ થઈ જાય, તેમ મારાં અણધાર્યાં કાર્યોના પરિણામે પણ વૈષ્ણવસંકલ્પની જ સિદ્ધિ થાય છે.

"છતાં, મેં કે મારા આવા જ કોઈ પૂર્વાવતારની વ્યકિતએ આ વર્ણવ્યવસ્થા રચી નથી. આ રીતે આ વર્ણવ્યવસ્થાનું કર્તાપણું મારું અથવા મારા જેવી કોઈ વ્યકિતનું નથી.

"ત્યારે, અર્જુન, આ વર્ણવ્યવસ્થાની રચનામાં મારો શો સંબંધ છે તે સાંભળ.

"ચતુર મિત્ર, હું પોતાને વિષ્ણુ કહું છું તેનો અર્થ એ નથી કે વૈષ્ણવી સંકલ્પ મારા એકલામાં જ રહેલો છે અથવા જ્યારે-ત્યારે કોઈ એકાદ વ્યક્તિમાં જ હોય છે. હું તો એનું મોટું સરોવર છું એમ માન. પણ અંશતઃ તો એ વૈષ્ણવી સંકલ્પ પ્રાણીમાત્રમાં રહેલો છે. અનેક કામનાઓથી ઘેરાયેલાં પ્રાણીઓમાં એ સંકલ્પ બહુ બળવાનપણે નથી જણાતો, છતાં એ છે જ. કારણ વિવિધ કામનાઓની વચ્ચે પણ પ્રાણીમાત્ર જગતની વ્યવસ્થિત રક્ષા અને સંવૃદ્ધિને ઇચ્છે છે અને તે માટે જાણ્યેઅજાણ્યે પ્રવૃત્તિઓ કરે છે.

"આમ હોવાથી, ધર્માનુજ, સંસ્કારી આર્યોએ આ સંકલ્પની છાયા તળે પ્રજાઓના ધર્મયુક્ત પાલનનો આ જ યોગ્ય માર્ગ છે એમ માની વર્ણવ્યવસ્થા સહેજેસહેજે જ નિર્માણ કરી છે અને એના સ્વરૂપમાં વારંવાર ફેરફાર કર્યા છે, તથા ભવિષ્યમાંયે ફેરફાર કર્યા કરશે. અથવા કાળાન્તરે જો એમ જણાશે કે એ વ્યવસ્થા પ્રજાની સંવૃદ્ધિ માટે ઠીક કામ આપતી નથી તો જુદી જાતની વ્યવસ્થા પણ રચશે.

"એ વ્યવસ્થાને જુદાં જુદાં સ્વરૂપો આપવામાં મારા જેવી કોઈ વ્યક્તિની સ્પષ્ટ વિચારસરણી અને દૂરદર્શી સલાહ મદદગાર બને એમ સંભવે. છતાં, એ રચના કોઈ એક વ્યક્તિની નહિ પણ પ્રજાઓમાં રહેલા વૈષ્ણવી સંકલ્પની જ છે.

"આમ હોવાથી, આ વર્ણવ્યવસ્થાનો કર્તા મેં પોતાને ગણાવ્યો એ સ્થૂળ અર્થમાં નહિ, પણ લાક્ષણિક અર્થમાં જ છે એમ માન.

"વળી, આ વર્ણવ્યવસ્થાનો કર્તા હું બીજી રીતે પણ નથી.

"ગુડાકેશ, સ્યમંતકમણિના ગુણધર્મ તેં સાંભળ્યા છે. એ મણિને થાળીમાં મૂકી સૂર્યનાં કિરણમાં મૂકીએ તો સાંજ સુધીમાં થાળી સુવર્ણથી ભરાઈ જાય છે એવું તારા જાણવામાં હશે.

"પાર્થ, જેને આ પ્રમાણે સુવર્ણ મળે છે, તે સુવર્ણની કામનાવાળો હોવાથી સૂર્યને પૂજે છે અને એમ માને છે કે સૂર્ય પોતાના ખાસ અનુગ્રહ વડે પોતાના ભક્તને સુવર્ણ આપે છે. આમ એ માને એમાં કાંઈ નવાઈ નથી. ભય અને લાલસાથી ઘેરાયેલો માણસ ગમે તે રીતે પણ કાર્યકારણસંબંધ જોડી દે છે. પણ,

ભારત, જો તું સૂર્યને એના દાતાપણા વિષે પૂછવા જાય તો તે એ બાબતમાં કશી જવાબદારી સ્વીકારશે નહિ. એ તો કહેશે કે 'મારાં કિરણોમાં સુવર્ણને ઉત્પન્ન કરનારા ગુણધર્મો રહેલા છે અને સ્યમંતકમણિમાં એવાં કિરણોને ખેંચી લઈ એને સુવર્ણમાં ફેરવી નાંખવાના ગુણો રહેલા છે, તેથી આમ સહજ બની આવે છે. હું તો મારા સ્વભાવથી જેમ તપું છું તેમ જ હમેશાં તપું છું. મારા તાપનો અને ઉદયાસ્તનો જેને જેમ ઉપયોગ કરવો હોય તેમ તે કરી લે છે. હું શું કામ એનું કર્તાપણું મારે માથે વહોરી લઉં? મને પૃથ્વીનાં પ્રાણીઓમાં કોઈ પ્રિય નથી, કોઈ અપ્રિય નથી; કોઈ માનીતું નથી, કોઈ અણમાનીતું નથી. હું કોઈને સુવર્ણ આપતો નથી, કોઈનું લઈ લેતો નથી. મારે નિમિત્તે એમ બનતું હોય તો ને ક્યાં બને છે તે જાણવાનીયે હું પરવા કરતો નથી.'

"અને, ધનુર્ધર, જેમ સૂર્ય પોતાને માથે સુવર્ણ આપ્યાનો ભાર નથી લેતો, તેમ તું સ્યમંતકમણિને પૂછીશ તો, જો તે ડાહ્યો હશે તો, તે પણ પોતે સુવર્ણ બનાવવાનું અભિમાન નહિ સ્વીકારે. એ કહેશે, 'સુવર્ણ બનાવવાની જવાબદારી મારી નથી. અરે, કેટલું સુવર્ણ બને છે અને તેને કોણ લઈ જાય છે તે જાણવાની મને પરવા પણ નથી. સુવર્ણ બનો એવી ઇચ્છાયે હું કરતો નથી, અને ન બનો એવી ઇચ્છાયે હું કરતો નથી. સૌ દેવોના દેવ, સૌ શક્તિઓના મૂળ પરમાત્માએ મારું ઘડતર જ એવું કર્યું છે કે સૂર્યનાં કિરણોમાં મને મૂક્યો હોય તો જેમ લોહચુંબક પ્રત્યે લોઢું ખેંચાઈ આવે છે તેમ પ્રકૃતિમાં રહેલું સુવર્ણ મારી તરફ ખેંચાઈ આવે છે. એ માટે મારે પ્રયત્ન કરવો પડતો નથી કે સંકલ્પ કરવો પડતો નથી. આથી, એ સુવર્ણને નિર્માણ કરનારો હું નથી. પણ એની મેળે જ એ નિર્માણ થઈ આવે છે.'

"ધનંજય, શેરડીની ગાંઠ અને લીંબોળીને જમીનમાં નજીક નજીક વાવીએ તો શેરડીમાં ગળ્યા રસો અને લીંબડામાં કડવા રસો ભરવાનો કાંઈ પક્ષપાત કે વિચાર સરખોયે જમીન કરે છે કે? જમીનમાં સર્વે પ્રકારના રસો નિર્માણ કરનારાં તત્ત્વો રહ્યાં છે તેમાંથી દરેક મૂળ પોતાને યોગ્ય તત્ત્વો ખેંચી લે છે. વળી, શેરડી

ગળ્યા જ રસો ખેંચે છે અને લીંબડો કડવા જ રસો ખેંચે છે; તેમાં તેમનુંયે બળાબળ નથી પણ તેમનો પ્રકૃતિધર્મ જ છે.

"યોગજિજ્ઞાસુ, એ જ રીતે સર્વ સંકલ્પોના આધારરૂપ સર્વ સંકલ્પોથી પર એવો જે પ્રાણીમાત્રમાં રહેલો કેવળ ચૈતન્યરૂપ આત્મભાવ, તેની દૃષ્ટિએ વિચાર કરતાં સર્જન, પાલન કે સંહાર એ ત્રણે કામો સરખાં જ મહત્ત્વનાં અને સરખાં જ ઉપેક્ષા કરવા જેવાં છે. એક સંકલ્પ સિદ્ધ થાઓ અને બીજો નિષ્ફળ જાઓ એવો એમાં વિચાર સરખોયે નથી. પણ દરેક ચિત્ત પોતપોતાના ઘડતર પ્રમાણે એ ચૈતન્યના બળે યોગ્ય વાસનાઓને પોતામાં ખેંચી લઈ તેના નાના કે મોટા સરોવર જેવું બને છે અને તદનુસાર ક્રિયાઓ કરતું માલૂમ પડે છે.

"વળી, સુભદ્રેશ, એમ જે જે પ્રાણી કરે છે તેમાં, લાંબી દૃષ્ટિએ જોતાં, એ પ્રાણીની કાંઈ ઇરાદાપૂર્વક પસંદગી રહેલી છે એમ પણ માલૂમ પડતું નથી. દરેક પ્રાણી પોતાના ચિત્તના ઘડતર પ્રમાણે એમ અનાયાસે જ કરે છે. પરંતુ ચોખ્ખાં નિરીક્ષણને અભાવે તે પોતાને વિષે કર્તાપણાનું આરોપણ કરે છે.

"હે દ્રોણશિષ્ય, આ રીતે આ વિષ્ણુપણું એ મારો આત્મભાવ નથી, પણ મારી સાથે જોડાયેલા ચિત્તનો સહજ ધર્મ છે એમ જાણજે. આથી, વર્ણવ્યવસ્થા સ્થાપવા માટે, અધર્મનો નાશ કરવા માટે કે ધર્મનું સ્થાપન કરવા માટે મારાથી થયેલા પ્રયત્નનો હું કર્તા છતાં અકર્તા જ છું.

"આમ, એ કર્મોમાં જોડાયેલો જણાતાં છતાં મારા જ્ઞાનભાવથી એ કર્મો માટે મને અભિમાનનો સ્પર્શ નથી અને એની સિદ્ધિઅસિદ્ધિમાં આસક્તિ નથી, અને તેથી હું એ કર્મોથી સદાયે અલિપ્ત જ રહું છું.

"અર્જુન, મારું આવું આત્મસ્વરૂપ છે અને તારું નથી એમ નહિ. તું એ દૃષ્ટિમાં સ્થિર થાય તો તું પણ એ જ છે. એ દૃષ્ટિમાં જે સ્થિર થાય તેને કર્મનું બંધન જણાતું નથી.

"આમ જે આત્માના સ્વરૂપને સારી રીતે ઓળખે છે તે નિરભિમાની રહે છે અને કર્મથી પોતાના ચિત્તને બંધાવા દેતા નથી." ૧૩–૧૪

આ પ્રમાણે યદુનંદને પોતામાં અને વિશ્વમાં રહેલા આત્મભાવની એકતા, તેમ જ પોતામાં તથા વિશ્વમાં કેવી રીતે વ્યાપીને વિષ્ણુદૈવત રહેલું છે તે સમજાવ્યું, તેમ જ પુનર્જન્મની અને અવતારોની દૃષ્ટિ સમજાવી, અને પોતે પ્રતિપાદન કરેલો કર્મયોગ કેવો સનાતન છે તે દર્શાવ્યું.

શ્લોક ૧૫

એટલું વિવેચન કરી, પોતે (આગલા અધ્યાયમાં ૩૫મા શ્લોકમાં) સ્વધર્માચરણ ઉપર જે ભાર મૂક્યો હતો, તે જ વિષયને પાછો ઉપાડી લીધો અને તે અર્જુનને પૂર્ણપણે અને નિઃસંશય રીતે સમજાઈ જાય એ માટે એને ફરીફરી સ્પષ્ટ કરવા માંડ્યો.

શ્રીકૃષ્ણ બોલ્યા: "પૃથાનંદન, આજ સુધીમાં જે કોઈ મુમુક્ષુ પુરુષો થઈ ગયા છે તેમણે આ રીતે પોતાનું પ્રાકૃતિક ઘડતર ઓળખીને તેને અનુસરીને પોતાનો ધર્મ શોધ્યો છે અને એ ધર્મનું શુદ્ધ, વિવેકપૂર્વક, કુશળતાપૂર્વક, સમતાપૂર્વક અને ખંતપૂર્વક આચરણ કરીને જ પોતાનું શ્રેય કર્યું છે. તારા શ્રેયને તું ઇચ્છતો હોય તો તે પૂર્વજોને માર્ગે જ જા અને તેમની રીતે કર્માચરણમાં તત્પર રહે." ૧૫

વાસુદેવનાં આ વાક્યો સાંભળી અર્જુન પાછો વિચારમાં પડી ગયો. હજુ એના મનનું સમાધાન થયેલું લાગતું નહોતું. જેમ જેમ વધારે વિચાર કરે તેમ તેમ જાણે વધારે ગોટાળામાં એ પડતો જતો હતો. એના મનની અસ્વસ્થતા એ જુદીજુદી શંકાઓ કાઢી દેખાડતો હતો. કર્મથી મોક્ષ થાય કે અકર્મથી મોક્ષ થાય એ વિષે એના મનને હજુ ચોખવટ થતી નહોતી. આથી એણે પૂછ્યું:

શ્લોક ૧૬–૧૭
कर्म-अकर्म निरूपण

"જનાર્દન, તમે કહો છો કે તમે જે કર્મયોગનો ઉપદેશ કરો છો તે સનાતન છે, વિશ્વવ્યાપક છે અને પૂર્વે જે જે મુમુક્ષુઓ થઈ ગયા છે તેમણે તેનું જ આચરણ કર્યું છે. આ કાંઈક નવું જ સાંભળું છું એમ મને જણાય છે.

"વાસુદેવ, જોકે આજ સુધી મેં તત્ત્વજ્ઞાનમાં ઝાઝું ડહોળ્યું નથી અને મારી અસ્ત્રશસ્ત્રવિદ્યામાં જ મશગૂલ રહ્યો છું, છતાં ધર્મ-રાજાની સત્સમાગમ માટેની અતિશય અભિરુચિને લીધે અનાયાસે મને અનેક વિદ્વાનો, ઋષિઓ અને સંન્યાસીઓની ચર્ચા સાંભળવાના

પ્રસંગ મળ્યા છે. મેં કર્મકાંડી મીમાંસકોને યજ્ઞયાગાદિકનો મહિમા ગાતા અને તેના સિવાય બીજું કશું નથી એમ કહેતા સાંભળ્યા છે ખરા. પણ એ માર્ગ તો કેવળ કામનાઓની સિદ્ધિનો, ભોગપ્રાપ્તિનો અને સ્વર્ગ, નરક અને પૃથ્વી એ ત્રણ વચ્ચે ફેરાઆંટા ખવાડનારો છે એમ મેં બીજા વિદ્વાનોને મોઢે સાંભળ્યું છે અને આપનો પણ એવો જ અભિપ્રાય જણાય છે.

"એથી ઊલટું, જે જ્ઞાનમાર્ગી વિદ્વાનો છે તે કર્મને બંધનરૂપ સમજાવે છે અને કર્મ અને શ્રેય વચ્ચે રાત્રિ અને દિવસ જેવો વિરોધ દર્શાવે છે. તેઓ અકર્મનો જ ઉપદેશ કરે છે અને નૈષ્કર્મ્ય-સિદ્ધિ વિના મોક્ષ સંભવતો નથી એમ ખાતરીપૂર્વક કહે છે.

"તમે વળી એક નવો જ સંપ્રદાય સ્થાપવા માગો છો કે શું? પણ નવો હોય તો તે સનાતન છે એમ પણ શા માટે કહો છો? હું મીમાંસકોનો અભિપ્રાય સમજી શકું છું, જ્ઞાનમાર્ગીઓનો સમજી શકું છું, પણ તમારો અભિપ્રાય કાંઈ મારા સમજવામાં આવતો નથી. માટે ફરીથી તેને સ્પષ્ટ કરવા વિનંતી કરું છું."

સાચા શિષ્યની શંકાઓનું સમાધાન કરી તેને પોતાના જેવો જ નિઃસંશય પ્રતીતિવાળો અને સ્પષ્ટદર્શી કરવો એ બ્રહ્મવેત્તા સદ્‌ગુરુનું જીવનવ્રત જ બનેલું હોય છે. આથી, પ્રશ્નોથી તેઓ કંટાળતા નથી અને ઉત્તર આપતાં ધીરજ ખોતા નથી. જેમ શિબિ રાજા જેવા સાચા ક્ષત્રિયોને શરણાગતનું રક્ષણ કરવા માટે પોતાના સર્વસ્વનું બલિદાન આપવું ભારરૂપ લાગતું નથી, તેમ સદ્‌ગુરુને શરણાગત શિષ્યને માર્ગે ચડાવવા માટે જે પરિશ્રમ કરવો પડે તે ભારરૂપ લાગતો નથી.

આથી, જાણે અર્જુનનો પ્રશ્ન નવો જ વિષય છેડતો હોય, જાણે એ બાબતમાં એ વિષે પોતે કંઈ જણાવ્યું જ ન હોય તેમ શાન્તિથી અને ધીરજથી માધવે તેનો ઉત્તર આપવા માંડ્યો. તે બોલ્યા :

"કૌન્તેય, કર્મવાદ અને અકર્મવાદનાં ચૂંથણાંમાં તારી બુદ્ધિ આમ ગોટાળામાં પડી જાય તેમાં મને આશ્ચર્ય લાગતું નથી. તારા કરતાં ઘણા ભારે વિદ્વાનોને મેં આ બાબતમાં સારવિનાનો શાસ્ત્રાર્થ કરતા સાંભળ્યા છે.

"પાર્થ, શાસ્ત્રો સામાન્ય માણસોને સાચું જીવન ગાળવાને માટે માર્ગદર્શક થાય છે એ સાચું. પણ શાસ્ત્રો જાતે સાચું જીવન ગાળનારાના અનુભવમાંથી નિર્માણ થયેલાં હોય છે અને તેનું રહસ્ય, શાસ્ત્રોથી જ પ્રેરાઈને નહિ પણ, સ્વભાવથી જ સાચું જીવન ગાળવાનો બળવાન પ્રયત્ન કરનાર માણસો જ સાચી રીતે સમજી તથા સમજાવી શકે છે.

"પણ, સ્વભાવથી જ સાચા જીવન માટે અત્યંત અનુરાગ હોય નહિ, સ્વભાવ અસત્ય જીવન માટેયે રસ ધરાવનારો હોય, પરંતુ, શાસ્ત્રોનાં અધ્યયન કે શ્રવણથી અને ભય કે લાલસાથી, માણસ સાચા જીવનને થોડાઘણો અનુસરતો હોય, ત્યારે એ માણસ છયે અંગો સહિત વેદોનો જાણનારો હોય અને તે ઉપરાંત બીજાં પણ શાસ્ત્રો ભણેલો હોય તોયે તે શાસ્ત્રનું રહસ્ય સમજવા શક્તિમાન થતો નથી.

"ધનંજય, માણસોની સહજ પ્રવૃત્તિ પોતાની મનોવૃત્તિને અનુકૂળ થાય એવી રીતે શાસ્ત્રના અર્થો બેસાડવા તરફ હોય છે અને શાસ્ત્રમાં વપરાયેલા શબ્દોના અર્થો સાચું જીવન ગાળી ગયેલા કે ગાળનારા કોઈ મહાત્માના જીવન ઉપરથી ઠરાવવાને બદલે ભાષા અને વ્યાકરણના નિયમોથી ઠરાવવાનો તેઓ પ્રયત્ન કરે છે, તથા તેમાંથી સૂઝી શકતો અર્થ બેસાડી તેને જીવનનો નિયમ કરવા ફાંફાં મારે છે. આમાંથી સ્વધર્મને વિરોધી પ્રવૃત્તિઓ નિર્માણ થાય છે.

"કૌન્તેય, આમ પ્રકૃતિવિરોધી પ્રવૃત્તિ નિર્માણ કરવાનો પ્રયત્ન પૂરો સફળ તો કદી થતો જ નથી. મેં આગળ કહ્યું તેમ પ્રકૃતિ એવી બળવાન છે કે છેવટે તો માણસ પોતાના સ્વભાવ પર જ જાય છે. મોઢેથી તે સંન્યાસનું પ્રતિપાદન કરે છે અને ભોગમાં ડૂબેલા અત્યંત સંસારી કરતાંયે બૂરો સંસાર માંડે છે.

"અર્જુન, ભાષા અને વ્યાકરણથી જ શબ્દોના અર્થ બેસાડવામાં કેવા ગોટાળા થાય તેનું એક ઉદાહરણ આપું છું: ધાર કે 'સૂર્યદેવના આકરા કરોથી લોકો ઘણા અકળાઈ ગયા' એવું એક વાક્ય હોય, અને ઇતિહાસને શોધવાની હોંશવાળો કોઈ વિદ્વાન ભાષાશાસ્ત્રની મદદ વડે એનો એવો અર્થ બેસાડે કે સૂર્યદેવ નામનો કોઈ રાજા લોકો પાસે બહુ ભારે રાજ્યભાગ લેતો હતો તેથી તેઓ અકળાઈ

ગયા; પછી તે રાજા ક્યારે થયો, કયા વંશમાં થયો વગેરે પર તર્કો દોડાવે, તો તે કેવું હાસ્યાસ્પદ થાય ?

"પાંડવ, આ તને અતિશયતાવાળું ઉદાહરણ લાગતું હશે, પણ પંડિતોની શાસ્ત્રચર્ચા આ જ જાતની હોય છે એમાં જરાયે ખોટું નથી.

"સવ્યસાચી, કર્મઅકર્મની બાબતમાં પંડિતોની શાસ્ત્રાર્થપદ્ધતિ આવી જ અનુભવવિનાની, કેવળ શબ્દસ્પર્શવાળી અને મનસ્વી તર્કથી ભરેલી છે. આથી તેઓ પોતે ગોટાળામાં પડે છે અને બીજાઓને પણ ગોટાળામાં નાંખે છે.

"પાર્થ, પંડિતોને કર્મઅકર્મનો અર્થ પૂછીશ તો તેઓ કહેશે કે કર્મ શબ્દ કૃ ધાતુ પરથી ઊપજ્યો છે અને એનો અર્થ કરવું થાય. માટે કર્મ એટલે કરવાથી નિર્માણ થાય તે. એથી ઊલટું, તેઓ કહેશે કે અકર્મ એટલે ન કરવાથી નિર્માણ થાય તે.

"પછી તેઓ કહેશે કે શાસ્ત્રમાં કહ્યું છે કે કર્મથી બંધ થાય છે અને અકર્મથી મોક્ષ થાય છે. માટે, કશુંયે કરવું બંધનને નિર્માણ કરનારું છે અને કશું ન કરવું એ મોક્ષને નિર્માણ કરનારું છે.

"પરંતુ, ભારત, આ અર્થ માત્ર વ્યાકરણજ્ઞાનથી બેસાડેલા, અનુભવશૂન્ય અને અધૂરા છે. કર્મઅકર્મનો ભાવાર્થ આથી જુદો જ છે. માટે એ બધું તને હું વીગતવાર જ સમજાવીશ.

"પાર્થ, કર્મ અને અકર્મ શબ્દો લોકોના અને શાસ્ત્રોના વ્યવહારમાં એની વ્યુત્પત્તિની મર્યાદામાં રહ્યા નથી, પણ એના અર્થોમાં ઘણા ફેરફાર થઈ ગયા છે.

"દાખલા તરીકે, તું કોઈ મીમાંસકને પૂછીશ તો તે કહેશે કે મીમાંસકોના ધર્મશાસ્ત્રમાં જે આચરણો મંજૂર કર્યાં હોય તે કર્મ; તેમાં જે નામંજૂર કર્યાં હોય તે અકર્મ. ઉદાહરણાર્થ, તેઓ કહેશે કે જનોઈને અપસવ્ય કરીને પિતૃને પિંડ આપ્યા હોય તો તે કર્મ છે, પણ જો સવ્ય રાખીને આપ્યા હોય તો તે ક્રિયા થઈ છે છતાં અકર્મ જ છે. આમ મીમાંસકો કર્મ અને અકર્મના અર્થ કેવળ આચરણ અને આચરણનો અભાવ એમ કરતા નથી પણ ધર્મ-શાસ્ત્રે મંજૂર કરેલું આચરણ તે જ કર્મ, બાકી બધું અકર્મ, એ અર્થ કરે છે.

"ગુડાકેશ, આ રીતે મીમાંસકોએ કર્મ અને અકર્મ શબ્દો ખાસ અર્થમાં જ વાપર્યા છે. હવે બન્યું એમ કે આ મીમાંસકોના જીવનમાં યજ્ઞયાગાદિકે બહુ મહત્ત્વનું સ્થાન લઈ લીધું અને એનો આડંબર એટલો વધી ગયો કે એ જ જીવનનો મુખ્ય ધંધો બની ગયો. એમાં તારતમ્ય જળવાયું નહિ, સંકુચિતતા વધી ગઈ, એના વિધિનિષેધો અટપટા અને સામાન્ય માણસને અગમ્ય બન્યા તેથી એને આચરનારા પુરોહિતોનો એક જુદો વર્ગ જ બની ગયો. એક કાળે એવા યજ્ઞયાગોમાં લોકોની ઘણી શ્રદ્ધા હોવાને લીધે એ વિધિઓને સમજનારા પુરોહિતોને તેઓ ઘણા આદરથી માનતા અને એ પુરોહિતો પણ પોતાના કર્મકાંડના જ્ઞાનથી અભિમાની બની બીજાઓને પોતાથી હલકા સમજતા.

"પ્રિય સખા, કાળાન્તરે લોકોની આ કર્મકાંડ પ્રત્યેની આસ્થા ઘટવા લાગી. શુદ્ધ ચિત્તના બ્રાહ્મણો અને ક્ષત્રિયોને એમાં દંભ અને પેટ ભરવાના પાખંડની ગંધ આવવા લાગી. એમાં પગલે પગલે કામનિકતા તો જણાતી જ. તેથી પ્રજાને કશો લાભ થતો નથી અને તે માત્ર પુરોહિતોને જીવનનિર્વાહનું સાધન જ છે એમ તેઓ સમજવા લાગ્યા. આથી એવા કર્મકાંડ પ્રત્યે અશ્રદ્ધા અને કર્મકાંડીના જીવન પ્રત્યે એમને વૈરાગ્ય ઊપજ્યો. આવા કર્મથી જીવનનું શ્રેય થતું નથી એમ લાગવાથી તેઓ કર્મનો નિષેધ કરવા લાગ્યા તથા તેઓ પોતે એ કર્મોનો ત્યાગ કરવા લાગ્યા. એ કર્મોમાં આવશ્યક મનાયેલા ઉપવીતનોયે ત્યાગ કરી તેમણે પોતાને એથી અલગ કરી લીધા. આમ તેઓ કર્મનું ખંડન કરનારા ગણાયા અને મીમાંસકો તેમને અકર્મી—કર્મહીન કહેવા લાગ્યા.

"પણ, અર્જુન, આમ કર્મનું ખંડન અને અકર્મણ્યતા, તે કયાં કર્મોની બાબતમાં તે તું હવે સમજી શકીશ. કર્મનું ખંડન એટલે સર્વ આચરણોનો નિષેધ નહિ, પણ મીમાંસકોના, ઘણુંખરું, રાજસ અને તામસ કામનાઓથી ભરેલા યજ્ઞયાગાદિકનો જ નિષેધ એમાં સમજવાનો છે એ તું લક્ષમાં લે.

"પરંતપ, આ પ્રમાણે કર્મકાંડ વિષે અશ્રદ્ધા રાખનારા છતાં જીવનનું શ્રેય પ્રાપ્ત કરવાની અત્યંત ઉત્કંઠા ધરાવનારા, સંયમી અને વૈરાગ્યનિષ્ઠ બ્રાહ્મણો અને રાજર્ષિઓએ પોતાને ત્રિવર્ણથી અળગા

કરી મૂકયા. એમના મનમાં ત્રિવર્ણો અને શૂદ્રો વચ્ચે ઉચ્ચ-નીચ ભાવ રહ્યો નહોતો. સર્વે પ્રાણીઓ વિષે સમબુદ્ધિવાળા, ભોગ અને ઐશ્વર્યમાં વૈરાગ્યવાળા, અહિંસાધર્મને આચરનારા, સત્યને જાણવાની અત્યંત વ્યાકુળતા ધરાવનારા, અને તે માટે જ્ઞાનની શોધમાં ફરનારા આ મુનિઓ માટે શરૂઆતમાં સમાજના ત્રિવર્ણોએ પહેલાં તો અનાદર બતાવ્યો અને તેઓને મુંડક વગેરે તિરસ્કારવાચક શબ્દોથી સંબોધવા લાગ્યા તથા તેમને સંસ્કારભ્રષ્ટ ગણવા લાગ્યા.

"આથી, ધનંજય, આ મહાનુભાવોને સામાન્ય સંસારી જીવન ગાળવું શકય પણ નહોતું અને તેને માટે તેમને અભિલાષાયે નહોતી.

"પરંતુ, પ્રિયવર, તેથી તેઓ કશાં કર્મ, એટલે આચરણો કરતા જ નહોતા એમ સમજવાનું નથી. ઊલટું, તેઓ તો સંકુચિત કૌટુંબિક વાસનાઓથી મોકળા થઈ, વર્ણ અને કર્મકાંડના અભિમાનથી મોકળા થઈ, સર્વ પ્રાણીઓના શ્રેય માટે અત્યંત નિઃસ્વાર્થપણે પ્રયત્ન કરતા. સંસારના કલેશમાંથી નીકળી જવાથી મળેલી ફુરસદને તેઓ જ્ઞાનપ્રાપ્તિમાં, યોગાભ્યાસમાં અને ધર્મોપદેશમાં તથા દયાધર્મનાં કાર્યોમાં વાપરવા લાગ્યા. આમ તેઓ અકર્મી થયા, એટલે નિષ્ક્રિય થયા એમ નહિ, પણ કર્મકાંડી મટી ગયા એટલું જ.

"મહાબાહો, આ મુનિઓ જ અનેક દર્શનો અને યોગ-પ્રણાલીઓના પ્રવર્તક થયા છે એ જાણીતું છે. એમાંથી જ મુખ્યત્વે વેદાન્તવેત્તાઓ થયા છે. એ બધાં કર્મો નહિ તો બીજું શું?

"કૌન્તેય, આ કર્મકાંડથી સ્વતંત્ર થયેલા મુનિઓ પ્રત્યે એમનાં ચારિત્રને લીધે, નિઃસ્વાર્થી અને અપરિગ્રહી જીવનને લીધે, તથા રાગ-દ્વેષથી રહિત વર્તનને લીધે, લાંબો વખત અનાદર રહેવો શકય જ નહોતો. વર્ણ અને આશ્રમના અભિમાનથી પર હોવાને લીધે શૂદ્રો અને અનાર્યો એમને પોતાના મિત્રો અને ઉદ્ધારકો સમજે એમાં તો નવાઈ જ શી, પણ ત્રિવર્ણના વિચારી પુરુષો તેમ જ ભાવનાશીલ સામાન્ય લોકોયે તેમને આદરથી પોષવા લાગ્યા અને અનુસરવા લાગ્યા.

"આમ, કર્મકાંડ છોડેલાં હોવાથી તેઓ અકર્મી કહેવાતા અને જ્ઞાનની શોધમાં લાગેલા હોવાથી તેઓ જ્ઞાનમાર્ગી પણ કહેવાતા. વળી, જ્ઞાનની શોધમાં જ તેઓએ સાંખ્યદર્શન ઉપજાવ્યું, માટે તેઓ સાંખ્યમાર્ગીને નામેયે પ્રસિદ્ધ થયા, અને જુદા જુદા પ્રકારનો યોગોનો

અભ્યાસ પણ તેઓમાં જ ચાલતો હોવાથી તેમને યોગી પણ કહેવામાં આવતા. આમ અકર્મ એટલે જ્ઞાન, અકર્મ એટલે સાંખ્યયોગ અને અકર્મ એટલે હઠયોગ, રાજયોગ વગેરે સમાધિ અને યોગની પ્રવૃત્તિઓ એમ અર્થ થાય છે. પણ એ સર્વેમાં કશું કરવું નહિ એવો અર્થ થતો જ નથી. એમાં માત્ર કર્મકાંડનો જ અભાવ સૂચવાયો છે.

"રણધીર, પોતે જે પ્રવૃત્તિને છોડી હોય તેને સર્વથા દોષરૂપ સમજવી અને પોતે જેને અનુસરતો હોય તેને સર્વથી શ્રેષ્ઠ અને પૂર્ણ સમજવી એવો ઘણાખરા મનુષ્યોનો સ્વભાવ હોય છે. તટસ્થ-ભાવથી, નિષ્પક્ષ રીતે વિચાર કરવાની શક્તિ વિરલ પુરુષોમાં જ હોય છે. અને તેથી મીમાંસકો કર્મકાંડનો જ મહિમા ગાય છે, અને સાંખ્યો જ્ઞાન અથવા અકર્મનો જ મહિમા ગાય છે એવું પરિણામ આવ્યું છે. પણ આવી અધૂરી દૃષ્ટિમાં જ અજ્ઞાન વસે છે અને અજ્ઞાન એ જ બંધનનું કારણ હોવાથી એ અકર્મ ગણાતું હોય તોયે કર્મના જેવું જ બંધનકારક થાય છે.

"આથી, ગુડાકેશ, તારે જો શબ્દોની જાળમાં ગૂંચવાઈ ન જવું હોય તો તું કર્મ, અકર્મ વગેરે શબ્દોના વ્યાકરણના નિયમોથી કરેલા અર્થો ભૂલી જા, અને હું કહું છું તે મુજબ તે અર્થો સમજી લે.

"બાલમિત્ર, સંસારીઓનાં, મીમાંસકોનાં, ભક્તજનોનાં, યોગીઓ કે જ્ઞાનીઓનાં જે જે કર્મો ચિત્તની શુદ્ધિ કરનારાં હોય, લોકનું કલ્યાણ કરનારાં હોય, પ્રજાનું ધારણ અને પોષણ કરનારાં હોય, ધર્મ અને સત્યનું સ્થાપન કરનારાં અને અધર્મ અને અસત્યનો નાશ કરનારાં હોય,—ટૂંકામાં કહું તો, જેવાં કર્મોના પ્રચાર માટે મારા જેવાને વારંવાર અવતાર લેવાની ઇચ્છા થાય એવાં હોય તેને તું કર્મ જાણ.

"વળી, સખા, જે કર્મો રાગદ્વેષથી જ થનારાં, કામનાઓથી ભરેલાં, લોકનું અકલ્યાણ કરનારાં, પ્રજાને પીડા ઉપજાવનારાં, અધર્મ અને અસત્યને પોષનારાં, જેના વિનાશ માટે મને અવતાર લેવાની ઇચ્છા થાય એવાં હોય તે તું વિકર્મ છે એમ સમજ.

"હવે અકર્મ એટલે શું તે હું તને સમજાવું.

"ધનંજય, કર્મ તેમ જ અકર્મ શબ્દો સારા તેમ જ હલકા અર્થમાં વપરાય છે. વિકર્મો ન કરવાં એ સારા અર્થમાં અકર્મ

છે કારણ કે એ નિષ્ક્રિયતામાં જ્ઞાન રહેલું છે, અને વિકર્મ અજ્ઞાનનું પરિણામ છે. પણ મેં ઉપર કહ્યાં તેવાં વિકર્મ કરવાં એ જ હલકા અર્થમાં કર્મ (કરમ) છે, એમ કહી શકાય.

"વળી, અર્જુન, મેં સૂચવ્યાં તેવાં કર્મોયે આસક્તિયુક્ત અને યોગરહિત બુદ્ધિથીયે થાય, અને અનાસક્તિથી, યોગપૂર્વક (એટલે કુશળતા અને સમતાથી), યજ્ઞાર્થે અને લોકાર્થે પણ થાય. જે એ રીતે યોગબુદ્ધિથી એવાં કર્મો આચરે તે જ્ઞાનથી વર્તતો હોવાથી એ સારા અર્થમાં અકર્મ છે. પણ, જે તેને આસક્તિપૂર્વક અને યોગરહિત બુદ્ધિથી કરે છે તે એને બંધનકારક થતાં હોવાથી હલકા અર્થમાં કર્મરૂપ થાય છે. ૧૬-૧૭

"આમ, મહાબાહો, જે પુરુષ કર્મ અને અકર્મને બરાબર સમજે છે, તે યોગયુક્ત થયેલાં સત્કર્મોમાં બંધન જોતો નથી, માટે તેને અકર્મ જાણે છે, અને માત્ર નિષ્ક્રિયામાં અજ્ઞાન હોવાથી તેને બંધનકારક કર્મ જ સમજે છે. આવા ડાહ્યા પુરુષને કેમ વર્તવું તે સમજાવવું પડતું નથી. એ વિકર્મ ન હોય એવાં સર્વે કર્મોનો યોગપૂર્વક કરનારો થાય છે. ૧૮

શ્લોક ૧૮ થી ૨૩

"અર્જુન, જે માણસનાં આચરણો સકામ સંકલ્પથી રહિત છે, જેણે કર્મનાં ફળોમાં પોતાનો જરા જેટલોયે ભાગ કે મમત્વ રાખ્યાં નથી, જેને કર્મને વિષે પોતાની ઉન્નતિ અર્થેયે કશું પ્રયોજન રહ્યું નથી, જે સાવ નિરાલંબ સ્થિતિમાં મુક્ત અને સ્વતંત્રપણે વર્તનારો છે, તે જુદી જુદી પ્રવૃત્તિઓમાં સારી પેઠે મશગૂલ રહે છતાં એ પોતાના જ્ઞાનરૂપી અગ્નિથી એ કર્મોના જન્મમરણ ઉપજાવનારા અંકુરને બાળી મૂકે છે. આથી, એને કશાં કર્મ ભોગવવાનાં રહેતાં નથી, અને એ સ્થૂળ રીતે બધું કરતાં છતાં કશું કરતો નથી એમ કહી શકાય. ૧૯-૨૦

"એ તૃષ્ણાવિનાનો, સંયમથી વશ કરેલા ચિત્તવાળો અને મમત્વથી કોઈ પણ જાતનો સંગ્રહ ન કરનારો હોવાથી એ સ્થૂળ દૃષ્ટિએ જે આચરણો કરે છે તેથી એને કશો દોષ લાગતો નથી. ૨૧

"જે ક્ષણે જે સુખદુઃખ, લાભહાનિ આવી પડે તેને એ શાંતિથી સહન કરે છે, રાગદ્વેષથી પર રહે છે, સિદ્ધિથી ફુલાતો નથી અને અસિદ્ધિથી નિરાશ થતો નથી, કોઈ પદાર્થને આસક્તિથી વળગતો નથી, સ્વતંત્ર અને જ્ઞાનદૃષ્ટિથી વિચાર કરનારો છે. અને, તેથી, એ જે કાંઈ કરે છે તે યજ્ઞની ભાવનાથી જ કરે છે. આથી, જેમ યજ્ઞમાં નાંખેલી આહુતિ બળી જાય છે, તેમ એનાં કર્મો બળી જ જાય છે, અને એને બંધન કરતાં નથી." ૨૨-૨૩

શ્રીકૃષ્ણનું ઉપર પ્રમાણે કહેવું સાંભળી અર્જુનના મનમાં વળી એક શંકા ઊઠી. તે બોલ્યો :

श्लोक २४
कर्मवंध निरूपण

"માધવ, જ્ઞાની યજ્ઞાર્થે જે કાંઈ કર્મ કરે તે લય પામે તેનું કારણ શું? અને અજ્ઞાની તે જ કર્મ કરે તો તે બંધનકારક શું કામ થાય? કેશવ, એકનું એક કર્મ જ્ઞાનીને હાથે થાય કે અજ્ઞાનીને હાથે થાય તેથી તેના પરિણામમાં શું કામ ફેર પડે? આ શું માત્ર શ્રદ્ધાથી માની લેવાની વાત છે? કારણ, એવો પ્રત્યક્ષ અનુભવ તો થતો જણાતો નથી. હૃષીકેશ, શું જ્ઞાની વધારે ખાય તો એના પેટમાં ન દુખે? અને દુખે તો તેનું ફળ એને ભોગવવું જ પડે એમ થયું ને? અને જો અજ્ઞાની ભૂલમાં અમૃત પી લે તો શું એ અમર ન થાય? અથવા, શું જ્ઞાનીનું બાણ હૃદયમાં પેસી જાય તો પ્રાણ લે, અને અજ્ઞાનીનું પેસે તો ન લે? લે જ, એમાં શંકા નથી લાગતી. આમ પ્રત્યક્ષપણે જોતાં તો એમ જણાય છે કે કર્મ કરનાર જ્ઞાની હોય કે અજ્ઞાની હોય તેનું ફળ તો કાર્યકારણના નિયમથી જે આવી શકતું હોય તે જ આવે. માટે, જો યજ્ઞાર્થે કરેલું કર્મ જ્ઞાનીને બંધનરૂપ ન થતું હોય તો અજ્ઞાનીનેયે એ બંધનરૂપ ન થવું જોઈએ, અને જો અજ્ઞાનીને બંધનરૂપ થતું હોય તો જ્ઞાનીને એ થયા વિના ન રહે.

"ત્યારે કર્તાના જ્ઞાનઅજ્ઞાનપણાને લીધે તેના પરિણામમાં શી રીતે ફરક પડે છે તે આપ કૃપા કરી સમજાવો."

અર્જુનની આ પ્રકારની શંકા સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા :

"ધનંજય, તેં આ સારો પ્રશ્ન કર્યો છે. કારણ, તેથી યજ્ઞકર્મ અને બીજાં કર્મ વચ્ચેનો ભેદ, તેમ જ કર્તાના આશયથી કર્મનાં પરિણામોમાં શો ફરક પડે છે તે હું તને બરાબર સમજાવી શકીશ. અને તેથી જ્ઞાન વિના કરેલું કર્મ કેવું અલ્પ થાય છે તે પણ તું જાણી શકીશ.

"પરંતપ, બીને અંકુર ફૂટે ત્યારે પ્રથમ ઓછામાં ઓછી બે શાખા અને પાછળથી ઘણી શાખાઓ ફૂટે છે, પણ એક જ નથી ફૂટતી. તેમ, પાર્થ, કર્મનું કદી એક જ પરિણામ આવતું નથી, પણ અલ્પમાં અલ્પ કર્મનુંયે અનેકવિધ પરિણામ આવે છે, અને તેમાંથી પાછાં અનેક પરિણામો ઉપજી તેની લાંબી પરંપરા થાય છે. ઉદાહરણાર્થ, અર્જુન, લડાઈમાં એકાદ યોદ્ધાને બાણ વાગે તો તેની અસર કેવળ એના શરીર ઉપર જ થઈને રહેતી નથી, પણ એની આજુબાજુના યોદ્ધાઓનાં મન ઉપર પણ થાય છે. ઉપરાંત, એના મરણની અસર એના પક્ષની ઉપર થાય, એના કુટુંબીઓ ઉપર થાય, એના પ્રતિપક્ષીના ઉપર વળી એથી જુદા જ પ્રકારનું પરિણામ થાય અને બીજાં કયાં કયાં પરિણામ આવે તે કહી પણ ન શકાય. આમ કર્મો સુખદુ:ખમિશ્રિત અનેક પરિણામો ઉપજાવનારાં થાય છે તે તું ધ્યાનમાં રાખી લે.

"વળી, કૌન્તેય, એ પરિણામો બે પ્રકારનાં હોય છે: સ્થૂળ અને સૂક્ષ્મ.

"કપિધ્વજ, કોઈ માણસ ભૂખ્યાને તિરસ્કારથી અને તુચ્છભાવે અન્ન આપે તો તેથીયે તેનું પેટ ભરાય જ, અને કોઈ આદરપૂર્વક પ્રેમભાવે આપે તો તેથીયે તેનું પેટ ભરાય. આમ સ્થૂળપણે એનું પરિણામ સરખું જ આવેલું જણાય, અને કર્તાના મનોભાવ સાથે એનો સંબંધ નથી એમ લાગે. પણ પાર્થ, એ બે સરખી જણાતી ક્રિયાઓની દેનારના મન ઉપર તેમ જ લેનારના મન ઉપર જુદી જુદી અસર થાય, અને એમનાં ચિત્તના જુદા જુદા સંસ્કારોનું એથી પોષણ થાય. અર્જુન, તુચ્છભાવથી અને તિરસ્કારપૂર્વક આપનારનું મન પોતાના કર્મથી મિથ્યાભિમાની બની એના ચિત્તને વિશેષ અશુદ્ધ કરે, અને પ્રેમભાવે અને આદરપૂર્વક આપનારના ચિત્તને શુદ્ધ કરે એ

દેખીતું છે. તે જ પ્રમાણે, અનાદરપૂર્વક આપેલા દાનથી લેનારને લાભ થતાં છતાં સંતોષ થતો નથી, અને આપનારા પ્રત્યે કૃતજ્ઞતા લાગતી નથી; તેથી એવું દાન લેનારાના ચિત્તનેયે શુદ્ધ કરતું નથી. પણ પ્રેમપૂર્વક આપેલા દાનથી લેનારને આપનારા માટે કૃતજ્ઞતા લાગે છે અને સંતોષ થાય છે. આમ આશયના અથવા જ્ઞાનના ભેદને લીધે એક જ પ્રકારનાં લાગતાં કર્મનાં સૂક્ષ્મ પરિણામો જુદાં આવે છે એ તું સમજી લે.

"હવે, મહાબાહુ, જેમ સૂત્રધારની દોરીથી નાચનારાં બાવલાં બધાં લાકડાનાં જ હોય છે, અને લાકડાના ઘોડા પર બેઠેલો લાકડાનો સવાર લાકડાના બનેલા શત્રુને મારી નાંખે અને પછી લાકડાના બનેલા રાજા પાસે જઈ લાકડાની તલવાર ઇનામમાં મેળવે, એમાં કેવળ આકૃતિઓનો જ ભેદ છે પણ વસ્તુભેદ નથી, અને એ બધી ક્રિયાઓ કેવળ કલ્પનાથી જ સમજવાની છે; તેમ, કૌન્તેય, સાચી વાત તો એ જ છે કે આ વિશ્વમાં ચાલતી સર્વે ક્રિયાઓ, એમાં દેખાતા સર્વે ભેદો, એનાં કર્તા, કર્મ, કર્મનાં સાધનો, કર્મના ઉદ્દેશ્યો —સર્વે, વસ્તુતઃ એક ચૈતન્યરૂપ બ્રહ્મ જ છે પણ તે સિવાય બીજું કશું છે જ નહિ અને એમાં દેખાતા ભેદો એ કેવળ બાહ્ય છે પણ અંતર્ગત નથી.

"આથી, હકીકતે તો યજ્ઞમાં થતું અર્પણનું કર્મ, અર્પણનો બલિ, યજ્ઞનો અગ્નિ, અર્પણ કરનાર યજમાન, અને અર્પણનું પરિણામ તથા ફળ એ બધું એક બ્રહ્મ જ છે અને બ્રહ્મ જ રહે છે, પણ કોઈ બીજી વસ્તુ એમાં છે નહિ અને થતી નથી. જ્ઞાનપૂર્વક યજ્ઞ કરનારને કે અજ્ઞાનથી યજ્ઞ કરનારને એ હકીકતમાં તો કશો ભેદ પડતો જ નથી.

"પણ, ગુડાકેશ, સૂત્રધારનાં બાવલાંઓ કાષ્ઠનાં છે એ ભૂલી જનાર અથવા ન જાણનાર પ્રેક્ષકના મન ઉપર એ બાવલાંઓનું નાટક જોઈ વીરરસ, હાસ્યરસ વગેરે જુદા જુદા રસોના ભાવો ઊઠે છે; તેમ આ વિશ્વનું બ્રહ્મપણું ભૂલી જનાર અથવા ન જાણનાર જે કર્મ કરે તેનું પરિણામ અને તે બરાબર જાણીને જે કરે તેનું પરિણામ તેમના ચિત્ત ઉપર જુદા જુદા પ્રકારનું થયા વિના રહેતું નથી.

"એટલે કે, જે પોતાના કર્મની બ્રહ્મમયતાને સંપૂર્ણપણે ઓળખે છે તેના જ ચિત્ત ઉપર એનાં કર્મો બ્રહ્માર્પણબુદ્ધિ સિવાય બીજો સંસ્કાર ઉઠાવતાં નથી. પણ જેનામાં વિસ્મરણથી કે અજ્ઞાનથી ભેદબુદ્ધિ છે, તેના ચિત્ત ઉપર એની જેવી નિષ્ઠા હોય તેવો સંસ્કાર નિર્માણ કરે છે.

"ભારત, પાણીમાં દૂધ નાખવાથી પાણી દૂધના જેવું ધોળું થઈ જાય છે અને તેના સ્વાદમાંયે ફેર પડે છે, પણ દૂધમાં દૂધ નાખવાથી માત્ર દૂધનું પ્રમાણ વધે છે પરંતુ રંગમાં કે સ્વાદમાં કશો ફરક પડતો નથી. તેમ, કુરુનંદન, જેના ચિત્તની સંપૂર્ણ શુદ્ધિ થઈ નથી, જેને જ્ઞાનમાં અખંડ નિષ્ઠા સિદ્ધ થઈ નથી, તેણે યજ્ઞાર્થે કરેલાં કર્મો તેના ચિત્તની ઉત્તરોત્તર શુદ્ધિ કરતાં રહે છે અને છેવટે એને પૂર્ણ કરે છે. પરંતુ જેનું ચિત્ત સંપૂર્ણપણે શુદ્ધ થયું છે, જે સંપૂર્ણ જ્ઞાની છે, તે સહજ સ્વભાવથી જે યજ્ઞકર્મો કરે છે તેથી એની ચિત્તશુદ્ધિમાં કશો વધારો કે ઘટાડો થવાપણું રહેતું નથી, પણ એ કર્મોથી કેવળ લોકસંગ્રહ જ વધે છે. એટલે કે, એ કર્મોનું પોતાના ચિત્ત પર કશું સૂક્ષ્મ પરિણામ નીપજવાનું રહેતું નથી.

"સવ્યસાચી, કર્મોથી કર્તાનો જે બંધ કે મોક્ષ થાય છે, તે એ કર્મોનાં સ્થૂળ પરિણામોને લીધે નહિ, પણ તેના ચિત્ત ઉપર થતાં સૂક્ષ્મ પરિણામોને લીધે થાય છે. સંપૂર્ણપણે રાગદ્વેષવિનાનો થયેલો જે હું તે, કર્તવ્ય આવી પડતાં, ભીષ્મ જેવાનોયે વધ કરું, અને કોઈ બીજો સામાન્ય રાગદ્વેષપ્રેરિત પુરુષ તેનો વધ કરે, તેથી ભીષ્મના પ્રાણ જવા રૂપી પરિણામ તથા તેને લીધે કૌરવસેના પર થનારી અસર સરખાં જ થાય. પણ તે વધથી મારા ચિત્ત પર કશો માઠો સંસ્કાર ન ઊઠે અને તેથી તેનું મને બંધન ન થાય. પણ બીજાને માટે એ ઘોર કર્મ બને અને એના ચિત્તને મલિન કરી મૂકે. આ રીતે કર્તાનાં જ્ઞાન કે અજ્ઞાનથી તે કર્તાપરત્વે કર્મનાં પરિણામોમાં ફેર પડે છે અને, તેથી જ, હે પાંડવસત્તમ, આ યુદ્ધમાં તારે જે અનેક કઠોર અને ઘોર લાગનારાં કર્મો કરવાનાં છે, તે કર્મોથી તારા ચિત્તનું રક્ષણ કરવા માટે હું તને યોગયુક્ત થવાનો ઉપદેશ આપી રહ્યો છું." ૨૪

શ્રીકૃષ્ણનો ઉપર પ્રમાણેનો ખુલાસો સાંભળી અર્જુને વધારે જાણવાની ઇચ્છાથી પૂછ્યું :

શ્લોક ૨૫ થી ૩૨ વિવિધ यज्ञनिरूपण

"યદુનાથ, યજ્ઞના સામાન્ય અર્થમાં તમે વિકાસ કરી એનો વિસ્તાર કર્યો છે, એમ તમે મને પહેલાં સમજાવ્યું હતું. એ વિષે હું વિશેષ જાણવા ઇચ્છું છું. ચિત્તશુદ્ધિની ઇચ્છાથી, ભક્તિભાવથી, કૃતજ્ઞ બુદ્ધિથી અને કોઈ પણ વિશિષ્ટ વ્યક્તિને ઉદ્દેશીને નહિ પણ સાર્વજનિક હિત માટે કરેલું સત્કર્મ તે યજ્ઞકર્મ કહેવાય એમ તમે મને સમજાવ્યું હતું. એવા યજ્ઞો કેટલી જાતના અને કઈ રીતે થઈ શકે તે મને સમજાવી સંતુષ્ટ કરો."

આ સાંભળી યદુવીરે જવાબ આપ્યો :

"ગાંડીવધર, મેં જે તને વિશેષ અને વિકસિત અર્થમાં યજ્ઞનું સ્વરૂપ સમજાવ્યું હતું તે તો જ્ઞાનીનો જે શ્રેષ્ઠ પ્રકારનો યજ્ઞ તેનું સ્વરૂપ હતું. પરંતુ, જ્ઞાનમાર્ગે જવા ઇચ્છનારા અથવા જ્ઞાનની અભિલાષા ધરાવનારા પુરુષો ચિત્તશુદ્ધિ માટે, ભક્તિભાવથી અને કૃતજ્ઞ બુદ્ધિથી અનેક પ્રકારના પ્રયત્નો કરે છે. તે બધા પણ લાક્ષણિક અર્થમાં યજ્ઞ જ કહી શકાય. એ સાર્વજનિક હિતાર્થે ન હોય, પણ વિશિષ્ટ ઉદ્દેશવાળા હોય છતાં એને યજ્ઞ તરીકે ઓળખાવી શકાય.

"ધનંજય, સામાન્ય રીતે લોકો જેને યજ્ઞ કહે છે તેમાં યજમાન અગ્નિ પ્રગટાવી તેમાં પોતાની કાંઈક મૂલ્યવાન વસ્તુઓને હોમે છે. એ વસ્તુઓ બળીને નાશ પામે છે અને યજમાનને સ્થૂળ દૃષ્ટિએ એ વસ્તુનું નુકસાન થાય છે. પણ યજમાન પોતાની શ્રદ્ધા, ભક્તિ અને કૃતજ્ઞતાને લીધે તેને માટે શોક કરતો નથી, પણ ઊલટો પોતે એટલું હોમી શક્યો અને ખર્ચ ખમી શક્યો તે માટે હર્ષિત થાય છે અને ઈશ્વરનો પાડ માને છે. આમાં જ એની ચિત્તશુદ્ધિ રહેલી છે.

"આ પ્રમાણે, પરંતપ, જ્યાં જ્યાં માણસ પોતાને કાંઈક પ્રિય અને કીમતી જણાતી સ્થૂળ વસ્તુનો, સૂક્ષ્મ વિષયનો કે વાસનાનો ત્યાગ કરી પોતાને કઠણ લાગતું, પરિશ્રમ આપતું કાંઈક કર્મ સતત કરે ત્યાં યજ્ઞ થાય છે એમ લાક્ષણિક અર્થમાં કહેવામાં આવે છે, અને આવા યજ્ઞો અનેક પ્રકારના થાય છે.

"દાખલા તરીકે, દેવને ઉદ્દેશીને કાંઈક દ્રવ્યનું અર્પણ કે સદ્વ્યય તે એક જાતનો યજ્ઞ છે. વળી, વેદવિહિત અગ્નિ પ્રગટાવી તેમાં યજ્ઞના વિધિથી બલિ હોમવા એ પણ એક જાતનો યજ્ઞ છે. આ બન્ને દ્રવ્યયજ્ઞો છે.

"પણ એવાં બાહ્ય દ્રવ્યોને અર્પણ કરી ચૂકેલા યત્નવાન પુરુષો એટલેથી જ યજ્ઞકર્મની સમાપ્તિ થયેલી સમજતા નથી. ચિત્તશુદ્ધિને માટે તેઓ પોતાના હૃદયમાં જ અગ્નિની જ્વાળા પ્રગટાવી દુષ્કર તપો કરે છે. ઇંદ્રિયોને પોતાના વિષયોમાંથી રોકી, એની વાસનાઓને પૂરી પડવા જ ન દેવી એવું સંયમરૂપી તપ એ પણ એક પ્રકારનો અગ્નિ જ છે, અને આવા પ્રયત્નને તપોયજ્ઞ કહી શકાય.

"વળી, ઇંદ્રિયોને સંયમથી કબજે કરી, જ્ઞાનપ્રાપ્તિ માટે એને સારા અને સાચા વિષયોમાં જોડવી એ પણ સહેલું કામ નથી. મનુષ્ય ખરાબ વાતો સાંભળવાનું છોડી દે, તેથી એને સારી વાતો ગમશે જ એમ નથી; કુસંગત છોડી દે, તેથી સત્સંગમાં રસ પડે જ એમ નથી. આથી સત્કર્મમાં, સત્સંગમાં અને જ્ઞાનવર્ધક વિષયોમાં ઇંદ્રિયોને પ્રયત્નપૂર્વક જોડવી એ પણ એક પ્રકારનો યજ્ઞ છે, અને તેને સ્વાધ્યાયયજ્ઞ કહી શકાય.

"વળી, ગુડાકેશ, ઇંદ્રિયોનો સંયમ અને તેમની સન્માર્ગે કેળવણી તે ઉપરાંત ચિત્તનાંયે સંયમ, કેળવણી અને પરીક્ષા કરવાનાં રહે છે. એ માટે ઇંદ્રિયોને જ નહિ, પણ પ્રાણોનેયે સ્વાધીન કરવા પડે છે. પ્રાણો પર સ્વામિત્વ મેળવવા માટે અનેક પ્રકારના પ્રાણાયામના અભ્યાસો શોધવામાં આવ્યા છે. એ રીતે ઇંદ્રિયો અને પ્રાણોને રોકી, ચિત્તના રસો અને વિષયોને રોકી, આત્માને ઓળખવા માટે યોગાભ્યાસ કરવો, એ મહાન જ્ઞાનયજ્ઞ છે.

"પરંતપ, આત્માની જે સ્વરૂપસ્થિતિ તેને ઓળખવા માટે કેટલાક યોગીઓ પ્રાણાયામના અભ્યાસથી બાહ્યકુંભક કરે છે, તો કેટલાક અંતઃકુંભક કરે છે; તો વળી કેટલાક શરીરમાં જ પ્રાણને જુદે જુદે સ્થાને ફેરવવાનો અભ્યાસ કરી પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન એવા જુદા જુદા પ્રાણોને એકબીજા સાથે મેળવે છે.

"ધનંજય, આ બધા પ્રયત્નોનું ધ્યેય આત્મજ્ઞાન કરી લેવાનું હોવાથી અને તેમાં અત્યંત પરિશ્રમ અને વ્યાકુળતા હોવાથી એ

સર્વે પ્રયત્નો યજ્ઞ કહેવાવાને યોગ્ય છે. કારણ, તેને પરિણામે તે કરનારાઓની પાપવૃત્તિઓ નાશ પામી ચિત્તશુદ્ધિ થાય છે.

"આવા જ્ઞાનરૂપી યજ્ઞમાં સર્વે વાસનાઓ અને મલિનતાઓને બાળ્યા બાદ આત્મજ્ઞાનરૂપી અમૃતપ્રસાદી તે યજ્ઞ કરનારાને મળે છે અને તે પોતાના સનાતન બ્રહ્મપદને પામે છે.

"સાચે જ, મહાબાહો, આ વિશ્વનું તંત્ર યજ્ઞ ઉપર જ રચાયેલું છે અને નભે છે. તું આ લોકની સિદ્ધિ ઇચ્છે કે પરલોકની સિદ્ધિ ઇચ્છે, ભોગ ઇચ્છે કે મોક્ષ ઇચ્છે, પહેલાં તારું પોતાનું કાંઈક પ્રિય, કાંઈક મૂલ્યવાન, કાંઈક છોડવું કઠણ પડે એવું અર્પણ કર અને પછી પામવાની આશા કર. જે અર્પણ કરવાને, છોડવાને તૈયાર નથી તે મેળવી શકતો જ નથી. ખેડૂત પહેલું ગાંઠનું બી જમીનમાં દાટે તો જ પાક મેળવે, એ ખેતીનો સ્થૂળ નિયમ વિશ્વની સર્વ સિદ્ધિઓને લાગુ પડે છે.

"આ પ્રમાણે, યજ્ઞના પ્રકારો એક નથી પણ અનંત છે. જેટલી શ્રેયસ્કર વિભૂતિઓ છે, તેટલા તેને પ્રાપ્ત કરવા માટેના યજ્ઞના પ્રકારો છે. એ સર્વને માટે અપકર્મો છોડવાં પડે છે, સત્કર્મો કરવાં પડે છે, અને પુરુષાર્થ આવશ્યક થાય છે. કર્મ વિના એકે યજ્ઞ થઈ શકતો નથી એ તું સમજી લે એટલે તું મોક્ષને મેળવીશ." ૨૫–૩૨

શ્રેયાર્થીના યજ્ઞોના જુદા જુદા પ્રકારો સાંભળી અર્જુને પૂછ્યું:

"યોગેશ્વર, તમે જે આ સર્વે યજ્ઞો

શ્લોક ૨૨ થી ૨૫ વર્ણવ્યા તેમાં શ્રેષ્ઠ યજ્ઞ કયો અને તે કેમ સિદ્ધ

યજ્ઞસાધના થઈ શકે તેની પણ મને સમજણ આપી મારી જિજ્ઞાસા પૂરી પાડો."

વાસુદેવ બોલ્યા :

"અર્જુન, તેં ભલે પ્રશ્ન પૂછ્યો. એનો ઉત્તર આપવાનો મારો ધર્મ જ છે, કારણ તારો પ્રશ્ન એ જ્ઞાનયજ્ઞનો એક ભાગ જ છે.

"અર્જુન, મોક્ષની ઇચ્છાવાળો પુરુષ સૌથી પહેલાં દ્રવ્યયજ્ઞ કરે. એ પોતાનાં ધનધાન્યસંપત્તિ સર્વે ઈશ્વરપ્રીત્યર્થે કરી મૂકે. એટલે કે, એ સર્વેને પોતાનાં ન સમજી, પરમેશ્વરનાં સમજી જગતનાં ભૂતોનાં હિતાર્થે તેનો વિનિયોગ કરે.

"સર્વ જડ ધન પરથી મમત્વ અને આસક્તિ છોડી બેઠેલો મુમુક્ષુ એટલેથી પોતાને કૃતાર્થ થયેલો ન માને. એ ઉપરાંત તપરૂપી યજ્ઞ પણ એણે કરવો રહ્યો. પરંતપ, ધનધાન્યનો મોહ છોડવો સહેલો નથી, પણ ઇન્દ્રિયોને સંયમમાં રાખવી એથીયે વિશેષ કઠણ છે. માટે શ્રેયાર્થીએ દ્રવ્યયજ્ઞથી વિશેષ સૂક્ષ્મ અને શ્રેયસ્કર તપયજ્ઞ પણ કરવો જોઈએ.

"પણ, ભીમાનુજ, દ્રવ્ય અને ઇન્દ્રિયોના વિષયોને અર્પણ કરી બેઠેલો માણસ જડ થઈને બેસી રહે એવો સંભવ છે. યજ્ઞનું પ્રયોજન અને શ્રેયાર્થીનું લક્ષ્ય તથા તેનું સાધન એના ધ્યાનમાં જ ન આવ્યું હોય એમ બને.

"આથી, એણે તપયજ્ઞથી વધારે સૂક્ષ્મ અને શ્રેયસ્કર એવો સ્વાધ્યાયયજ્ઞ કરવો જોઈએ. સંયમથી ઇન્દ્રિયોને કુવિષયોમાંથી પરાવૃત્ત કરી આત્મજ્ઞાનને સહાયરૂપ થનારા સદ્‌વિષયોમાં તેને યોજવી જોઈએ.

"આ રીતે આત્મજ્ઞાન માટેની ભૂમિકા તૈયાર કર્યા બાદ તેણે આત્મસંયમરૂપી જ્ઞાનયજ્ઞમાં પ્રવૃત્ત થવું જોઈએ. ધનંજય, આત્મ-સંયમ એટલે મન અને પ્રાણનો સંયમ. મન અને પ્રાણનો નિકટ સંબંધ હોવાથી મનનો સંયમ પ્રાણના સંયમને સહાયક થાય છે, અને પ્રાણનો સંયમ મનના સંયમને સહાયક થાય છે. આત્માને ઓળખવો એ સિવાય બીજી સર્વ વાસનાઓનો ત્યાગ કરી, ભક્તિથી અને ધ્યાનથી ચિત્તને શુદ્ધ કરવું અને પ્રજ્ઞાને સૂક્ષ્મ કરવી, એ જ્ઞાનયજ્ઞનાં અંગો છે. આ જ્ઞાનયજ્ઞ એ સર્વે યજ્ઞોને શિખરે છે. કારણ, ત્યાર બાદ તે પુરુષને માટે કોઈ જાતનો બીજો યજ્ઞ બાકી રહેતો નથી. કર્મના સર્વ પ્રકારોનો ત્યાં અંત આવી જાય છે. ૩૩

"ધર્મપ્રિય, આ જ્ઞાનયજ્ઞની સાધના સહેલી નથી. એ કેવળ ગ્રંથો પરથી કે એક વખતના વિવેચનથી આવડી જતી નથી, એમાં દરેક સાધકને કાંઈક સામાન્ય માર્ગે જવું પડે છે અને કાંઈક ખાસ માર્ગ લેવો પડે છે. એમાં એને પગલે પગલે પોતાનાં અનુભવ અને મુશ્કેલીઓ જોવાં પડે છે, અને તેને બીજાનાં અનુભવ અને મુશ્કેલીઓ સાથે સરખાવવાં પડે છે. આથી જ્ઞાનયજ્ઞના યજમાને

સાધનાની શરૂઆત પહેલાં, સાધના દરમ્યાન અને સાધનાનો છેડો આવતાં સુધી તત્ત્વદર્શી, અનુભવી જ્ઞાનીઓના સહવાસમાં રહેવું જોઈએ. પોતાનાં વિનયથી અને સેવાવૃત્તિથી પોતાની જ્ઞાન માટેની વ્યાકુળતા સિદ્ધ કરી, અને પ્રશ્નો દ્વારા વારંવાર પોતાની મુશ્કેલીઓ રજૂ કરી તેણે તેમની પાસેથી સાધનાની દિશા પ્રાપ્ત કરવી જોઈએ. જેમ કુશળ વૈદ્ય દરેક રોગીની ખાસ પરીક્ષા કરી તેના રોગનો ચોક્કસ ઇલાજ શોધવા મહેનત કરે, તેમ પરોપકારરત જ્ઞાની સદ્ગુરુ જિજ્ઞાસુ સાધકની મુશ્કેલીઓનો વિચાર કરી તેને યોગ્ય માર્ગ શોધી આપે છે, અને તે આ વિશ્વના આત્માને ઓળખી લે ત્યાં સુધી એને સાથ આપે છે. ૩૪

"કારણ, પાર્થ, જ્યાં સુધી પુરુષે આત્માને ઓળખ્યો નથી ત્યાં સુધી એને કંઈ પણ મોહ–અજ્ઞાન છે જ. આત્માની સંપૂર્ણ ઓળખાણ અને તેમાં નિષ્ઠા થયા બાદ જ જેવો મોહ તને આ યુદ્ધ સમયે થયો છે તે નિવૃત્ત થઈ શકે. ગાંડીવધર, તને જો આજે સંપૂર્ણ આત્મનિષ્ઠા હોત તો કર્તવ્યાચરણને સમયે તું બેબાકળો બન્યો ન હોત, ભૂતમાત્રને તું આત્મસ્વરૂપે ઓળખતો હોત અને આત્માને પરમાત્માથી અલગ જોઈ શકતો ન હોત. આથી, જેમ પાણીમાં બરફના કટકા તરતા નાખીએ અને તેમાંથી કેટલાક ઓગળે અને કેટલાક ભાંગે, તોયે તેમાં પાણી સિવાય બીજું કશું છે નહિ અને થતું નથી, તેમ આત્મજ્ઞાનથી તું જોઈ શકતો હોત કે આ ભૂતોમાં ગમે તેટલાં રૂપાન્તરો થાય તેમાં આત્મા સિવાય બીજું કશું છે નહિ અને થઈ શકતું નથી. ૩૫

જ્ઞાનમહિમા

"અર્જુન, આત્મજ્ઞાન એ એક સ્થિર અને અભેદ્ય નૌકા છે. શુદ્ધ ચિત્તવાળો અને રાગદ્વેષરહિત તું આત્મજ્ઞાની હોય તો, જેમ સાફ દર્પણમાં માણસ પોતાનું મોઢું સ્પષ્ટપણે જોઈ શકે છે, તેમ તારા કર્તવ્યને તું સ્પષ્ટ રીતે જોઈ શકે. એ કર્તવ્ય બાહ્ય દૃષ્ટિએ ગુરુહત્યા જેવા ઘોર પાપનું લાગે તોયે તું તેને નિઃસંકોચપણે આચરે, અને છતાં આત્મજ્ઞાનની નૌકામાં બેઠેલો હોવાથી તને પાપનો સ્પર્શ થવાનો ડર ન લાગે. ૩૬

"કૌંતેય, આ ઉપરથી રખે તું એમ સમજતો કે આત્મજ્ઞાન નામનું કોઈક ખાસ જાતનું પાંડિત્ય છે, જે મનુષ્યોને સર્વ પ્રકારનાં પાપો કરવાનો પરવાનો આપે છે. આવું તું ભૂલમાંયે માનીને આત્મજ્ઞાન જેવી પવિત્રતમ સિદ્ધિને કલંક લગાડીશ નહિ. શ્રદ્ધાવાન અને ધર્મને જાણનાર ગુરુભક્ત, જ્ઞાની સ્વપ્નેયે પાપની ઇચ્છા સરખી કરતો નથી, તો પાપનું આચરણ તો કેમ જ કરે? પણ પાંડવ, સામાન્યપણે, સામાન્ય પ્રસંગો માટે અથવા ચોક્કસ સંજોગોમાં જે વિધિનિષેધો અને સદાચારના નિયમો ઠરાવેલા હોય છે, તેમાં ખાસ અથવા જુદી પરિસ્થિતિને લીધે જે અપવાદ અથવા ફેરફાર કરવાની જરૂર ઉત્પન્ન થાય છે તેને સામાન્ય મોહાસક્ત પુરુષો સમજી શકતા નથી. પણ જ્ઞાની પુરુષ સદાચારનું તત્ત્વ પણ જાણતો હોવાથી તેને તુરત જ સમજી જાય છે. આથી, સામાન્ય કે અમુક દેશકાળમાં જે પાપ ગણાયું હોય તે એ પરિસ્થિતિમાં ધર્મરૂપે જ પ્રાપ્ત થયેલું હોય છે. સામાન્ય માણસ આ સમજી શકતા નથી અને તેને પાપ જ કહે છે. પરંતુ હકીકતે, તે પાપ હોતું જ નથી પણ તે પ્રસંગે ઉત્પન્ન થયેલો ધર્મ જ હોય છે. જ્ઞાની આ સ્પષ્ટપણે જોઈ શકે છે અને, તેથી, નિઃસંકોચપણે તેને આચરે છે.

"પાર્થ, જેમ અગ્નિમાં નાંખેલાં ઈંધણાં બળીને ભસ્મ જ થઈ જાય તેમ કર્મમાત્ર આત્મજ્ઞાનરૂપી અગ્નિમાં બળીને ભસ્મ થાય છે. ૩૭

"પણ, અર્જુન, આત્મજ્ઞાનનો આ મહિમા સાંભળીને જ તું તેને બરાબર નહિ જાણી શકે. એ વસ્તુ એમ જાણી શકાય એવી નથી. કેવળ સાંભળીને એ વિષે કરેલી કલ્પના ભ્રામક પણ થાય. એ તો, જ્ઞાનયોગને સિદ્ધ કરેલો પુરુષ જાતે જ ધીમે ધીમે એનો મહિમા સમજે છે અને ઓળખે છે. પાંડવ, કોઈક વાર કોઈક બળવાન માત્રાનો રજ જેટલો અંશ છેલ્લો શ્વાસ લેતા માણસને નવજીવન આપે છે. તેમાં એવું અમૃતતુલ્ય ઔષધ પીનારા પુરુષમાં કયા ફેરફારો થાય છે તથા તેનું મૃત્યુને આરે પહોંચેલું શરીર નવજીવન પામે છે તેની આપણને કલ્પના આવી શકતી નથી. તેમ જ્ઞાનથી પુરુષની પ્રજ્ઞા કેવી રીતે સૂક્ષ્મ અને શુદ્ધ થાય છે તેની બીજાને કલ્પના ન આવે. અર્જુન, જ્યાં સુધી માણસના કાન

સંગીત માટે કેળવાયેલા નથી ત્યાં સુધી તેને વીણા અને બંસીની મધુરતા અને સ્વરોના ભેદ સમજાતા નથી. પણ એ જ પુરુષ સ્વરસાધના કરવા માંડે પછી એની આગળ સંગીતની મધુરતાનો મહિમા ગાવો પડતો નથી, પણ પોતે જ એનો સ્વાદ લેવા માંડે છે. તેમ પુરુષ જેમ જેમ આત્મજ્ઞાનમાં સ્થિર થાય છે તેમ તેમ તેની સર્વોપરિતા અનુભવે છે. ૩૮.

"આથી, કુરુશ્રેષ્ઠ, આત્મજ્ઞાન શું એ હું તને ન કહી શકું પણ એને પ્રાપ્ત કરવાની શરતો શી અને અંતિમ જ્ઞાનપ્રાપ્તિની શરતો ફળ શું તે જ જણાવી શકું.

"પાર્થ, શ્રદ્ધાવાન પુરુષ જ જ્ઞાન પામી શકે, અશ્રદ્ધાવાન ન પામી શકે.

"શ્રદ્ધાવાન એટલે શું તે સમજી લે.

"શ્રદ્ધાવાન એટલે બુદ્ધિવિનાનો, અજ્ઞાન, જે તે વસ્તુને માની લેનારો એમ નહિ. તેમ જ શ્રદ્ધાવાન એટલે તાર્કિક, શંકાકુશંકા કર્યાં કરનારો, પહેલી દૃષ્ટિએ જે ન સમજાય તે ખોટું જ એમ માની લેનારો પણ નહિ.

"ત્યારે, શ્રદ્ધાવાન એટલે સત્યમાં શ્રદ્ધાવાળો. સત્યથી કશું પર નથી અને શ્રેષ્ઠ નથી એમ જે સમજે છે અને, તેથી, સત્યનું મૂલ્ય સૌથી વધારે હોવાથી તેને માટે બાકી બધું જતું કરવાની હિંમતવાળો છે તે શ્રદ્ધાવાન કહેવાય.

"વળી, જેમ તેને અંતિમ સત્યમાં શ્રદ્ધા હોવી જોઈએ, તેમ એનાં સાધનરૂપ સાત્ત્વિક ગુણોમાં અને કાર્યોમાંયે એને શ્રદ્ધ હોવી જોઈએ. સદ્‌વાણી, સત્કર્મ, સદ્‌ગુણ અને સદ્વિચારનું નિરંતર અનુશીલન કરવાવાળો, તે માટે આદર રાખવાવાળો, અને તેને જ સંપત્તિ સમજી તે પ્રાપ્ત કરવા મથનારો તે હોવો જોઈએ.

"આ ઉપરાંત, અરિંદમ, શ્રદ્ધાવાન પુરુષ સત્પુરુષો પ્રત્યે આદર રાખવાવાળો, તેમની સેવા કરવાની વૃત્તિવાળો, તેમના સત્સંગનો અભિલાષી અને તેમના ઉપદેશોનું ચાતકની પેઠે પાન કરી, હંસની જેમ તેમાં :નીરક્ષીરનો વિવેક કરી, તેમના વિચારોને અમલમાં મૂકી સિદ્ધ કરવાની ધીરજ અને ખંત રાખવાવાળો હોવો જોઈએ.

"વળી, હે પ્રિય, શ્રદ્ધાવાનનું વિશેષ લક્ષણ કહું તે સાંભળ. શ્રદ્ધાવાન પુરુષ નિરભિમાની હોય. પશુ, પંખી અને જડ ભૂતોમાંથીયે એ ઉપદેશને શોધે; નાના બાળક પાસેથીયે શીખવા જેવું શીખી લેતાં એ શરમાય નહિ. કોઈ પણ વિષયને લગતો સાચો વિચાર કે રીત બતાવનાર બ્રાહ્મણ હોય કે શૂદ્ર, પુરુષ હોય કે સ્ત્રી, સ્વામી હોય કે ગુલામ, એ નિરભિમાની થઈ તેની પાસેથી એ શીખે, અને જેની પાસેથી રજ જેટલુંયે શીખ્યો હોય તેના પ્રત્યે હંમેશાં કૃતજ્ઞ રહે.

"ધનંજય, જ્ઞાનની ઇચ્છાવાળો શ્રદ્ધાવાન હોવા ઉપરાંત તત્પર, એટલે પરમાત્માને જ પરાયણ હોવો જોઈએ. પરમેશ્વરથી કશું શ્રેષ્ઠ નથી, એ સિવાય બીજું કશું જાણવા જેવું, મેળવવા જેવું કે માણવા જેવું છે નહિ એમ જાણનારો હોય.

"આથી, ગુડાકેશ, એ સંયતેન્દ્રિય હોવો જોઈએ, એમાં તો કહેવાનું જ શું હોય? જે ઇન્દ્રિયોનો ગુલામ છે તે પરમેશ્વરપરાયણ છે એમ શી રીતે કહી શકાય?

"માટે, અર્જુન, જ્ઞાનપ્રાપ્તિની આ શરતો છે. આવો પુરુષ આત્મજ્ઞાનરૂપી પરમસત્ય મેળવે છે.

"હવે એનું ફળ શું તે સાંભળ.

"પરંતપ, પરમશાંતિ એ એનું ફળ છે. ધનંજય, શાંતિ એટલે સમતા, ચિત્તની યોગાવસ્થા. શાંતિ એટલે આનંદની ભરતી નહિ કે વિષાદની ઓટ નહિ. શાંતિ એટલે પ્રેમનું વેવલાપણું નહિ અને લાગણીશૂન્યતાનું શુષ્કપણું નહિ. શાંતિ એટલે સારા કે નરસા ભાવોનો આવેશ કે ઉન્માદ નહિ. શાંતિ એટલે મૂંઝવણમાંથી માર્ગ મળે તો હર્ષ અને ન મળે ત્યાં સુધી ગભરાટ એમ નહિ.

"પણ, શાંતિ એટલે ગભરાટ વિના સર્વ પરિસ્થિતિમાં ધીરજથી વિચાર કરવાની શક્તિ, અનિવાર્ય દુ:ખોને વગર ફરિયાદે સહન કરી લેવાની શક્તિ, સુખથી ઘેલા ન થઈ જવાની શક્તિ.

"પાર્થ, આવી શાંતિ એ આત્મજ્ઞાનનું ફળ છે. એવી શાંતિને જ જે આનંદ અને સુખ સમજે છે તે આત્મજ્ઞાનને આનંદરૂપ અને સુખમય માને છે. ૩૯

"જે અજ્ઞાની, અશ્રદ્ધાળુ અને શંકાખોર છે તે એનો અધિકારી થઈ શકતો નથી. તેવો પુરુષ અર્ધે મને ભોગો પાછળ અને અર્ધે મને સંયમ પાછળ પડે છે, અને બેયમાંથી એકેને સિદ્ધ કરી ન શકવાથી, અસંતુષ્ટ અને દુઃખી જ રહે છે. એને આ લોકમાંયે સુખ નથી અને મરણ બાદ પણ શાંતિ નથી. ૪૦

"ધનંજય, યોગથી જેણે કર્મનાં બંધનોનો સંન્યાસ કર્યો છે, જ્ઞાનથી જેણે સંશયોને છેદી નાંખ્યા છે, જેણે ચિત્તને કબજે કર્યું છે તેને કર્મોથી બંધન થતું નથી. ૪૧

"ભારત, અજ્ઞાનનું પરિણામ શંકા અને મૂંઝવણ છે; જ્ઞાનનું પરિણામ નિશ્ચય અને સ્પષ્ટતા છે. માટે તારે શાંતિ અને સમાધાન જોઈતાં હોય તો જ્ઞાનરૂપી તરવારથી સંશયને છેદી મારા ઉપદેશેલા કર્મયોગનું આચરણ કર." ૪૨

## અધ્યાય ૫મો

# જ્ઞાનદશા

ચોથા અધ્યાયને અંતે યાદવચંદ્રે કહેલો આત્મજ્ઞાનનો મહિમા, એની પ્રાપ્તિની સાધના અને એનું ફળ એ બધું કુન્તીપુત્ર અર્જુને ઉત્સાહપૂર્વક સાંભળ્યું. પણ એ બધું કહ્યા પછી

શ્લોક ૧ જ્યારે વાસુદેવે છેવટે પાછું એમ કહ્યું કે, "જ્ઞાનથી સંશયોનો છેદ કરી મારા ઉપદેશેલા કર્મયોગનું આચરણ કર," ત્યારે ધનંજય વળી પાછો મૂંઝવણમાં પડી ગયો. એ બોલ્યો :

"વહાલા માધવ, તમે આમ વિરોધી વાતો કહી મને એક વાતનો નિશ્ચય કરાવવાને બદલે ઊલટો શંકામાં કાં નાંખો છો, ભલા? તમે હમણાં જ કહ્યું કે આત્મજ્ઞાનથી પર કાંઈ નથી. તેથી સર્વે સંશયોનો ઉચ્છેદ થાય છે અને મોહ રહેતો નથી. માટે, મારે એ જ પ્રાપ્ત કરવું જોઈએ. તેમાં સાધનરૂપે તમે જ્ઞાનીનો સમાગમ, દ્રવ્યનું બલિદાન, ઇંદ્રિયોનો સંયમ, ઇંદ્રિયોની સન્માર્ગે પ્રવૃત્તિ, ચિત્તનો અને પ્રાણનો સંયમ તથા યોગનો અભ્યાસ વગેરે બાબતો જણાવી. આ બધાં ઉપરથી સાફ જણાય છે કે સાંસારિક કર્મોની પ્રવૃત્તિ કરતાં સંન્યાસ લઈ આવી સાધનામાં જીવન ગાળવું એ જ શ્રેયનો માર્ગ છે.

"હૃષીકેશ, સાંસારિક કર્મોની પ્રવૃત્તિમાં દ્રવ્યનો સંચય, ઇન્દ્રિયોના ભોગ, સજ્જનદુર્જન સૌનો સહવાસ તથા કામક્રોધ વગેરેથી ચિત્તને ક્ષોભ અને અસંયમી કરનારાં સર્વે નિમિત્તો, એ સહુનો સ્વીકાર કર્યા વિના છૂટકો થાય નહિ. મોક્ષમાર્ગથી એનો સાફસાફ વિરોધ માલૂમ પડે છે. તો પછી પુનઃ કર્મયોગનું આચરણ કરવાનું તમે શી રીતે કહો છો તે હું સમજી શકતો નથી. એક વાક્યમાં તમે સંન્યાસને અનુકૂળ વિચારો દર્શાવો છો અને પછી બીજા જ વાક્યમાં કર્મયોગનો ઉપદેશ આપો છો! ભલા મિત્ર! આવી સંદિગ્ધતા ન વાપરોને? કદાચ મારી જડ બુદ્ધિને લીધે હું તમારો અભિપ્રાય

ન સમજી શકતો હોઉં, તો લાંબી ચર્ચા જવા દઈ મને એક નિશ્ચિત વાક્યમાં જ કહી નાંખોને કે સંન્યાસ વધારે સારો કે કર્મયોગ વધારે સારો? મને નિશ્ચિત વાત કરશો તો મારી પર મોટો પાડ કર્યો સમજીશ." ૧

અર્જુનનાં આવાં મૈત્રીને શોભતાં લાડનાં વચનો સાંભળી શ્રીકૃષ્ણ રાજી થયા અને કિંચિત્ હસ્યા. પ્રેમથી અર્જુનનો વાંસો થાબડી અને પાછળથી ખભા પર હાથ નાંખી તેને હેતથી દબાવી વાસુદેવ બોલ્યા:

શ્લોક ૨ થી ૬

"આ પણ તું ઠીક ચોર કોટવાળને દંડે એવી વાત કરે છે, અર્જુન. જો એક વાક્યથી જ તું સમજી જવાને તૈયાર હોત તો આ બાણો છોડવાને ટાણે મારે શું કામ ચર્ચામાં ઊતરવું પડત? અલ્યા ભાઈ, તારે લડવું જોઈએ, નહિ લડે તો તું અધર્મમાં પડીશ, અજ્ઞાની ઠરીશ, મોહમાં પડેલો ગણાઈશ, કર્મયોગથી જ જનક વગેરે શ્રેયને પામી ગયા, એમ કહીકહીને મારું ગળું સુકાઈ ગયું, છતાં ક્યાં એ તારા ધ્યાનમાં ઊતરે છે? અને વળી, મને ઠપકો દે છે કે હું નિશ્ચિત અભિપ્રાય આપતો નથી! તું તો મારી પાસે તત્ત્વચર્ચા માગે છે! તત્ત્વચર્ચા માગે, એટલે મારે બેય પક્ષો તને સમજાવવા પડે, બેયની કિંમત આંકવી પડે, બેયની વિશેષતા સમજાવવી પડે, બેયને હું કલ્યાણસાધક સમજતો હોઉં એટલે મારાથી એકેની ખોટી નિંદા તો કેમ થાય? આમ હું એકના ગુણોનું વર્ણન કરું ત્યારે તું એમ સમજી લે છે કે બીજો માર્ગ ખોટો અને બીજાનું ગુણવર્ણન કરું ત્યારે પહેલાને ખોટો માનવા માંડે છે! આમ તારી મેળે જ તું મૂંઝવણ ઊભી કરે છે અને પાછો મને દોષ દે છે! આ પણ તારો સારો ધંધો લાગે છે!

"ખેર, વળી પાછો હું પુનશ્ચ હરિઃ ૐ કરું છું, તે ધ્યાનપૂર્વક સાંભળ.

"ધનંજય, સંન્યાસ તેમ જ કર્મયોગ બન્ને શ્રેયદાતા છે. બન્નેમાંથી એકનેયે બરાબર આચરનાર કર્મનાં બંધનથી મુક્ત થઈ જાય છે અને બરાબર ન આચરે તો બેમાંથી એકે શ્રેય ન કરે. પણ તેમાંથી સંન્યાસ કરતાં કર્મયોગને હું વિશેષ માનું છું.

संन्यास अने कर्मयोगनी तुलना

"આનું કારણ એ છે, પાર્થ, કે કર્મયોગનો માર્ગ એ ધોરી રસ્તાના જેવો છે. હજારો અને લાખો લોકોનો એ સ્વાભાવિક માર્ગ છે. વિવેકી અને શ્રેયાર્થી પુરુષ એ માર્ગે પણ તે જ સ્થાને પહોંચે છે, જે સ્થાને વિવેકી અને શ્રેયાર્થી સંન્યાસી પહોંચે. અંતે પ્રાપ્ત કરવાનું જે આત્મનિષ્ઠારૂપી અંતિમ પદ તેની બાબતમાં સાંખ્ય અને યોગમાર્ગ વચ્ચે કશો જ ભેદ નથી. બન્નેની છેલ્લી પ્રાપ્તિ સરખી જ છે. પણ સંન્યાસમાર્ગ એ સહજ નથી. લાખો માણસોનો એ પ્રકૃતિધર્મ નથી. એમાંયે એક પ્રકારનો કર્મયોગ તો છે જ. એવી જાતનો કર્મયોગ નૈસર્ગિક રીતે પ્રાપ્ત થતો નથી અને, તેથી, બધાને સિદ્ધ થતો નથી. કેટલાક વિરલ અસામાન્ય પ્રકૃતિના માણસોનો સ્વભાવ જ એ માર્ગને અનુકૂળ હોવાથી તેઓ એમાં સહજપણે જાય છે, અને તેમને એ સ્વાભાવિક હોવાથી તેઓ એ માર્ગને યશસ્વી રીતે સિદ્ધ કરે છે અને પોતાને તેમ જ તે માર્ગને શોભાવે છે.

"આમ પોતાની પ્રકૃતિને અનુકૂળ હોવાને લીધે કેટલાકે તેમાં યશ મેળવી તેને શોભાવેલો હોવાથી તેમના અનુયાયીઓ તે જ એક શ્રેયનો માર્ગ છે એમ પ્રતિપાદન કરે છે. બીજા વળી, મહાન કર્મયોગીનાં દૃષ્ટાન્તો આપી સંન્યાસમાર્ગને ખોટો બતાવવા પ્રયત્ન કરે છે. બન્નેમાંથી એકે પૂરો વિચાર કરીને કે સમજીને બોલનારા નથી, પણ અધૂરી દૃષ્ટિવાળાં બાળકો જેવા છે.

"વાત એ છે, પાંડવ, કે સંન્યાસયોગ કે કર્મયોગ, જો બરાબર ન આચરવામાં આવે તો બન્ને બંધનકારક જ થાય છે, અને એમાંથી ગમે તે એકનું બરાબર આચરણ થાય તો બેય એક જ સ્થાને પહોંચાડે છે.

"પણ, કૌન્તેય, જેમ ધોરી રસ્તે ચાલનારો રઝળતોરઝળતો જાય, ક્યાંક ઊભો થઈ જાય, રસ્તાને છોડ્યા વિના આગળ જાય અને પાછો આવે, તોયે તે ભૂલો પડી જઈ શકતો નથી. એને પહોંચવામાં વિલંબ થાય એટલું જ. જો એ ધોરી માર્ગે ઝપાટાબંધ જવા ઇચ્છે, તો સહેલાઈથી જઈ શકે અને વગર વિઘ્ને નિશ્ચિત સ્થાનને પામે: કારણ કે એ રાજમાર્ગ છે. પણ ધોરી રસ્તાને છોડી, જંગલોની કેડીએ ચાલવા ઇચ્છનાર પ્રમાદમાં પડી દિશાનું સંધાન

ચૂકે તો ગોથાં જ ખાયાં કરે અને કદાચ નયે પહોંચે એમ બને: કારણ, એણે હજારોનો સાથ છોડયો છે.

"મહાબાહુ, એ જ પ્રમાણે કર્મયોગના ક્ષેત્રમાં માણસ સહજપણે હોવાથી એનું એ સમતાપૂર્વક, કુશળતાપૂર્વક અને વિવેકપૂર્વક આચરણ ન કરે, તો તે ઘણી ખત્તા ખાતો રહે એ સાચું; છતાં એ સ્વભાવસિદ્ધ માર્ગ હોવાથી એ ધોરી રસ્તા પર તો છે જ, અને જો એ કર્મના ક્ષેત્રમાં યોગપૂર્વક વર્તે તો એ શ્રેયને શીઘ્રતાથી અને નિર્વિઘ્નપણે પ્રાપ્ત કરે; કારણ, એણે રાજમાર્ગ લીધેલો છે. પરંતુ, કર્મયોગનું સ્વાભાવિક ક્ષેત્ર છોડી જે સંન્યાસમાર્ગે જાય તે જો પ્રમાદ કરે તો એ કર્મયોગથી પડેલો તો છે જ અને સંન્યાસની સિદ્ધિને તો પામે ત્યારે ખરો.

"કારણ, ધનુર્ધર, હું કહી ચૂકયો કે કર્મનો કે દ્રવ્યનો સ્થૂળ ત્યાગ એ કાંઈ સંન્યાસ નથી; પણ તે વિષેની આસક્તિ, તેને માટે રાગ અને દ્વેષ, તેના લાભહાનિથી થતા હર્ષશોક — તે સૌનો ત્યાગ એ સાચો સંન્યાસ છે. બાહ્યપણે પરિગ્રહી અને પ્રવૃત્તિપરાયણ દેખાનારો જ્ઞાની પુરુષ એવો સંન્યાસી હોઈ શકે, અને બહારથી અપરિગ્રહી અને નિવૃત્તિમાં રહેનારો એવો સંન્યાસી ન હોય એમ બને. જે મોક્ષને આપવાવાળો છે તે સ્થૂળ સંન્યાસ નહિ, પણ આવો આધ્યાત્મિક સંન્યાસ છે." ૨-૬

શ્લોક ૭ થી ૧૦

"અરિંદમ, માણસ સંન્યાસમાર્ગને અનુસરે કે કર્મમાર્ગને અનુસરે એ શ્રેયને માટે મહત્ત્વનું નથી. પણ એ યોગયુક્ત અને તત્ત્વને જાણનારો તથા તેમાં નિષ્ઠાવાન થાય એ જ મહત્ત્વનું છે. પોતાના સ્વભાવને ઓળખી પોતે જે માર્ગનું આલંબન લીધું હોય તેમાં એ યોગયુક્ત — એટલે જ્ઞાન, સમતા અને કુશળતાથી વર્તનારો હોય, એ અત્યંત શુદ્ધ ચિત્તવાળો અને મન તથા ઇન્દ્રિયોનો પૂરેપૂરો સ્વામી હોય તથા સર્વ ભૂતોને આત્મરૂપ સમજનારો હોય એ જ આવશ્યક છે. એવો પુરુષ જનકની જેમ સંસારનાં કર્મો કરે કે કપિલ કે પતંજલિની જેમ તત્ત્વજ્ઞાન, યોગ વગેરેનો ઉપદેશ આપવાનું કર્મ કરે — એવો જ્ઞાની પોતાનાં કર્મોથી લેપાતો નથી. ૭

"ધનંજય, સંન્યાસી હોય કે કર્મયોગી હોય, જોવું, સાંભળવું, અડવું, સૂંઘવું, ખાવું, પીવું, ચાલવું, સૂવું, શ્વાસ લેવો, બોલવું, આપવું, લેવું, પલકારા મારવા, વગેરે ઇન્દ્રિયોની ક્રિયાઓથી કોઈ છૂટી શકતું નથી. જ્ઞાની પુરુષ એ ક્રિયાઓનું અભિમાન રાખતો નથી. ઇન્દ્રિયો પોતપોતાની ક્રિયાઓમાં વર્તે છે એમ સમજી તેની ક્રિયાઓને એ પરાણે કરાવતો નથી કે પરાણે રોકતો નથી. જિતેન્દ્રિય થઈ એક વાર એણે એને સારી તાલીમ આપેલી હોવાથી એની ક્રિયાઓ વિષે એ નિશ્ચિંત થાય છે. ૮-૯

"એ જ રીતે, પાર્થ, વિવેકી હોવાથી સ્પષ્ટ નિર્ણય કરવાવાળો, કર્મ કે તેના ફળ વિષે આસક્તિવિનાનો, કર્તવ્યપરાયણ જ્ઞાની સર્વ કર્મોનું પરમાત્માને જ સમર્પણ કરતો હોવાથી, જેમ કમળનું પાન પાણીમાં રહેતાં છતાં ભીનું થતું નથી, તેમ એને પાપનો ભેજ લાગતો નથી. ૧૦

"મહાબાહુ, હવે ત્યારે તું યોગી શબ્દનો અર્થ બરાબર મનમાં ધારી લે અને તે તું ભૂલ નહિ. યોગી સંન્યાસીયે હોઈ શકે અથવા કર્મમાર્ગીયે હોઈ શકે. કોઈ માણસ સંન્યાસીનું જીવન ગાળે છે કે કર્મમાર્ગીનું જીવન ગાળે છે તેની ભાંજગડમાં જ તું ન પડ. એ યોગીનું જીવન ગાળે છે કે નહિ તે જ તું વિચાર. જો એ કાયાથી, મનથી, બુદ્ધિથી તેમ જ ઇન્દ્રિયોથી પણ આસક્તિરહિત થઈને આત્મશુદ્ધિ માટે કુશળતાપૂર્વક, સમતાપૂર્વક અને વિવેકપૂર્વક પોતાનાં કર્તવ્યકર્મો કરતો હોય તો તે યોગી છે. એવી રીતે જો એ કર્મનાં ફળ વિષે અનાસક્ત થઈ બરાબર કર્માચરણ કરે તો તે અખંડ શાન્તિને પામે. જો તેમ ન કરે, જો તે અયોગી રહે, એટલે કુશળતારહિત, સમતારહિત, વિવેકરહિત, ફળમાં આસક્તિ રાખી, સકામપણે કર્મો આચરે તો તે સંન્યાસી હોય કે કર્મમાર્ગી હોય બંધનને જ પામે. ૧૧-૧૨

શ્લોક ૧૧–૧૨

"આટલું તું બરાબર સમજી લે તો સંન્યાસ અને કર્મમાર્ગ વચ્ચેનો ઝઘડો તને રહેશે નહિ અને જ્ઞાન કે યોગ વિષે હું જે કાંઈ કહું ત્યારે તેને આચરનાર પુરુષ કયા વેષમાં કે આશ્રમમાં છે તેનો

તું વિચાર નહિ કરે, પણ તેની જ્ઞાનનિષ્ઠા અને કર્મપ્રવૃત્તિની પદ્ધતિનો જ વિચાર કરીશ.

"ગાંડીવધર, આવા યોગીની જ્ઞાનનિષ્ઠા કેવી જાતની હોય, તે હું તને પહેલાં સમજાવીશ.

શ્લોક૧૨
ज्ञाननिष्ठा निरूपण

"ધર્માનુજ, પોતાનાં મન અને ઇન્દ્રિયોને પૂરેપૂરાં વશમાં રાખનારો યોગી સ્થૂળપણે કર્માચરણ છોડતો નથી, છતાં એના મનથી તો એ કર્મમાત્રનો સંન્યાસ કરીને જ બેઠેલો હોય છે.

"આ માનસિક સંન્યાસ શું તે સમજ:

"કૌન્તેય, આસક્તિયુક્ત પુરુષને કર્મની બાબતમાં ચાર પ્રકારના આગ્રહ હોય છે: (૧) એ કર્મ થવું જ જોઈએ; જો કાંઈ વિઘ્ન આવવાથી ન થાય તો એ ચિત્તની સમતા ન જાળવી શકે; (૨) એ કર્મ એને હાથે, અથવા એણે ધાર્યું હોય તેને જ હાથે અને એણે વિચાર્યું હોય એ રીતે જ થવું જોઈએ; જો કોઈ બીજો કરી નાંખે અથવા બીજી રીતે થઈ જાય તો એ ચિત્તની સમતા ન જાળવી શકે; (૩) એ કર્મ યશસ્વી અને લાભદાયી થવું જોઈએ; જો અયશસ્વી અને નુકસાનકારક થાય તો એ ચિત્તની સમતા ન જાળવી શકે; અને (૪) એ કર્મનું પરિણામ પોતે ગણતરી કરી હોય તે પ્રમાણે જ આવવું જોઈએ; જો કોઈ બીજી જાતનું આવે તો એ ચિત્તની સમતા ન જાળવી શકે. ગુડાકેશ, જે આ ચાર પ્રકારના આગ્રહોથી છૂટો થયો છે, અને તેથી કર્મની ઉત્પત્તિથી માંડીને પરિણામ પર્યંત ક્યાંયે વિઘ્ન ઉત્પન્ન થતાં જે ચિત્તની સમતા ગુમાવતો નથી તેણે કર્મનો માનસિક સંન્યાસ કર્યો છે એમ જાણ.

"અર્જુન, કર્મનો આવો માનસિક સંન્યાસ કરવાની મારી તને મનાઈ નથી. ઊલટું, તારા શ્રેયને તું ઇચ્છતો હોય તો તેવી રીતે મનને દૃઢ કર એ હું તને આગ્રહપૂર્વક કહું છું.

"પાંડવ, આમ મનથી જેનો સંન્યાસ સિદ્ધ થયો છે, તે સમજે છે કે પોતે નવ દ્વારવાળા આ દેહનગરમાં બેઠેલો છતાં કશું કરતોયે નથી અને કરાવતોયે નથી. કારણ કે જે કારણથી. જેમ કાંટામાં માછલી આસક્તિથી પકડાઈ જાય તેમ, કર્મથી ચિત્ત મોહિત થઈ પકડાઈ જાય છે, તે કારણનો એણે ઉચ્છેદ કર્યો છે.

"પરંતપ, જેમ પોતાના કેળવેલા, વિશ્વાસુ અને આજ્ઞાધીન રહેનારા સેવકોને પોતપોતાનાં કામોની બરાબર સોંપણી કરી દઈને માલિક નિરાંત કરીને બેસે છે અને પોતે કશું કરતો નથી કે કરવાનું કહેતો નથી છતાં એનાં સર્વે કામો બરાબર થયાં કરે છે, અથવા જેમ ચાવી દઈ ચાલુ કરેલા યંત્ર પર ચડાવેલી માછલીને ફેરવવા માટે કોઈને બેસવું પડતું નથી પણ પોતાની મેળે જ એ ફરતી રહે છે, તેમ આવા અનાસક્ત યોગીનાં કર્મો પોતાની મેળે જ બરાબર થતાં રહે છે. કારણ કે એનાં શરીર, બુદ્ધિ, મન, વાણી અને ઇંદ્રિયો પહેલેથી જ બરાબર કેળવાયેલાં હોવાથી વિશ્વાસુ અને આજ્ઞાધીન સેવકોની જેમ અથવા યંત્રની માછલીની જેમ પોતપોતાનાં કર્મોમાં યોગ્ય રીતે પ્રવૃત્ત થાય છે, પણ તેના સ્વામીને એનો કશો ઉદ્વેગ રાખવો પડતો નથી. ૧૩

"વળી, કુરુશ્રેષ્ઠ, યોગીની જ્ઞાનનિષ્ઠા આવા પ્રકારની હોય છે: એ જાણે છે કે સત્તામાત્ર અને સાક્ષીરૂપે રહેલો આત્મા નથી કર્તાપણું રચતો કે નથી કર્મને રચતો; તેમ કર્મ અને તેના ફળનો સંયોગ પણ તે કરાવી આપતો નથી, એ કોઈ કર્મનું પાપ કે પુણ્ય પોતા પર સ્વીકારતો નથી. પણ જાણે છે કે પ્રકૃતિના સનાતન સ્વભાવથી જ આ કર્મનું ચક્ર આપોઆપ ચાલ્યાં જ કરે છે. પ્રકૃતિ જ કર્તા છે, પ્રકૃતિ જ કર્મ છે અને કર્મનું ફળ તે પણ પ્રકૃતિ જ છે. અધર્મથી ધર્મ પ્રત્યે, અજ્ઞાનથી જ્ઞાન પ્રત્યે, ક્ષુદ્રતામાંથી ઐશ્વર્ય પ્રત્યે, આસક્તિમાંથી વૈરાગ્ય પ્રત્યે પહોંચવાનો જે તેનો સનાતન સ્વભાવ પડેલો છે, તેને લીધે તે પ્રકૃતિ જ તેના વિકાસક્રમની ભૂમિકા પ્રમાણે ક્યાંક અને ક્યારેક સંયમી, ક્યાંક અને ક્યારેક સ્વાધીન જેવી અને ક્યાંક અને ક્યારેક પરાધીન જેવી વર્તે છે. જ્ઞાની-અજ્ઞાની, મનુષ્ય, પશુપંખી કે વનસ્પતિમાં ક્યાંયે આત્મા પ્રકૃતિની એ સર્વ ક્રિયાઓનો મૂંગો બળદાતા અને સાક્ષી સિવાય બીજું કશું નથી.

શ્લોક ૧૪ થી ૧૭

"વળી, કૃષ્ણાપ્રિય, યોગી સમજે છે કે જીવમાત્ર શુદ્ધ સ્વરૂપે આ સાક્ષીરૂપ આત્મા જ છે અને પ્રકૃતિનાં કાર્યોથી અલિપ્ત અને એના દોષો તેમ જ ગુણોથી પર છે.

"પણ, કર્ણપ્રતિસ્પર્ધી, જ્યાં સુધી ચિત્તની શુદ્ધિ થઈ નથી તથા અજ્ઞાનમાંથી જ્ઞાન પ્રત્યે તેની પ્રગતિ થઈ નથી ત્યાં સુધી જીવોને આવું જ્ઞાન ઉદ્‌ભવી શકતું નથી. અને તેથી, જેવું પોતાનું ચિત્ત હોય તેવો જ પોતે છે એમ જીવોનું ભાન હોય છે. આવું ભાન હકીકતે ભૂલભરેલું હોવાથી અજ્ઞાન છે અને જીવોની અસમતાનું એટલે સુખદુઃખ, રાગદ્વેષ, હર્ષશોક વગેરેની વેદનાઓનું કારણ છે. ૧૪-૧૫

"સુભદ્રેશ, જ્યારે ચિત્ત શુદ્ધ થઈ, અજ્ઞાનમાંથી નીકળી જ્ઞાનવાન અને સૂક્ષ્મ પ્રજ્ઞાવાન બને, ત્યારે જેમ સૂર્ય ઊગીને જગતના સર્વે પદાર્થોને અજવાળે છે, તેમ એ પ્રજ્ઞા જ આત્મસ્વરૂપનું ભાન કરાવે છે. ૧૬

"પછી, એ રીતે જ્ઞાનથી જેમની સર્વ અશુદ્ધિઓ નાશ પામી ગઈ છે, જેમને આત્માના સ્વરૂપ વિષેનો નિશ્ચય થઈ ગયો છે, આત્મા સાથે જ પોતાની એકતા જણાઈ આવી છે, આત્માનું જ આલંબન કરીને રહેલા છે અને આત્માથી કાંઈ વધારે પરમપદ કે સત્ય વસ્તુ છે જ નહિ એમ જાણી લીધું છે, તેઓને જન્મ કે મરણ લેવાપણું કે આવવાજવાપણું દેખાતું જ નથી. કારણ, અર્જુન, એ આત્મા કેવી રીતે જન્મે અને કેવી રીતે મરે તથા પોતાના સ્વરૂપને છોડીને ક્યાં જાય અને ક્યાં આવે વારુ?" ૧૭

શ્લોક ૧૮-૧૯

જ્ઞાનનિષ્ઠનાં લક્ષણો

યોગીની જ્ઞાનનિષ્ઠા કેવા પ્રકારની હોય છે તે વિષેનું વાસુદેવનું નિરૂપણ અર્જુને ધ્યાનપૂર્વક સાંભળ્યું. તે ઉપર વિચાર કરતો કરતો તે બોલ્યો :

"માધવ, આ જાતનું આત્મતત્ત્વનું નિરૂપણ તમે મને સાંખ્યસિદ્ધાન્ત સમજાવતી વખતે પણ કર્યું હતું અને આવા જ્ઞાનનિષ્ઠ પુરુષનાં લક્ષણો પણ તમે મને તે વખતે વર્ણવી બતાવ્યાં હતાં. પણ જ્ઞાનનિષ્ઠ યોગી વ્યવહારમાં શી રીતે વર્તે કે જેથી એ જ્ઞાનનિષ્ઠ છે એમ જાણી શકાય તેની મને હજુ પૂરી સમજ પડી નથી. માટે જ્ઞાનનિષ્ઠ યોગીનો વ્યવહાર કેવી રીતનો હોય તે મને ફરી એક વાર સમજાવો."

કુન્તીપુત્રની વિનતિને માન્ય કરી શ્રીકૃષ્ણ બોલ્યા :

"ધનંજય, સમતા વિષે હું તને કહી ગયો છું. સમત્વબુદ્ધિ એ જ્ઞાનનિષ્ઠાનું અતિ પ્રત્યક્ષ લક્ષણ છે એમ કહી શકાય. વ્યવહારમાં એ કેટલે અંશે સમતા બતાવે છે તે પરથી એની જ્ઞાનમાં કેટલી દઢ નિષ્ઠા થઈ છે એ પારખી શકાય.

"પરંતપ, જ્ઞાની પુરુષ જુદાં જુદાં માણસો અને પ્રાણીઓ સાથે યથોચિત અને વિવેકપૂર્વક વ્યવહાર કરે છે ખરો, પણ એના ચિત્તમાં કોઈ પ્રાણી વિષે ભેદભાવ હોતો નથી. એ વિદ્યાવિનયશીલ બ્રાહ્મણને પગે લાગી આદરસત્કાર આપે, અને ભંગીને, યોગ્ય પ્રસંગને અભાવે કદાચ, પગે ન લાગે, છતાં એના મનમાં કદી એવો ભાવ ઊઠે નહિ કે બ્રાહ્મણ ઉચ્ચ છે અને ભંગી હલકો છે. એટલું જ નહિ, પણ તેવા બ્રાહ્મણ જેટલો જ સત્પાત્ર ભંગી હોય તો તેનોયે તે તેટલો જ સત્કાર કરશે. વળી, એ ગાયને ઘાસ આપે, હાથીને અંબાડીથી સજે અને કૂતરાને રોટલો નાંખી એમની સાથે જુદી જુદી જાતનો વ્યવહાર કરે, છતાં એના મનમાં એવું ન વસે કે ગાય એ જ પ્રેમ કરવા અને પૂજવા જેવું પ્રાણી છે અને કૂતરો તો હડધૂત કરવા જેવું પ્રાણી છે.

"અર્જુન, જુદાં જુદાં માનવો કે પ્રાણીઓના સુખના કાળમાં જેની સાથે જેમ ઘટે તેમ જ્ઞાની પુરુષ વર્તે તેથી તેમાં એની સમદૃષ્ટિ સમજવી કઠણ પડે. પણ જ્ઞાની અને અજ્ઞાનીની દૃષ્ટિનો ભેદ તે મનુષ્યો અને પ્રાણીઓના આપત્તિના કાળમાં વિશેષે કરીને જણાઈ આવે છે.

"કૌન્તેય, સમદર્શી જ્ઞાની આપત્તિમાં આવી પડેલાં બ્રાહ્મણ કે ગાયનું સંકટ દૂર કરવાને જેટલો શ્રમ લે, તેટલો જ શ્રમ તેવી જ આપત્તિમાં પડેલાં ભંગી તથા કૂતરાનાં સંકટ દૂર કરવા માટેયે લેશે. વળી, સર્વેમાં એક જ આત્માનો વાસ છે એમ સમજવાવાળો યોગી કોઈ પ્રાણી પ્રત્યે કઠોર ભાવ તો બતાવી જ નહિ શકે. જેટલા સદ્ભાવથી એ બ્રાહ્મણ કે ગાય પ્રત્યે વર્તે, તેટલા જ સદ્ભાવથી ભંગી, હાથી કે કૂતરા પ્રત્યે પણ વર્તે.

"અર્જુન, આ સમદૃષ્ટિ એ અત્યંત મહત્ત્વની વસ્તુ છે. જગતના અનેક દુષ્ટ વ્યવહારોના મૂળમાં વિષમ દૃષ્ટિ જ કારણરૂપે રહેલી છે. ધૃતરાષ્ટ્રની વિષમ દૃષ્ટિ એ તમારી આપત્તિઓનું મૂળ છે.

બ્રાહ્મણો અને પુરુષોની વિષમદૃષ્ટિને લીધે શૂદ્રો અને સ્ત્રીઓને વેદના અધિકારથી વંચિત રહેવું પડે છે. પ્રાણીઓ પ્રત્યેની વિષમદૃષ્ટિને લીધે કૂતરાં કે ગધેડાં પ્રત્યે લોકો નિષ્ઠુર વર્તન કરે છે.

"સવ્યસાચી, હું તો કહું છું કે જેના મનમાં સર્વેને વિષે સમભાવ સ્થિર થયો છે, તેણે છતે દેહે જ જન્મમરણને અને સંસારને જીત્યાં છે. કારણ, નિર્દોષ આત્મા સર્વત્ર સમપણે રહેલો છે એવા જ્ઞાનનો તે પ્રત્યક્ષ પરિચય કરાવે છે, માટે તે બ્રહ્મનિષ્ઠ જ છે એમ કહેવાને હરકત નથી. ૧૮-૧૯

શ્લોક ૨૦ થી ૨૨

"પાર્થ, સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો હું તને એક વાર કહી ગયો છું. જ્ઞાનનિષ્ઠા અને સ્થિતપ્રજ્ઞા એમાં કાંઈ ભેદ નથી. આત્માની જિજ્ઞાસાથી મનુષ્ય પોતાના ચિત્તને કેળવવાનો જે પ્રયત્ન કરે છે અને એ જિજ્ઞાસા તૃપ્ત થતાં એવા કેળવાયેલા ચિત્તનો જે વ્યવહાર થાય છે એ જ જ્ઞાનનિષ્ઠા છે એમ તું થોડામાં સમજી લે. જ્ઞાનનિષ્ઠા એ ચિત્તની એક પ્રકારની ઉત્કૃષ્ટ કેળવણી છે એમ ટૂંકામાં કહી શકાય.

"એ કેળવણીને લીધે બ્રહ્મનિષ્ઠ પુરુષ બધા પ્રસંગોમાં સ્થિરબુદ્ધિનો રહે છે. પ્રિય વસ્તુને પામીને હર્ષઘેલો થતો નથી, અપ્રિય પામીને શોકઘેલો થતો નથી. ઇન્દ્રિયોના ભોગોમાં એને એવો રસ લાગતો નથી કે તેની પ્રાપ્તિ માટે એ પ્રયત્નવાન થાય.

"પાંડવ, જ્યારે ભોગવૃત્તિઓ બળવાન હોય છે ત્યારે ભોગો માણસને દીન કરી મૂકે છે, અને જેમ ચારે તરફથી ઘેરાયેલો અને ભયગ્રસ્ત થયેલો સાંઢ કે વાંદરો હાવરોબાવરો બની દોડધામ કરી મૂકે તેમ દોડાદોડ કરાવે છે. માથા ઉપર કોઈ બીજો સ્વામી ન હોય છતાં એ ભોગેચ્છા જ, જાણે પોતે કોઈનો આજન્મ દાસ હોય તેમ, એને પરવશ જેવો કરે છે, અને એવો ભોગાસક્ત પુરુષ ચક્રવર્તી રાજા હોય તો તેનેય કાળાન્તરે ગુલામ પણ બનાવે છે.

"ભારત, આવી ભોગેચ્છામાંથી જેની આસક્તિ ચાલી ગઈ છે તે, જેમ કોઈ દાસને એનો સ્વામી કહે કે 'આજથી મેં તને દાસત્વમાંથી છોડ્યો છે, અને હવે તું સ્વતંત્ર થયો છે,' અને તેવો દાસ પોતાના ચિત્તમાં જેવો આનંદ અનુભવે, તેવું અત્યંત સુખ

ભોગવે છે. હે ઇન્દ્રિયજિત્, ભોગરત ચક્રવર્તી રાજાને જે શાન્તિ અને સુખ સ્વપ્નમાંયે મળતું નથી તે શાન્તિ અને સુખ ઇન્દ્રિયાસક્તિમાંથી છૂટેલા જ્ઞાનીને નિરંતર રહે છે. ૨૦-૨૧

"પરંતપ, પરમાત્માનું આ વિશ્વ એવી રીતે રચાયેલું છે કે ઇન્દ્રિયોના કોઈ એવા ભોગ નથી કે જે સદાયે ટકી રહે અથવા પરિણામે ભોગવનારને દુઃખનું જ કારણ ન થાય. આ ભોગોનું ક્ષણભંગુરપણું અને દુઃખપરિણામપણું જેણે જોઈ લીધું છે તેવો કોઈ ડાહ્યો માણસ ભોગમાં લોલુપ થતો નથી. ૨૨

"મહાભાગ, બ્રહ્મનિષ્ઠ પુરુષનું વળી હું એક લક્ષણ કહું છું તે સાંભળ.

શ્લોક ૨૩ "બ્રહ્મવેત્તાને મરીને મોક્ષ પામવાપણું નથી રહેતું એવું તો તેં સાંભળ્યું હશે જ. બ્રહ્મવેત્તાને જીવન્મુક્ત પણ કહે છે. આ જીવન્મુક્ત દશા એ ટૂંકામાં કહું તો એક વાતમાં આવી જાય છે. અર્જુન, કામ અને ક્રોધનો જય એ જ બ્રહ્મનિષ્ઠા છે એમ કહેવામાં હરકત નથી. કારણ, આત્મામાં સંપૂર્ણ નિષ્ઠા થયા વિના કોઈ પ્રાણી કામક્રોધના વેગને રોકી શકે એ શક્ય નથી. માટે જે એમ કરી શકે તેને તું વગરપૂછ્યે બ્રહ્મનિષ્ઠ સમજી લેશે તો ભૂલ ખાવાનો નથી. ૨૩

"પાંડવ, દેહ છૂટ્યા પછી બ્રહ્મીભૂત જ થશે એવી જેને વિષે અપેક્ષા રાખી શકાય, અને તેથી જેઓ નિર્વાણને

શ્લોક ૨૪ થી ૨૬ કાંઠે જ ઊભેલા છે એમ કહી શકાય તેનાં વળી કેટલાંક ચિહ્નો તું સાંભળ.

"કુરુવીર, જેનું ચિત્ત સદા સમતામાં રહેલું હોવાથી કદી હર્ષ કે શોકથી લિપ્ત થતું નથી, પણ વિષમ પ્રસંગોમાંયે સદા એક પ્રકારના સમાધાનને જાળવી રહે છે અને નિરાંત ભોગવતું હોય તેમ શાંતિ દેખાડે છે; જે બાહ્ય પદાર્થોની પ્રાપ્તિઓથી પોતાને મોટો થયેલો માનતો નથી અને તેના અભાવથી દીન થયેલો સમજતો નથી, પણ પોતાના હૃદયમાં રહેલી જે ચૈતન્યજ્યોતિ તે જ સર્વોપરી છે અને સર્વે પ્રાપ્તિઓ અને અપ્રાપ્તિઓના મધ્યમાં છે એમ સમજે છે; જેણે સર્વ દોષોને ધોઈ નાંખ્યા છે, સંશયો અને દ્વિધાવૃત્તિનો અંત આણ્યો છે અને સર્વ ભૂતોનું હિત એ જ જેના બાકીના જીવનનો સહજ

વ્યવસાય છે—એવા કામક્રોધને જીતેલા, ઇંદ્રિયો અને મનને કબજે કરેલા, સર્વ જ્ઞેયને જાણી બેઠેલા પુરુષની અને નિર્વાણની વચ્ચે પ્રાણનો દીવો હોલવાઈ જાય અને આંખની કીકીઓ ઢળી પડે એટલી જ વાર છે એમ કહી શકાય. ૨૪-૨૬

"ધનંજય, જીવન્મુક્ત જેને કહી શકાય તેનું વળી એક વિશેષ બાહ્ય ચિહ્ન તને કહું છું. જે ચિહ્નો હું તને પહેલાં કહી ગયો તેમાં આથી હું કાંઈ વિશેષ ઉમેરો કરતો નથી. પણ,

શ્લોક ૨૭ થી ૨૮

એકની એક વાત એક રીતે કહેવાથી થોડીક સમજાય છે, બીજી રીતે કહેવાથી વળી થોડીક સમજાય છે. એમ પુનરુક્તિ કરવાથી એનો બોધ વિશેષ સ્પષ્ટ અને દૃઢ થતો જાય છે માટે જ જુદી જુદી રીતે હું તને ફરી ફરીને કહેતો રહું છું. માટે કંટાળ્યા વિના મારા નિરૂપણને સાંભળ.

"અરિંદમ, જીવન્મુક્ત યોગી બાહ્યેન્દ્રિયોના વિષયોનો રાગ છોડીને બેઠેલો હોય છે. વળી, ઇચ્છા, ભય અને ક્રોધથી રહિત થયેલો હોય છે. એ વિચારશીલ પુરુષે મોક્ષને જ જીવનનું ધ્યેય માની પોતાનાં ઇંદ્રિય, મન અને બુદ્ધિને સંયમમાં રાખેલાં હોય છે. આથી, એ શરીરે સહજપણે જ નીરોગી હોય છે અને પ્રાણાયામ તથા ધારણાનો અભ્યાસ કરી વિશેષપણે મન, પ્રાણ અને શરીરનો નિયંતા થયો હોય છે.

"પરંતપ, આપણાં આ બે ભવાંની વચ્ચે જ્ઞાનતંતુઓનું એક મહત્ત્વનું ચક્ર રહેલું છે. યોગીઓ તેને આજ્ઞાચક્ર કહે છે. એ આજ્ઞાચક્રનો નિયંતા શરીરનાં સર્વે જ્ઞાનતંતુઓ અને સ્નાયુઓની ક્રિયાઓને, સારથિ જેમ લગામ ખેંચીને ઘોડાઓનો વેગ રોકી દે, તેમ રોકી શકે છે. એ ભવાંની વચ્ચેના સ્થાનને જાણે પોતાની આંખો વડે જોવા માગતો હોય તેમ, ત્યાં જે પોતાના ચિત્તની ધારણા દૃઢ કરે છે તેને અભ્યાસથી એ આજ્ઞાચક્રનું સ્વામિત્વ પ્રાપ્ત થાય છે. ઇંદ્રિયોની ચંચળતા અને ઉત્તેજના રોકવા માટે એ આજ્ઞાચક્રમાં ધારણા રાખવાનો અભ્યાસ બહુ ઉપયોગી છે.

"વળી, પાર્થ, આપણાં આ નસકોરાં દ્વારા આવજા કરનારા શ્વાસ અને ઉચ્છ્વાસની સમતા ઉપર નીરોગિતા તેમ જ મન અને પ્રાણની સ્થિરતાનો ઘણો આધાર રહે છે.

"કૌન્તેય, મનમાં હર્ષશોક, કામક્રોધ વગેરેના વેગો ઊઠે છતાં શ્વાસોચ્છ્વાસની નિયમિતતામાં અને અંતે શરીરના આરોગ્યમાં ફરક ન પડે એ શક્ય નથી. આથી, જેમ સારથિ એક બાજુથી પોતાના વાત્સલ્યથી ઘોડાઓના પ્રેમને જીતે અને બીજી બાજુથી લગામ પરના પ્રભુત્વથી તેમની ચંચળતા અને મસ્તીને વશમાં રાખે, તેમ યોગી પુરુષ એક બાજૂથી વિવેક અને વિચારથી કામક્રોધને જીતે છે અને બીજી બાજૂથી આજ્ઞાચક્ર પરના પ્રભુત્વથી તથા પ્રાણાયામના અભ્યાસથી તેના વેગોને વશમાં રાખે છે.

"દ્રોણશિષ્ય, આવાં લક્ષણોવાળા યોગીને હું મુક્ત થયેલો જ સમજું છું. ૨૭-૨૮

"અર્જુન, જ્ઞાનનિષ્ઠાનું વળી એક વિશેષ લક્ષણ તને કહું છું તે તું સાંભળ.

શ્લોક ૨૯ "જ્ઞાનનિષ્ઠ પુરુષનું હૃદય ભક્તિનું જાણે પિયર જ છે. એની આત્મનિષ્ઠામાં કોઈ પ્રકારના અહંકારનો અંશ પણ નથી હોતો. સર્વ બ્રહ્મરૂપ છે અને એ બ્રહ્મથી પોતાનું કોઈ અળગું અસ્તિત્વ નથી એમ એ જાણે છે. પણ તે સાથે જ એ જાણે છે કે એ બ્રહ્મમાં હુંપણું સંભવી શકતું જ નથી. આથી, 'હું બ્રહ્મ છું, હું સર્વવ્યાપક છું, સર્વનો નિયંતા અને સર્વનો સ્વામી છું' એવું એ અભિમાન રાખતો નથી, પણ નમ્રપણે અને ભક્તિભાવે એ એમ માને છે અને કહે છે કે 'સર્વે યજ્ઞો અને તપોનો ભોક્તા, સર્વ લોકનો મહેશ્વર, સર્વ પ્રાણીઓનો સુહૃદ એ પરમાત્મા જ છે. જે છે તે એ જ છે. હુંપણું કરીને જો કાંઈ હોય તો તે કેવળ એ પરમાત્માની જ કોઈ શક્તિનો આવિર્ભાવ છે.' આવું જાણી, એ પરમદેવનો આશ્રય લે છે અને પોતાની સર્વે ક્રિયાઓનો અધિષ્ઠાતા તેને કરી પોતાના ભક્તિમાન હૃદયમાં શાન્તિને ભોગવે છે." ૨૯

અધ્યાય છઠ્ઠો

# ચિત્તનિરોધ

છેલ્લા અધ્યાયમાં સમજાવેલા વિષયની ફરીથી યાદ દેવડાવતા શ્રીવસુદેવસુત બોલ્યા :

श्लोक १–२ संकल्पसंन્यास

"અર્જુન, કર્મના ફળ પર આસક્તિ રાખ્યા વિના કર્તવ્યરૂપ કર્મોને જે કરે છે તે જ સાચો સંન્યાસી છે અને તે જ સાચો યોગી પણ છે. અગ્નિહોત્રાદિ ગૃહસ્થાશ્રમનાં કર્મોનો કેવળ ત્યાગ કરવાથી અથવા ક્રિયાશૂન્ય થઈ બેસી રહેવાથી સંન્યાસી કે યોગી થઈ શકાતું નથી. ૧

"પાંડવ, લોકો સંસારના જે ત્યાગને સંન્યાસનું નામ આપે છે તે એક બીજી જાતનો કર્મયોગ જ છે એમ જાણ. કારણ, એ સાધુ પણ કાંઈક સંકલ્પથી પ્રેરિત થઈને અને તેને સિદ્ધ કરવા માટે જ સંસારનો ત્યાગ કરે છે.

"આથી, પૃથાનંદન, સાચો સંન્યાસ કહો કે સાચો યોગ કહો એ એક જાતનાં કર્મોનો ત્યાગ અને બીજી જાતનાં કર્મોનું આચરણ કરવામાં નથી, પણ કર્મ વિષેના સંકલ્પનો સંન્યાસ એ જ સાચો સંન્યાસ તેમ જ સાચો યોગ છે. કર્મના આરંભથી એના અંતિમ પરિણામ પર્યંત એને વિષેની જે યોજના કર્મનો આચરનાર મનમાં ઘડી રાખે છે અને તેને સિદ્ધ થયેલી જોવા આકાંક્ષા રાખે છે, એ તે કર્મનો સંકલ્પ છે એમ પણ મેં તને સમજાવ્યું છે. આ સંકલ્પનો ત્યાગ કર્યા વિના કોઈ પુરુષ યોગી બની શકતો નથી. ૨

"કૌન્તેય, આ પ્રમાણે યોગ વિષેનો મારો મત વળી એક જુદી રીતે તને હું સમજાવું છું, તે એ કે યોગ એટલે સંકલ્પનો સંન્યાસ."

યોગની આ નવી વ્યાખ્યા સાંભળી અર્જુનની જિજ્ઞાસા જાગ્રત થઈ અને હવે શ્રીકૃષ્ણ પોતાના અગાધ જ્ઞાનનિધિમાંથી કાંઈક નવાં રત્નો આપશે એમ જાણી એને ઉલ્લાસ આવ્યો. પણ શિષ્યે પ્રશ્નો પૂછીને પોતાની જિજ્ઞાસા પુરવાર કરવી જોઈએ એવા આચાર્યોના મતને તે જાણતો હોવાથી, એના મૌનથી રખેને શ્રીકૃષ્ણ નિરૂપણ બંધ કરી દે એમ વિચારી તે લાગલો જ પ્રશ્ન પૂછવા પ્રવૃત્ત થયો. તે બોલ્યો:

શ્લોક ૩–૪

"કૃષ્ણ, સંકલ્પનો સંન્યાસ એટલે યોગ એમ જે તમે કહ્યું, તેવો યોગ સિદ્ધ કરવાનો માર્ગ પણ તમારે બતાવવો જોઈએ, અને એ સિદ્ધ થયાની નિશાની પણ જણાવવી જોઈએ. એ બતાવ્યા વિના તમારું નિરૂપણ અધૂરું રહેશે."

અર્જુનનું શિષ્યત્વ પ્રશંસનીય છે, પણ એની અધીરાઈમાં જ એની કચાશ રહેલી છે એમ શ્રીકૃષ્ણે જોઈ લીધું. કારણ, આચાર્યો કાંઈ ડગલે ને પગલે પ્રશ્નોની અપેક્ષા કરતા નથી. શિષ્યની બુદ્ધિ અને પાત્રતાની ખાતરી થયા બાદ, તેની સેવાથી સંતુષ્ટ થયેલા આચાર્ય સમજાવવા જેવા વિષયો પોતાની મેળે જ સમજાવવા માંડે છે અને તેને જેટલું ન સમજાયું હોય તેટલું જ તે પૂછીને સમજી લેશે એમ અપેક્ષા રાખે છે.

પણ, શંકર સાથે પણ યુદ્ધ કરનાર અને બળવાન શત્રુઓના મદને ઉતારનાર પાંડુપુત્રમાં જ્ઞાનપ્રાપ્તિને સમયે બાળક જેવી સરળતા અને ઉત્કંઠા જોઈ એમનું ચિત્ત પ્રસન્ન થયું. તેમણે સ્મિત કરી કહ્યું:

"ભલે, ભાઈ, ભલે. તારો પ્રશ્ન લાખ સોનામહોરનો છે. તેં એ ન પૂછ્યા હોત તોયે મારે તને તે યથાક્રમે સમજાવવો જ પડત. ત્યારે પૂછ્યા બાદ તો એનો ઉત્તર આપવામાં શું કામ ઢીલ કરું? સાંભળ:

"ધનંજય, યોગીઓના આપણે બે વિભાગ પાડીએ: સાધક અને સિદ્ધ. જેઓ સંકલ્પસંન્યાસરૂપી યોગને માર્ગે ચડવા ઇચ્છે છે અને તેને માટે પ્રયત્નશીલ રહે છે તેને આપણે સાધક કહીશું. જેઓ સંકલ્પસંન્યાસરૂપી યોગને માર્ગે ચડી ચૂક્યા છે તેઓ સિદ્ધ કહેવાય.

"હવે જેઓ સાધક છે તેઓ કર્મ દ્વારા જ સંકલ્પસંન્યાસને કરે છે. તે કર્મ કયાં તે હું તને આગળ સમજાવીશ.

"મહાબાહુ, આવો સાધક એ કર્મ દ્વારા આત્મજ્ઞાન તથા સમબુદ્ધિ પ્રાપ્ત કરે છે. આને પરિણામે એ અખંડ શાન્તિને પ્રાપ્ત કરે છે.

"પાંડવ, આ રીતે શાન્ત થયેલા યોગીને પછી સંકલ્પનો સંન્યાસ કરવામાં કર્મ કારણભૂત થાય છે એમ ન કહી શકાય. પણ એને પ્રાપ્ત થયેલી શાન્તિ જ એના સંકલ્પરહિત કર્મનું કારણ થાય છે. વસ્તુતઃ શાન્તિ પ્રાપ્ત થયા બાદ, જેમ મૂળમાંથી જ છેદાઈ ગયેલા વૃક્ષને ડાળીઓ કે પાંદડાં તોડીને મારવાપણું નથી રહેતું, તેમ એને સંકલ્પોનો ઉચ્છેદ કરવાપણું રહેતું નથી. પરંતપ, જે નદીના મૂળમાં જ પાણી પડતું બંધ થઈ ગયું હોય, તે નદી શાન્ત છે, પાર કરી શકાય એવી છે વગેરે બોલવું, એ જેમ વૃથા વાણીવિલાસ કહેવાય, તેમ શાન્ત થયેલો યોગી સંકલ્પોનો સંન્યાસ કરે છે એમ કહેવું એ નકામો વાણીવિલાસ છે. એની શાન્તિ જ એને ઇન્દ્રિયોના વિષયો તથા કર્મો અને તેનાં ફળો વિષે અનાસક્ત બનાવે છે અને એને સર્વસંકલ્પસંન્યાસીની સ્થિતિમાં રાખે છે.

"આમ સાધકને માટે કર્મ એ સંકલ્પસંન્યાસનું સાધન છે, અને સિદ્ધને માટે એની શાન્તિ એ જ સંકલ્પરહિત કર્મોનું કારણ છે. ૩-૪

"હવે, પ્રિય સખા, સંકલ્પસંન્યાસરૂપી યોગનો સાધનમાર્ગ તું સાંભળ:

શ્લોક ૫–૬
साधनानिरूपण

"ખાંડવદાહક, સંકલ્પમાત્રનું નિવાસસ્થાન પુરુષનું ચિત્ત જ છે. એ ચિત્ત જ પુરુષનું મિત્ર થાય છે કે તેનું શત્રુ થાય છે. વાંદરાના જેવું ચંચળ થઈ તે પુરુષને એક પ્રવૃત્તિમાંથી બીજીમાં, અને બીજીમાંથી ત્રીજીમાં દોડાવે છે. જેમ બધી દિશામાં ભાલા લઈને ઊભા રહેનાર માણસો વચ્ચે સપડાયેલા કુક્કુરને, જે દિશામાં તે દોડે છે તે દિશામાંથી ભાલાની અણીઓ વાગી વાગી, દીન અને વ્યાકુળ કરે છે, તેમ બળવાન ચિત્તની વૃત્તિઓ પુરુષને કાવરોબાવરો બનાવી મૂકે છે. એ જ ચિત્ત જો કબજે આવ્યું હોય તો એના સ્વામીને બુદ્ધિની સ્થિરતા, સમતા અને આત્મનિષ્ઠાનો લાભ કરાવે છે અને એવું એવા પ્રકારનું

મિત્ર થઈ રહે છે કે જેની મિત્રતાનો જોટો જગતમાં ક્યાંયે મળી શકે નહિ.

"આથી, અર્જુન, આ ચિત્ત જ પુરુષનું તારક અથવા મારક છે. એ ચિત્તનું જ યોગ્ય અનુશીલન એ સાધના છે. જે એનું અનુશીલન કરે તેને માટે એ મિત્ર બને છે, જે ન કરે તેને માટે એ શત્રુની ગરજ સારે છે. ૫–૬

"કપિધ્વજ, જે સાધનાનો ક્રમ હું તને બતાવવા માગું છું તેને સમબુદ્ધિનો અભ્યાસયોગ પણ કહી શકાય. કારણ, એ અભ્યાસને પરિણામે સમબુદ્ધિની સિદ્ધિ થાય છે. જે પુરુષે એ અભ્યાસ સંપૂર્ણ કર્યો છે તે મનોજયી, અત્યંત શાન્ત, ટાઢતડકો, સુખદુ:ખ, માનઅપમાન વગેરે દ્વંદ્વોમાં ચિત્તનું સમાધાન તૂટવા ન દેનારો, પુરુષ તેમ જ પ્રકૃતિની શોધ કરી તેના જ્ઞાનથી તૃપ્ત થયેલો અને નિર્વિકારી અને નિશ્ચલ એવા ચૈતન્યરૂપ પુરુષમાં જ સ્થિર બનેલો અને ઇંદ્રિયોનો સ્વામી બને છે. વળી, એ સિદ્ધ પુરુષની ઢેકું અને સોનું, સુહૃદ, મિત્ર અને તટસ્થ, મધ્યસ્થ, શત્રુ અને સગો, સાધુ અને પાપી સર્વેને વિષે સમદૃષ્ટિ હોય છે. એટલે કે એ સોનું પ્રાપ્ત થવાથી પોતાને ભાગ્યશાળી માનતો નથી, અને ઢેકું જ મળવાથી દુર્ભાગી માનતો નથી; સુહૃદ કે મિત્રોનું હિત થાય અથવા તેમનું જ હિત કરવું, અને શત્રુનું અહિત થાય કે તેમનું અહિત કરવું એમ ઇચ્છા કરતો નથી. પરંતુ, શત્રુનુંયે મિત્રની જેમ જ હિત જ ઇચ્છે છે અને કરે છે. વળી, એ સાધુપુરુષનો સત્કાર કરે છે ત્યારે પાપીનો તિરસ્કાર કરતો નથી, પણ પાપીને માટેયે મનમાં અનુકંપા અને કરુણા રાખી તેનું ભલું કરવા પ્રયત્ન કરે છે.

श्लोक ७ थी ९
समदृष्टि-लक्षण

"પરંતપ, ઢેફા અને સોનામાં સમબુદ્ધિ હોવી એનો રખે તું એવો અર્થ સમજતો કે સિદ્ધ યોગીનો વ્યવહાર 'ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં' જેવો હોય છે અથવા તેની આંખો સોનું અને ઢેફા વચ્ચેનો બાહ્ય ભેદ પારખી શકતી નથી. ધનંજય, સિદ્ધ પુરુષની વિવેકબુદ્ધિ કે જ્ઞાનેન્દ્રિયોમાં કશી ખોડ નથી હોતી કે જેથી એવું બને. પણ સામાન્ય જનને સોનાને માટે જે આસક્તિ અને ઢેફા માટે જે નિરાદર હોય છે તેવું સિદ્ધને નથી હોતું. આથી, સત્ત્વરક્ષા

માટે અથવા કોઈ પ્રાણીના હિતાર્થે જાણે એ ઢેફાનો ત્યાગ કરતો હોય તેટલી સહજ રીતે સોનાનોયે ત્યાગ કરે છે અને સર્વે પદાર્થોના નાશવંતપણાને જાણતો હોવાથી જેમ ઢેફું ખોવાઈ જવાથી સામાન્ય પુરુષ ઉદ્વેગ કરતો નથી, તેમ મૂલ્યવાન રત્નોનો નાશ થતાંયે તે ઉદ્વેગ કરતો બેસતો નથી.

"વળી, અરિદમન, મિત્ર અને શત્રુમાંયે સિદ્ધ પુરુષની સમદૃષ્ટિ હોય છે તે પરથી તું રખેને એમ માનતો કે એ મિત્રને શત્રુના હાથમાં સોંપી દે અથવા શત્રુના પક્ષમાં જઈને ભળી જાય. પણ, એનો અર્થ એ છે કે એના પોતાના મનમાં શત્રુ પ્રત્યેયે મિત્રભાવ રહે છે. એ શત્રુને મિત્ર બનાવવા ચાહે છે, અને જો કોઈ ઉપાયથી એને મિત્રવર્ગમાં લાવી શકાતો હોય તો તે ઉપાય યોજવા તે અતીવ પ્રયત્ન કરે છે. પણ, જ્યાં સુધી શત્રુ શત્રુપણું જ રાખી રહે, ત્યાં સુધી એને મિત્રભાવથી વશ કરવાની વૃત્તિ રાખ્યા છતાં, આવશ્યક થાય ત્યારે એનો વિરોધ કરવાનો સામાન્ય જનોનો માર્ગ એને પણ લેવો પડે છે. પરંતુ, એની વિશેષતા એ બાબતમાં રહેલી છે કે વશ કરેલા શત્રુ પ્રત્યે એ કોઈ જાતનો રોષ કે દ્વેષ કે તિરસ્કાર દર્શાવતો નથી, પણ પોતે મનમાં પોષેલો સદ્‌ભાવ વ્યક્ત કરવા ને પ્રયત્ન કરે છે.

"તે જ પ્રમાણે, ઇંદ્રપ્રિય, સમદૃષ્ટિવાળા સિદ્ધની સાધુ અને પાપીમાં સમબુદ્ધિ હોય છે, તેનો અર્થ રખે તું એમ કરતો કે એ સદ્‌વર્તન અને દુર્વર્તન સરખી જ કોટિનાં સમજે છે, અને પુણ્ય અને પાપ માટે એનો સરખો જ ભાવ હોય છે. પાપ માટે એને ઘૃણા હોય છે, પણ પાપીનો એ તિરસ્કાર નથી કરતો. એ જાણે છે કે પાપી પોતાની પ્રકૃતિને વશ હોઈ, પરતંત્ર જેવો છે. એના ચિત્તનું સારી રીતે અનુશીલન થયેલું ન હોવાથી એ, પરોણાના ગોદાને લીધે ચાલનાર બળદની જેમ, પરવશપણે પાપનું આચરણ કરે છે. અથવા, જેમ કફના રોગીને બીજાની ઊંઘમાં વિક્ષેપ થતો હોય તોયે મળસકાની ખાંસી ખાધા વિના છૂટકો જ થતો નથી, તેમ એના વિકારી ચિત્તને લીધે એનાથી પાપાચરણ થયા વિના રહેતું નથી. આથી, જેમ કફના રોગી પ્રત્યે પાડોશી રોષ નથી કરતો, પણ અનુકંપા રાખે છે, અને પોતે વૈદ્ય હોય તો તેની ખાંસી

મટાડવા પ્રયત્ન કરે છે, તેમ સિદ્ધ યોગી પાપી પ્રત્યે અનુકંપા રાખે છે અને તેના ચિત્તને સુધારવા પ્રયત્ન કરે છે. ૭-૯

"ભરતકુલભૂષણ, આ સમત્વનો અથવા સંકલ્પસંન્યાસનો યોગ સિદ્ધ કરવા માટે કેટલોક પ્રયત્નપૂર્વક અભ્યાસ કરવાની જરૂર છે. કારણ કે ચિત્તનાં સારી પેઠે પરીક્ષણ અને પૃથક્કરણ દ્વારા પ્રજ્ઞાને સૂક્ષ્મ કરી આત્માનું સ્વરૂપ લક્ષમાં ન આવે, ત્યાં સુધી સમબુદ્ધિ કે સંકલ્પસંન્યાસનું પ્રયોજન, તેમ જ તેનાં મહિમા અને ફળ પણ લક્ષમાં આવી ન જ શકે. માટે આ અભ્યાસક્રમને તું સમજી લે.

શ્લોક ૧૦ થી ૧૫
अभ्यासक्रम

"પાંડવ, આ અભ્યાસ એકાંતમાં અને એકલા જ બેસી કરવાનો છે. એ સ્થાન શાંત, પવિત્ર, જ્યાં લોકોની અવરજવર ન હોય અને ગરબડ ન હોય તેવું હોવું જોઈએ. ત્યાં જીવ, જંતુ, પશુ, પંખી પણ ન વસે, તે માટે ત્યાં કશો સરસામાન પણ ન રાખવો.

"કૌન્તેય, આ સાધના સંકલ્પોનો નાશ કરવા માટે છે, માટે એ સાધનાને અંતે કોઈ ઋદ્ધિસિદ્ધિ પ્રાપ્ત થશે એવી આશા ન રાખવી. જો કોઈ ઐહિક કે પારલૌકિક ઋદ્ધિસિદ્ધિની મનમાં તૃષ્ણા હોય તો આ સાધનાને દૂરથી જ નમસ્કાર કરવા ઠીક છે. કારણ, આનો હેતુ તો એવી તૃષ્ણાનો ઉચ્છેદ કરવાનો છે. માટે તૃષ્ણાનો અને આ સાધનાનો મેળ ખાય એમ નથી.

"આમ આશા અને પરિગ્રહનો ત્યાગ કરીને સાધકે એ સ્થાનમાં શરદી વગેરે ન લાગે, ખડમચડું ન લાગે, ચેળ ઉત્પન્ન ન કરે, ખૂંચે નહિ, જ્યાંથી પડી જવાની ધાસ્તી ન હોય અને બહુ ઊંચું નહિ તેમ જ બહુ નીચું નહિ તેવું પાથરણું પાથરી તે ઉપર શાંત અને પ્રસન્ન ચિત્તથી બેસવું. સહેલાઈથી ઉપયોગ કરી શકાય તેવું પાથરણું તે દર્ભની સાદડી ઉપર મૃગચર્મ નાંખી તે પર એક કપડું પાથરવું એ છે.

"ધનંજય, યોગનો અભ્યાસ કરનાર સાધકને વાંસાની વચ્ચે રહેલો મેરુદંડ (કરોડ) શરીરનો અત્યંત મહત્ત્વનો ભાગ છે. એ મેરુદંડને આધારે ચિત્તનાં વાહનરૂપ સર્વે જ્ઞાનતંતુઓનું જાળું પથરાયેલું છે. ચિત્તની સર્વે વૃત્તિઓનો પ્રવાહ એ મેરુદંડને માર્ગે

જ શરીરમાંથી માથામાં અને માથામાંથી શરીરમાં આવજા કરે છે. એ મેરુદંડ અને તે પર રહેલું મસ્તક જેટલાં ટટાર અને સ્થિર રહે તેટલી બુદ્ધિ તીવ્ર અને સ્થિર થાય છે.

"આથી, લાંબો વખત સ્થિરપણે બેસવાને માટે પોતાને ફાવી ગયું હોય તેવું સિદ્ધાસન કે પદ્માસન જેવું કોઈ આસન જમાવીને, મેરુદંડ, ગરદન અને માથું સીધાં અને ટટાર તથા નિશ્ચળ રાખી સાધકે તે પાથરણા પર બેસવું. ઓછામાં ઓછા પહોરેક (બેત્રણ કલાક) સુધી એવી રીતે બેસવાની ટેવ પાડવી.

"આ રીતે આસનબદ્ધ થયા બાદ સાધકે પોતાની દૃષ્ટિને નાકની અણી ઉપર ઠેરવવી અને આજુબાજુ એને ક્યાંયે ભટકવા દેવી નહિ. ધનંજય, જ્ઞાનેન્દ્રિયોમાં આંખ સૌથી વિશેષ ચંચળ છે, કારણ કે બીજી ઇંદ્રિયોને વિષયો આવીને અડે છે ત્યારે જ તેને ભોગવી શકે છે અને પગની મદદ વિના વિષયને ખોળી શકતી નથી. પણ આંખ તો જાણે પગવાળી હોય તેમ ચારે બાજૂથી દૂરદૂરના વિષયોને ભોગવે છે અને વચ્ચે કાંઈ નડતર આવે તો જ તેનો ભોગ અટકે છે. આથી, નેત્રને સંયમમાં રાખવાં એ વધારે મહત્ત્વનું છે.

"કૌન્તેય, ત્યાર બાદ સાધકે પોતાના ચિત્તની શુદ્ધિને અર્થે પ્રથમ તો મનને એકાગ્ર કરવાનો અભ્યાસ કરવો. પરંતપ, એક વિષય પરથી બીજા અને બીજા પરથી ત્રીજા પર દોડતા ચિત્તની પરીક્ષા અને શુદ્ધિ કરવી શક્ય નથી. આથી એને એક સ્થાન અને એક વિષય ઉપર પહેલાં બાંધી દેવું જોઈએ. નાસાગ્રે દૃષ્ટિ સ્થિર કરવાથી તે પહેલાં ત્યાં અને પછી હળવે હળવે આજ્ઞાચક્રમાં કેદ થશે, અને એક વિષયનું ધ્યાન ધરવાથી તેની વૃત્તિઓની શાખાઓ ઓછી થઈ જઈ તે પરીક્ષણ યોગ્ય બનશે.

"હવે, એકાગ્રતા સિદ્ધ કરવા માટે કોનું ધ્યાન ધરવું તે તું સમજી લે. લક્ષ્યવેધી, આ અભ્યાસ દ્વારા ચિત્તને શુદ્ધ કરવાનું છે અને પરમાત્માની ઓળખાણ કરી લેવાની છે તે તું ભૂલીશ નહિ. એટલે અશુદ્ધ વિષયનું ધ્યાન ધરી ન શકાય એમાં કહેવાનું ન હોય.

"પરમાત્મા એ જ્ઞેય હોવાથી ધ્યાન પણ પરમાત્માનું જ કરવું જોઈએ એમ સ્વાભાવિકપણે લાગે. પરંતુ, પાર્થ, પરમાત્મા મન

અને વાણીથી પર હોવાથી એનું ધ્યાન શી રીતે ધરાય વારુ? આથી મન અને વાણીનો વિષય થઈ શકે એવું, પરમાત્માની અવેજીમાં લઈ શકાય એવું કોઈ શુદ્ધ ધ્યેય કરવું જોઈએ.

"પરંતપ, આવું શુદ્ધ ધ્યેય તે પરમાત્માની વૈષ્ણવી શક્તિ છે. જગતનું પાલન, ધર્મની વૃદ્ધિ અને સંતોની રક્ષાનો સાત્ત્વિક સંકલ્પ એ જ એ વૈષ્ણવી શક્તિ છે. પરભારો એ સંકલ્પને જ ચિત્તનો વિષય બનાવી, એ સંકલ્પ પર એકાગ્ર થવું એ એક રીત છે. પણ, સંકલ્પનું જ પરભારું ધ્યાન ધરવું કઠણ લાગતું હોય, તો તે સંકલ્પની સાક્ષાત્ મૂર્તિરૂપ વિષ્ણુના કોઈ અવતારનું કે તેને મૂર્તિમંત કરનાર વિષ્ણુની કોઈ કાલ્પનિક પણ શુદ્ધ અને સાત્ત્વિક આકૃતિનું ભક્તિ અને પ્રેમથી ધ્યાન ધરવું એ બીજી રીત છે.

"ધનુર્ધર, આ સાથે તેના નામનો જપ કરવો એ ધ્યાનમાં અને ચિત્તશુદ્ધિમાં સહાયક થાય છે. માટે તેનો જપ અવશ્ય કરવો. જપમાં પ્રણવ (ૐ)નો જપ એ પ્રાચીન કાળથી ચાલી આવેલો છે અને બ્રહ્મવાચક છે. પરંતુ, જે વડે સાધકને ધ્યેયમાં ભક્તિ અને સ્મૃતિ ઊપજતાં હોય તેવા કોઈ પણ પવિત્ર નામનો જપ કરવા હરકત નથી.

"આ રીતે બીજા સર્વે સંકલ્પો અને વિષયોને મનમાંથી કાઢી નાંખી, પ્રસન્ન અને શાન્ત ચિત્તે રોજ નિયમિત રીતે એકાગ્રતાનો અભ્યાસ સાધકે કરવો.

"અર્જુન, એક વાત કહેવાની રહી ગઈ. ધ્યાનાભ્યાસ કરનાર સાધકે બ્રહ્મચર્યવ્રતને પાળીને રહેવું જોઈએ. બ્રહ્મચર્યની દૃઢતા વિના આત્માની ઓળખાણ થઈ શકતી નથી. અબ્રહ્મચર્ય સાથે દેહ, મન કે પ્રાણની શુદ્ધિ, કે વાસનાનો અને કામનો ક્ષય સંભવતો નથી. માટે સાધકે પ્રયત્નપૂર્વક બ્રહ્મચર્ય પાળવું. ૧૦-૧૪

"ગાંડીવેશ, આ પ્રમાણે મન અને ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો અને પોતાના ચિત્તને એકાગ્ર કરવા માટે નિરંતર અભ્યાસ કરનારો યોગી ધીમે ધીમે નિર્વાણને આપવાવાળી આત્માની શાન્તિને પામે છે." ૧૫

અહીં અર્જુનને એક શંકાનો ખુલાસો કરી લેવાનું મન થયું. તેણે પૂછ્યું:

શ્લોક ૧૬-૧૭ આહારવિહાર

"યોગેશ્વર, જેમ બ્રહ્મચર્ય વિષે તમે સૂચના કરી તેમ સાધકની દિનચર્યા અને આહારનિદ્રા વગેરે વિષે પણ દિગ્દર્શન કરાવો તો સારું."

તે પર જનાર્દન બોલ્યા:

"ભલે. આ પ્રશ્ન તેં ઠીક પૂછ્યો.

"અર્જુન, સાધકની રહેણીકરણી વિષે એક જ વાક્યમાં મારે કહેવું હોય તો હું કહું કે સાધકે સર્વ પ્રકારની અતિશયતાનો ત્યાગ કરવો. સાધકનાં શરીર અને મનમાં સ્ફૂર્તિ અને ઉલ્લાસ રહેવાં જોઈએ. શરીરમાં કે મનમાં વ્યાધિ કે અશક્તિ કે જડતા ઉત્પન્ન થવાં ન જોઈએ; તેમ શરીરમાં એવી ગરમી પણ ન વધવી જોઈએ કે જેથી સારી પેઠે જોર કાઢ્યા વિના એને ચેન જ ન પડે. મહાબાહો, ધ્યાનના અભ્યાસ માટે જેટલો સમય પોતે રાખ્યો હોય તેટલો સમય હોશિયારી રાખીને આળસ, નિદ્રા, સુસ્તી, શરીર કે મનનો થાક વગેરે અનુભવ્યા વિના બેસી શકે એટલાં એનાં શરીર અને મન હલકાં રહેવાં જોઈએ. આવા અભ્યાસ પાછળ રોજ લગભગ એક પહોર (બેત્રણ કલાક) ગાળવો એ કર્મમાર્ગી માટે યોગ્ય માપ છે. અભ્યાસનો એટલો શ્રમ પણ જે સહન ન કરી શકે તેનું આરોગ્ય સારું ન ગણાય.

"આવું આરોગ્ય સાચવવા માટે શું ખાવું અને શું છોડવું એ મહત્ત્વનું છે તે કરતાં કેટલું ખાવું એ વધારે મહત્ત્વનું છે. કોઈ સાધક રાજસતામસ પદાર્થો, માદક દ્રવ્યો વગેરેને તો અડે નહિ જ, પણ સાત્ત્વિક આહારમાંથી જ ખોરાકની પસંદગી કરી લે એમ કહેવાની જરૂર ન હોય. પણ એવો સાત્ત્વિક આહાર પણ માપસર જ લેવો જોઈએ. ખાધા પછી પેટ ભારે ન લાગે, સુસ્તી ન આવે, સૂવું ન પડે, એટલું પ્રમાણસર ખાવું જોઈએ.

"ભીમાનુજ, જેમ અત્યાહાર કરનારને તેમ જ વારંવાર ઉપવાસ કરનારનેયે યોગ સિદ્ધ થતો નથી.

"માટે સાધકે જલદી પચે એવો મગજને પોષનારો ખોરાક લેવો, પણ ભૂખ કરતાં ઓછા પ્રમાણમાં જ લેવો. સામાન્ય માપ

એમ બતાવી શકાય કે પોતે સહેલાઈથી એક ટંકે ખાઈ શકે એમ લાગે તેનાથી અર્ધો ખોરાક જ સાધકે લેવો. પણ તે સારી રીતે ચાવીને ખાવો. અર્ધા આહારથી માનસિક શ્રમ સારી પેઠે લઈ શકાય છે, અને છતાં શરીર રોગી અને અશક્ત થતું નથી.

"ગુડાકેશ, બીજી બાબત નિદ્રાની. સાધકને તારી જેમ નિદ્રાનો અત્યંત નાશ કરવાની જરૂર નથી. એણે માપસર, નિયમિત અને ગાઢ નિદ્રા લેવામાં આળસ ન કરવું તેમ બહુ નિદ્રાળુ પણ ન થવું.

"સામાન્ય રીતે રાત્રિનો છેલ્લો પહોર (રાત્રે અઢી કે ત્રણથી પાંચ સાડાપાંચ સુધી) નીરોગી સાધકને અભ્યાસ માટે અનુકૂળ સમય ગણાય. છેલ્લો પહોર રહ્યો હોય ત્યાં જ ઊંઘ ઊડી જાય અને પૂરેપૂરા જાગ્રત થઈ જવાય એવી ટેવ સાધકે પાડવી જોઈએ. મિતાહારી સાધકને બે-સવાબે પહોરની (પાંચથી સાત કલાકની) ઊંઘ પૂરતી થાય. અઢી પહોરથી (સાત કલાકથી) ઓછી જ જોઈએ, વધારે નહિ. વધારે નિદ્રા આવતી હોય તો જાણવું કે આહારવિહારમાં દોષ છે.

"હવે બીજી દિનચર્યા વિષે મારો અભિપ્રાય સાંભળ. પરાક્રમ-પ્રિય, સાધકે તૃષ્ણાઓનો ઉચ્છેદ કાંઈ ધ્યાનના અભ્યાસના પહોરમાં જ કરવાનો નથી, પણ જીવનમાંથી જ તેને કાઢવાની છે. આથી, જો એ દિવસ દરમ્યાન તૃષ્ણાપોષક વ્યવસાયો કરે અને યોજનાઓ ઘડ્યા કરે તો તેની સાધના કદી સિદ્ધ થશે એમ આશા રાખીશ નહિ. માટે સાધકે પવિત્ર અને આવશ્યક કર્તવ્યકર્મો જ કરવાં. આ કરું અને તે કરું, અહીં આવું અને ત્યાં જાઉં, એવી યોજનાઓ ઘડ્યા ન કરવી. પણ તે સાથે જ જે કર્તવ્યો આવશ્યક હોય જ તેનો ત્યાગ પણ ન કરવો. વળી, પુણ્યશાળી, સાધકે આવાં કર્મો નિષ્કામપણે, નિઃસ્વાર્થપણે, પવિત્ર ચિત્તે, ચિત્તની પ્રસન્નતા અને શાંતિ જાળવીને કરવાનો પ્રયત્ન કર્યા કરવો.

"પરંતપ, સાધકે એમ સમજવાનું નથી કે તે આસન વાળીને બેસે તેટલો જ વખત સાધનાનો છે અને બાકીનો વખત ગમે તેમ વર્તવાનો છે. ચિત્તની પરીક્ષા અને સૂક્ષ્મતા કરવા માટે જે વિશેષ પ્રયત્ન કરવો પડે છે તેટલા પૂરતું જ ધ્યાનાભ્યાસનું પ્રયોજન છે.

બાકી જિજ્ઞાસુની સાધના તો આઠે પહોર રહે. માટે તે જીવનનું ધ્યેય દિવસ દરમ્યાન ન ભૂલે અને પોતાનાં કર્મોમાં વિવેક અને વિચારની એકાગ્રતા તો સદાયે રાખે જ.

"વળી, પ્રિય, એક વધારે સૂચના સાધકને ઉપયોગી થાય એવી છે :

"નરોત્તમ, એકાગ્રતા સિદ્ધ કરવા માટે પરમાત્માના વૈષ્ણવી સંકલ્પનું કે તે સંકલ્પનો મૂર્તિમાન આદર્શ રજૂ કરનારનું આલંબન લેવાની મેં તને સલાહ આપી છે. સાધક પોતાની જીવનચર્યામાં આ વાતને ન ભૂલે. એ સ્મરણમાં રાખે કે એ વૈષ્ણવી સંકલ્પ સાથે એણે એકરૂપ થવાનું છે અને પોતાના જીવન દ્વારા એ સંકલ્પને વિશેષ સિદ્ધ કરવાનો છે. આથી, તે જે રીતે ધર્મનું સ્થાપન, અધર્મનો વિરોધ, ભૂતોનું પાલન અને લોકોનું શ્રેય થાય એ રીતે જીવન વ્યતીત કરવાનો આગ્રહ રાખે, અને એ રીતે ખાતાં, પીતાં, હરતાં, ફરતાં અને સર્વ કામો કરતાં એ પોતાના ધ્યેયનું, એકાગ્ર ચિંતન ન રહે તોયે, અનુસંધાન તો રાખે જ.

"શ્રદ્ધાળુ મિત્ર, આ રીતે દિનચર્યા રાખનારને દુઃખનાશક અભ્યાસયોગમાં સિદ્ધિ નિશ્ચય મળશે. ૧૬-૧૭

"યોગેચ્છુ, આ એકાગ્રતાના અભ્યાસનો અવધિ કેમ આવે તે હવે તું સાંભળ :

શ્લોક ૧૮ થી ૨૨ ધ્યાનનિરૂપણ

"પાર્થ, જેમ ભય અને વેરને લીધે કટ્ટા શત્રુનું સ્મરણ સહેજે જ રહે છે; ભૂલવા ઇચ્છે તોયે તેને ભૂલી શકાતો નથી; પ્રસંગવશાત્ બીજા વિષયમાં ચિત્ત રોકાયું હોય તો તેમાંથી નિવૃત્ત થતાં જ પાછું શત્રુનું સ્મરણ ઊઠે છે અને સ્વપ્નમાંયે તે દેખાઈ આવે છે : જેમ પેટમાં કકડીને ભૂખ લાગી હોય ત્યારે અન્નનું સ્મરણ કરવાને પ્રયત્ન કરવો પડતો નથી, એની મેળે જ એની રાહ જોતું મન તલપાપડ થાય છે : જેમ સાધ્વી સ્ત્રીને પોતાના પતિની કાળજી પ્રયત્નપૂર્વક કરવી પડતી નથી પણ તેની કાળજી કરવી એવો તેનો સ્વભાવ જ બની ગયો હોય છે : જેમ માતા અનેક કાર્યો કરતી હોય છતાં એનાં ધાવણાં બાળકની સ્મૃતિ એને પોતાની મેળે જ ઊઠ્યા કરે છે; તેમ જ્યારે ધ્યેય પદાર્થની સહજ સ્મૃતિ રહેવા માંડે અને અભ્યાસને

સમયે તો, જેમ ઢાળવાળી જમીન પર પડેલે ચીલે પાણીનો પ્રવાહ સડસડાટ ચાલ્યો જાય છે, તેમ વૃત્તિનો પ્રવાહ ધ્યેયમાં સડસડાટ ચાલ્યા જ કરે, અને કશો પ્રયત્ન કરવો પડે છે એમ ન લાગે. દ્રોણશિષ્ય, જેમ ચાલતાં આવડ્યા પછી એક પછી એક પગ કેવી રીતે ઉપાડવો તે તરફ કશું ધ્યાન આપવું પડતું નથી પણ એની મેળે ઊપડ્યે જ જાય છે, તેમ જ્યારે યાદ રાખવાનો પ્રયત્ન કર્યા વિના ધ્યેયમાં ચિત્ત ચોટેલું રહે ત્યારે એકાગ્રતા સિદ્ધ થઈ એમ કહી શકાય.

"દ્રૌપદીવર, આ પ્રમાણે પહેલું ધ્યાન સિદ્ધ કર્યા પછી ચિત્તના નિરોધરૂપી યોગનો અભ્યાસ શરૂ થાય છે. તે કેમ થાય તે હવે ઉદાહરણપૂર્વક સમજાવું તે સાંભળ:

"એમ ધાર, અર્જુન, કે સાધકે વૈષ્ણવી સંકલ્પની સાક્ષાત્ મૂર્તિસમા શ્રીનારાયણનું, રામચંદ્રનું કે મારું ધ્યાન ધરી તે પર એકાગ્રતા સિદ્ધ કરી હોય. ત્યાર બાદ એણે નારાયણના, રામના અથવા મારા જીવનમાંનો જે ભાવ, મણકામાં સૂત્ર પરોવાયું હોય તેમ, આખા જીવનમાં વ્યાપી રહ્યો હોય તે ભાવનું ધ્યાન ધરવું. એટલે કે, એ જુએ કે નારાયણ એટલે અન્યાય અને દુઃખથી પીડિત જનો માટે તપશ્ચર્યાની મૂર્તિ; રામ એટલે ધર્મની મર્યાદા પાળવાનો અતીવ આગ્રહ; અથવા જેમ સંજયે મારે વિષે વિચારપૂર્વક કહ્યું છે તેમ 'જ્યાં સત્ય, ધર્મ, લજ્જા અને સરળતા છે, ત્યાં ગોવિંદ છે; કૃષ્ણ સત્યમાં રહે છે, અને સત્ય કૃષ્ણમાં પ્રતિષ્ઠિત છે.'

"વિરાટત્રાતા, સાધકે મૂર્તિમાં સિદ્ધ થયેલી એકાગ્રતા પ્રત્યે હવે ખ્યાલ જ ન આપવો. સ્મૃતિમાંથી એ ખસવા માંડે તોયે તે પ્રત્યે ઉદાસી થવું. પણ રામના જીવનમાં દેખાતો ધર્મમર્યાદાપાલનનો, નારાયણના જીવનમાં દેખાતો અનાથનાથનો કે મારો સત્યોપાસનાનો ભાવ તાદૃશ કરી તેનું ધ્યાન ધરવા માંડવું; અને એ ભાવમાં પહેલા ધ્યાનના જેવી જ એકાગ્રતા સિદ્ધ થાય ત્યાં સુધી તેનો અભ્યાસ કરવો.

"આચાર્યસેવી, આમ કરતાં કરતાં સાધક એ ભાવ સાથે એકરૂપ થઈ જશે; અને એમ એકરૂપ થવા ટાણે એના હૃદયમાં અત્યંત મુદિતા—એટલે ઉલ્લાસ અને પૂજ્યતાયુક્ત પ્રેમ—ઊપજશે.

આવી મુદિતાનો જ્યારે એને સ્પષ્ટ અનુભવ થવા માંડે ત્યારે એણે ત્રીજા ધ્યાનનો આરંભ કરવો.

"સુભદ્રેશ, આવો મુદિતાનો ભાવ એ ચિત્તની જ એક અવસ્થા છે. એટલે આત્મપરીક્ષણ ત્રીજા ધ્યાનથી શરૂ થાય છે એમ કહી શકાય.

"હવે આ ઉલ્લાસયુક્ત પ્રેમના ભાવનું ધ્યાન કેમ ધરાય તે તું સાંભળ.

"અર્જુન, દ્રોણાચાર્યે સૌથી પહેલું શરસંધાન કરી કૂવામાં પડેલી મોઈને બહાર કાઢી આપી હતી, તે વખતે તને કેવું સાનંદાશ્ચર્ય થયું હતું તે યાદ આવે છે કે? અથવા, જે વખતે તેં આચાર્ય પાસે સૌથી પહેલો અચૂક શરસંધાનનો પાઠ લીધો ત્યારે તને કેવું કુતૂહલ થયું હતું તેનું સ્મરણ કર. વળી, જ્યારે લક્ષ્ય વેધવામાં તું સૌથી પહેલાં સફળ થયો તે વખતના તારા આનંદનો વિચાર કર. કૌરવ બાળકોમાં તને જ આચાર્યે પરીક્ષામાં ઉત્તીર્ણ કર્યો તે વખતે તને લાગેલી કૃતાર્થતા સંભાર. કોઈ રાજકુમારો ન કરી શકયા તેવો તેં મત્સ્યવેધ કરી દ્રૌપદીને સ્વયંવરમાં પ્રાપ્ત કરી તે વખતની તારા મનની સ્થિતિ કેવા પ્રકારની હતી, વીર? આ જ પ્રમાણે, કુરુસિંહ, સાધક પોતે અનુભવેલી મુદિતાનું સ્મરણ કરે છે. એ એવી મુદિતાની લાગણી વારંવાર પોતામાં ઉત્પન્ન કરવાનો આગ્રહ રાખતો નથી કે પ્રયત્ન કરતો નથી; પણ એવા પોતાને થયેલા સ્પષ્ટ અનુભવની સ્મૃતિ જાગ્રત કરવા પ્રયત્ન કરે છે.

"અર્જુન, પહેલી લાગણી ફરીથી પાછી તેના તે વિષયમાં તેવી જ રીતે અનુભવાતી નથી. સફળતાનો પહેલો આનંદ અનુપમ જ હોય છે. તે પ્રમાણે ધ્યાનના અભ્યાસમાં જે મુદિતા પહેલી અનુભવાઈ તે ફરીથી અનુભવાતી નથી. આથી સાધક કોઈક વાર નિરાશ થાય છે અને જાણે પોતાનો કાંઈ દોષ થયો હોય તેમ ક્લેશ કરે છે.

"પણ, અનુભવી આચાર્યથી ઉપદેશ પામેલો સાધક એવી મૂંઝવણમાં પડતો નથી. કારણ, એની એ લાગણીને ફરી ફરી અનુભવવી એ યોગીનું સાધ્ય નથી, પણ પોતાની સ્મૃતિને જાગ્રત કરવી એ એનું સાધ્ય છે. તેથી મુદિતાના એ પહેલા અનુભવનું

સમયે તો, જેમ ઢાળવાળી જમીન પર પડેલે ચીલે પાણીનો પ્રવાહ સડસડાટ ચાલ્યો જાય છે, તેમ વૃત્તિનો પ્રવાહ ધ્યેયમાં સડસડાટ ચાલ્યા જ કરે, અને કશો પ્રયત્ન કરવો પડે છે એમ ન લાગે. દ્રોણશિષ્ય, જેમ ચાલતાં આવડ્યા પછી એક પછી એક પગ કેવી રીતે ઉપાડવો તે તરફ કશું ધ્યાન આપવું પડતું નથી પણ એની મેળે ઊપડ્યે જ જાય છે, તેમ જ્યારે યાદ રાખવાનો પ્રયત્ન કર્યા વિના ધ્યેયમાં ચિત્ત ચોટેલું રહે ત્યારે એકાગ્રતા સિદ્ધ થઈ એમ કહી શકાય.

"દ્રૌપદીવર, આ પ્રમાણે પહેલું ધ્યાન સિદ્ધ કર્યા પછી ચિત્તના નિરોધરૂપી યોગનો અભ્યાસ શરૂ થાય છે. તે કેમ થાય તે હવે ઉદાહરણપૂર્વક સમજાવું તે સાંભળ:

"એમ ધાર, અર્જુન, કે સાધકે વૈષ્ણવી સંકલ્પની સાક્ષાત્ મૂર્તિસમા શ્રીનારાયણનું, રામચંદ્રનું કે મારું ધ્યાન ધરી તે પર એકાગ્રતા સિદ્ધ કરી હોય. ત્યાર બાદ એણે નારાયણના, રામના અથવા મારા જીવનમાંનો જે ભાવ, મણકામાં સૂત્ર પરોવાયું હોય તેમ, આખા જીવનમાં વ્યાપી રહ્યો હોય તે ભાવનું ધ્યાન ધરવું. એટલે કે, એ જુએ કે નારાયણ એટલે અન્યાય અને દુઃખથી પીડિત જનો માટે તપશ્ચર્યાની મૂર્તિ; રામ એટલે ધર્મની મર્યાદા પાળવાનો અતીવ આગ્રહ; અથવા જેમ સંજયે મારે વિષે વિચાર-પૂર્વક કહ્યું છે તેમ 'જ્યાં સત્ય, ધર્મ, લજ્જા અને સરળતા છે, ત્યાં ગોવિંદ છે; કૃષ્ણ સત્યમાં રહે છે, અને સત્ય કૃષ્ણમાં પ્રતિષ્ઠિત છે.'

"વિરાટત્રાતા, સાધકે મૂર્તિમાં સિદ્ધ થયેલી એકાગ્રતા પ્રત્યે હવે ખ્યાલ જ ન આપવો. સ્મૃતિમાંથી એ ખસવા માંડે તોયે તે પ્રત્યે ઉદાસી થવું. પણ રામના જીવનમાં દેખાતો ધર્મમર્યાદાપાલનનો, નારાયણના જીવનમાં દેખાતો અનાથનાથનો કે મારો સત્યોપાસનાનો ભાવ તાદૃશ કરી તેનું ધ્યાન ધરવા માંડવું; અને એ ભાવમાં પહેલા ધ્યાનના જેવી જ એકાગ્રતા સિદ્ધ થાય ત્યાં સુધી તેનો અભ્યાસ કરવો.

"આચાર્યસેવી, આમ કરતાં કરતાં સાધક એ ભાવ સાથે એકરૂપ થઈ જશે; અને એમ એકરૂપ થવા ટાણે એના હૃદયમાં અત્યંત મુદિતા—એટલે ઉલ્લાસ અને પૂજ્યતાયુક્ત પ્રેમ—ઊપજશે.

આવી મુદિતાનો જ્યારે એને સ્પષ્ટ અનુભવ થવા માંડે ત્યારે એણે ત્રીજા ધ્યાનનો આરંભ કરવો.

"સુભદ્રેશ, આવો મુદિતાનો ભાવ એ ચિત્તની જ એક અવસ્થા છે. એટલે આત્મપરીક્ષણ ત્રીજા ધ્યાનથી શરૂ થાય છે એમ કહી શકાય.

"હવે આ ઉલ્લાસયુક્ત પ્રેમના ભાવનું ધ્યાન કેમ ધરાય તે તું સાંભળ.

"અર્જુન, દ્રોણાચાર્યે સૌથી પહેલું શરસંધાન કરી કૂવામાં પડેલી મોઈને બહાર કાઢી આપી હતી, તે વખતે તને કેવું સાનંદાશ્ચર્ય થયું હતું તે યાદ આવે છે કે? અથવા, જે વખતે તેં આચાર્ય પાસે સૌથી પહેલો અચૂક શરસંધાનનો પાઠ લીધો ત્યારે તને કેવું કુતૂહલ થયું હતું તેનું સ્મરણ કર. વળી, જ્યારે લક્ષ્ય વેધવામાં તું સૌથી પહેલાં સફળ થયો તે વખતના તારા આનંદનો વિચાર કર. કૌરવ બાળકોમાં તને જ આચાર્યે પરીક્ષામાં ઉત્તીર્ણ કર્યો તે વખતે તને લાગેલી કૃતાર્થતા સંભાર. કોઈ રાજકુમારો ન કરી શક્યા તેવો તેં મત્સ્યવેધ કરી દ્રૌપદીને સ્વયંવરમાં પ્રાપ્ત કરી તે વખતની તારા મનની સ્થિતિ કેવા પ્રકારની હતી, વીર? આ જ પ્રમાણે, કુરુસિંહ, સાધક પોતે અનુભવેલી મુદિતાનું સ્મરણ કરે છે. એ એવી મુદિતાની લાગણી વારંવાર પોતામાં ઉત્પન્ન કરવાનો આગ્રહ રાખતો નથી કે પ્રયત્ન કરતો નથી; પણ એવા પોતાને થયેલા સ્પષ્ટ અનુભવની સ્મૃતિ જાગ્રત કરવા પ્રયત્ન કરે છે.

"અર્જુન, પહેલી લાગણી ફરીથી પાછી તેના તે વિષયમાં તેવી જ રીતે અનુભવાતી નથી. સફળતાનો પહેલો આનંદ અનુપમ જ હોય છે. તે પ્રમાણે ધ્યાનના અભ્યાસમાં જે મુદિતા પહેલી અનુભવાઈ તે ફરીથી અનુભવાતી નથી. આથી સાધક કોઈક વાર નિરાશ થાય છે અને જાણે પોતાનો કાંઈ દોષ થયો હોય તેમ ક્લેશ કરે છે.

"પણ, અનુભવી આચાર્યથી ઉપદેશ પામેલો સાધક એવી મૂંઝવણમાં પડતો નથી. કારણ, એની એ લાગણીને ફરી ફરી અનુભવવી એ યોગીનું સાધ્ય નથી, પણ પોતાની સ્મૃતિને જાગ્રત કરવી એ એનું સાધ્ય છે. તેથી મુદિતાના એ પહેલા અનુભવનું

સ્મરણુ કરવું અને એને જ ધ્યાનનો વિષય કરી તે ઉપર એકાગ્ર થવાનો સાધકે પ્રયત્ન કરવો. એ પ્રયત્નમાં એને વારંવાર એવી મુદિતા ઉદ્‌ભવે છે ખરી, પણ સાધક તે અનુભવ ઉપર લક્ષ આપી એ લાગણી સાથે એકરૂપ થતો નથી, પણ જાણે એને એકાગ્ર ચિત્તે તપાસતો હોય, તેમ એનું ધ્યાન ધરે છે.

"કૌન્તેય, યોગના આવા અભ્યાસમાં સાધક સમજવા માંડે છે કે હર્ષ, શોક, હિંમત, ભય વગેરે જે લાગણીઓ ચિત્તમાં ઊઠતી હોય છે, અને તે જાણે પોતાનું કાંઈક સ્વરૂપ જ હોય એમ ભાસતું હોય છે, તે વસ્તુતઃ તેમ નથી. પણ જેમ લીંપેલી ભૂમિના ઉપર સ્ત્રીઓ વિવિધ આકૃતિઓ પાડી તેમાં જુદા જુદા રંગો પૂરે છે ત્યારે તે ભૂમિ તેવા રંગોવાળી ભાસે છે, છતાં એ ભૂમિ કાંઈ એ રંગોવાળી બનતી નથી, પરંતુ તેને માત્ર આશ્રય જ આપે છે; અથવા, જેમ તળાવમાં કાંકરો ફેંકીએ ત્યારે ગોળાકૃતિ લહેરોની પરંપરા ઊઠે છે અને સર્વે દિશામાં ફેલાઈ શમી જાય છે, અને પછી બીજો કાંકરો નાખીએ ત્યારે વળી બીજી જાતની લહેરો ઊઠે છે, ફેલાય છે અને શમી જાય છે, પણ લહેરો એ કાંઈ પાણીનો સહજ ધર્મ નથી, પણ પાણી એનું આધાર જ છે; તેમ મુદિતા, પ્રેમ, હર્ષ, શોક, ભય, ક્રોધ વગેરે ભાવો એ ચિત્ત પર ઊઠતા રંગો અથવા લહેરો જ છે; અને તેની પાછળ, ભૂમિ અથવા પાણીની જેમ, ચિત્તની સ્વાભાવિક સ્થિતિ આધારરૂપે સ્વતંત્ર રહેલી છે. આ રીતે, સાધકને પોતાના ચિત્તની રાગદ્વેષરહિત તથા કામનારહિત અવસ્થાનું ભાન થાય છે.

"પરંતપ, ચિત્તની આવી નિષ્કામ અને નિઃસ્પૃહ અવસ્થા સાધકને સુખમય લાગે છે. જેમ આખા દિવસનાં સર્વે કામોથી પરવારીને શ્રમજીવી મનુષ્ય સાંજે પોતાના સર્વ સ્નાયુઓને ઢીલા કરી નિરાંત કરીને પડે છે ત્યારે એને અત્યંત આરામ અને સુખ લાગે છે; અથવા જેમ બાળકને એનાં કપડાં ઉતારી લેવાથી જાણે કાંઈક બંધનમાંથી છૂટયા જેવું મોકળું અને સુખરૂપ લાગે છે, અથવા જેમ સ્વપ્નમાં બી ગયેલા માણસને જાગ્રત કરી દેવાથી સ્વસ્થતા લાગે છે; તેમ જ્યારે સાધકને એવો શોધ લાગે છે કે એમ જે તેને લાગતું હતું, કે હર્ષશોક વગેરે ભાવોનો ભાર, પોતાની ઉપર કર્ણના કવચની જેમ, અથવા કોયલાની કાળાશની જેમ,

અથવા પટોળાં પરની ભાતની જેમ, મરણની સાથે જ છૂટે એવો દઢપણે ચોટેલો છે તે તેમ નથી, પણ, એ ભાવો—કેવળ સમુદ્રની સપાટી પર ઊઠતાં અને શમતાં મોજાંની જેમ—ચિત્તની ઉપરની સપાટી પર જ ઊઠનારા અને શમનારા છે, અને તે ભાવોની નીચે, જેમ મોટામાં મોટાં તોફાનોની નીચે સાગર ગંભીર અને શાંત જ હોય છે તેમ, પોતે સુખરૂપ, ગંભીર અને શાંત જ છે. અર્જુન, જ્યારે સાધકને ચિત્તની આવી દશાનો અનુભવ થાય છે, ત્યારે તેને અત્યંત વિશ્રાંતિ મળી હોય, નિરાંત મળી હોય, સંસારનો ત્યાગ કરી સંન્યાસ લેનારનેયે જેવી નિવૃત્તિ નથી મળતી તેવી નિવૃત્તિ મળી હોય, જાણે ઘણાયે યુગોનો થાક એકદમ ઊતરી ગયો હોય, એમ અત્યંત સુખ થાય છે. ૧૮

"ધનંજય! હવાનો થોડો પણ પ્રવાહ ન હોય તેવા સ્થળમાં દીવાની જ્યોતિ સ્થિર હોય છે તે ઉપમા ચિત્તની આ સ્થિતિને બરાબર લાગુ પડે છે. નદીના પ્રવાહની જેમ એક ક્ષણ પણ વિરામ ન લેનારું ચિત્ત જાણે એકાએક સ્થિર અને ઊંડા સરોવરમાં પલટાઈ ગયું હોય તેમ યોગીની સ્થિતિ થાય છે. ૧૯

"યોગના અભ્યાસથી ચિત્તનો નિરોધ કરી સાધક આ સ્થાને આવી, જેમ સ્થિર તળાવને આરે આવી કોઈ પુરુષ પોતાનું સ્પષ્ટ પ્રતિબિંબ નિહાળે તેમ, પોતાની સાક્ષી અવસ્થાનો અનુભવ કરે છે અને તેની સાથે અત્યંત સંતોષને પામે છે. ૨૦

"મહાબાહો, જેમ મૂગાએ ગોળ ખાધો હોય તો તે પોતાના મનમાં જ સમજીને બેસી રહે છે, તેમ આ આત્યંતિક સુખ કેવળ બુદ્ધિ પોતાને વિષે જ સમજીને રહે છે; ઇન્દ્રિયો એ સમજી શકતી નથી. પણ એ સુખનું પરિણામ સાત્ત્વિક ભાવોના ઊઠવાથી આખા શરીર ઉપર થાય છે ખરું અને પછી એના જીવન ઉપર પણ થાય છે. ૨૧

"કૌંતેય, આ અનુભવ થયા બાદ સાધકને આત્મતત્ત્વ વિષે એવી દઢ સ્વાનુભવયુક્ત અને શંકારહિત પ્રતીતિ થઈ જાય છે કે તેમાંથી એ પછી કદી ચળતો નથી.

"એ પદ પ્રાપ્ત કર્યા બાદ વિશ્વમાં કોઈ એવું ઐશ્વર્ય કે સિદ્ધિ નથી કે જેની એને વધારે કિંમત લાગે. આ સ્થિતિથી બધીયે

વસ્તુઓ અતિ ઓછા મૂલની થાય છે. આથી ભારેમાં ભારે દુઃખ આવી પડતાંયે 'હાય, હાય, હું હતભાગી છું, મારું સત્યાનાશ વળી ગયું; અરેરે, દૈવે મારા તરફ ન જોયું,' એવી દીનતા એના ચિત્તમાં કદી આવતી નથી. ૨૨

"પરમસ્નેહી, આ પ્રમાણે મેં તને યોગાભ્યાસનો માર્ગ ટૂંકમાં સમજાવ્યો. પણ, સાચું પૂછતાં, આથી મેં તને એનો થોડો ખ્યાલ આપ્યો એટલું જ કહી શકાય. એની પૂરી સમજણ તો સાધક તેનો અભ્યાસ કરવા માંડે ત્યારે જ પડે અને તેમ કરતાં કેટલોક ભાગ તે વખતે જ સમજાવી શકાય.

શ્લોક ૨૩ થી ૨૭

"એ યોગાભ્યાસની બરાબર પદ્ધતિ સમજાઈ જાય અને યોગ્ય માર્ગદર્શકની સહાય હોય તો એમાં પ્રારંભમાં, મધ્યમાં કે ક્યાંયે દુઃખ ઉત્પન્ન થતું નથી. સાચા માર્ગદર્શકની સહાયતા લઈ, બરાબર રીતે સમજી, પ્રસન્ન ચિત્તથી અને શ્રદ્ધાથી ઉત્સાહપૂર્વક આ યોગનો અભ્યાસ કરવો જોઈએ. ૨૩

"ધનુર્ધર, તે પછી સંકલ્પથી ઉત્પન્ન થતી સર્વે કામનાઓનો સંપૂર્ણપણે ત્યાગ કરી, મન તથા ઇન્દ્રિયોને ચારે બાજૂથી વશમાં રાખી, ડહાપણ અને ધૈર્યયુક્ત બુદ્ધિથી આત્માભિમુખ મનને વાળીને, મુદિતાનાયે ધ્યાનનો ત્યાગ કરી, કશું ચિંતન જ ન કરવું અને જે જે સ્મૃતિ ઊઠે તેનો તત્કાળ ત્યાગ કરી દેવો — એવા પ્રકારનો યોગાભ્યાસ સાધકે ધીમે ધીમે શરૂ કરવો. ૨૪-૨૬

"ગુડાકેશ, આ અભ્યાસને પરિણામે યોગીની સર્વે તોફાની રાજસ વૃત્તિઓ શમી જશે અને એના ચિત્તમાં અનુપમ શાંતિરૂપી પરમસુખ મળશે. આ શાંતિનું સુખ પહેલાં કહેલા સુખ કરતાંયે વિશેષ સ્થિર પ્રકારનું છે એમ તેના વિચારમાં સમજાશે. કારણ, અર્જુન, પેલા સુખમાં કાંઈક કર્યાનો, મેળવ્યાનો અને અનુભવ્યાનો સંબંધ રહે છે; એના ગર્ભમાં, જેમ સમુદ્ર શાંત હોય તોયે તોફાનનો અવકાશ રહે છે તેમ, વાસનાના અંકુરો રહે છે. પરંતુ આ શાંતિ એટલે સુખ પણ નહિ અને દુઃખ પણ નહિ એવી, શોકના સંભવ વિનાની હોવાથી જ સુખમય લેખાતી, કાંઈક કેવળ સત્તા-માત્ર સ્થિતિ છે એવું પ્રજ્ઞાથી સમજાય છે. માટે આ શાંતિ જ

માનવબુદ્ધિથી જાણી શકાય તેટલું, સર્વત્ર સમપણે, સર્વ ગુણદોષોથી અને પ્રકૃતિના સર્વ ધર્મોથી પર રહેલા ચૈતન્યબ્રહ્મનું પોતામાં વસતું સ્વરૂપ છે એમ વિદ્વાનોએ માન્યું છે. ૨૭

"મહાબાહુ, હવે આવા યોગાભ્યાસનું ફળ તને કહું છું તે તું ધ્યાન દઈને સાંભળ :

શ્લોક ૨૮ થી ૩૨ ધ્યાનનું ફળ

"આ રીતે પાપરહિત થયેલો, નિરંતર આત્મસ્વરૂપનું અનુસંધાન રાખતો યોગી સુખેથી બ્રાહ્મી સ્થિતિનું અનુપમ શાંતિરૂપી સુખ પ્રાપ્ત કરે છે. ૨૮

"એ હવે આત્મપ્રતીતિથી જાણે છે કે ભૂતમાત્રને વિષે એક ચૈતન્યરૂપ પરમાત્મા જ રહેલો છે અને ભૂતમાત્ર એ પરમાત્મામાં જ વસેલાં છે : અર્થાત્, જે કાંઈ વિશ્વમાં નામરૂપ જણાય છે તે તે સર્વ બ્રહ્મરૂપ જ છે.

"કૌન્તેય, આમ જાણનારો સર્વત્ર સમદૃષ્ટિવાળો જ હોય એમાં શું કહેવું? અર્જુન, સોનાને કસી જાણનાર સોની એની પાસે આવેલા દાગીના પગમાં પહેરવાના છે કે માથા પર મૂકવાના છે તે પરથી એની જુદી જુદી કિંમત થોડી જ આંકવાનો છે? એ તો કસમાં પૂર્ણપણે પાર પડેલું સોનું ગમે તે આકારનું અને ગમે તે અંગમાં ધારણ કરવાનું હોય તેને સરખી કિંમતનું જ સમજશે. તેમ સર્વત્ર બ્રહ્મને જ જોનાર યોગી જડચેતન, કીડીપતંગિયાથી માંડી બ્રહ્મા પર્યંત સકલ સૃષ્ટિ એક જ ચૈતન્યમય તત્ત્વની બનેલી છે એમ જાણે છે. ૨૯

"અને કૌન્તેય, આમ જે આત્માને જ સર્વત્ર જુએ છે અને આત્મામાં જ સર્વને જુએ છે તે આત્માનો ક્યાં નાશ જુએ, અને પોતાનોયે ક્યાં અને કેવી રીતે નાશ જોઈ શકે? અર્થાત્, નાશ એ શબ્દ જ આત્મદૃષ્ટિથી અર્થવિનાનો બની જાય છે. ૩૦

"આથી, પાંડવ, આવો સર્વ સૃષ્ટિમાં એક જ તત્ત્વને દેખનારો યોગી સર્વ ક્રિયાઓ કરતો હોય છતાં, પાણીમાં ઊભો રહી પાણીના ખોબા ભરી તે જ પાણીમાં નાંખનારા પુરુષની જેમ, બ્રહ્મરૂપ ન હોય એવું કશું જ આચરતો નથી. ૩૧

"અર્જુન, જે પરમયોગી આ પ્રમાણે સર્વત્ર સમપણે આત્મા જ રહેલો છે તથા સુખ તથા દુઃખ સૌ એના જ, સમુદ્રના તરંગો હોય તેવા, ભાવો છે એમ જુએ છે અને તેથી પોતાને કોઈથી અધિક સમજતો નથી, કોઈથી ન્યૂન સમજતો નથી, પોતાના ચિત્તમાં ઊઠતા સુખદુઃખાદિ ભાવો જેટલે અંશે વિચારવા યોગ્ય ગણાય, તેટલા જ બીજાનાયે સમજે છે, તેણે યોગની પરાકાષ્ઠા કરી છે એમ જાણ."૩૨

શ્રીકૃષ્ણનું યોગમાર્ગનું આવું મનોરંજક વિવેચન સાંભળી અર્જુન પહેલાં તો અત્યંત ઉલ્લાસમાં આવી ગયો. પણ એકાગ્રતાનો

श्लोक ३३–३४
मननी चंचळता

અભ્યાસ કરવાની બાબતમાં અર્જુન કાંઈ સાવ નવો વિદ્યાર્થી નહોતો. શસ્ત્રવિદ્યા શીખવા માટે અને શસ્ત્રાસ્ત્રોની પ્રાપ્તિ માટે એણે આજ પર્યંત એકાગ્ર ચિત્તે વિવિધ પ્રકારનાં અભ્યાસો અને અનુષ્ઠાનો કર્યાં હતાં. ગાયત્રીજપ વગેરે નિત્યકર્મોનાયે એને સારી પેઠે અનુભવ હતો. આથી એકાગ્રતાનો અભ્યાસ એ કેટલો કઠણ છે તેનો એને સારી પેઠે ખ્યાલ હતો. આથી તે બોલ્યો :

"જનાર્દન, આ જે તમે સમત્વનો યોગ કહ્યો તે અત્યંત શ્રવણમનોહર તો છે જ એમાં શંકા નથી. પણ એ કેટલે અંશે સાધ્ય છે તે વિષે હું શંકાશીલ છું. કેશવ, ચિત્તનો મને સારી પેઠે અનુભવ છે અને મારા અનુભવથી હું એમ જાણું છું કે ચિત્તને એકાગ્ર કે નિરુદ્ધ કરવાનું કામ, વ્યાવહારિક રીતે બોલીએ તો, અશક્ય જ લાગે છે. મને તો લાગે છે કે સમુદ્ર જો ઘૂઘવતો અટકે, વાયુ જો વહેતો અટકે, સૂર્ય, ચંદ્ર, ગ્રહો વગેરે જો ચાલતા થોભે, તો જ આ મનની ચંચળતા અટકી શકે અને તેનો નિરોધ થઈ શકે. માટે મૂળ પાયામાં જ જ્યાં અશક્યતા જણાય છે ત્યાં આગળના અભ્યાસની શી રીતે આશા કરવી?" ૩૩-૩૪

અર્જુનની આ શંકાનો ઉત્તર આપતા શ્રીકૃષ્ણ બોલ્યા :

श्लोक ३५-३६

"પાંડવ, તું કહે છે તેવું જ મન અતિશય ચંચળ છે અને તેનો નિગ્રહ કરવો કઠણ છે એ સાચું. પણ એ અશક્ય છે એમ તું માનતો હોય તો તે માન્યતા ખોટી છે. વસ્તુ દુઃસાધ્ય હોય માટે તે અસાધ્ય

છે એમ કહેવું એ નિર્બળતાની નિશાની છે. માટે મનનો નિગ્રહ અસાધ્ય નથી એમ ખાતરીપૂર્વક માન.

"પરંતપ, અભ્યાસ અને વૈરાગ્ય એ બે ઉપાયો વડે હવાના બાચકા જેવું મન પણ પકડી શકાય છે એ અનુભવ સર્વે યોગીઓએ કરેલો છે.

"અરે, પ્રયત્નશીલ અને પુરુષાર્થી મનુષ્યને માટે આમાં કશું જ અશક્ય નથી. બાહ્ય શક્તિઓને પણ મનુષ્ય પોતાના મનોબળથી વશમાં લાવે છે, તો એ જ મનોબળ એ જ મનને વશમાં લાવવામાં સફળ થાય જ એમાં શંકા લાવવાનું કારણ નથી. ઉપાય કરવાથી, ધીરજ રાખવાથી, ખંતથી, સંયમથી, જરૂર મન વશ થશે જ અને, ગરીબ ગાયની જેમ, જ્યાં એકાગ્ર કરવા ધારે ત્યાં થશે.

"પદ્ધતિપૂર્વક ચીવટ રાખી અભ્યાસ એ એક શરત; અને વૈરાગ્ય એટલે ઇંદ્રિયોના અને મનના સર્વે બાહ્ય રસો વિષે તૃષ્ણાનો અભાવ એ બીજી શરત: એ બે શરતો જે પાળે, તેનો યોગ સિદ્ધ થાય જ એમ હું તને ખાતરી આપું છું." ૩૫-૩૬

શ્રીકૃષ્ણનો આવો ઉત્તર સાંભળીને અર્જુનને વળી એક ખુલાસો કરી લેવાની ઇચ્છા થઈ. તેણે કહ્યું:

શ્લોક ૩૭ થી ૩૯
યોગભ્રષ્ટની ગતિ

"કૃષ્ણ, તમે કહ્યું કે અભ્યાસ અને વૈરાગ્યથી મનને એકાગ્ર કરી જ શકાય, એ તો ઠીક. પણ એમ ધારો કે કોઈ બાપડો શ્રદ્ધાળુ અને યોગની ઇચ્છા રાખનારો સાધક મનની ચંચળતાને લીધે એને કબજે કરી ન શકે, તો તેની શી દશા થાય? શું શરદ્ઋતુની કે ઉનાળાની વાદળીની જેમ એ આકાશમાં નાશ પામી જાય કે? ન મળ્યો યોગ અને ન મળ્યો ભોગ એવો બેય બાજૂથી ભ્રષ્ટ થયેલો સાધક કેની ગતિ પામે તે મને કૃપા કરીને કહો." ૩૭-૩૯

શ્રીકૃષ્ણ બોલ્યા:

શ્લોક ૪૦ થી ૪૭

"પાર્થ, તારી શંકા સ્વાભાવિક છે. પણ તેનો ઉત્તર બ્રહ્મ વિષેના સિદ્ધાંતમાંથી જ મળી આવે છે. ધનંજય, મેં તને કહ્યું કે આ વિશ્વમાં બ્રહ્મ સિવાય બીજી કોઈ વસ્તુ છે જ નહિ અને વિશ્વનાં સ્થૂળ કે

સૂક્ષ્મ તત્ત્વોમાં ગમે તેટલા ફેરફારો થાય છતાં એમાં કાંઈ વસ્તુગત ફેરફાર થતો જ નથી.

"પરંતપ, દૂધ થોડા કલાક જ સારું રહે છે; દહીં તેથી વધારે વખત રહે છે; માખણ થોડા દિવસ સુધી બગડતું નથી; અને ઘી તો મહિનાઓ સુધી વાપરી શકાય છે. પાંડવ, પૃથ્વી પર પડેલા પાણીમાં કચરો અને માટી ભળી તેને ડહોળી નાંખે છે અને અશુદ્ધ કરે છે, પણ મેઘવૃષ્ટિ ગંદા પાણીની થયેલી સાંભળી છે કે? એ જ રીતે, અર્જુન, અશુદ્ધ અને અજ્ઞાની ચિત્તમાં સારાનરસા ફેરફારોનો સંભવ વધારે રહે છે, પણ જ્ઞાનાભિમુખ થયેલું ચિત્ત ચૂલા પર ચડાવેલા માખણના જેવું કહી શકાય. એ પૂરું તવાઈ જાય તે પહેલાં જ અગ્નિ હોલવાઈ જાય તો તેથી એ કાંઈ ફેંકી દેવું પડે નહિ. પાછો અગ્નિ સળગાવીએ ત્યાં સુધી તે રાખી શકાય અને જરૂર હોય તો ઉપયોગમાં પણ લઈ શકાય.

"પાંડવ, મેં તને પહેલાં સમજાવ્યું છે કે સાંખ્યવેત્તાઓ કહે છે કે આત્માને આશ્રયે રહેલો પ્રાણીનો લિંગ અથવા વાસનાત્મક દેહ ઇંદ્રિયોને અગોચર અને આકાશ જેવો સૂક્ષ્મ છે છતાંયે, વજ્ર કરતાંયે કઠણ અને દુર્ભેદ્ય છે. શરીરના મરવાથી એ લિંગદેહનો નાશ થતો નથી પણ, જેમ ઝાડનાં મૂળિયાં જમીનમાં જે બાજૂ પાણી મળવાનો સંભવ હોય તે બાજૂ ફેલાવાની સહજ પ્રવૃત્તિ કરે છે, તેમ તે પોતાની અતૃપ્ત વાસનાઓની સિદ્ધિને અર્થે જ્યાં અનુકૂળ શરીર ધારણ કરવા માટે યોગ્ય ક્ષેત્ર હોય તે બાજૂ પહોંચવાની સહજ પ્રવૃત્તિ કરે છે.

"અર્જુન, અશુદ્ધ અને અનેક વાસનાઓથી ભરેલું ચિત્ત પણ સહેજે નાશ પામે કે જલદી રૂપાન્તર પામે એવું હોતું નથી અને જેમ વાસનાઓ ઓછી હોય તથા વધારે શુદ્ધ પ્રકારની હોય તેમ એ વધુ સૂક્ષ્મ છતાં વધારે કઠણ અને દુર્ભેદ્ય હોય છે.

"કૌન્તેય, આ સર્વવ્યાપક આત્માને જ જો. તે આકાશ કરતાંયે વધુ સૂક્ષ્મ છે, પરંતુ એની કઠણતા અભેદ્ય જ છે. કોઈ એવી વસ્તુ નથી જે એના સ્વરૂપમાં યત્કિંચિત્ પણ ફરક પાડી શકે. તેમ શુદ્ધ થતું ચિત્ત આત્માના સરખું બનતું હોવાથી તેની સૂક્ષ્મતા સાથે દુર્ભેદ્યતા પણ વધે છે.

"આથી, ધનુર્ધર, શુદ્ધિને માટે પ્રયત્ન કરનાર પુરુષે પોતાની સાધના પૂરી થાય તે પહેલાં મરણ થાય તેથી કશુંયે ડરવાનું નથી. જેમ હજાર છિદ્રોમાંથી નીકળતા પાણીનો પ્રવાહ એક જ છિદ્રમાંથી નીકળવા માંડે ત્યારે જોશમાં હજારગણો વધી જાય, તેમ સર્વ અશુદ્ધ સંકલ્પોનો ત્યાગ કરી આત્મશુદ્ધિ અને આત્મપ્રાપ્તિનો જ બળવાન સંકલ્પ જેણે રાખેલો છે, એ સંકલ્પનું બળ, અશુદ્ધ ચિત્ત કરતાં હજારોગણું વધારે હોય છે. એણે લગભગ જ્યાં ચાહે ત્યાં ગતિ કરવાની અને પસંદગી પ્રમાણે શરીર પ્રાપ્ત કરવાની શક્તિ મેળવી કહેવાય. બાહ્ય બળો અને પરિસ્થિતિને અવગણવાની એની શક્તિ સામાન્ય જીવો કરતાં વધારે હોય છે. આથી કોઈ સાધક 'ધોબીનો કૂતરો ન ઘરનો ન ઘાટનો' જેવો કદી થાય એ ડર જ અસ્થાને છે. એ તો, દેહધારણ માટે અનુકૂળ સમય, સ્થાન અને પરિસ્થિતિ પ્રાપ્ત થાય ત્યાં સુધી, દીર્ઘકાળ પર્યંત અદૃશ્યપણેયે પુણ્યશાળીઓની વચ્ચે જ રહે અને ત્યાંયે લાભ મેળવતો અને આપતો રહે.

"છિદ્રપ્રિય, પછી અનુકૂળ સ્થાન નિર્માણ થતાં એ યોગભ્રષ્ટ જીવ કોઈ પવિત્ર અને ભાગ્યશાળી કુટુંબમાં અથવા અત્યંત દુર્લભ એવા કોઈ યોગી કુટુંબમાં જ જન્મ લે. ૪૦-૪૨

"ત્યાં, જેમ કોકિલને ગ્રીષ્મનો ટહુકો કાઢવાની કળા શીખવવી પડતી નથી પણ સહેજે જ તેની એવી પ્રવૃત્તિ થાય છે, તેમ એ સહજપણે જ પૂર્વજન્મના સંસ્કારથી યોગાભ્યાસ માટે પ્રવૃત્ત થાય છે અને પોતાની સાધના પૂર્ણ કરવાનો પ્રયત્ન કરવા માંડે છે. કર્મકાંડના વિધિઓથી અને સકામ ધર્મોથી પર થઈ, જાણે પરાણે ખેંચાતો હોય તેમ, એ યોગાભ્યાસમાં ખેંચાય છે. ૪૩-૪૪

"ફાલ્ગુન, કોઈ સિદ્ધયોગીને જોઈ રખે તું એમ માનતો કે એ સર્વ એની એક જ જન્મની સાધનાનું ફળ હશે. આ જીવે અનેક જન્મો સુધી અધર્મમાંથી ધર્મ, આસક્તિમાંથી વૈરાગ્ય, અજ્ઞાનમાંથી જ્ઞાન, અને મૃત્યુમાંથી અમૃત પ્રત્યે વધવા પ્રયત્ન કર્યો છે અને યોગસિદ્ધિ એવા અનેક જન્મોના પ્રયત્નોનું ફળ છે. ૪૫

"પણ, પાર્થ, આનો અર્થ એમ પણ ન કરતો કે તો પછી અનેક જન્મો બાદ ફળ આપનારી યોગસાધના કર્યે શું વળે? કારણ, ક્યારેય તો આ પ્રયત્ન કર્યે જ છૂટકો છે. એના વિના શાંતિનો

કોઈ બીજો માર્ગ જ નથી. માટે એ અભ્યાસ આજથી જ કરવા માંડવો એમાં જ શ્રેય છે. એ ઉપરાંત વળી, કૌન્તેય, એ યોગમાર્ગ સાંભળવાની અને પ્રાપ્ત કરવાની ઇચ્છા થવી અને તેમાં રસ લાગવો એ પણ સત્કર્મોના ઉદયનું જ ફળ છે. વળી એવોયે સંભવ રહે છે, અર્જુન, કે આવી સાધના થોડીક જ અધૂરી રહી હોય અને આવી વાત એ પ્રત્યે વાળવાને નિમિત્ત માત્ર જ બને. ગમે તેમ હોય, આવો યોગ સિદ્ધ કરવાનો અભ્યાસ શરૂ કરવા માટે તું ઉત્સાહ ધારણ કર.

"અર્જુન, આ ધ્યાનયોગ તપ, સ્વાધ્યાય, કર્મકાંડ કરતાં અધિક છે અને આવા ધ્યાનયોગમાંયે શ્રદ્ધા અને ભક્તિથી આચરાતો આત્મ-પ્રાપ્તિ માટેનો યોગ સૌથી અધિક છે. માટે તું એવો આત્મયોગી થા, એવી મારી ઇચ્છા અને મારો આશીર્વાદ છે." ૪૬–૪૭

## અધ્યાય ૭મો

# પ્રકૃતિવિજ્ઞાન

"પાર્થ, આ સમગ્ર વિશ્વ જો એક ચૈતન્યરૂપ પરમાત્મા સિવાય બીજું કશું નથી, તો પછી વિશ્વમાં દેખાતા આ અનંત પ્રકારના ભેદો અને વિશ્વનો આ વિસ્તાર શાને લીધે છે તે વિષે જિજ્ઞાસુના મનમાં શંકાઓ ઊઠે છે. કૌન્તેય, પરમાત્મામાં ભક્તિથી આસક્ત થઈ અને તેનો આશ્રય લઈ તેને જાણવાનો યોગ સાધવાની તું ઇચ્છા રાખે છે. આથી તારે આત્માનું જ્ઞાન તથા વિશ્વની રચનાનું વિજ્ઞાન અને એ રીતે પરમાત્માનું સમગ્ર સ્વરૂપ નિઃસંશયપણે સમજવું જોઈએ. કારણ કે જ્ઞાનમાત્રનો એમાં સમાવેશ થઈ જાય છે. માટે આ જ વિષય હું તને હવે કહું છું તે તું ધ્યાન દઈ સાંભળ. ૧-૨

શ્લોક ૧–૨
જ્ઞાનવિજ્ઞાન

"પરંતપ, આ એક અગત્યની બાબત છે; કારણ કે હજારો મનુષ્યોમાંથી એકાદ જ પુરુષ આ યોગસિદ્ધિ માટે પ્રયત્ન કરે છે અને એવા હજારો પ્રયત્ન કરનાઓમાંથી એકાદ જ મને તત્ત્વતઃ બરાબર સમજી શકે છે એટલો આ અટપટો વિષય છે.

"અર્જુન, આ આત્મા અને વિશ્વવિસ્તારની બાબતમાં અનેક મતો અને વાદો પંડિતોમાં ચાલે છે અને અનેક દર્શનકારોએ એને વિષે વિવિધ પ્રકારની કલ્પનાઓ ઘડી છે. વળી એ કલ્પનાઓમાં કઈ સાચી છે, કઈ બુદ્ધિયુક્ત છે, કઈ વખાણવા જેવી છે વગેરે બાબત તેઓ પરસ્પર વાદવિવાદ તથા શાસ્ત્રાર્થો કરે છે. એ બધા વાદો અને મતોમાંથી જેટલું તદ્દન આવશ્યક અને સહેજે સમજી શકાય' એવું છે, તથા જે સારી રીતે તાત્ત્વિક ખ્યાલ આપવાવાળું છે તેટલું જ હું તને કહીશ. એટલું જાણવાથી તત્ત્વજ્ઞાનમાં વધારે જાણવાની જરૂર રહેશે નહિ. ૩

"બુદ્ધિશાળી, આ વિષયમાં મેં એવો મત બાંધ્યો છે કે સર્વવ્યાપી પરમાત્મા બે જાતની પ્રકૃતિ અથવા સ્વભાવવાળા છે. એક અપરપ્રકૃતિ અને બીજી પરપ્રકૃતિ. તેમાંથી અપરપ્રકૃતિના વળી આઠ પ્રકારના ભેદો વિશ્વમાં જોવામાં આવે છે: પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ એ પંચમહાભૂતરૂપે, મનરૂપે, બુદ્ધિરૂપે અને અહંકારરૂપે. એટલે કે પરમાત્માના સ્વરૂપ સાથે આ આઠ પ્રકારમાંથી કમમાં કમ એક સ્વભાવ એની અપરપ્રકૃતિ તરીકે જોડાયેલો દેખાય જ છે.

શ્લોક ૪–૭
ब्रह्मस्वभाव

"આ ઉપરાંત, પાંડવ, એ પરમાત્માનો એક પરસ્વભાવ પણ વિશ્વમાં જ્યાં જ્યાં અપરપ્રકૃતિ જણાય છે ત્યાં ત્યાં સર્વત્ર એની સાથે જ રહેલો જોવામાં આવે છે એ સ્વભાવને પરમાત્માનો જીવસ્વભાવ કહી શકાય.

"કૌરવકુલભૂષણ, પરમાત્માનો જીવસ્વભાવ એની પરપ્રકૃતિ કહેવાય છે, કારણ કે એ સ્થિર, જ્ઞાનયુક્ત અને એકરૂપ છે અને તે અપરપ્રકૃતિને આધાર આપી વિશ્વનું ધારણ કરે છે. એટલે કે વિશ્વ એ ચેતનમય જીવપ્રકૃતિને લીધે જ રહ્યું છે. ૪-૫

"વીરેન્દ્ર, વિશ્વમાં જે કાંઈ સ્થાવરજંગમ પદાર્થો અને પ્રાણીઓ છે તે સર્વેનું કારણ પરમાત્માનો આ બે પ્રકારનો — આઠ જાતનો અપર અને એક જાતનો પર — જડચિદાત્મક સ્વભાવ છે એમ તું જાણ. એ બે પ્રકૃતિવડે એ પરમાત્મા જ આખા વિશ્વની ઉત્પત્તિ અને પ્રલયનું કારણ છે. એ પરમાત્માથી ઉપર, એની પાછળ, કે એને આધાર આપનારું બીજું કોઈ તત્ત્વ નથી; પણ એ પરમાત્મામાં જ, દોરામાં જેમ મણકા પરોવાયા હોય તેમ, સર્વ વિશ્વ પરોવાઈ રહેલું છે. ૬-૭

શ્લોક ૮ થી ૧૧

"કૌંતેય, દરેક વસ્તુમાં કાંઈક એવો ગુણ રહેલો હોય છે કે તે ગુણ નીકળી જાય તો આપણે તે વસ્તુને એ નામથી ઓળખવાનું છોડી દઈએ છીએ. ગાંડીવધર, જે લીટીના બે છેડા મળી જાય, તેને આપણે સીધી લીટી' કહીશું કે? અથવા જેમાંથી ગળપણ ઊડી જાય તેને આપણે સાકર કહી શકીએ કે? દૂધમાં ખટાશ આવી જાય અને

તેમાંથી પાણી જુદું પડવા માંડે પછી એને દૂધ તરીકે કોણ ઓળખે? એમ દરેક વસ્તુનો જે લાક્ષણિક ગુણ તે એ વસ્તુના સારરૂપ છે એમ કહી શકાય.

"પરંતપ, આ રીતે પરમાત્માની જે અપર તથા પરપ્રકૃતિઓ કહી તથા તેને પ્રગટ કરનારા મહાપદાર્થોમાં તેમનો જે લાક્ષણિક ગુણ છે તે જ પરમાત્માનું તત્ત્વ છે એમ તું જાણ.

"દાખલા તરીકે, જળનો રસધર્મ, ચંદ્રસૂર્યનો પ્રકાશધર્મ, સર્વ વેદોમાં રહેલો પ્રણવ, આકાશનો શબ્દધર્મ, મનુષ્યમાં રહેલું પુરુષત્વ, પ્રાણીઓમાં રહેલું જીવનતત્ત્વ, પૃથ્વીનો ગંધધર્મ, અગ્નિનો તેજગુણ કે તપસ્વીઓનો તપપ્રભાવ—આ જ તે પ્રત્યેકમાં વસેલા પરમાત્માનું ચિહ્ન છે એમ જાણ. ૮-૯

"ધનંજય, ટૂંકામાં જ તું પરમાત્માને જાણવા ઇચ્છે તો એમ કહેવાય કે પ્રાણીમાત્રનું જે સનાતન બીજ એ જ બ્રહ્મ, અને વિભૂતિરૂપે જાણવા ઇચ્છે તો એમ કહેવાય કે બુદ્ધિવાનોની બુદ્ધિ, તેજસ્વીઓનું તેજ, બળવાનોનું કામ અને રાગથી રહિત બળ, અને ધર્મયુક્ત કામ તે જ બ્રહ્મ છે. ૧૦-૧૧

"ભરતર્ષભ, અથવા બીજી રીતે ટૂંકામાં એને આમ પણ સમજાવી શકાય છે: વિશ્વમાં જે કાંઈ સાત્ત્વિક, રાજસ, કે તામસ ભાવો છે તે વસ્તુતઃ પરમાત્મરૂપ જ છે.

શ્લોક ૧૨-૧૪ માયા

"પણ આમ કહેવામાં એક ગેરસમજ થવાનો ભય છે. પાર્થ, ત્રણ ગુણો પરમાત્મરૂપ જ છે એનો અર્થ તું એમ ન સમજીશ કે પરમાત્મા ત્રિગુણાત્મક છે. ના, ના. પરમાત્મા તો એ ત્રણે ગુણોથી પર અને એને આધાર જ આપવાવાળા છે અને ત્રિગુણનો એમના સ્વરૂપને સ્પર્શ પણ થતો નથી.

"કપિધ્વજ, ત્રણ ગુણોના ભાવો બ્રહ્મરૂપ જ છે એમ કહેવાથી ગેરસમજ ઉત્પન્ન થાય છે. આમ ન થાય તે માટે તો સાંખ્યશાસ્ત્ર-વાળા બ્રહ્મ એ જ એક સત્ય વસ્તુ છે એ સિદ્ધાંતને છોડી દઈ, પુરુષ અને પ્રકૃતિ — અથવા બ્રહ્મ અને માયા — એવાં બે સ્વતંત્ર તત્ત્વો છે એમ પ્રતિપાદન કરે છે, અને પુરુષ તથા પ્રકૃતિને એક-બીજાની સાથે સદૈવ વળગેલાં પણ જુદાં જ તત્ત્વો માને છે.

"ભરતર્ષભ, હવે પરમાત્માનું આલંબન લેનારા અને ત્રિગુણાત્મક પ્રકૃતિની જાળને સંકટરૂપ સમજનારા તથા તેમાંથી છૂટવા ઇચ્છનારા તથા સુકૃતમાં શ્રદ્ધા રાખનારા જે બીજા પ્રકારના મનુષ્યો છે તેમના ભેદોને તું સાંભળ:

શ્લોક ૧૬–૧૯
दैवी प्रकृति

"અર્જુન, આવા માણસોના ચાર વિભાગ પાડી શકાય. એ ચારે પરમાત્માનો આશ્રય લેવાવાળા છે, છતાં એમનામાં ઘણો અંતર્ગત ભેદ છે. તેમાં એક તો દુઃખી, નિરાશ થયેલા, નિષ્ફળતા પ્રાપ્ત કરેલા, સંસારની ઉપાધિ અને ચિંતાઓથી અને રોગોથી તપ્ત થયેલા લોકો પરમેશ્વરનું શરણ શોધે છે. આ આર્ત જનોનો વર્ગ કહેવાય.

"બીજો વિભાગ આવા પીડિતોનો નહિ, પણ પીડિત ન હોવા છતાં વિશેષ સુખસમૃદ્ધિની ઇચ્છા રાખી, તેની પ્રાપ્તિ પરમેશ્વરની કૃપાથી પ્રાપ્ત થાય છે એમ માની, પોતાની સમજણ પ્રમાણે તેની ઉપાસના, ભક્તિ વગેરે કરવાવાળાનો: આ અર્થાર્થીઓનો વર્ગ કહેવાય.

"ત્રીજો વર્ગ જિજ્ઞાસુઓનો છે. સાંસારિક સુખોની પ્રાપ્તિ કે દુઃખોના નાશ વિષે તેઓ ઉદાસીન જેવા છે. 'એ મળો, ન મળો, જેવું પ્રારબ્ધ અને જેવી પ્રભુની ઇચ્છા' એવા વિચારની ગાંઠ વાળી તેની યાચના કદી કરતા નથી અને તેની ઇચ્છાથી પરમેશ્વરનું શરણ લેતા નથી. પણ તેમને પરમેશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ભારે અભિલાષા રહેલી હોય છે, અને પરમેશ્વરની ભક્તિ કરી, તેનો અનુગ્રહ મેળવી, તેને સમજવાની શક્તિ પ્રાપ્ત કરવી એવી મહાન આશા તેમણે બાંધી હોય છે. આ અકૃતાર્થ જિજ્ઞાસુઓનો વર્ગ છે.

"કૌન્તેય, ચોથો વર્ગ જ્ઞાનીનો. એમણે કર્મયોગ અને ભક્તિવડે વાસુદેવ બ્રહ્મ જ એક સત્ય છે, તે સિવાય બીજા કશાનું અસ્તિત્વ જ નથી એવું આત્મપ્રતીતિથી જાણ્યું છે અને એ બ્રહ્મ-સ્વરૂપમાં જ પોતાના વ્યક્તિત્વને તેઓ ભેળવી દઈને બેઠા છે. એમણે એક પરમાત્માનું જ આલંબન લીધું છે. કે એ નિરાલંબ

થઈને બેઠા છે એ એમાંથી શું સાચું છે, એ પણ કહેવું કઠણ છે. કૌન્તેય, માણસને માટે એમ કહી શકાય કે એ ભૂમિના આશ્રયે સૂતો છે, પણ ઊભી જ સ્થિતિમાં નિદ્રા લેનારા ઘોડાનું શરીર કોના આશ્રય પર સૂતું છે એમ કહેવાય? અથવા, નદી જ્યાં સુધી સમુદ્રને પહોંચી નથી ત્યાં સુધી એ સાગર ભણી દોડે છે એમ કહી શકાય, અને કવિ એ નદીને પત્નીની અને સાગરને પતિની ઉપમા આપી શકે. પણ એ સાગરમાં મળી ગયા પછી એ દોડે છે કે નથી દોડતી એમ કહી શકાય કે? અથવા પછી ત્યાં પતિપત્નીની કલ્પનાને અવકાશ રહે કે? એમ બ્રહ્મપદે પહોંચેલો જ્ઞાની પરમેશ્વરનું આલંબન લઈને રહ્યો છે કે નિરાલંબ છે એ ભાષા જ અસ્થાને બને છે. પાર્થ, કેરીમાં ગર અને ગોટલો એમ બે ભાગ પાડી શકાય, પણ બદામમાં ગર કયો અને બી કયું એ કહી શકાય કે? તેમ પરમાત્મા અને જ્ઞાની વચ્ચે કોણ આત્મા અને કોણ જીવ એ ઠરાવવું કઠણ છે. જ્ઞાનીને શરીરધારી પરમાત્મા કહેવો કે પરમાત્માને જ્ઞાનીનો આત્મા કહેવો એ બેય સરખું જ છે. જેનાથી કોઈ વિશેષ ઊંચું સ્થાન નથી તે સ્થાને એ જઈને બેઠેલો છે.

"અર્જુન, આ કારણથી જોકે આ ચારે પ્રકારના ઈશ્વરભક્તો પવિત્ર વૃત્તિના અને આદર આપવા યોગ્ય પુરુષો છે, છતાં જ્ઞાનીને એ સર્વેમાં પ્રથમ સ્થાન આપવું જોઈએ. જેનો યોગ પૂરો થઈ ગયો છે તેને નિત્યયોગી કહેવો કે યોગવિયોગરહિત પુરુષ કહેવો એ સરખું જ છે. પણ જેમ માણસને પોતાના જીવ કરતાં કશું વધારે વહાલું નથી હોતું અને જીવને બીજી મમતાઓ કરતાં પોતાના શરીરની મમતા સૌથી વધારે હોય છે, તેમ જ્ઞાનીએ પોતાના જીવને ઠેકાણે પરમાત્માને જ સ્થાપેલો હોવાથી જ્ઞાનીને પરમાત્માથી કશું વધારે વહાલું નથી હોતું અને પરમાત્માને પોતાના શરીર સમાન બનેલા જ્ઞાની કરતાં કોઈ વધારે પ્રિય નથી હોતું.

"ધનંજય, અનેક જન્મોની સાધનાને અંતે આવી બ્રહ્મનિષ્ઠતા પ્રાપ્ત થાય છે, અને આવો મહાત્મા પુરુષ જગતમાં જવલ્લે જ પાકે છે. એનું દર્શન અને એનો સમાગમ દુર્લભ છે." ૧૬–૧૯

શ્રીકૃષ્ણનું આ પ્રવચન સાંભળી અર્જુને પ્રશ્ન પૂછ્યો:

શ્લોક ૨૦ થી ૨૩
अनेकदेवतापूजन

"જનાર્દન, તમે મનુષ્યોના આસુરી અને ઈશ્વરભક્ત એવા બે ભેદો બતાવ્યા. તમે કહ્યું કે આસુરી મનુષ્યો ત્રિગુણાત્મક જડ પ્રકૃતિને જ જગતનું કારણ અને કલેવર સમજે છે અને પરમાત્માને વિષે નાસ્તિકતા બતાવે છે. વળી તમે એમ કહ્યું કે ઈશ્વરભક્તો અનન્ય હોઈ કેવળ પરમાત્માનું જ આલંબન રાખનારા હોય છે.

"પરંતુ, કેશવ, જગતમાં એવા સેંકડો માણસો જોવામાં આવે છે કે જેમને એક પરમેશ્વરનું અનન્ય આલંબન પણ નથી હોતું તેમ દેવભાવ વિષે નાસ્તિકતાયે નથી હોતી, પણ જુદા જુદા ઘણા દેવોને વિષે આસ્થા રાખી તેમનું શરણ શોધે છે અને તેની ભક્તિ કરે છે. આવા મનુષ્યોને તમે કયા વર્ગના ગણો છો?"

આનો ઉત્તર આપતાં શ્રીકૃષ્ણ બોલ્યા:

"ગુડાકેશ, અપર અને પરપ્રકૃતિવાળા અને બેયના આધારરૂપ પરબ્રહ્મ સિવાય બીજી જે કાંઈ દેવતાઓ અથવા શક્તિઓ છે તે સર્વે પરમાત્માની ત્રિગુણાત્મક અપરપ્રકૃતિનું જ કોઈ ગૌણ, અંશમાત્ર અને વ્યક્ત સ્વરૂપ છે. એ શક્તિઓ મર્યાદિત છે અને સર્વે પરમાત્માને આશ્રયે રહેલી તથા તેની અપરપ્રકૃતિનું કાર્ય છે. પ્રાણીઓની કેટલીક કામનાઓ એ શક્તિઓ દ્વારા સિદ્ધ થાય છે અને, તેથી, અધૂરા જ્ઞાનવાળા હોવાથી તથા અજ્ઞાન અને ભોગ-ઐશ્વર્ય વગેરેની કામનાઓથી ભરેલા હોવાથી અંશતઃ આસુરી સ્વભાવવાળા લોકો તેમનો આશ્રય લે છે.

"પરંતપ, આસુરી સ્વભાવવાળા મનુષ્યો નાસ્તિક હોય છે તેનો અર્થ એવો નથી થતો કે તેમને ક્યાંયે શ્રદ્ધા કે ભક્તિ નથી હોતાં. ભોગ અને ઐશ્વર્યમાં તો એમને અપાર શ્રદ્ધા અને ભક્તિ હોય છે, અને જે શક્તિ દ્વારા એ સિદ્ધ થાય તે શક્તિની અને કામનાઓની તેઓ શ્રદ્ધા, ભક્તિ અને ઉત્સાહથી આરાધના કરે છે.

"આ રીતે પોતાની કામનાઓને લીધે જેમનું જ્ઞાન હરાઈ ગયું છે, તે પોતાની કામના મુજબની શક્તિને શોધી લઈ તેને

દેવસ્થાને બેસાડી તેને શ્રદ્ધાપૂર્વક ભજે છે, અને તેમના હૃદયમાં રહેલો અંતર્યામી પ્રભુ પણ તેમની પ્રકૃતિને ઓળખતો હોવાથી તેમની ત્યાં જ શ્રદ્ધા ચોટવા દે છે.

"કારણ, આવા મનુષ્યોને દેવનું ભજન એ તો કેવળ સાધન જ હોય છે. એમનું સાધ્ય તો એમની કામના જ હોય છે. આથી, બાહ્યતઃ દેવની ભક્તિ કરતાં છતાં તેઓ એકાગ્રપણે પોતાની કામનાનું જ ધ્યાન ધરે છે. વળી એ એકાગ્રતાને પરિણામે એમની કામનાઓ ફળે પણ છે. કારણ, આત્મા સત્યસંકલ્પ હોવાથી એકાગ્રતાને લીધે સંકલ્પો જલદી સિદ્ધ થાય છે.

"અર્જુન, આથી, આવા કામનિક ભક્તોનો સમાવેશ અજ્ઞાનથી આચ્છાદિત થયેલા આસુરી સ્વભાવના લોકોમાં જ કરવો ઘટે છે. એમની બુદ્ધિ પણ અલ્પ હોય છે, એમને મળનારું ફળ પણ અલ્પ કાળ ટકનારું હોય છે અને એમની ગતિ પણ એમના દેવની જેટલી મર્યાદા હોય તેટલે સુધી જ થાય છે. બ્રહ્મનિષ્ઠની ગતિ બ્રહ્મોપાસકોને જ પ્રાપ્ત થાય. ૨૦-૨૩

"કૌન્તેય, અબુદ્ધિવાન માણસોનો તર્ક એવો હોય છે કે પ્રાણીઓના શરીરમાં રહેલો આત્મા એ કેવળ અવ્યક્ત (અપ્રકટ ત્રિગુણાત્મક જડ પ્રકૃતિ) નું પ્રકટ સ્વરૂપ છે એટલું જ. દેહની ઉત્પત્તિ સાથે એ આત્મા પ્રકટ થાય છે, અને દેહના નાશ સાથે એ પાછો અવ્યક્તમાં રૂપાંતર પામે છે.' અથવા, સહેલી રીતે સમજાવું તો, તેમના વિચારથી પ્રાણીઓના શરીરમાં દેખાતું મન એ જ આત્મા છે અને એ મનથી પર કશું સ્વતંત્ર ચૈતન્ય છે જ નહિ.

શ્લોક ૨૪ થી ૨૬
યોગમાયા

"પરંતપ, એ મૂઢ બુદ્ધિવાળા લોકો એમ સમજી શકતા નથી કે પરમાત્મા તો અવ્યક્ત અને વ્યક્તથી પર છે, અવ્યય અને અવિનાશી છે, ભૂત, વર્તમાન અને ભવિષ્ય સર્વે કાળમાં સદા એકરૂપે રહે છે, અને ભવિષ્ય અને ભૂત સર્વેના સાક્ષી છે. તેઓ એ નથી જાણી શકતા કે મન તો એ ચૈતન્યરૂપ પરમાત્માનું, જેમ આ રથ એ આપણું વાહન છે તેમ, કેવળ એક વાહન જ છે. મહારથી, આ રથ જેમ આપણે લીધે જ ચાલે છે અને આપણે એને જાણી શકીએ, પણ એ આપણને જાણી શકતો નથી; તેમ મન એ

આત્માને જાણી શકતું નથી પણ આત્મા એ મનને જાણે છે. પાંડવ, જેમ કાગળ પર લખેલા અક્ષરને કાગળ વાંચી શકતો નથી, એ તો માત્ર અક્ષરને ધારણ કરે છે અને એથી અંકિત થાય છે એટલું જ: વળી, જેમ વીણાના તારોમાંથી નીકળતા સૂરના ભેદો એ તાર જાણતા નથી પણ વગાડનાર જ જાણે છે, એ તાર તો કેવળ કંપાયમાન થાય છે એટલું જ: તેમ મનનું ચિંતન એ તો મનનો માત્ર કંપ, એનું અંકાયમાન થવું એટલું જ છે; એ કંપ કયા વિચારને સૂચવનારો છે એ બાપડું મન શું જાણે? એ તો જેમ કાગળનો વાંચનાર કે વીણાનો વગાડનાર જાણે તેમ આત્મા જ જાણી શકે છે.

"આવો આત્મા એ યોગ વિના જાણી શકાતો નથી. એટલે કે, જેમ બાજીગરનું સત્ય એની જાદુઈ માયા તળે ઢંકાયેલું છે અને એ જાદુવિદ્યાને શીખીને જ એને ઓળખી શકાય, તેમ આત્માનું સ્વરૂપ યોગમાયા તળે ઢંકાયેલું હોઈ યોગવિદ્યાને શીખીને જ જાણી શકાય.

"બાળમિત્ર, માયા એટલે જ કોઈક વિદ્યાથી ઓળખાઈ જનારી, અને તેને અભાવે ચમત્કારી લાગતી વસ્તુ. આસુરી માયા એટલે આસુરી વિદ્યાથી ઓળખાઈ જનારી અને તેને અભાવે ચમત્કારી લાગતી વસ્તુ; દૈવી માયા એટલે દૈવી વિદ્યાથી ઓળખાઈ જનારી અને તેને અભાવે ચમત્કારી લાગતી વસ્તુ; એ જ રીતે યોગમાયા એ યોગવિદ્યાથી ઓળખાઈ જનારી અને તેને અભાવે ચમત્કારી લાગતી વસ્તુ. આ આત્મા યોગવિદ્યાથી જાણી શકાનારો છે, પણ તે વિદ્યાને અભાવે ચમત્કારી લાગે છે; પણ યોગવિદ્યાને પરિણામે એ સ્વયંસિદ્ધ જણાય છે. ૨૪-૨૬

"પરંતપ, જેમ જાદુગર અનેક પ્રકારની યુક્તિઓ અને ચાલાકીથી પ્રેક્ષકોને પોતાની કરામત જાણવા દેતો નથી અને તેથી પ્રેક્ષકો ઊંધે રસ્તે દોરવાઈ જઈ એની કરામત પ્રત્યે આશ્ચર્યચકિત તથા આંધળા અને મૂર્છિત જેવા થઈ જાય છે, તેમ મનુષ્યો આ જગતમાં પોતાના રાગદ્વેષને લીધે નિર્માણ થતાં સુખદુઃખાદિક દ્વંદ્વોથી મૂર્છિત થયેલા જ રહે છે. તેઓ ઊંધે રસ્તે દોરવાય છે, અને આત્માને

શ્લોક ૨૭ થી ૩૦

જાણવાનો એમને માર્ગ જ સૂઝતો નથી, તો પછી પ્રયત્ન તો ક્યાંથી કરે ? ૨૭

"એ તો, કુન્તીપુત્ર, જે પુણ્યશાળીઓ પાપોનો ક્ષય કરી, રાગદ્વેષને છોડી, દ્વંદ્વોની મૂર્છામાંથી જાગી જાય છે, તે જ દૃઢ વ્રતોને ધારણ કરી પરમાત્માને ભજે છે અને જરામરણથી છૂટવા માટે તેનો જ આશ્રય લે છે તથા તે માટે પ્રયત્ન કરે છે.

"પાર્થ, એવા યોગીજનો જ બ્રહ્મને પૂર્ણપણે જાણે છે, અધ્યાત્મને જાણે છે, સમગ્ર કર્મને જાણે છે, અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞને જાણે છે; વળી, અન્તકાળને સમયે પણ એ પરમાત્માના જ્ઞાનની એમને વિસ્મૃતિ થતી નથી અને તેથી તેમાં જ તે નિર્વાણને પામે છે." ૨૮-૩૦

# અધ્યાય ૮મો

## યોગીનો દેહત્યાગ

અર્જુને પૂછ્યું: "પુરુષોત્તમ, તમે હમણાં બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ એ જે
શ્લોક ૧-૨ શબ્દો વાપર્યા અને તે યુક્ત પરમાત્માને ઓળખવાનું
વિવિધ પરિભાષા કહ્યું, તથા અંતકાળે સંયમી પુરુષોએ પરમાત્માનું જ્ઞાન રાખવું જોઈએ એમ કહ્યું — એ વિષય હું વિશેષ સ્પષ્ટપણે સમજવા ઇચ્છું છું." ૧-૨

શ્રીકૃષ્ણ બોલ્યા: "ભલે, સાંભળ. મેં હમણાં જે શબ્દો વાપર્યા તે ખાસ રીતે વાપર્યા છે. હું જે તને આત્મજ્ઞાન
શ્લોક ૩-૪ અને સૃષ્ટિવિજ્ઞાન સમજાવી ગયો તે જ વિષયનું આ જુદી રીતે અને જુદી પરિભાષામાં નિરૂપણ છે.

"કૌન્તેય, મારું કહેવું એમ છે કે જ્ઞાની જ પરમાત્માને એના બ્રહ્મભાવ, અધ્યાત્મભાવ, કર્મભાવ, અધિભૂતભાવ, અધિદૈવભાવ, તથા અધિયજ્ઞભાવસહિત પૂર્ણપણે જાણે છે. આમાં 'અધિ' અને 'ભાવ' એ બે શબ્દો દરેક ઠેકાણે વપરાયા છે. તેના સામાન્ય અર્થ તું જાણી લે.

"તેમાં પહેલાં 'અધિ' ઉપસર્ગનો અર્થ કહું છું. 'અધિ'નો અર્થ 'લગતો' અથવા 'સંબંધ ધરાવતો' તથા 'ઊંચે સ્થાને રહેલો' એવો થાય છે. જેમકે, અધિકારી એટલે કાર્યકર્તાઓને લગતો અને તેમનાથી ઊંચું સ્થાન ભોગવતો પુરુષ; અધિરાજ એટલે રાજાઓને લગતો અને તેમનાથી ઊંચું સ્થાન ભોગવતો પુરુષ, વગેરે.

"હવે 'ભાવ' શબ્દનો અર્થ સમજ. 'ભાવ' એટલે કોઈક પદાર્થનો ખાસ ધર્મ, લક્ષણ, ચિહ્ન, પ્રકૃતિ, ખાસિયત, જેના વડે એ પદાર્થ બીજાથી જુદો પાડી શકાય. જેમકે, શિષ્યભાવ એટલે શિષ્યપણાનું લક્ષણ, દયાભાવ એટલે દયાપણાનું લક્ષણ, વાનરભાવ એટલે વાનરપ્રકૃતિ, વાનરની ખાસિયત, વગેરે.

"હવે ઉપર કહેલા શબ્દોના અર્થ હું તને સમજાવું છું.

"બ્રહ્મભાવ એટલે બ્રહ્મપણાનો ખાસ ધર્મ.

"અધ્યાત્મભાવ એટલે ચિત્તને લગતી અને ચિત્તની ઊંચી પ્રકૃતિ અથવા ધર્મ.

"કર્મભાવ એટલે કર્મની વિશેષતા અથવા ખાસિયત, કર્મનું ખાસ ચિહ્ન.

"અધિભૂતભાવ એટલે ભૂતો સંબંધી અને ભૂતોથી પર રહેલો ધર્મ.

"અધિદૈવભાવ એટલે દેવો અથવા શક્તિઓને લગતી તથા તેમનામાંની શ્રેષ્ઠ પ્રકૃતિ કે ખાસિયત.

"અધિયજ્ઞભાવ એટલે યજ્ઞને લગતું — યજ્ઞનું શ્રેષ્ઠ ઉદ્દેશ્ય — જેને યજ્ઞ પહોંચે છે તે.

"પરંતપ, પરમાત્માને આ બધા ભાવો સહિત જાણવા એ જ્ઞાન તથા વિજ્ઞાન છે, એમ મેં તને કહ્યું છે. તે ભાવો એટલે શું તે હું તને વિશેષ સ્પષ્ટપણે સમજાવીશ.

"પાર્થ, પરમેશ્વર અજન્મા, અનાદિ, અવિનાશી, અવ્યય છે, એમાં કશો ફેર પડતો નથી, એ ક્ષરે (ઘસાય) નહિ એવા છે, સર્વ નાશવંત વસ્તુઓના મૂળમાં એ અવિનાશીપણે રહેલા છે અને નાશવંત જણાતી વસ્તુઓનું એ અવિનાશી તત્ત્વ છે, આમ તને સમજાવ્યું છે. પરમેશ્વરની આ પ્રકૃતિ, આ લક્ષણ — એ પરમેશ્વરનો અક્ષરભાવ છે અને તે અક્ષરભાવને જ બ્રહ્મભાવ પણ કહે છે.

"પછી, અર્જુન, મેં એમ પણ કહ્યું છે કે એ પરમાત્મા સર્વત્ર સમપણે રહેલા છતાં દરેક પ્રાણીના ચિત્તમાં તથા પદાર્થમાં જુદી જુદી રીતે પ્રકાશે છે અને તેથી દરેક પ્રાણી તથા પદાર્થ પોતપોતાનું વ્યક્તિત્વ જુદી જુદી રીતે પ્રકટ કરે છે. આમ દરેક પ્રાણી તથા પદાર્થમાં જુદાં જુદાં લક્ષણોવાળા જુદા જુદા આત્મા વસ્યા હોય એમ લાગે છે. આ પરમાત્માનો અધ્યાત્મભાવ છે, અને એ પ્રાણીની વ્યક્તિગત પ્રકૃતિ અથવા સ્વભાવ (પોતાના ભાવ) રૂપે ઓળખવામાં આવે છે.

"હવે, હે અર્જુન, કર્મનું લક્ષણ શું તે સાંભળ: મહાવીર, કર્મનું સામાન્ય લક્ષણ ભૂતપ્રાણીમાત્રને ઉત્પન્ન કરનાર સૃષ્ટિનો

વ્યાપાર એમ ટૂંકામાં કહી શકાય. સંસારમાં અને મનમાંયે જે કાંઈ સ્થૂળ કે સૂક્ષ્મ ઘડભાંગ ચાલી રહી છે એ સર્વ કર્મ છે; અને એ પણ પરમેશ્વરની જ એક પ્રકૃતિ છે.

"ગુડાકેશ, જેમ અક્ષરભાવ એ પરમાત્માનો બ્રહ્મભાવ છે, તેમ ક્ષરભાવ એ પરમાત્માનો અધિભૂતભાવ છે એમ સમજી લે. સર્વે ભૂતોનું, સર્વ દૃશ્ય સૃષ્ટિનું સામાન્ય લક્ષણ ક્ષરપણું—નિરંતર ફેરફાર થયા કરવો, ક્ષણે ક્ષણે રૂપાન્તર પામવું—એ છે. અર્જુન, સમુદ્રના જળપણામાં કશો ફેરફાર નથી થતો છતાં એના ઉપર નિરંતર રૂપાંતર પામતાં મોજાંઓ ઘૂઘવ્યાં જ કરે છે. સમુદ્રનું જળ એ એનો અક્ષરભાવ છે એમ કહીએ તો મોજાં એ એનો ક્ષરભાવ કહેવાય. આમ કેટલેક અંશે સમુદ્રમાંયે અક્ષરભાવ અને ક્ષરભાવ સાથે રહેલા છે, તો પછી, કર્મ પણ જેની એક પ્રકૃતિ છે, તેવા પરમાત્મામાં અક્ષરભાવ અને ક્ષરભાવ સાથે જ વસે એમાં કશું આશ્ચર્ય નથી. સર્વ ભૂતોનું આ સામાન્ય લક્ષણ છે અને એ પરમાત્માની જ એક પ્રકૃતિ છે.

"જિજ્ઞાસુ, અધિદૈવભાવ એટલે શું તે હવે ધ્યાન દઈને સમજ.

"પરંતપ, મેં તને સમજાવ્યું હતું કે ચૈતન્યરૂપ, સર્વવ્યાપી પરમાત્માને કેટલાક પરમશક્તિ કહે છે અને કેટલાક પરમદેવ કહે છે; તથા તેની અવાંતર દૃશ્ય શક્તિઓને પણ જુદા જુદા દેવોને નામે ઓળખે છે. એ જ રીતે કેટલાક વિદ્વાનો દેવ કે શક્તિને બદલે બળસૂચક પુરુષ શબ્દ પણ વાપરે છે, અને એ રીતે પરમાત્માને પરમપુરુષ તથા એની સર્જન, પાલન અને સંહારક શક્તિઓને વિરાટ-પુરુષ, ઈશ્વરપુરુષ વગેરે નામે ઓળખાવે છે. વળી, પ્રાણીઓના હૃદયમાં સ્ફુરતા ચૈતન્યને પણ તેઓ પુરુષ અથવા પ્રત્યક્પુરુષનું નામ આપે છે. આમ પુરુષ એટલે દેવ, શક્તિ, બળ.

"હવે પરમાત્માનો અધિદૈવભાવ તે શું? તો સર્વ દેવોનું—સર્વ શક્તિઓનું સામાન્ય લક્ષણ બળ છે. આ બળ અથવા પુરુષત્વ એ પરમાત્માની જ પ્રકૃતિ છે એમ સમજવાનું છે.

"ત્યાર પછી હવે અધિયજ્ઞનું રહસ્ય સમજી લે.

"કૌન્તેય, યજ્ઞ વિષે મેં તને ઘણા વિસ્તારપૂર્વક કહ્યું છે. યજ્ઞની ભાવના, યજ્ઞના પ્રકારો, યજ્ઞનો ઉદ્દેશ્ય અને એનું મહત્ત્વ હું

તને સમજાવી ગયો છું. જુદા જુદા દેવોને ઉદ્દેશીને, જુદી જુદી વાસનાઓથી, જુદા જુદા પ્રકારના યજ્ઞો થાય છે તે પણ તું જાણે છે. પણ એ બધી ભેદદૃષ્ટિઓ તો મનની મનામણીઓ જ છે. છેવટે તો સર્વે યજ્ઞોનો સાચો ઉદ્દેશ્ય એક જ હોય છે, કારણ કે તેને જ સર્વે યજ્ઞો પહોંચે છે. એ ઉદ્દેશ્ય તે હૃદયમાં રહેલો પરમાત્મા જ. કારણ, યજ્ઞનું જે કાંઈ ફળ પ્રાપ્ત થાય છે તે તેના વડે જ થાય છે. માટે હૃદયમાં રહેલો પરમાત્મા એ જ અધિયજ્ઞ છે.

"આમ, પાંડુપુત્ર, પરમાત્માનો અક્ષર અને ક્ષરભાવ, અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવભાવ, પરમાત્માનો કર્મભાવ અને પરમાત્માનો અધિયજ્ઞભાવ એ પરમાત્મા વિષેનું જ્ઞાન તથા વિજ્ઞાન છે. ૩–૪

"પાંડુનંદન, હવે અંતકાળે જ્ઞાની અને અજ્ઞાનીની શી ગતિ થાય તે હું તને કહું છું.

શ્લોક ૫–૬
મરણ પછીની ગતિ

"પરંતપ, વિદ્વાનોએ સામાન્યપણે એમ વિચાર્યું છે કે મનુષ્ય મરણસમયે જે ભાવનું ચિંતન કરે છે તે તે ભાવની સાથે એકરૂપ થઈ જાય છે અને તેને જ પામે છે.

"અર્જુન, આ કાંઈ મરણસમયે જ થાય છે એમ નથી. જીવતો મનુષ્ય પણ જે જે પદાર્થનું અત્યંત રાગપૂર્વક કે દ્વેષપૂર્વક ચિંતન કરે છે તેની સાથે એવો તન્મય બની જાય છે કે તેને પોતાના અસ્તિત્વનુંયે ભાન રહેતું નથી. ધ્યેયની સાથે એકરૂપ થઈ જવું એ ચિત્તનો સ્વભાવ જ છે. પણ જીવતા મનુષ્યની એકરૂપતા કાયમની થઈ જતી નથી. એના દેહ સાથેના સંબંધને લીધે એની વૃત્તિ એ પદાર્થમાંથી ખસી વળી પાછી બીજે ચોટી જાય છે.

"પણ, મત્સ્યવેધી. અંતકાલે જીવનો દેહ સાથેનો સંબંધ તૂટવાની તૈયારીમાં હોય છે. આથી, જે વખતે તેને દેહની સંપૂર્ણ વિસ્મૃતિ થાય છે તે ટાણે એ જે ભાવનું ચિંતન કરે છે તે ભાવની સાથે સંલગ્ન થઈ જાય છે અને તેનું જ રૂપ ગ્રહણ કરી લે છે એમ વિદ્વાનો કહે છે.

"આ રીતે જે જ્ઞાની અંતકાળે પરમાત્માનું જ અનુસંધાન રાખતો અને તેના જ સ્વરૂપનું સ્મરણ કરતો દેહને છોડે તે તત્કાળ બ્રહ્મભાવને જ પામી જાય એમાં સંશય નથી." ૫–૬

આ સાંભળી અર્જુને પૂછ્યું: "ગુરુવર, જો છેવટે જીવની ગતિ એની અંતકાળની ભાવના ઉપર જ આધાર રાખતી હોય તો માત્ર અંતકાળે જ પરમાત્માનું સ્મરણ કરે તો શું કાંઈ હરકત આવે કે? મરતી જ વખતે તેનો વિચાર કરે તો બસ નથી? જીવન દરમ્યાન કઠણ અને દુઃસાધ્ય તપ, સંયમ, સ્વાધ્યાય અને યોગાભ્યાસ કરવાની શી જરૂર છે? કારણ, એ બધું કર્યાં છતાં જો અંતકાળે એનું સ્મરણ ન થાય અને કોઈ બીજા જ વિચારમાં એનું ચિત્ત ચોટી જાય તો એ બ્રહ્મભાવને ન પામે એમ લાગે છે. માટે માત્ર અંતકાળનું સ્મરણ એ જ આવશ્યક છે એમ જણાય છે. આમાં મારી ભૂલ થતી હોય તો બતાવો."

શ્લોક ૭
सतत चिंतन

આ સાંભળી વાસુદેવ કિંચિત્ હાસ્ય કરતા બોલ્યા:

"શત્રુનાશન, સહેલાઈથી મોક્ષ મેળવવા માટે તારી કલ્પના તો સારી છે. પણ એ શકય નથી એટલો જ વાંધો છે.

"અર્જુન, જે વિદ્યાનો અભ્યાસ કાયમ ન રાખીએ તે વિદ્યા જરૂર પડયે યાદ આવશે જ એવી ખાતરી નથી. નિરંતર અભ્યાસ રાખનારનેયે અત્યંત આપત્તિને સમયે મન વ્યાકુળ થઈ ગયું હોય તો જૂની વિદ્યા પણ યાદ આવતી નથી. પાંડવ, સારા તરનારાઓ પણ કદી ગભરાઈને ડૂબી જાય છે. તો જેણે તરવાનો અભ્યાસ રાખ્યો જ નથી તે ડૂબે તેમાં શી નવાઈ?

"કૌન્તેય, તારી અસ્ત્રવિદ્યાના મંત્રોનું તું સમયે સમયે અનુષ્ઠાન શું કામ કરે છે વારુ? યુદ્ધસમયે જ તેનો ઉપયોગ હોય છે તો તે પહેલાં એને યાદ કરવાની શી જરૂર? પણ યુદ્ધસમયે કદાચ તેનું વિસ્મરણ થાય તો ફસાઈ જવાય એમ તું જાણે છે તેથી તેનું અનુષ્ઠાન કરી તેનું જ્ઞાન તાજું રાખે છે.

"એ જ રીતે, ધર્માનુજ, આખું જીવન વિવિધ પ્રકારની કામનાઓનાં ચિંતનમાં ગાળ્યું હોય તે મનુષ્ય અંતકાળે પરમાત્માનું સ્મરણ કરી શકે એ સંભવે છે કે? અરે, જે વખતે યોગીનેયે કફવાત-પિત્તથી મુંઝાવાનો, તાવથી બેભાન બનવાનો, શ્વાસ રોકાઈ જવાનો અને અનેક પીડાઓથી વ્યાકુળ બનવાનો સંભવ હોય તે વખતે જેણે

આખું જીવન તૃષ્ણાઓના સેવનમાં જ ગાળ્યું હોય તે પરમાત્માના ચિંતનમાં એકાગ્ર બની શકે એમ અપેક્ષા રાખી શકાય કે?, એ તો તે વખતે પ્રગટ ન કરી શકે તોયે પોતાનાં ધન, સંપત્તિ, કુટુંબી, શત્રુ અને અત્યંત આસક્તિથી સેવેલા કે સેવવા ઇચ્છેલા ભોગોના જ ચિંતનમાં એકરૂપ થઈ જાય એ જ વધારે સંભવનીય છે.

"અને, ગુડાકેશ, મરણ કાંઈ આગળથી સંદેશો મોકલીને થોડું જ આવે છે? કશાયે અગમચેતી આપ્યા વિના એક ક્ષણમાં, જેમ આકાશમાંથી સમડી આવીને નિર્દોષ અને નિઃશંકપણે રસ્તામાં ચાલતા ઉંદરને ઝડપી જાય તેમ, યમ પોતાના ભક્ષ્યને ઉપાડી જાય છે. આ યુદ્ધમાં અનેક સૈનિકોનો ઘાત કેવો અકસ્માત થશે તેનો જ વિચાર કર. જુવાનીના મદ અને બળથી તરવરતા આ લાખો યોદ્ધાઓમાંથી કઈ ક્ષણે કોના હૃદયને વીંધીને શત્રુનું બાણ, સોંસરું નીકળી ન જતાં, 'હા!' એટલોયે ઉદ્ગાર કાઢવાની તક આપશે જ એની ખાતરી છે કે? તેઓની તે સમયે પરમેશ્વરની સાથે એકરૂપ થવાની કેવી રીતે તૈયારી હોઈ શકે?

"માટે, ગુડાકેશ, મોક્ષની ઇચ્છાવાળાએ સદૈવ સાવધ રહેવાનું છે. પરમાત્માનું અનુસંધાન છોડી દઈ શકાય એવી એક ક્ષણ પણ સહીસલામત નથી. જેને અંતકાળે બ્રહ્મભાવી થવું છે તેણે પ્રત્યેક ક્ષણે પરમાત્માનું ચિંતન ચાલુ જ રાખવું જોઈએ. એણે પોતાનો શ્વાસોચ્છ્વાસ જ બ્રહ્મરૂપ કરી નાંખવો ઘટે છે.

"આ રીતે પરમાત્મામાં મન અને બુદ્ધિને અર્પણ કરી સર્વ કાળમાં ઈશ્વરસ્મરણ કરીને લડનો તું ઈશ્વરને જ પામીશ એમ શ્રદ્ધા રાખ. ૭

"પાર્થ, જે રીતે ધ્યાનનો અભ્યાસ કરી સર્વ સંકલ્પોના સંન્યાસરૂપી યોગને સિદ્ધ કરવાનો પ્રયત્ન સાધક કરે છે તેની પદ્ધતિ હું તને સમજાવી ચૂક્યો છું. એવી જાતના સાધકને જ્યારે એમ લાગે કે પોતાને દેહ છોડવાનું પ્રયોજન ઉત્પન્ન થયું છે અથવા દેહ રાખવાનું પ્રયોજન રહ્યું નથી, ત્યારે તે યોગપદ્ધતિથી પોતાનો દેહ છોડી અંતકાળે પરમગતિ પામવાની બાબતમાં નિઃશંક થઈ જાય છે.

શ્લોક ૮ થી ૧૪
યોગીનો દેહત્યાગ

"અભ્યાસબળથી એકાગ્ર ચિત્તે સર્વજ્ઞ, અનાદિ, સર્વના નિયંતા, સૂક્ષ્મથી સૂક્ષ્મ, સર્વના સ્રષ્ટા, અચિંત્યરૂપ, અજ્ઞાનરૂપી અંધકારના નાશક હોવાથી સૂર્યની ઉપમાને યોગ્ય એવા પરમાત્માનું અનુસંધાન કરતો એ પોતાના પ્રાણને પ્રથમ આજ્ઞાચક્રમાં ધારણ કરે છે. ૮-૯

"પછી સર્વ ઇન્દ્રિયોનો સંયમ કરી, મનને હૃદયમાં સ્થિર કરી દઈ, તે યોગી ધીમે ધીમે પોતાના પ્રાણને પોતાના મસ્તકમાં ઊંચે ચડાવી યોગધારણા કરીને રહે છે. એ સમયે એ ૐના બ્રહ્મવાચક એકાક્ષરી મંત્રનો જપ કરે છે.

"કૌન્તેય, આ ઓંકારનો મહિમા વેદ ભણેલા બ્રાહ્મણો વર્ણવે છે અને તે પદનો વારંવાર ઉચ્ચાર કરે છે પણ તેનાથી ઓળખાવાતા પદાર્થને જાણતા નથી. રાગરહિત થયેલા યતિઓ તે પદમાં બરાબર પ્રવેશ કરે છે અને સાધકો તેની ઇચ્છાથી બ્રહ્મચર્યને ધારણ કરે છે. દેહ છોડી જનાર યોગી પણ તે પદનો જપ કરતો તથા તેનું લક્ષ્ય જે બ્રહ્મ તેનું અનુસંધાન રાખતો આ પ્રમાણે પ્રાણને તાળવે ચડાવી દેહ છોડી દે છે અને પરમગતિને પામે છે." ૧૦-૧૩

યોગાભ્યાસથી પ્રાણ છોડવાની ઉપરની રીત સાંભળી અર્જુન જરા અસ્વસ્થ થયો. એણે કહ્યું :

"યોગેશ, તમે યોગધારણાથી દેહ છોડવાની રીત સમજાવી તે તો નિશ્ચિત સિદ્ધિ આપનારી છે એમાં શંકા નથી. પણ સંસારની પ્રવૃત્તિઓ કરનારો અને યુદ્ધનાં સાહસો ખેડનારો મારા જેવો ક્ષત્રિય એવી રીતે પ્રાણ છોડવાની તક મળશે એમ શી રીતે ખાતરી રાખી શકે? અને તેથી, જો આ રીતે દેહત્યાગ કરવો એ જ ઇષ્ટ હોય તો આવી પ્રવૃત્તિઓથી અલગ રહેવું એ જ વધારે સારું ગણાયને? આ વિષેનો તમારો સત્ય અભિપ્રાય જણાવો."

આ પર શ્રીકૃષ્ણ બોલ્યા :

"સખા, શ્રદ્ધા અને ભક્તિ એ જ મનુષ્યની તારક છે; સાધનો તો નિમિત્ત માત્ર છે. નિર્વાણને ઇચ્છતો અને તે સિવાય બીજા કશાની કામના ન કરતો યોગી, ગમે તે રીતે મૃત્યુ આવે તોયે, છેવટે નિર્વાણને જ પામે. પણ, પરંતપ, સંકલ્પબળ એટલું જોરદાર હોય છે કે જો કોઈ શુદ્ધચિત્ત યોગીએ અમુક જ રીતે પોતાનો દેહ

છોડવાનો નિર્ધાર કર્યો હોય તો સત્ય સંકલ્પને જોરે તે એવી રીતિયે દેહ છોડી શકે.

"આમાં, કૌન્તેય, પવિત્ર ભીષ્મપિતામહ જ ઉદાહરણરૂપ છે. તું જાણે છે કે એ ઉદારચિત્ત મહાત્માનો ઇચ્છામરણી થવાનો દૃઢ સંકલ્પ છે. વળી તું જાણે છે કે તેઓ રાજકાજની સર્વ પ્રવૃત્તિઓ કરે છે અને આ ભીષણ સંગ્રામમાં ઘોર યુદ્ધ કરવાના છે, છતાં એમને પોતાના યોગબળ પર એવી દૃઢ શ્રદ્ધા છે કે તે પોતાનો પ્રાણ પોતાની ઇચ્છા હશે ત્યાં સુધી ટકાવી રાખશે અને પોતે જે મુહૂર્તને યોગ્ય માને છે તે જ મુહૂર્તે તેને છોડશે. આમ જો યોગબળથી જ દેહ છોડવાનો તારો નિર્ધાર હોય તો તું યોગાભ્યાસના અને સંકલ્પના બળે યુદ્ધાદિ કર્મો કરતાં છતાં એમ કરી શકીશ એમાં શંકા નથી.

"પણ અમુક જ રીતે દેહ છૂટે એવો આગ્રહ રાખવાની આવશ્યકતા છે, એમ માનવાનું નથી.

"સવ્યસાચી, જેના સર્વ સંકલ્પો નાશ પામી ગયા છે, જે યોગારૂઢ અને સિદ્ધ કહી શકાય એવો નિત્યયોગી થયો છે, જેને દેહનું અસ્તિત્વ અને દેહનો નાશ એ બે સરખાં જણાય છે, જેને એક ક્ષણ પણ એમ લાગતું નથી કે જેમાં ગતિ અથવા રૂપાન્તર થઈ શકે એવા આ વિશ્વમાં પરમાત્મા સિવાય બીજું કોઈ પદ કે પદાર્થ છે, જેને દેહનો ઉદ્‌ભવ અને દેહનો નાશ એ સાગરમાં ઊઠતા અને ફૂટતા પરપોટાથી વધારે મહત્ત્વના ભાસતા નથી, તે નિરંતરનો યોગી દેહ છતાંયે બ્રહ્મમાં જ રહેલો છે અને દેહનો નાશ થતાંયે બ્રહ્મમાં જ છે. એના દેહના પડવાથી થતું નિર્વાણ એ એની પોતાની દૃષ્ટિએ નિર્વાણ નથી પણ બીજાઓની દૃષ્ટિએ જ છે.

"અર્જુન, પ્રેક્ષકોની દૃષ્ટિએ ઘડામાંનું આકાશ અને વિશ્વમાંનું આકાશ એમ ભેદ પાડી શકાય; પણ સર્વત્ર સમપણે વ્યાપી રહેલા આકાશને ઘડાની માટીનું કશું આવરણ ભાસે કે? અથવા પ્રેક્ષકની દૃષ્ટિએ પરપોટો બનેલું પાણી બીજા પાણીથી જુદું દેખાય, પણ પાણીને પોતાને એથી પોતાના સ્વરૂપમાં કાંઈ ભેદ જણાય કે? એ જ પ્રમાણે શાંત થયેલા યોગારૂઢ સિદ્ધને પરમાત્મપદ મરણ સમયે પ્રાપ્ત કરવાનું નથી, પણ પહેલાં જ પ્રાપ્ત થયેલું હોવાથી એનું મરણ એ જગદ્‌દૃષ્ટિએ જ નિર્વાણ છે પણ એની પોતાની દૃષ્ટિએ નથી. આથી

નિર્વાણ એને માટે કોઈ દુઃસાધ્ય પ્રાપ્તિ નથી પણ સહજપણે સિદ્ધ થયેલ સ્થિતિ છે. ૧૪.

"અરિદમન, દેહ છતાં જ સર્વ સંકલ્પોના સંન્યાસથી અને જ્ઞાનનિષ્ઠાથી શાંતિને પામેલો અને બ્રહ્મરૂપ થયેલો યોગારૂઢ સિદ્ધ હોય, કે અન્તકાળને સમયે પણ તેમ થવાની દૃઢ

શ્લોક ૧૫–૧૬

શ્રદ્ધા રાખનાર યોગાભ્યાસી સાધક હોય, પરમપદને પામ્યા બાદ એ મહાત્માઓને દુઃખના નિવાસરૂપ અને નાશવંત દેહ પાછો ધારણ કરવો પડતો નથી. પણ જ્યાં સુધી એ રીતે સર્વ સંકલ્પોનો સંન્યાસ સિદ્ધ થયો નથી ત્યાં સુધી ઠેઠ બ્રહ્મા પર્યંત સર્વ ભૂતોને પોતાની કામનાઓને લીધે જન્મમરણની ઘટમાળમાં ફર્યા કરવું પડે જ છે. પરમાત્માના પદે પહોંચનારનો જ એ ચક્રમાંથી છુટકારો થાય છે. કારણ કે જન્મના કારણરૂપ એની વાસનાનો જ ક્ષય થયો હોય છે. ૧૫-૧૬

"ગાંડીવધર, આ બાબતમાં પુરાણકારોનો અભિપ્રાય તને કહું છું તે સાંભળ :

શ્લોક ૧૭–૧૯
બે ગતિ

"કૌન્તેય, પુરાણકારો એમ માને છે કે જેમ મનુષ્યો પોતાના સંકલ્પથી પોતાની નાની નાની સૃષ્ટિઓ રચે છે અને તેમાં ગૂંથાયેલા રહે છે અને પોતાની નાની સૃષ્ટિમાં સમાયેલા જીવોનું મમત્વ રાખી તેમની ચિંતા કરે છે, તેમ સૂર્યચંદ્રાદિ ગ્રહો સહિત આ પૃથ્વીની ઉત્પત્તિ કોઈક મહાન સંકલ્પધારી સત્ત્વે (વિશેષ પ્રકારના જીવે) કરી છે. એ જ મહાત્માને પુરાણીઓ બ્રહ્મા કહે છે.

"પાર્થ, વળી તેઓએ પૃથ્વીની કાળગણનાના સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એવા ચાર યુગો પાડ્યા છે, અને દરેક યુગ કેટલાં વર્ષનો થાય તેની ગણતરી કરી છે. તેઓની એવી કલ્પના છે કે એવા ચાર યુગને એક ચોકડી કહીએ તો એક હજાર ચોકડી જેટલો (એટલે આપણાં ચાર અબજ બત્રીસ કરોડ વર્ષ જેટલો) લાંબો બ્રહ્માનો દિવસ હોય છે અને તેટલી જ લાંબી તેની રાત હોય છે.

"તેઓને હિસાબે આ સૃષ્ટિનું આયુષ્ય બ્રહ્માના એક દિવસ જેટલું અથવા આપણા યુગોની એક હજાર ચોકડી જેટલું હોય છે.

બ્રહ્માના સંકલ્પથી સર્જાયેલી આ સૃષ્ટિ એના દિવસ દરમ્યાન રહે છે અને એની રાત પડતાં એના સંકલ્પનો લય થવાને લીધે સૃષ્ટિનો પ્રલય થાય છે. એવો પ્રલય પણ એક હજાર ચોકડી સુધી ટકે છે. એ પ્રલયમાં સર્વ સ્થાવરજંગમ, જડચેતન સૃષ્ટિ નાશ પામીને જાણે આકાશમાં ઓગળી ગઈ હોય તેમ અદૃશ્ય થઈ જાય છે અને બ્રહ્માની સવાર પડતાં વળી પાછી ઉત્પન્ન થવા માંડે છે.

"આવી રીતે સર્જનપ્રલયનું ચક્ર ચાલ્યાં જ કરે છે.

"પાર્થ, આમ બ્રહ્માનો દિવસ ઊગતાં ઉત્પત્તિ, અને રાત્રિ પડતાં પ્રલય થયાં કરે છે, છતાં જેણે જ્ઞાનથી સંકલ્પોનો સંન્યાસ કર્યો નથી તેના લિંગદેહનો નાશ થતો નથી. વાસનારૂપ લિંગદેહ એવો સૂક્ષ્મ અને દુર્ભેદ્ય છે કે સૃષ્ટિ આકાશમાં ઓગળી જાય તોયે ત્યાંયે એ દેહધારણની અનુકૂળ પરિસ્થિતિની રાહ જોતો પોતાનું વ્યક્તિત્વ અને જીવભાવ જાળવીને રહે છે પણ નિર્વાણને પામતો નથી; અને ઉત્પત્તિનો સમય આવતાં પાછો દેહધારણની તૈયારી કરવા માંડે છે. આમ જીવોની ગતિ કલ્પોના કલ્પો સુધી — નિર્વાણ થતાં સુધી — અપ્રકટ પ્રકૃતિમાંથી પ્રકટ સૃષ્ટિમાં અને પ્રકટ સૃષ્ટિમાંથી અપ્રકટ પ્રકૃતિમાં આવજા કર્યાં કરે છે. ૧૭-૧૯

શ્લોક ૨૦–૨૨

"કૌન્તેય, આ રીતે પ્રલયકાળે પ્રકૃતિમાં લીન થયેલા જીવો કાંઈ નિર્વાણ પામેલા નથી હોતા, પણ અવ્યક્ત બન્યા હોય છે એટલું જ. એ અવ્યક્ત દશામાંયે તેમનું વ્યક્તિત્વ જળવાયેલું હોય છે. તે છતાં, પાર્થ, દુર્ભેદ્ય જેવો લાગતો એ લિંગદેહ અને અવ્યક્ત-અવિનાશી જેવું લાગતું એનું વ્યક્તિત્વ પણ સનાતન અને અનંત નથી. પણ એ અવ્યક્ત દશાથીયે વધારે અપ્રગટ એવી એક બીજી સનાતન વસ્તુ છે, જે એ ભૂતોના નાશમાંયે નાશ નથી પામતી, અને અવ્યક્ત દશામાંયે એમને આધાર આપતી રહે છે. એ સનાતન સત્તારૂપ અપ્રકટ વસ્તુને જ અક્ષર કહે છે, પરમપદ કહે છે, અને જે એના ભાવને પામે છે તેનો જ લિંગદેહ પણ ઓગળી જાય છે, અને તે પરમાત્માને પહોંચે છે તથા નિર્વાણને પામે છે. ૨૦-૨૧

"પાર્થ, એ પરમપુરુષ, પરમપદ, પરમધામ, પરમસત્તા અને શ્રેષ્ઠ વસ્તુ જેમાં સર્વ અવ્યક્ત અને વ્યક્ત ભૂતો સહિત પ્રકૃતિ

રહેલી છે અને જે સર્વને વ્યાપીને વસે છે, તે જ પામવા યોગ્ય છે; અને તેને પામવાનો એક જ માર્ગ છે : એ માર્ગ તે એની અનન્ય ભક્તિનો. ૨૨

શ્લોક ૨૩-૨૮

"ભારતકુલમણિ, હવે યોગમાર્ગથી દેહ છોડવાના આગ્રહવાળા યોગીઓએ પરમપદને પામવાની દૃષ્ટિએ દેહ છોડવાને માટે જે સમયોને અનુકૂળ અને પ્રતિકૂળ માન્યા છે તે પણ તું જાણી લે, કારણ કે યોગમાર્ગના સંપ્રદાયમાં એ મહત્ત્વનાં મુહૂર્તો મનાય છે. ૨૩

"તેમને મતે ઉત્તરાયણના છં મહિના હોય, શુક્લપક્ષ હોય, દિવસનો સમય હોય, ધુમાડાવિનાનો અગ્નિ પ્રકાશમાન બળતો હોય — તે સમય નિર્વાણને પામવાને અનુકૂળ છે. એ નિર્વાણનો અર્ચિર્માર્ગ કહેવાય છે; એટલે પ્રાણ બ્રહ્મરંધ્રમાં થઈને સૂર્યમંડળને ભેદીને બ્રહ્માના અધિકારની બહાર જઈ નિર્વાણને પામે છે. ૨૪

"એથી ઊલટું, દક્ષિણાયનના છ માસ, કૃષ્ણપક્ષ, રાત્રિનો સમય અને ધુમાડાવાળો અગ્નિ બળતો હોય તે સમયે દેહ છોડવો યોગ્ય નથી. એ ચંદ્રમાર્ગ કહેવાય છે. યોગીની સાધના અધૂરી છે એમ એનાથી સૂચવાય છે અને તેથી એ યોગીને પાછું જન્મવાનું રહે છે. ૨૫

"પરંતપ, નિર્વાણ તથા સંસૃતિને આપવાવાળી શુભ અને અશુભ બે ગતિઓ જગતમાં સનાતન કાળથી ચાલી આવેલી છે. ઉપલાં મુહૂર્તો જે યોગમાર્ગના અભ્યાસી છે, પવિત્ર છે, મુમુક્ષુ છે તેમને ભલે અનુકૂળપ્રતિકૂળ થનારાં હોય, પણ જે શ્રેયનો પ્રયત્ન જ કરતા નથી તેમને માટે એ મુહૂર્તોથી કાંઈ લાભ થતો નથી. તેમ જ જે ડાહ્યા પુરુષો મુહૂર્તોનો આધાર રાખતા નથી, જે ક્ષણ જાય છે તે ક્ષણમાં જ મૃત્યુ આવશે એમ માની સદાયે પરમાત્મામાં યુક્ત થઈને રહે તથા એક ક્ષણ પણ મૂર્છિત રહેતા નથી તેમને માટે દેહત્યાગ માટે સર્વ મુહૂર્તો અનુકૂળ જ છે એમ મારો મત છે. માટે તું યોગની સિદ્ધિને સર્વકાળને માટે પ્રાપ્ત કર એવી મારી સલાહ છે. ૨૬-૨૭

"પ્રિય કુન્તીનંદન, વેદાધ્યયન, યજ્ઞ, તપ, દાન વગેરે સર્વે સત્કર્મોથી જે કાંઈ પુણ્ય પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે તે સર્વ

પરમાત્માને લઈને જ છે. આથી એ સર્વે કર્મોનાં ફળોની વાસના છોડીને, તેની પ્રાપ્તિઓના મોહથી પર થઈ—યોગી સર્વેના મૂળરૂપ પરમસ્થાનને જ મેળવે છે." ૨૮

## નોંધ

આઠમા અધ્યાયનું મંથન લખતાં હું નિઃસંશય નથી. નિર્વાણ માટે યોગમાર્ગે અને ઉત્તરાયણ વગેરેના મુહૂર્તે દેહત્યાગ કરવો આવશ્યક છે જ કે કેમ એ વિષે વ્યાસનો શો અભિપ્રાય હતો તે સ્પષ્ટ નથી. ગીતા પરના ટીકાકારોએ સામાન્ય રીતે એની અનિવાર્યતા સ્વીકારી નથી, પણ નિર્વાસનિકતા અને જ્ઞાનનિષ્ઠાની જ આવશ્યકતા સ્વીકારી છે. મેં પણ એ જ ભાવ નીકળે એ રીતે મન્થન કર્યું છે ખરું. પણ મહાભારતના અન્ય ભાગોમાં તેમ જ ભીષ્મ વગેરેના ચરિત્ર પરથી, ઉપલી રીતે જ દેહત્યાગ થવો જોઈએ એવી વ્યાસના કાળમાં દૃઢ માન્યતા હોય એમ સંભવ છે. ગીતાએ એ માન્યતાનો ત્યાગ કર્યો છે એમ ૨૭મા શ્લોકમાંથી કાઢી શકાય એવું છે, છતાં એવું સ્પષ્ટપણે ક્યાંયે જણાવ્યું નથી. આથી સંભવ છે કે ગીતાના કાળ પછી એ બાબતમાં વિચાર આગળ વધ્યો હોય અને જૂની માન્યતા અશ્રદ્ધેય બની હોય, અને તેથી ટીકાકારોએ આ અધ્યાયની માન્યતાઓને ગૌણપણે જ સ્વીકારવા જેવી ઠરાવી હોય. પાછળના કોઈ ભક્તિમાર્ગી, જ્ઞાનમાર્ગી કે જ્ઞાનેશ્વર જેવા યોગમાર્ગી પણ આ અધ્યાયની માન્યતા પૂરેપૂરી સ્વીકારતા નથી એટલું માત્ર નક્કી છે.

# અધ્યાય ૯મો

# જ્ઞાનનો સાર

સર્વ સંકલ્પના સંન્યાસનો અને સર્વત્ર સમબુદ્ધિનો યોગ, તેને માટે શ્રીકૃષ્ણે બતાવેલો ધ્યાનનો અભ્યાસક્રમ, તેને અંગે અપર તથા પર પ્રકૃતિયુક્ત પરમાત્માનું જ્ઞાનવિજ્ઞાન, અને વળી મરણસમયે તેનું ચિંતન—આ બધું અર્જુને ધ્યાનપૂર્વક સાંભળ્યું અને સમજ્યો પણ ખરો. પણ જેમ જેમ એ સાંભળતો ગયો અને તે પર વિચાર કરતો ગયો, તેમ તેમ એને સિદ્ધ કરવાની શક્યતા વિષે એ સંશયિત થતો ગયો અને તેથી એ અસ્વસ્થ થવા લાગ્યો.

શ્લોક ૧–૩
જ્ઞાનની કૂંચી

વળી તેને એમ પણ લાગ્યું કે જો આ જ માર્ગે સર્વે લોકોને જવું આવશ્યક હોય, તે સાથે વળી સાંસારિક કર્મોનો ત્યાગ ન કરવો એ પણ શ્રીકૃષ્ણનો અભિપ્રાય હોય અને તે સાથે પૌરાણિકોએ વર્ણવેલી ઉત્પત્તિપ્રલયની કલ્પના સાચી હોય તો સામાન્ય બુદ્ધિ અને શક્તિનાં હજારો સ્ત્રીપુરુષોએ પોતાના શ્રેયની આશા છોડી દેવી જોઈએ, તથા એમ જ માનીને ચાલવું જોઈએ કે વહેવારુ દૃષ્ટિએ જોતાં મોક્ષ જેવી વસ્તુ જ નથી, પણ કદી સિદ્ધ ન થનારા આદર્શની એ કેવળ એક કલ્પના જ છે. વ્યવહાર્ય દૃષ્ટિએ તો જે જીવભાવ અસ્તિત્વમાં આવેલો છે તે અનંત કાળ સુધી ટકી જ રહેશે.

અર્જુનની મુખચર્યા પરથી તેના મનમાં શા વિચારો ચાલી રહ્યા છે તે ચતુરશિરોમણિ વાસુદેવ પામી ગયા. એમને લાગ્યું કે અર્જુને યોગની કઠણાઈ વિષે કાંઈક વધારે પડતો ડર કરી લીધો છે; અને તેનું કારણ એ કે એણે એ યોગની સિદ્ધિ માત્ર બુદ્ધિ દ્વારા જ થઈ શકે એમ માની લીધું છે, પણ ભક્તિના ઉત્કર્ષ ઉપર પોતે જે ભાર મૂક્યો છે તે એણે પૂરતું લક્ષમાં લીધું નથી. ભક્તિનું સાધન કેટલું બળવાન છે અને બુદ્ધિથી કે તીવ્ર અભ્યાસવૈરાગ્યથી પણ જે સિદ્ધ ન થઈ શકે તે ભક્તિથી કેટલું શીઘ્ર સિદ્ધ થાય છે એ એના

સમજવામાં આવ્યું નથી. આથી અર્જુનની મૂંઝવણ દૂર કરવા માટે તથા તેને પ્રોત્સાહન આપી એનો આત્મવિશ્વાસ વધારવા માટે શ્રીકૃષ્ણે આ વિષયનું વળી જુદી રીતે નિરૂપણ કરવા માંડ્યું.

મધુસૂદન બોલ્યા :

"વહાલા અને નિર્મત્સર અર્જુન, જે મોક્ષદાયક જ્ઞાનવિજ્ઞાન મેં તને સમજાવ્યાં તેને પ્રાપ્ત કરવાની કૂંચી હું તને હવે બતાવું છું. એથી તારો ભય દૂર થઈ જશે તથા તારે માટે આ માર્ગમાં કશું દુષ્કર નથી એમ તને સહેજે લાગશે.

"પરંતપ, જ્યાં સુધી મનુષ્યો જ્ઞાન અને સાધનાની એ કૂંચીનું મહત્ત્વ નથી સમજતા અને તેમાં શ્રદ્ધાહીન રહે છે, ત્યાં સુધી એમને માટે બીજા ઉપાયોથી જન્મમરણનું ચક્ર છૂટી શકતું નથી. પણ એ કૂંચીને પ્રાપ્ત કરનાર અને તેનો ઉપયોગ કરનાર સહેજે સંસારને તરી જાય છે.

"આવું જે શ્રેષ્ઠ જ્ઞાન અને રહસ્ય તેનું ધ્યાન દઈને શ્રવણ કર. ૧-૩

"મહાબાહુ, ફરીથી હું તને પરમાત્માનું જ્ઞાન અને વિજ્ઞાન ટૂંકમાં અને વધારે સહેલી રીતે તથા જુદી રીતે કહી જાઉં છું.

શ્લોક ૪–૬

"જો પાર્થ, આ સર્વ વિશ્વ જેનાથી ફેલાયું છે અને એને સર્વ બાજુથી વ્યાપીને જે રહ્યા છે તે પરમ-પુરુષ પરમાત્માનું સ્વરૂપ અત્યંત અપ્રકટ અને સૂક્ષ્મ છે. જગતનાં સર્વ ભૂતો, જેમ જળમાં માછલાં રહ્યાં છે તેમ, એ પરમાત્મામાં જ રહેલાં છે. પણ, અર્જુન, જેમ જળ માછલામાં નથી તેમ એ ભૂતોમાં પરમાત્મા પણ નથી.

"પણ આ દૃષ્ટાંત તું સંપૂર્ણપણે ઘટાવવા જઈશ તો વળી તું ગોટાળામાં પડી જઈશ. કારણ કે પરમાત્મા ભૂતોમાં નથી જ એમ કહેવું તે પણ સાવ સાચું નથી. કારણ કે હું બીજા જ વાક્યમાં કહેવા ઇચ્છું છું કે એ પરમાત્મા ભૂતોની અંદર અને બહાર સર્વત્ર રહેલા છે, પણ જળ જેમ માછલાંની આજુબાજુ જ ફેલાઈને રહ્યું છે, તેમ માત્ર બહારથી જ ફેલાઈને રહેલા નથી. ૪

"આ રીતે પરમેશ્વર અને જગતનો સંબંધ ચમત્કારી છે. એ જગતનાં ભૂતોને પોષવાવાળા અને ધારણ કરવાવાળા છે છતાં એમાં નથી; અને એમાં નથી છતાં એ પરમાત્મા જ સર્વભૂતોની ઉત્પત્તિનું કારણ છે. ૫

"પરંતપ, વળી એક બીજું દૃષ્ટાંત આપીને આ સમજાવવા પ્રયત્ન કરીશ. પણ એક રીતે સર્વે દૃષ્ટાંતો તારે અધૂરાં જ સમજવાં જોઈએ. કારણ કે જગતમાં એવો કોઈ પદાર્થોનો સંબંધ નથી, જેની ઉપમા પરમાત્મા અને વિશ્વના સંબંધને બરાબર લાગુ પાડી શકાય. પરમાત્માનું સ્વરૂપ એક અને અદ્વિતીય હોવાથી, તેમ જ મન અને વાણીથી અતીત હોવાથી, બે જ વસ્તુઓનું આપણને ખાતરીપૂર્વક જ્ઞાન છે કે થઈ શકે છે: એક, ચૈતન્યરૂપ પરમાત્મા છે એવું, અને બીજું, આ જગત, નાશવંત હોય છતાં, અનુભવાય છે એવું. આ બે જ્ઞાન ઉપરાંત એક ત્રીજો નિશ્ચય આપણને થાય છે કે આ જગત કોઈક રીતે પરમાત્માથી જ ઉપજ્યું છે, તેમાં જ રહ્યું છે અને તેમાં જ લય પામે છે, અને પરમાત્મા અવિનાશી છે પરંતુ જગત નાશવંત છે, એટલું જ નહિ, પણ ક્ષણે ક્ષણે ફેરફાર પામે છે.

"પણ, ધનંજય, એ પરમાત્મામાંથી શી રીતે જગતનું ચક્ર ચાલે છે એ વિષય ઇન્દ્રિયાતીત હોવાથી એ વિષે માત્ર કલ્પનાઓ જ થઈ શકે છે, ઉપમાઓથી જ સમજવા પ્રયત્ન થઈ શકે છે, અને યુક્તિવાદો જ રચી શકાય છે. સમર્થ તત્ત્વચિંતકો જુદી જુદી ઉપમાઓ, કલ્પનાઓ અને યુક્તિવાદોથી એનો ખ્યાલ બાંધવા મથે છે ખરા; પણ કોઈ પણ એ વિષે નિશ્ચયાત્મક સમજૂતી આપી શકતા નથી. એ પરમાત્મા જ જાણે છે કે પોતાનું કેવું સ્વરૂપ છે, કેટલા પ્રકારની શક્તિઓ છે, કેવી રીતે સંસારને પ્રગટાવે છે, રાખે છે અને સંકેલે છે; પણ કોઈ પ્રાણીની બુદ્ધિ એ રહસ્ય ઉકેલી શકતી નથી.

"માટે, દૃષ્ટાંતો આપવાનું પ્રયોજન કાંઈક કરીને તું પરમેશ્વર-તત્ત્વના નિર્ણય પર આવી જાય અને દૃશ્ય સૃષ્ટિની પાછળ રહેલી સદ્વસ્તુનો વિચાર કરી શકે એટલું જ છે. દૃષ્ટાંતોથી પૂર્ણ બોધ થવાની તારે આશા રાખવી નહિ.

"અર્જુન, આ સાવચેતી તું હમેશાં મારાં દૃષ્ટાંતોનો વિચાર કરતાં ધ્યાનમાં રાખજે એટલે તું ગોટાળામાં પડીશ નહિ.

"ત્યારે પરમાત્મા અને જગતના સંબંધમાં બીજું દૃષ્ટાંત આકાશ અને વાયુનું આપી શકાય.

"ગાંડીવધન્વા, જેમ સદા અને સર્વત્ર વાયા કરનારો વાયુ નિર્મળ અને નિશ્ચળ આકાશમાંથી ઉદ્ભવ્યો છે અને તેમાં જ રહ્યો છે, તેમ આ સદાયે રૂપાન્તર પામનારું જગત નિર્મળ અને નિશ્ચળ પરમાત્મામાંથી જ ઉદ્ભવ્યું છે અને તેમાં જ રહ્યું છે. અને, શત્રુનાશન, જેમ આકાશ એ વાયુના પ્રત્યેક અણુ અણુ સાથે ભળેલું છે અને વાયુના અણુની અંદર તેમ જ બહાર સર્વત્ર છે, તેમ પરમાત્મા જગતના અણુ અણુ સાથે ભળીને રહ્યા છે અને તેની અંદર તેમ જ બહાર પણ છે. અને વળી, પાંડુનંદન, જેમ આકાશ વાયુ કરતાં વધારે વ્યાપક છે અને તેથી જ્યાં વાયુ ન હોય ત્યાંયે આકાશ તો છે જ, તેમ પરમાત્માની વ્યાપ્તિ વિશ્વ કરતાં વિશેષ છે, તેથી જ્યાં વિશ્વનું કશું નામનિશાન ન હોય ત્યાંયે પરમાત્માનો વાસ છે. અને વળી, અર્જુન, જેમ આકાશ અને વાયુનો આવો ગાઢ સંબંધ છે છતાં વાયુના ગુણદોષોનો આકાશને જરાયે સ્પર્શ થતો નથી, પણ જાણે આકાશ વાયુને ઓળખતું જ ન હોય તેમ સદાયે તેથી અલિપ્ત રહે છે, તેમ આત્મા તથા જગતનો આવો ગાઢ અને નિકટ સંબંધ છે છતાં જગતના ગુણદોષોનો પરમાત્માને જરાયે સ્પર્શ નથી, પણ જાણે પરમેશ્વર જગતને ઓળખતાયે ન હોય તેમ સદાયે તેથી અલિપ્ત રહે છે. ૬

"અર્જુન, દિવસમાં જુદા જુદા રંગોને ધારણ કરનાર સરડા (કાકીડા)ને આપણે એક જ પ્રાણી તરીકે ઓળખીએ છીએ તથા એના રંગભેદને તેમાં રહેલી કોઈ ખાસ પ્રકૃતિ (સ્વભાવ, શક્તિ, ગુણ, તત્ત્વ)નું પરિણામ સમજીએ છીએ. એ પ્રાણી પોતામાં કોઈક રંગભેદને પ્રગટાવે કે તેનો લોપ કરે તેથી આપણે એના સરડાપણા વિષે ભ્રાંતિમાં પડતા નથી. એ જ પ્રમાણે પરમાત્મામાં ભૂતો સહિત આ વિશ્વને વિવિધ રીતે પ્રગટ કરવાની, તેને ધારણ કરવાની અને તેને પોતામાં લય કરી નાંખવાની અદ્ભુત શક્તિ રહેલી છે. એવી

શ્લોક ૭-૮

શક્તિ એ એની પ્રકૃતિ અથવા સ્વભાવ જ છે. આથી વિશ્વરૂપે અથવા વિશ્વહીનપણે એ પરમાત્મા જ એક છે. જેમ સરડાની ચામડીમાં ક્યારેક, એના રંગ લુપ્ત થઈ જાય છે, તેમ જ્યારે કલ્પનો અંત આવે છે ત્યારે પરમાત્માની પ્રકૃતિમાં વિશ્વ લીન થાય છે; અને, જેમ ક્યારેક સરડાના શરીરમાં રંગ ખૂલે છે, તેમ જ્યારે કલ્પનો આરંભ થાય છે ત્યારે પરમાત્માની પ્રકૃતિમાંથી વિશ્વ ઊપજી આવે છે. આ રીતે પોતાની પ્રકૃતિને—અથવા સ્વભાવભૂત શક્તિને—જ આધારે પરમાત્મા એ પ્રકૃતિને વશ રહેલું સમગ્ર જડચિદાત્મક વિશ્વ વારંવાર ઉત્પન્ન કરે છે અને લીન કરે છે. ૭-૮

"પણ, પાર્થ, આ પ્રમાણે પરમેશ્વરને જગતના ઉત્પાદક, પાલક અને સંહારક કહ્યા તેથી પરમાત્મા એ સર્વ કર્મોના કર્તા થતા નથી. સામાન્ય બુદ્ધિને મૂંઝવનારી, પરમાત્મા વિષેની આ બીજી વિશેષતા છે.

શ્લોક ૯-૧૦

"અર્જુન, સામાન્ય માણસો પરમાત્મા વિષેની આવી વાતોથી મૂંઝાઈ જાય છે. તેમને એમ પણ લાગી આવે છે કે વિદ્વાનો ગમે તેવાં વિરોધી વચનો સુખેથી બોલી શકે છે, પણ તેનો કાંઈ અર્થ હોતો નથી. કારણ કે સામાન્ય માણસોને કર્તાપણાનું એટલું ભાન અને અભિમાન હોય છે કે તેઓ જે જે કાંઈ ક્રિયા કરે તેમાં પોતાનું કર્તાપણું સમજ્યા વિના રહી શકતા જ નથી અને તેથી ક્રિયા કરનાર અકર્તા કેમ હોઈ શકે તેની કલ્પના પણ કરી શકતા નથી.

"પણ, ધનંજય, જરા વધારે વિચાર કરવામાં આવે તો કર્મને કરવા છતાં અકર્તાપણું હોઈ શકે છે એ સમજી શકાય એવું છે. સામાન્ય વ્યવહારમાં આપણે એવું અકર્તાપણું ઘણીયે વાર કબૂલ પણ રાખીએ છીએ.

"દાખલા તરીકે, કૌન્તેય, રાજાની આજ્ઞાથી અપરાધીનો વધ કરનાર મારા ઉપર આપણે મનુષ્યનો વધ કરવાનો આરોપ નથી મૂકતા. કારણ, આપણે કહીએ છીએ કે સાચો કર્તા એ વધની પ્રેરણા કરનારો છે, મારો તો સાધન માત્ર છે. આથી જોકે મારો જ વધ કરે છે છતાં એ અકર્તા છે એમ આપણે વિચારીએ છીએ.

"વળી, ધર્મશાસ્ત્રના નિયમો પ્રમાણે રાજ્યનું શાસન કરનાર રાજા યોગ્ય વિધિથી ન્યાય તપાસીને કોઈ અપરાધીને વધ કરવાનું

ફરમાવે તો તે રાજા ઉપર પણ આપણે મનુષ્યનો વધ કરવાનો આરોપ નથી મૂકતા. એ જ વધનો પ્રેરક છે છતાં તેને આપણે અકર્તા જ માનીએ છીએ, તથા ધર્મશાસ્ત્રના નિયમને જ એ કર્મનો કર્તા માનીએ છીએ. ધર્મશાસ્ત્રની આજ્ઞા અયોગ્ય હોય તો તેમાં જ આપણે ફેર કરીએ છીએ, પણ રાજાને દોષપાત્ર નથી ગણતા.

"વળી, ધર્માનુજ, એ ધર્મશાસ્ત્રના સ્મૃતિકાર ઉપર પણ આપણે એ અપરાધી વ્યક્તિના વધનો દોષ નથી મૂકતા. કારણ, સ્મૃતિકારે કોઈ ખાસ વ્યક્તિને ઉદ્દેશીને ધર્મશાસ્ત્ર રચ્યું નથી હોતું પણ ધર્મને વિચારીને જ રચ્યું હોય છે. પછી એ નિયમ રાજા અને મારા દ્વારા પોતાની મેળે જ અમલમાં મુકાય છે, પણ સ્મૃતિકારને એનો અમલ કરાવવા કશો પ્રયત્ન કરવો પડતો નથી. સ્મૃતિકારનું કર્તાપણું ધર્મ-શાસ્ત્રને રચવામાં છે, પણ અમુક કોઈ અપરાધીનો વધ કરવામાં નથી એમ આપણે કહીએ છીએ. આમ કર્તા છતાં અકર્તાપણું વિવિધ રીતે થાય છે.

"કપિધ્વજ, પરમાત્મા પણ આ રીતે સૃષ્ટિનો કર્તા છતાં અકર્તા છે. જેમ સ્મૃતિકાર, રાજા તથા મારો મનુષ્યવધના દોષપાત્ર થતા નથી, તેમ પરમાત્માને સૃષ્ટિના કર્તાપણાનું બંધન થતું નથી. કારણ કે, જેમ સ્મૃતિકાર, રાજા તથા મારાને વધ થનાર અપરાધી પ્રત્યે કોઈ જાતનો રાગદ્વેષ નથી, પણ તે પ્રત્યે સાવ તટસ્થ — ઉદાસ — ભાવ છે, અને કેવળ ધર્મને જ દૃષ્ટિમાં રાખી વધના નિમિત્ત થાય છે; તેમ પરમાત્માને સૃષ્ટિની ઉત્પત્તિ વગેરે ક્રિયાઓમાં કોઈ જાતની આસક્તિ કે રાગદ્વેષ નથી, પણ ઉદાસીનતા છે, અને કેવળ પોતાની પ્રકૃતિના કારણથી જ એ કર્મના કર્તા કહેવાય છે.

"અરિંદમન, બિલાડી ઉંદરને મારે છે, કે ગરુડ સર્પને ઝડપી જાય છે, તેથી તે પ્રાણીઓની ઉપર આપણે પાપાચરણનો આક્ષેપ નથી મૂકતા. બિલાડી તથા ગરુડ જન્મસ્વભાવથી જ ઉંદર તથા સર્પનાં ભક્ષક છે અને તેમના એ સ્વભાવનું નિવારણ જ નથી એમ માની આપણે શાંત રહીએ છીએ. વળી, શત્રુતાપન, જેમ કોઈને તાવ આવે તો પોતાના શરીરને ગરમ કરી મૂકયાનો દોષ આપણે તેને લગાડતા નથી, પણ તાવનો એ પ્રકૃતિધર્મ છે એમ માની શાંતિ રાખીએ છીએ, તેમ પરમેશ્વરના અધ્યક્ષપણા નીચે એમની સનાતન

પ્રકૃતિમાંથી ચરાચર જગત એની મેળે જ ઊપજે છે, વધે છે અને નાશ પામે છે, પણ પરમેશ્વરને એ બધું કરવા કશો વિચાર, પ્રયત્ન કે અભ્યાસ કરવો પડતો નથી. વળી, પોતાની સૃષ્ટિ માટે એને કશો રાગદ્વેષ કે આસક્તિ નથી, અને તેનું અભિમાન પણ નથી.

"આ પ્રમાણે હોવાથી, ધર્મપ્રિય, પરમેશ્વર સૃષ્ટિનો કર્તા છતાં અકર્તા જ છે. ૯-૧૦

શ્લોક ૧૧-૧૨

"ભારત, આ પ્રમાણે પરમાત્મા વિશ્વથી અલગ અને તેથી પર, અવ્યય અને અવિનાશીરૂપે છે, તેમ જ આ સર્વ વિશ્વ અને તેનો અણુ અણુ, સર્વ સ્થાવર-જંગમ તથા જડ-ચેતન સૃષ્ટિ એ પરમાત્મરૂપ જ છે અને પરમાત્માથી ભિન્ન કોઈ વસ્તુનું અસ્તિત્વ જ નથી — એ બેય વિધાનો વિવેકપૂર્વક વિચારવાથી સાચાં છે.

"અર્જુન, ભિન્ન ભિન્ન આકારનાં માટીનાં રમકડાં, એના અણુ અણુ પર્યંત, માટી સિવાય બીજું કશું નથી અને સર્વેનો ભાંગીને ચૂરો કરી નાંખીએ તોયે એના માટીપણામાં કશો ફેર પડતો નથી. તેથી સર્વે રમકડાં માટીરૂપ જ હોવા છતાં કોઈ પણ રમકડાના આકારમાં માટીપણું છે એમ ન કહેવાય. માટીપણું તો સર્વે આકારોથી પર છે અને વિશેષ અવ્યય તથા અવિનાશી છે. ધનંજય, આ દૃષ્ટાંતથી પરમાત્મા અને વિશ્વનો સંબંધ લક્ષમાં લઈ શકાય.

"પણ, કૌન્તેય, નાનાં બાળકો માટીની કલ્પના કોઈ આકૃતિવાળા ઢેફારૂપે, રમકડાંરૂપે, અગર ભૂકાના ઢગલારૂપે જ વિચારી શકે છે. આકૃતિ વિના જ કેવળ માટીપણાનો વિચાર કરી શકતાં નથી. તેમ, પાંડવ, મૂઢ બુદ્ધિવાળા માણસો આત્મા કે પરમાત્માનો વિચાર એના કોઈ બાહ્ય આકારમાં જ કરી શકે છે. તે એમ માને છે કે મનુષ્યનું શરીર એ જ માનવાત્મા. અથવા કદીક તેમની એવી સમજ હોય છે કે મનુષ્ય એ વિશ્વનું સૌથી શ્રેષ્ઠ પ્રાણી હોવાથી પરમાત્માનું સ્વરૂપ પણ મનુષ્યાકાર જ છે અને જેમ મનુષ્ય યોજના કરીને માટી વગેરે બાહ્ય પદાર્થોમાંથી ઘડા, માટલાં વગેરે પદાર્થો બનાવે છે, તેમ પરમાત્મા પોતાની બહાર રહેલાં આઠ પ્રકારનાં પ્રકૃતિ

મૂઢ પ્રકૃતિ

તત્ત્વોને મસાલારૂપે વાપરી જડ અને ચેતન વિશ્વને રચે છે. પણ આકાર માત્રથી પર, સર્વ ભૂતોના મહેશ્વર અને વિશ્વના ઉપાદાન-કારણરૂપ પરમેશ્વરની તેઓ કલ્પના જ કરી શકતા નથી.

"વળી, પાર્થ, મૂઢ અને અજાણ્યાં બાળકો સર્પ કે સિંહ શાંતપણે પડ્યો હોય અથવા ચાલ્યો આવતો હોય તો તેમાં તેઓ કશો ભય જોતાં નથી, અને તેમાં પોતાના મૃત્યુની ધાસ્તી રાખતાં નથી. તે સાથે રમવાની કે અટકચાળું કરવાનીયે ઇચ્છા કરે છે. પણ એ સર્પ કે સિંહ ફૂંફાડા મારે અને ક્રોધ તથા બળ દર્શાવતો હેકડા મારે ત્યારે જ એમાં એમને ભયનું દર્શન થાય છે અને તેઓ વ્યગ્ર બને છે. આમ શક્તિના દર્શન વિના તેમને સર્પ કે સિંહના સ્વભાવની કલ્પના થતી નથી.

"એ જ રીતે, પરંતપ, આસુરી પ્રકૃતિવાળા જીવો વિશ્વમાં ઉગ્ર, ભયાનક, અદ્‌ભુત અને વિશાળ રૂપોમાં વ્યક્ત થતી શક્તિ-ઓમાં જ પરમેશ્વરની કલ્પના કરે છે; પણ એનું શાંત, સૌમ્ય, સહજ અને સૂક્ષ્મ સ્વરૂપ વિચારી શકતા નથી તથા તે માટે આદરભાવ પણ કરી શકતા નથી. વ્યક્ત બળ એ જ એમને પરમેશ્વરપણાનું ચિહ્ન જણાય છે.

"આવા મૂઢ ભાવનાવાળા પુરુષો રાક્ષસી કે આસુરી પ્રકૃતિ-વાળા હોઈ તેઓ વ્યર્થ આશા, વ્યર્થ કર્મો, વ્યર્થ જ્ઞાન અને વિપરીત બુદ્ધિને પોષે છે અને મોહક પદાર્થો અને શક્તિઓને જ શોધે છે. ૧૧-૧૨

"પાંડુનંદન, પહેલાં પણ હું તને આસુરી ભાવવાળા અને દૈવી ભાવવાળા મનુષ્યો વચ્ચેના ભેદ વિષે કહી ગયો છું. વળી, દૈવી ભાવવાળા મનુષ્યોમાંયે આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એવા ચાર પ્રકારના ભક્તો છે એમ જણાવી ગયો છું. એ સર્વે મહાન આશયવાળા સત્પુરુષો પરમેશ્વર જ સર્વ ભૂતોનું મૂળ કારણ છે અને સર્વેમાં અવ્યયપણે રહ્યો છે એમ એને ઓળખી એના સિવાય બીજા કોઈ દૈવતને ન માનતાં અનન્યભાવે એને જ ભજે છે. ૧૩

શ્લોક ૧૩–૧૪
भक्त प्रकृति

"કૌન્તેય, આવા અનન્ય ભક્તોમાંયે બે પ્રકાર છે: એક જ્ઞાનપૂર્વક સાંસારિક કર્મો દ્વારા ભક્તિ કરવાવાળા, અને બીજા ભક્તિમાર્ગને નામે ઓળખાતો વિશેષ જાતનો કર્મયોગ આચરનારા.

"પાંડવ, જેમ સંન્યાસીઓ સાંસારિક કર્મોનો ત્યાગ કરી, જ્ઞાનાર્થે અને ચિત્તની શુદ્ધિ અર્થે તપ, સ્વાધ્યાય, ધ્યાન વગેરે જાતના કર્મયોગનું આચરણ કરે છે, તેમ જે ભક્તિમાર્ગીઓ છે તેઓ પરમેશ્વરનું નામસ્મરણ, કીર્તન, ભજન, પૂજન, નમસ્કાર વગેરે દ્વારા પોતાનું ચિત્ત નિરંતર પરમાત્મામાં જોડી, વ્રતોને દૃઢપણે ધારણ કરી અને સદૈવ ભક્તિમાર્ગમાં પ્રયત્નશીલ રહી તેની ઉપાસના કરે છે. ૧૪

"પણ, પાર્થ, જેઓ જ્ઞાનયજ્ઞ કરવાવાળા અનન્ય ભક્તો છે તેઓ આ જાતના ભક્તિમાર્ગને અનુસરતા નથી, પણ પોતાનાં નિત્ય કર્તવ્ય કર્મો દ્વારા પરમાત્માની ભક્તિ કરે છે. તેઓ
શ્લોક ૧૫ સ્પષ્ટપણે સમજે છે કે સમગ્ર વિશ્વમાં એકપણે કહો, ભિન્નપણે કહો કે અનંતપણે કહો, પણ એક પરમાત્મા જ રહ્યો છે અને સર્વેય કર્મો દ્વારા તે જ ઉપાસ્ય છે. ૧૫

"અર્જુન, બ્રાહ્મણો અનેક પ્રકારની સાધનસામગ્રીઓ તથા હોમવાનાં દ્રવ્યો ભેગાં કરી, મંડપો, વેદીઓ વગેરે રચી, મંત્રો ભણી, વિધિઓ સંભાળી, અગ્નિ પ્રકટાવી, દેવોની
શ્લોક ૧૬–૧૯ સ્થાપના કરી અને સંકલ્પો મૂકી યજ્ઞો કરે છે
સર્વબ્રહ્મ પણ એ બધાં જુદાં જુદાં સાધનો, દ્રવ્યો, ક્રિયાઓ, મંત્રોચ્ચારો, દેવો, અગ્નિ વગેરેમાં ભિન્ન વસ્તુઓ નથી, પણ એક પરમાત્મા જ એ સર્વ સ્થૂળ તેમ જ સૂક્ષ્મ ભૌતિક, વાચિક કે માનસિક, દ્રવ્યો અને કર્મોરૂપે છે. વિશ્વનો ઉત્પન્ન કરનાર અને પાલન કરનાર પિતા કહો, કે તેને ધારણ કરનાર અને પ્રસવનાર માતા કહો, કે તેને ઘડનાર ધાતા કે બ્રહ્મા કહો, જે કહો તે એક પરમાત્મા જ છે.

"પરંતપ, પવિત્ર ઓંકાર કહો, કે વેદોનાં સૂક્તો અને મંત્રો કહો, કે એ વેદોથી જે જાણવાની વસ્તુ છે તે કહો, તે સર્વે એ

પરમેશ્વર જ છે. વેદો પણ પરમેશ્વરરૂપ છે, ઓંકાર પણ એનું જ રૂપ છે અને વેદોથી જેને ઓળખવાના છે તે પણ એ જ છે. સર્વેને છેવટે પહોંચવાનું સ્થાન, સર્વેનું ભરણપોષણ કરનાર, સર્વેનો સ્વામી, સર્વનો સાક્ષી, સર્વેનું નિવાસસ્થાન, આશ્રયસ્થાન, સર્વેનો હિતૈષી, સર્વેની ઉત્પત્તિ–સ્થિતિ–પ્રલયનું કારણ, નિધાન અને બીજ એ જ અવ્યય આત્મા છે.

"ધનંજય, પરમાત્મા જ સૂર્ય અને અગ્નિ દ્વારા તપે છે, સૂકવે છે અને વરસે છે. પ્રાણીઓનો અમર આત્મા પણ એ જ છે અને મૃત્યુમાં પ્રાણીઓનાં શબમાંથીયે પરમેશ્વરનો અભાવ થતો નથી, પણ મૃત્યુરૂપેયે એનો એ જ છે. અવિનાશી–સત્યરૂપ–પણ એ જ છે અને નાશવંત–અસતરૂપ–પણ એ જ છે. ૧૬-૧૯

"કુન્તીનંદન, સત્ય આ પ્રકારનું હોવા છતાં ત્રણ વેદને ભણેલા બ્રાહ્મણો પણ એ પરમાત્માને સમજતા નથી. પણ સોમરસ પીને, જુદાં જુદાં પાપોનાં જુદાં જુદાં પ્રાયશ્ચિત્તો કરીને, તથા અટપટા વિધિઓવાળા વિવિધ યજ્ઞો કરીને છેવટે સ્વર્ગપ્રાપ્તિની જ કામના રાખે છે. ગાયોનાં અને સુવર્ણનાં દાનો આપી, ઇષ્ટાપૂર્ત કર્મો કરી, ખૂબ પુણ્ય ભેગું કરી એટલી જ ઇચ્છા કરે છે કે એ બધાંને પરિણામે મરણ પછી એમને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય અને ત્યાં લાંબો કાળ સુધી દેવોના ભોગો ભોગવવાના મળે.

श्लोक २०–२१ सकाम तथा अनन्य भक्ति

"ઇન્દ્રપ્રિય, કોઈ દરિદ્રીએ એક વાર મહેનત કરી, પૈસો ભેગો કરી રાખ્યો હોય અને પછી મહેનત કરવાનું તથા તેમાં ઉમેરો કરવાનું છોડી દઈ એને સુખચેનમાં ખરચવા માંડે અને પછી વપરાઈ ગયા બાદ પાછો જેવો ને તેવો દરિદ્રી થઈને રહે, તેમ આ પુણ્યનો સંગ્રહ કરવાની પાછળ પડેલા લોકો પોતાની કામનાથી નિર્માણ કરેલા વિશાળ સ્વર્ગલોકને પુણ્ય ખપી જાય ત્યાં સુધી ભોગવે છે, અને પછી પાછા મૃત્યુલોકમાં આવીને પડે છે. આમ, ધનુર્ધર, વેદોના કેવળ કર્મકાંડને અનુસરવાવાળા તેઓ પોતાની વાસનાઓના ગુલામ બની મૃત્યુ અને સ્વર્ગની વચ્ચે આવજા કર્યા કરે છે. ૨૦-૨૧

"કૌન્તેય, આવા અનન્ય ભક્તોમાંયે બે પ્રકાર છે: એક જ્ઞાનપૂર્વક સાંસારિક કર્મો દ્વારા ભક્તિ કરવાવાળા, અને બીજા ભક્તિમાર્ગને નામે ઓળખાતો વિશેષ જાતનો કર્મયોગ આચરનારા.

"પાંડવ, જેમ સંન્યાસીઓ સાંસારિક કર્મોનો ત્યાગ કરી, જ્ઞાનાર્થે અને ચિત્તની શુદ્ધિ અર્થે તપ, સ્વાધ્યાય, ધ્યાન વગેરે જાતના કર્મયોગનું આચરણ કરે છે, તેમ જે ભક્તિમાર્ગીઓ છે તેઓ પરમેશ્વરનું નામસ્મરણ, કીર્તન, ભજન, પૂજન, નમસ્કાર વગેરે દ્વારા પોતાનું ચિત્ત નિરંતર પરમાત્મામાં જોડી, વ્રતોને દૃઢપણે ધારણ કરી અને સદૈવ ભક્તિમાર્ગમાં પ્રયત્નશીલ રહી તેની ઉપાસના કરે છે. ૧૪

"પણ, પાર્થ, જેઓ જ્ઞાનયજ્ઞ કરવાવાળા અનન્ય ભક્તો છે તેઓ આ જાતના ભક્તિમાર્ગને અનુસરતા નથી, પણ પોતાનાં નિત્ય કર્તવ્ય કર્મો દ્વારા પરમાત્માની ભક્તિ કરે છે. તેઓ

શ્લોક ૧૫

સ્પષ્ટપણે સમજે છે કે સમગ્ર વિશ્વમાં એકપણે કહો, ભિન્નપણે કહો કે અનંતપણે કહો, પણ એક પરમાત્મા જ રહ્યો છે અને સર્વેય કર્મો દ્વારા તે જ ઉપાસ્ય છે. ૧૫

"અર્જુન, બ્રાહ્મણો અનેક પ્રકારની સાધનસામગ્રીઓ તથા હોમવાનાં દ્રવ્યો ભેગાં કરી, મંડપો, વેદીઓ વગેરે રચી, મંત્રો ભણી, વિધિઓ સંભાળી, અગ્નિ પ્રકટાવી, દેવોની

શ્લોક ૧૬–૧૯
સર્વબ્રહ્મ

સ્થાપના કરી અને સંકલ્પો મૂકી યજ્ઞો કરે છે પણ એ બધાં જુદાં જુદાં સાધનો, દ્રવ્યો, ક્રિયાઓ, મંત્રોચ્ચારો, દેવો, અગ્નિ વગેરેમાં ભિન્ન વસ્તુઓ નથી, પણ એક પરમાત્મા જ એ સર્વ સ્થૂળ તેમ જ સૂક્ષ્મ ભૌતિક, વાચિક કે માનસિક, દ્રવ્યો અને કર્મોરૂપે છે. વિશ્વનો ઉત્પન્ન કરનાર અને પાલન કરનાર પિતા કહો, કે તેને ધારણ કરનાર અને પ્રસવનાર માતા કહો, કે તેને ઘડનાર ધાતા કે બ્રહ્મા કહો, જે કહો તે એક પરમાત્મા જ છે.

"પરંતપ, પવિત્ર ઓંકાર કહો, કે વેદોનાં સૂક્તો અને મંત્રો કહો, કે એ વેદોથી જે જાણવાની વસ્તુ છે તે કહો, તે સર્વે એ

પરમેશ્વર જ છે. વેદો પણ પરમેશ્વરરૂપ છે, ૐકાર પણ એનું જ રૂપ છે અને વેદોથી જેને ઓળખવાના છે તે પણ એ જ છે. સર્વેને છેવટે પહોંચવાનું સ્થાન, સર્વેનું ભરણપોષણ કરનાર, સર્વેનો સ્વામી, સર્વનો સાક્ષી, સર્વેનું નિવાસસ્થાન, આશ્રયસ્થાન, સર્વેનો હિતૈષી, સર્વેની ઉત્પત્તિ–સ્થિતિ–પ્રલયનું કારણ, નિધાન અને બીજ એ જ અવ્યય આત્મા છે.

"ધનંજય, પરમાત્મા જ સૂર્ય અને અગ્નિ દ્વારા તપે છે, સૂકવે છે અને વરસે છે. પ્રાણીઓનો અમર આત્મા પણ એ જ છે અને મૃત્યુમાં પ્રાણીઓનાં શબમાંથીયે પરમેશ્વરનો અભાવ થતો નથી, પણ મૃત્યુરૂપેયે એનો એ જ છે. અવિનાશી – સત્યરૂપ – પણ એ જ છે અને નાશવંત – અસતરૂપ – પણ એ જ છે. ૧૬-૧૯

"કુન્તીનંદન, સત્ય આ પ્રકારનું હોવા છતાં ત્રણ વેદને ભણેલા બ્રાહ્મણો પણ એ પરમાત્માને સમજતા નથી. પણ સોમરસ પીને, જુદાં જુદાં પાપોનાં જુદાં જુદાં પ્રાયશ્ચિત્તો

શ્લોક ૨૦–૨૧ सकाम तथा अनन्य भक्ति

કરીને, તથા અટપટા વિધિઓવાળા વિવિધ યજ્ઞો કરીને છેવટે સ્વર્ગપ્રાપ્તિની જ કામના રાખે છે. ગાયોનાં અને સુવર્ણનાં દાનો આપી, ઇષ્ટાપૂર્ત કર્મો કરી, ખૂબ પુણ્ય ભેગું કરી એટલી જ ઇચ્છા કરે છે કે એ બધાંને પરિણામે મરણ પછી એમને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય અને ત્યાં લાંબો કાળ સુધી દેવોના ભોગો ભોગવવાના મળે.

"ઇન્દ્રપ્રિય, કોઈ દરિદ્રીએ એક વાર મહેનત કરી, પૈસો ભેગો કરી રાખ્યો હોય અને પછી મહેનત કરવાનું તથા તેમાં ઉમેરો કરવાનું છોડી દઈ એને સુખચેનમાં ખરચવા માંડે અને પછી વપરાઈ ગયા બાદ પાછો જેવો ને તેવો દરિદ્રી થઈને રહે, તેમ આ પુણ્યનો સંગ્રહ કરવાની પાછળ પડેલા લોકો પોતાની કામનાથી નિર્માણ કરેલા વિશાળ સ્વર્ગલોકને પુણ્ય ખપી જાય ત્યાં સુધી ભોગવે છે, અને પછી પાછા મૃત્યુલોકમાં આવીને પડે છે. આમ, ધનુર્ધર, વેદોના કેવળ કર્મકાંડને અનુસરવાવાળા તેઓ પોતાની વાસનાઓના ગુલામ બની મૃત્યુ અને સ્વર્ગની વચ્ચે આવજા કર્યા કરે છે. ૨૦-૨૧

બીજા કોઈને પૂજી શકતા નથી; કારણ, તે જ એક સર્વ યજ્ઞો દ્વારા પૂજાનારો અને સર્વે યજ્ઞોનાં ફળોનો આપનાર સ્વામી છે. ૨૩-૨૪

"પણ, પ્રજ્ઞાવાન ભારત, જેમ સ્વપ્નમાં શત્રુને લાત મારવા જનાર માણસ પોતાના પગને જ ખાટલા સાથે અફાળી ઈજા કરે છે; અથવા જેમ રત્નની પરીક્ષા ન કરી શકનાર કોઈ માણસ પોતાને મળેલા મૂલ્યવાન રત્નને નજીવી કિંમતે વેચી દે છે; તેમ આ અનેક દેવોની આરાધના કરનાર સકામ ભક્તો પરમાત્માને તત્ત્વથી જાણતા ન હોવાથી તેને જ ભજતાં છતાં ભક્તિનું પૂરું ફળ પામી શકતા નથી.

"સવ્યસાચી, સત્યસંકલ્પ આત્મા ભક્તને જેવી તેની કામના તેવી ગતિ આપે છે. આથી દેવોપાસકો દેવોના, પિતૃઓના ઉપાસકો પિતૃના, ભૂતોના ઉપાસકો ભૂતોના પદને પામે છે અને જે પરમાત્માના ઉપાસકો છે તે જ પરમાત્માના પદને પામે છે. ૨૫

"અર્જુન, અન્ય દેવોની અને એક પરમાત્માની અનન્ય ભક્તિમાં બીજા પણ ઘણા ભેદો છે તે પણ હું
શ્લોક ૨૬ તને જણાવવા ઇચ્છું છું.

"પાંડવ, તું જાણે છે કે દેવોની ભક્તિમાં ચોક્કસ પ્રકારની જ સાધનસામગ્રીઓ અને દ્રવ્યોની જરૂર પડે છે; એના વિધિઓ જરાયે ભૂલ કર્યા વિના સાચવવા પડે છે; એનું યજન ઠરાવેલા મંત્રોથી જ થઈ શકે છે; અને એ સર્વેમાં જો કોઈ ઠેકાણે ભૂલચૂક થઈ જાય તો આખી આરાધના નિષ્ફળ જાય છે એટલું જ નહિ, પણ ભક્તને આપત્તિ આવવાનીયે ધાસ્તી ઉત્પન્ન થાય છે.

"પ્રિય મિત્ર, જીવોના પરમસુહૃદ પરમાત્માની ભક્તિમાં આવાં વિઘ્નો નથી. એક દૃષ્ટિએ જોઈએ તો એમાં એક જ વસ્તુની અપેક્ષા છે અને તે સાચા ભાવની. ઈશ્વરનો એવો ભક્તિમાન ઉપાસક પોતાની પાસે પત્ર, પુષ્પ, ફળ કે પાણી જેવાં નજીવાં સાધનો જ હોય તોયે તે વડે ઈશનું આરાધન કરી શકે છે અને મૂલ્યવાન સંપત્તિ અર્પણ કરનાર સમ્રાટ કરતાં વધારે કૃતાર્થ થઈ શકે છે. કારણ, પરમાત્મા કેવળ એના ભાવને જ તપાસે છે, એણે અર્પણ કરેલી સંપત્તિની કિંમત તપાસતો નથી. ૨૬

બીજા કોઈને પૂજી શકતા નથી; કારણ, તે જ એક સર્વ યજ્ઞો દ્વારા પૂજાનારો અને સર્વે યજ્ઞોનાં ફળોનો આપનાર સ્વામી છે. ૨૩-૨૪

"પણ, પ્રજ્ઞાવાન ભારત, જેમ સ્વપ્નમાં શત્રુને લાત મારવા જનાર માણસ પોતાના પગને જ ખાટલા સાથે અફાળી ઈજા કરે છે; અથવા જેમ રત્નની પરીક્ષા ન કરી શકનાર કોઈ માણસ પોતાને મળેલા મૂલ્યવાન રત્નને નજીવી કિંમતે વેચી દે છે; તેમ આ અનેક દેવોની આરાધના કરનાર સકામ ભક્તો પરમાત્માને તત્ત્વથી જાણતા ન હોવાથી તેને જ ભજતાં છતાં ભક્તિનું પૂરું ફળ પામી શકતા નથી.

"સવ્યસાચી, સત્યસંકલ્પ આત્મા ભક્તને જેવી તેની કામના તેવી ગતિ આપે છે. આથી દેવોપાસકો દેવોના, પિતૃઓના ઉપાસકો પિતૃના, ભૂતોના ઉપાસકો ભૂતોના પદને પામે છે અને જે પરમાત્માના ઉપાસકો છે તે જ પરમાત્માના પદને પામે છે. ૨૫

"અર્જુન, અન્ય દેવોની અને એક પરમાત્માની અનન્ય ભક્તિમાં બીજા પણ ઘણા ભેદો છે તે પણ હું તને જણાવવા ઇચ્છું છું.

શ્લોક ૨૬

"પાંડવ, તું જાણે છે કે દેવોની ભક્તિમાં ચોક્કસ પ્રકારની જ સાધનસામગ્રીઓ અને દ્રવ્યોની જરૂર પડે છે; એના વિધિઓ જરાયે ભૂલ કર્યા વિના સાચવવા પડે છે; એનું યજન ઠરાવેલા મંત્રોથી જ થઈ શકે છે; અને એ સર્વેમાં જો કોઈ ઠેકાણે ભૂલચૂક થઈ જાય તો આખી આરાધના નિષ્ફળ જાય છે એટલું જ નહિ, પણ ભક્તને આપત્તિ આવવાનીયે ધાસ્તી ઉત્પન્ન થાય છે.

"પ્રિય મિત્ર, જીવોના પરમસુહૃદ પરમાત્માની ભક્તિમાં આવાં વિઘ્નો નથી. એક દૃષ્ટિએ જોઈએ તો એમાં એક જ વસ્તુની અપેક્ષા છે અને તે સાચા ભાવની. ઈશ્વરનો એવો ભક્તિમાન ઉપાસક પોતાની પાસે પત્ર, પુષ્પ, ફળ કે પાણી જેવાં નજીવાં સાધનો જ હોય તોયે તે વડે ઈશનું આરાધન કરી શકે છે અને મૂલ્યવાન સંપત્તિ અર્પણ કરનાર સમ્રાટ કરતાં વધારે કૃતાર્થ થઈ શકે છે. કારણ, પરમાત્મા કેવળ એના ભાવને જ તપાસે છે, એણે અર્પણ કરેલી સંપત્તિની કિંમત તપાસતો નથી. ૨૬

"પણ, શ્રદ્ધાવાન સખા, જે જ્ઞાની અનન્ય ભક્તો છે, જે પરમાત્મા સિવાય બીજા કોઈ દેવને શ્રદ્ધેય સમજતા નથી અને તેથી તેના સિવાય કોઈને ભજતા નથી, જેઓ નિત્ય પરમેશ્વરમાં જ પોતાની વૃત્તિને ઠરાવે છે, તેઓ ભોગને વિષે એવા ઉદાસીન રહે છે કે તેની ચિંતા કદી કરતા જ નથી, પણ પરિસ્થિતિ અનુસાર જે મળે તેથી સંતોષ માને છે. ધર્માનુજ, તેઓ વધારે ઇચ્છતા નથી, અધર્મનું ઇચ્છતા નથી અને અધર્મથીયે કશું ઇચ્છતા નથી. તેથી તેઓની જે આવશ્યકતાઓ છે તે સર્વાન્તર્યામી પરમાત્મા જ પૂરી પાડે છે. એને શું જોઈશે તેની ચિંતા બીજા મનુષ્યો કરે છે એટલું જ નહિ, પણ આ મૂક અને જડ જેવી જણાતી કુદરત પણ, જાણે એને માટે ચિંતા કરતી હોય તેમ, એની સેવામાં હાજર થાય છે અને એની જરૂરિયાતો પૂરી પાડે છે. ૨૨

શ્લોક ૨૨

"પણ, મહાબાહો, કામનિકને આવી શ્રદ્ધા આવી શકતી નથી. તેઓ તો જુદી જુદી કામનાઓ માટે જુદા જુદા દેવો નિર્માણ કરી શ્રદ્ધાથી તેમની ભક્તિ કરે છે અને તે તે કામનાઓની તૃપ્તિ માટે યાચના કરે છે. તેઓ એકને કહે છે, વિદ્યા આપ; બીજાને કહે છે, ધન આપ; ત્રીજાની સંતતિ માટે આરાધના કરે છે; ચોથાને રાજ્ય માટે બળિ ચડાવે છે; અને પાંચમાની રોગનિવારણાર્થે તુષ્ટ કરવા મથે છે.

શ્લોક ૨૩–૨૫

"અર્જુન, જોકે આમ તેઓ જુદા જુદા દેવોને ભજે છે છતાં તેઓ પરમાત્મા સિવાય બીજા કોઈને જ ભજતા નથી. કારણ કે જો તેના સિવાય શક્તિઓનો બીજો કોઈ સ્વામી છે જ નહિ તો તેઓ કયા બીજાની સાચે જ આરાધના કરી શકે? પરંતપ, માણસ ગંગામાં નહાય, જમનામાં નહાય કે સરસ્વતીમાં નહાય, પણ એ ત્રણેમાં એક જળ જ હોય તો તેઓ જળ સિવાય બીજા શામાં નહાય છે વારુ? અથવા માણસ મુગટ પહેરે, કુંડળ પહેરે કે કડું પહેરે, જો તેમાં સોના સિવાય બીજી કોઈ ધાતુ જ ન હોય તો તેઓ સોના સિવાય બીજું શું પહેરે છે વારુ? આ પ્રમાણે, મનુષ્યો ઇંદ્રને પૂજે, વરુણને પૂજે કે અગ્નિને પૂજે, પણ તેઓ પરમાત્મા સિવાય

બીજા કોઈને પૂજી શકતા નથી; કારણ, તે જ એક સર્વ યજ્ઞો દ્વારા પૂજાનારો અને સર્વે યજ્ઞોનાં ફળોનો આપનાર સ્વામી છે. ૨૩-૨૪

"પણ, પ્રજ્ઞાવાન ભારત, જેમ સ્વપ્નમાં શત્રુને લાત મારવા જનાર માણસ પોતાના પગને જ ખાટલા સાથે અફાળી ઈજા કરે છે; અથવા જેમ રત્નની પરીક્ષા ન કરી શકનાર કોઈ માણસ પોતાને મળેલા મૂલ્યવાન રત્નને નજીવી કિંમતે વેચી દે છે; તેમ આ અનેક દેવોની આરાધના કરનાર સકામ ભક્તો પરમાત્માને તત્ત્વથી જાણતા ન હોવાથી તેને જ ભજતાં છતાં ભક્તિનું પૂરું ફળ પામી શકતા નથી.

"સવ્યસાચી, સત્યસંકલ્પ આત્મા ભક્તને જેવી તેની કામના તેવી ગતિ આપે છે. આથી દેવોપાસકો દેવોના, પિતૃઓના ઉપાસકો પિતૃના, ભૂતોના ઉપાસકો ભૂતોના પદને પામે છે અને જે પરમાત્માના ઉપાસકો છે તે જ પરમાત્માના પદને પામે છે. ૨૫

"અર્જુન, અન્ય દેવોની અને એક પરમાત્માની અનન્ય ભક્તિમાં બીજા પણ ઘણા ભેદો છે તે પણ હું
શ્લોક ૨૬ તને જણાવવા ઇચ્છું છું.

"પાંડવ, તું જાણે છે કે દેવોની ભક્તિમાં ચોક્કસ પ્રકારની જ સાધનસામગ્રીઓ અને દ્રવ્યોની જરૂર પડે છે; એના વિધિઓ જરાયે ભૂલ કર્યા વિના સાચવવા પડે છે; એનું યજન ઠરાવેલા મંત્રોથી જ થઈ શકે છે; અને એ સર્વેમાં જો કોઈ ઠેકાણે ભૂલચૂક થઈ જાય તો આખી આરાધના નિષ્ફળ જાય છે એટલું જ નહિ, પણ ભક્તને આપત્તિ આવવાનીયે ધાસ્તી ઉત્પન્ન થાય છે.

"પ્રિય મિત્ર, જીવોના પરમસુહૃદ પરમાત્માની ભક્તિમાં આવાં વિઘ્નો નથી. એક દૃષ્ટિએ જોઈએ તો એમાં એક જ વસ્તુની અપેક્ષા છે અને તે સાચા ભાવની. ઈશ્વરનો એવો ભક્તિમાન ઉપાસક પોતાની પાસે પત્ર, પુષ્પ, ફળ કે પાણી જેવાં નજીવાં સાધનો જ હોય તોયે તે વડે ઈશનું આરાધન કરી શકે છે અને મૂલ્યવાન સંપત્તિ અર્પણ કરનાર સમ્રાટ કરતાં વધારે કૃતાર્થ થઈ શકે છે. કારણ, પરમાત્મા કેવળ એના ભાવને જ તપાસે છે, એણે અર્પણ કરેલી સંપત્તિની કિંમત તપાસતો નથી. ૨૬

"પણ, કુરુકુલેંદ્ર, આ પરથી રખેને તું એમ સમજતો કે પરમેશ્વર અલ્પસંતોષી અને છેતરી શકાય એવો છે અને તુલસીપત્ર આપી, ફૂલ ચડાવી, ફળ અને પાણીનું નૈવેદ્ય ધરીએ એટલે એની ભક્તિ સંપૂર્ણપણે થઈ જાય છે.

શ્લોક ૨૭-૨૮

"અર્જુન, પરમાત્મા સાધનો અને દ્રવ્યોની કિંમત વિષે ઉદાસીન છે અને કેવળ ભાવની જ અપેક્ષા કરે છે, એનો અર્થ એટલો જ છે કે દેવોની જેમ એ દ્રવ્યાર્થી નથી. પાર્થ, જેની પાસે કશું ન હોય તે બજારમાં જઈ ખરીદી કરી શકે નહિ; તેમ જેની પાસે જે દેવને આવશ્યક થનારું દ્રવ્ય ન હોય તે તે દેવની આરાધના કરી શકતો નથી. પણ પરમાત્માને વિષે આમ નથી. તુલસીપત્ર અને પાણી જેવી વસ્તુથીયે તેની આરાધના કરી શકાય છે.

"પણ, બીજી બાજૂથી, પરમાત્માની ભક્તિ તો સર્વસ્વાર્પણ વડે જ થઈ શકે છે. એટલે કે, જો ભક્તની પાસે પત્રપુષ્પ જ સર્વસ્વ હોય, તે સિવાય બીજું કશું હોય જ નહિ, તો તે તેટલાં વડેયે પરમાત્માની ભક્તિ કરી શકે. પણ જો કોઈ પુરુષ સર્વસ્વ પોતા પાસે રાખી કેવળ પત્રપુષ્પ જ ઇશ્વરાર્પણ કરે તો તેની ભક્તિથી ભગવાન ઠગાતો નથી.

"કૌન્તેય, અનન્ય ભક્તિ એટલે ઇશ્વર સિવાય બીજું કાંઈ પ્રિય ન હોવું તે. આથી, જેમ કોઈ લોભી પુરુષ પોતાને ઘેર આવેલા પરમમિત્રની પોતાની સારામાં સારી સામગ્રીથી પરોણાગત કરવાને બદલે પોતે મિષ્ટાન્ન ખાય અને મિત્રને ખીચડી આપે, અથવા પોતે ચાંદીની થાળીમાં જમે અને મિત્રને માટીનું પાત્ર આપે, તો તેણે મૈત્રી દર્શાવી એમ ન કહેવાય; તેમ જો ભક્ત પોતાની સર્વસ્વ અને શ્રેષ્ઠ સંપત્તિ પરમાત્માપ્રીત્યર્થ સોંપવાને બદલે તેનો નાનકડો અંશ જ ઇશ્વરપ્રીત્યર્થ અર્પણ કરે તો તે કર્મ ભક્તિ નામને પાત્ર થતું નથી.

"આથી, પાર્થ, ઇશ્વરભક્તિને માટે બીજો શબ્દ યોજીએ તો તે સર્વસ્વાર્પણ થાય. તું પૂજાનિમિત્તે થોડાં દ્રવ્યો ઇશ્વરાર્પણ કરી તારી ભક્તિ પૂરી થયેલી સમજે તો જે સર્વસંકલ્પસંન્યાસરૂપ યોગની, સમબુદ્ધિની, જ્ઞાનવિજ્ઞાનપૂર્વક પરમાત્માના જ્ઞાનની તથા

સાંસારિક કર્મોદ્વારા ભક્તિમાર્ગની હું વાત કરું છું તેની સિદ્ધિ થઈ શકે નહિ.

"એટલે, ગુડાકેશ, આ મોક્ષને આપવાવાળી પરાભક્તિ માટે તો તારે તારું સમગ્ર જીવન જ ઈશ્વિરાર્પણ કરવું રહ્યું. તું જે કરે, ખાય, ભોગવે, હોમે, આપે, તપ કરે, તે સર્વ જ પરમાત્માને અર્પણ કરવું જોઈએ. એટલે કે કાયા, વાચા કે મનથી તું જે કાંઈ ક્રિયા કરે તે બધીથી તું તારે પોતાને માટે એક જ ફળની ઇચ્છા કર. તે એ કે સર્વને પરિણામે તારું ચિત્ત અત્યંત શુદ્ધ થઈ તેમાં સત્યરૂપી પરમાત્માનું સ્થિરજ્ઞાન પ્રગટો અને તેમાં તારી સ્થિરનિષ્ઠા થાઓ. એ સિવાય બીજી કોઈ પણ આ લોકની કે પરલોકની કામના તું રાખીશ નહિ.

"વળી, દ્રૌપદીકાન્ત, ઈશ્વિરાર્પણ એટલે પરાર્થે જીવન. જગતમાં જે કોઈ દેવ, માનવ, પશુ, પક્ષી, જીવજંતુ હોય તે સર્વે પરમાત્મરૂપ હોવાથી તેમના હિતાર્થે જ જીવનવ્યવહાર કરી રાખવો, એ ઈશ્વરસમર્પિત જીવન થાય.

"મહારથી, દેહધારીને પોતાના વ્યક્તિત્વનું ભાન જ ન હોવું એ સાવ શક્ય નથી. એ પોતે પણ પરમાત્મરૂપ જ છે એ સાચું, છતાં એ જો આ પ્રકારનું અભિમાન કરવા જાય તો અધોગતિને જ પામે. કારણ, પરમાત્માના પરમભાવમાં હુંપણાના ભાનને સ્થાન નથી, અને જ્યાં હુંપણાનું ભાન ઊઠે છે, ત્યાં પરમાત્માનો પરમભાવ નથી, પણ તેની ગૌણ પ્રકૃતિનું જ દર્શન છે. આથી ઈશ્વરભક્ત પોતાની અહંવૃત્તિને અને વ્યક્તિત્વને સાક્ષાત્ ટાળી શકતો નથી, પણ જ્ઞાન તથા ભક્તિ વડે ટાળે છે. એટલે જેમાં જેમાં એને હું અને મારું એવું ભાન ઉત્પન્ન થાય છે તે સર્વને એ લોકકલ્યાણાર્થ અર્પણ કરી નિરંતર નિઃસ્વ (પોતાનું કશું નહિ એવો) બનતો રહે છે. જેમ માણસ શરીરમાં મળને ભેગો કરવા ઇચ્છતો નથી પણ નિરંતર કાઢી નાંખવા જ પ્રયત્ન કરે છે, તેમ ઈશ્વિરભક્ત પોતે અથવા પોતાનું જે કાંઈ હોય, થાય અથવા રહે તેને પરાર્થે વાપરી નાંખવા જ પ્રયત્નવાન રહે છે. ૨૭

"આ રીતે સર્વસ્વ પરમેશ્વરને અર્પણ કરી દેનારો ભક્ત અને મેં પહેલાં કહ્યો તેવો સર્વસંકલ્પસંન્યાસી એ બેમાં ભેદ નથી.

શુભ અને અશુભ ફળો આપનારાં કર્મો આવા ભક્તોને બંધનકારી થઈ શકતાં નથી. પણ તે વડે એની ચિત્તશુદ્ધિ અને જ્ઞાનશુદ્ધિ થાય છે અને તેની પરમપદમાં સ્થિતિ થાય છે." ૨૮

મધુસૂદનનું આ સર્વ નિરૂપણ સાંભળી અર્જુનના મનમાં એક શંકા ઊઠી. તેણે પૂછ્યું:

શ્લોક ૨૯ "ગોવિંદ, તમે કહ્યું કે જે લોકો જુદા જુદા દેવોને ભજે છે તેઓ પણ અજાણ્યે પરમાત્માને જ ભજે છે, પણ પોતાના અજાણપણાને લીધે પરમાત્માને પામતા નથી, પણ પોતાના ઇષ્ટદેવોને જ પામે છે. પણ જેઓ પરમાત્માને ઓળખીને તેને જ ભજે છે તેઓ જ પરમપદને પામે છે.

"વાસુદેવ, સર્વત્ર સમપણે રહેલા નિષ્પક્ષપાત બ્રહ્મમાં આવો ભેદભાવ શા માટે? માધવ, કોઈ માણસ સાકરને મીઠું સમજીને ખાય કે સાકર સમજીને ખાય, બન્નેને એ ગળપણનો સરખો જ સ્વાદ આપે છે. તેમ પરમાત્મા પોતાના પદની પ્રાપ્તિ જ્ઞાનથી કે અજ્ઞાનથી ભક્તિ કરનારને સરખી કાં ન આપે? પરમાત્માના સમપણામાં આ ન્યૂનતા ન કહેવાય કે?"

અર્જુનની શંકા સાંભળી લઈ શ્રીકૃષ્ણ પ્રસન્ન વદને બોલ્યા:

"અર્જુન, ભલે તેં શંકા ઉઠાવી. પરમાત્મા સર્વત્ર સમપણે રહેલો છે અને તેને કોઈ વહાલુંયે નથી તેમ અળખામણુંયે નથી, એ સાવ સાચું છે. પુણ્યશાળીને, પાપીને, આસુરી સ્વભાવવાળાને, દૈવી સ્વભાવવાળાને, જડને, ચેતનને—સર્વને એ પોતાને વિષે સમપણે ધારીને રહ્યા છે. એને ભજનારાથીયે એ દૂર નથી, ન ભજનારાથીયે એ અણુ જેટલા દૂર નથી. દેવોને ભજનારાઓની કામનાઓને એ જ પૂરી પાડે છે અને પરમપદને ઇચ્છનારા નિષ્કામ ભક્તની કામનાઓનો અંત આણવાની ઇચ્છા એ જ તૃપ્ત કરે છે. આમાં જરાયે સંશય નથી.

"પણ, સુભદ્રાનાથ, દેવભક્તોને એ કારણથી પરમપદની પ્રાપ્તિ તથા તેની શાંતિ મળી શકતી નથી. પહેલું કારણ એ કે તેમની બુદ્ધિ હજી ભોગોમાં એટલી આસક્ત હોય છે કે પરમપદની તેમને ઇચ્છા જ નથી. તેમને કોઈ તે આપવા જાય તોયે તેને તેઓ લેવા

ન ઇચ્છે. શત્રુંજય, જે માણસ પાણી માગે તેને દૂધ આપવાથી સુખ નથી થતું; મીઠું માગનારને સાકર આપવાથી અનુગ્રહ નથી લાગતો; દારૂના વ્યસનીને સુધારસ પિવાડો તો તે કૃતજ્ઞતા નથી દર્શાવતો. યોગ્ય હોય કે અયોગ્ય હોય, પ્રાણીઓ પોતાની કામનાની જ તૃપ્તિને ઇચ્છે છે, શ્રેયને નથી ઇચ્છતા. આથી કર્મફળપ્રદાતા પરમેશ્વર તેમની તે તે કામનાઓ પૂરી પાડી તેમને સંતોષ આપે છે.

"વળી, ધનુર્ધર, સકામ ભક્તો પરમપદમાં નથી પહોંચી શકતા એનું બીજું કારણ સાંભળ:

"પરંતપ, જેમ વિરાટરાજાના નગરથી તું રથમાં બેસી કુરુક્ષેત્રમાં આવ્યો, તેમ પરમપદને પહોંચવા માટે કાંઈ સ્થાનાંતર કરવું પડતું નથી. પરમપદમાં કોણ નથી? જે કાંઈ છે તે સર્વ તેને વિષે જ રહેલું છે. ક્યાંયે જવાનું નથી, આવવાનું નથી કે કાંઈ મેળવવાનુંયે નથી. પોતાની ઇંદ્રિયોથીયે વધારે નજીકમાં, મન કરતાંયે વધારે નિકટપણે એ પરમાત્મા રહેલો છે. પણ, મહાબાહુ, જેમ પોતાના ઘરમાં ધન દાટેલું છે એમ જે જાણતો નથી તે તેનો ઉપભોગ કે આનંદ મેળવી શકતો નથી, તેમ જ કંજૂસ માણસ એનું અસ્તિત્વ જાણે છે પણ અનિચ્છાને કારણે તેનો ઉપભોગ કે આનંદ મેળવી શકતો નથી. એ જ રીતે પરમાત્માને ન ઓળખનારને અથવા ઓળખતાં છતાં ન ઇચ્છનારને તેની પ્રાપ્તિ અને શાંતિ ન થાય તેમાં શું આશ્ચર્ય?

"આમ જે પરમાત્માને જ ભક્તિપૂર્વક ભજે છે તેને જ એ મળે છે." ૨૯

શ્લોક ૩૦ – ૩૪
ભક્તિનો અધિકારી

શ્રીકૃષ્ણના આ ખુલાસાથી અર્જુનને સંતોષ થયો અને તેથી એ સ્થાનના ઉમેદવાર થવાને કેટલો પૂર્વાધિકાર જોઈએ તે જાણવા એ ઉત્સુક થયો. એ બોલ્યો:

"હૃષીકેશ, તમે કહ્યું એ મારા મનમાં ઊતર્યું. પણ હવે, આવી પરમપદની આકાંક્ષા કોને થઈ શકે? કોણ રાખે? પદની પ્રાપ્તિ પહેલાં પૂર્વતૈયારીરૂપે એણે કોઈ દેવોનું ભજનપૂજન કર્યું હોવું જોઈએ કે? એના પૂર્વ-સંસ્કારો કેવા હોવા જોઈએ? આ બધું મને ખુલાસાથી સમજાવો."

"બહુ સારું," કહી બળદેવબંધુ બોલ્યા :

"અર્જુન, પરમપદના ઉમેદવાર થવાને એક જ સંપત્તિની જરૂર છે : તે અત્યંત ભક્તિમાન હૃદય. આ સિવાય બીજું કોઈ સાધન નહિ જોઈએ, પૂર્વતૈયારી ન જોઈએ, પૂર્વચરિત ન જોઈએ. જેમ કોઈ માણસ બજારમાં સોનાનો સિક્કો લઈને જાય તો તેને વટાવીને જીવનના આવશ્યક પદાર્થો મેળવી લઈ શકે છે, કારણ કે સુવર્ણમુદ્રાને બજારના દુકાનદારો છૂટથી સ્વીકારે છે; તેમ અનન્ય-ભક્તિવાળા હૃદયને બીજાં સર્વે સાધનો મેળવી લેવામાં અડચણ આવતી નથી.

"આથી, ધનંજય, મનુષ્યનું પૂર્વજીવન અત્યંત દોષમય વીત્યું હોય, એનો જન્મ અધમ અને પાપી કુળમાં થયો હોય, સ્ત્રી, વૈશ્ય કે શૂદ્ર જેવી વૈદિક સંસ્કારોથી વંચિત રહેલી એ વ્યક્તિ હોય, તોયે જો એના હૃદયમાં પરમાત્મા પ્રત્યે અનન્ય ભક્તિ ઊપજે તો ત્યારથી એનું સઘળું સુધરી જ ગયું એમ સમજ. પોતાના સર્વ દોષોને ટાળી, પોતાના ભક્તિબળે એ ઝપાટાબંધ સન્માર્ગે ચડી જાય છે અને દુરાત્મામાંથી ધર્માત્મા બની જાય છે.

"આ રીતે સંસ્કારહીન, ચારિત્રહીન, કુલહીન સ્ત્રીપુરુષ પણ જો આ પદના અધિકારી થઈ શકે છે, તો જેમને સંસ્કારસંપન્ન તથા ચારિત્રસંપન્ન કરવા માટે સૈકાઓથી પ્રયત્ન કરવામાં આવે છે એવા બ્રાહ્મણો અને રાજર્ષિઓ આ પદની આકાંક્ષા કરે તો તેમના અધિકાર વિષે તો કહેવું જ શું ?

"માટે, અર્જુન, આ અનિત્ય અને સુખહીન સંસારને પામીને પરમાત્માની ભક્તિ કરી લે. પરંતપ, એ પરમચૈતન્યને જ શ્રેષ્ઠ સમજ. એમાં તારી બુદ્ધિ અને મન તથા તારો સર્વ પ્રેમ જોડ. તેને જ પૂજ, તેને જ નમસ્કાર કર. આ રીતે તું એને જ પામીશ એ હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. પરમેશ્વરના ભક્તનો કદી અનુદ્ધાર છે જ નહિ." ૩૦-૩૪

## અધ્યાય ૧૦ મો

# વિભૂતિવર્ણન

ભક્તવત્સલ શ્રીકૃષ્ણ જ્ઞાનસહિત ભક્તિનો વિષય સમજાવતાં અત્યંત પ્રેમભીના થઈ ગયા. અર્જુન જેવો બાળસખા સાંભળનારો હોય, આત્મસ્વરૂપનું તથા પરાભક્તિનું નિરૂપણ

શ્લોક ૧ – ૨

હોય અને જ્ઞાનીઓના, યોગીઓના અને ધર્મજ્ઞોના રાજા શ્રીકૃષ્ણ જેવા વક્તા હોય, ત્યારે વક્તા અને શ્રોતા બેયને નિરૂપણ કરતાં અને સાંભળતાં તૃપ્તિ થાય જ નહિ એમાં નવાઈ નથી. આથી અર્જુનનું હિતચિંતન કરનારા અને એના પ્રેમને સદૈવ વશ રહેનારા વાસુદેવ ફરી ફરીથી પાંડુકુમારને પરમાત્માનાં જ્ઞાન તથા ભક્તિનું તત્ત્વ સમજાવવા લાગ્યા. તેમણે કહ્યું:

"પ્રિયવર, સદાયે સત્યસ્વરૂપ એવા પરમાત્માનો ઉદ્‌ભવ ક્યાંથી થયો અને ક્યારે થયો એ કોઈ જાણતું નથી કે જાણી શકતું પણ નથી. કારણ, જે કાંઈ વિશ્વમાં છે તેનો ઉદ્‌ભવ પરમેશ્વર પછીનો છે અને પરમેશ્વરમાંથી છે. આથી, જેમ આપણા જન્મ પૂર્વેની બાબતોને આપણે યથાર્થ રીતે જાણી શકતા નથી, તેમ પરમેશ્વરના ઉદ્‌ભવને આપણે યથાર્થપણે જાણી શકતા નથી.

"પરંતપ, આપણાં બાળપણમાં જ ભીષ્મની જેમ કોઈ વૃદ્ધાવસ્થાને પહોંચ્યા હોય તેમને વિષે આપણને એવો જ ખ્યાલ હોય છે કે 'જ્યારથી હું એમને જાણું છું, ત્યારથી આવા ઘરડા જ જોઉં છું,' એ જ પ્રમાણે પરમેશ્વર વિષે એ અનાદિ છે અને સદાયે એક જ રૂપમાં છે તથા સર્વ લોકોના મહેશ્વર છે એવું આપણું નિરંતર જ્ઞાન છે. એને આમ બરાબર સમજીને જે એને વિષે કોઈ જાતની ભ્રમણામાં નથી રહેતો તે જ સર્વ પાપોથી મુક્ત થાય છે. ૧-૩

"પાર્થ, સુખરૂપ કે દુઃખરૂપ, પુણ્યરૂપ કે પાપરૂપ, કલ્યાણકારક કે અકલ્યાણકારક, જે કોઈ ભાવો પ્રાણીઓના
શ્લોક ૪ – ૭ ચિત્તમાં અને જગતમાં અનુભવવામાં આવે છે તે સર્વે સત્યસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ એવા પરમાત્મામાંથી જ જુદી જુદી રીતે ઉદ્‌ભવે છે.

"ધનંજય, હકીકતે પરમાત્મા પોતે તો સુખરૂપ પણ નથી અને દુઃખરૂપ પણ નથી; એનામાં પુણ્ય પણ નથી તેમ પાપ પણ નથી; યશ કે અપયશ એ બેયમાંથી એકે પરમાત્માનો ભાવ નથી. પણ એ તો જેમ બુદ્ધિ, જ્ઞાન, નિઃશંકતા, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, જન્મ, અભય, અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ એ સર્વેના આધારરૂપ છે, તેમ જ અબુદ્ધિ, અજ્ઞાન, મોહ, ક્રોધ, અસત્ય, દુઃખ, વિનાશ, ઉચ્છૃંખલતા, ઉદ્વેગ, મરણ, ભય, હિંસા, વિષમતા, અસંતોષ, ભોગ, કૃપણતા, અપયશ વગેરે ભાવનાઓના પણ આધાર છે. બેય એના વડે જ છે.

"કૌન્તેય, અપાર આકાશમાં તરતા બ્રહ્માંડોમાં કોણ ઉપર છે અને કોણ નીચે છે, કયો ડાબે હાથે છે અને કયો જમણા હાથ પર છે એ સ્વતંત્રપણે ઠરાવી શકાતું નથી. એ તો જોનારો કોઈ ત્રીજા જ સ્થાન ઉપર ઊભો રહી પોતાના સ્થાનની દૃષ્ટિએ દિશાઓનો વિવેક કરે છે. વળી, મહાબાહો, મનુષ્યને એક જ બાજૂ આંખો વગેરે ઇન્દ્રિયો હોય છે અને બીજી બાજૂ તેમનો અભાવ હોય છે, તથા એક બાજૂ છાતી અને બીજી બાજૂ વાંસો હોય છે; આથી, એ આગળ, પાછળ, ડાબો, જમણો એવા ભેદ પાડે છે. પણ જેને ચારે બાજૂ ઇન્દ્રિયો હોય અને છાતી તથા વાંસો એકસરખાં જ હોય, તે કોને આગળ અને કોને પાછળ કહે? કયા હાથને ડાબો કહે અને કયાને જમણો કહે?

"તેમ, પરંતપ, પરમાત્માના સ્વરૂપમાં ભેદોને સ્થાન નથી. પણ જુદા જુદા પદાર્થો તથા ભાવોને જુદી જુદી ભૂમિકાથી તપાસીને મનુષ્ય તે ભાવોમાં તારતમ્ય તથા તુલનાનો વિવેક કરે છે. એ ભાવોને એ જ્ઞાન, ધર્મ, વૈરાગ્ય, ઐશ્વર્ય, બળ, પ્રકાશ, અમરતા વગેરેનાં ધોરણોથી તપાસે છે, અને અજ્ઞાનમાંથી જ્ઞાન પ્રત્યે, અધર્મમાંથી ધર્મ પ્રત્યે, આસક્તિમાંથી વૈરાગ્ય પ્રત્યે, કાર્પણ્યમાંથી

ઐશ્વર્ય પ્રત્યે, નિર્બળતામાંથી બળ પ્રત્યે, અંધકારમાંથી પ્રકાશ પ્રત્યે, મરણમાંથી અમરતા પ્રત્યે પહોંચવાનો સૃષ્ટિનો ઉન્નતિક્રમ જણાય છે એમ જુએ છે. વળી, એ એમ પણ તપાસે છે કે જેમ જેમ સૃષ્ટિ તે તે ક્રમને સિદ્ધ કરે છે, તેમ તેમ તેની શુદ્ધિ થતી જાય છે અને તેનું પરમાત્મા સાથે વિશેષ સામ્ય થતું જણાય છે. આથી, સવ્યસાચી, એવા ઉચ્ચ ભાવોમાં પરમાત્માનું વિશેષ અસ્તિત્વ છે એમ વિવેકી પુરુષ આરોપણ કરે છે અને જેમાં ઉચ્ચ ભાવોનું દર્શન થતું હોય તેને પરમાત્માની વિભૂતિ—પરમાત્માનો વિશેષ પ્રાદુર્ભાવ—માની તે પ્રત્યે આદરથી, આશ્ચર્યથી કે ભયથી તે નિહાળે છે અને તે દ્વારા પરમાત્માનો મહિમા વિચારે છે.

"કૌન્તેય, આ રીતે મનુષ્યો અને પ્રાણીઓના પૂર્વજો તરીકે મનાયેલા સાત મહર્ષિઓ, ચાર સનકાદિ કુમારો, મનુઓ વગેરેનો જન્મ એ પરમાત્માના સંકલ્પ માત્રથી જ થયો એમ માનીને પંડિતો ઇતિહાસની શરૂઆત કરે છે; કારણ કે સાચા આદિકાળને આપણે યથાર્થ રીતે જાણી શકતા નથી. ૪-૬

"પાર્થ, આ પ્રમાણે જે જ્ઞાની તત્ત્વથી પરમાત્માની વિભૂતિ—એનો વિશેષ પ્રતાપ—સમજે છે તથા તે દ્વારા પરમાત્માની સાથે વધતા સામ્યનો ક્રમ ઓળખે છે તે પરમાત્મા સાથે અવિચળપણે જોડાઈ જાય છે એમાં શંકા નથી. ૭

"ધનંજય, ફરીથી હું તને જ્ઞાની પુરુષની સમજણ અને ભક્તિનું સ્વરૂપ સમજાવું છું:

શ્લોક ૮-૧૧ "જે, તેઓ દૃઢપણે માને છે કે આ જગતમાં જે કાંઈ નામરૂપ જણાય છે, તે સર્વેની ઉત્પત્તિનું કારણ અને સ્થાન પરમાત્મા સિવાય બીજું કશું નથી. આથી ચિત્તને આલંબન લેવા અને અનુસંધાન કરવા યોગ્ય કોઈ હોય, જીવને જેમાં પરોવી રાખીએ એવું કોઈ હોય, પરસ્પર બોધનો કે વાતોનો વિષય કરવા જેવું કોઈ હોય, નિરંતર માટે સંતોષ આપનાર અને આનંદ કરનાર કોઈ હોય તો તે એક પરમાત્મા જ છે. આમ જાણી, તેઓ મન, કર્મ અને વચનથી પ્રીતિવડે પરમાત્માનું જ ધ્યાન, ભજન, કીર્તન કરે છે..

"અર્જુન, એમ કરતાં કરતાં તેઓનું ચિત્ત શુદ્ધ થાય છે અને ચિત્તશુદ્ધિની સાથે તેમની બુદ્ધિ પણ નિર્મળ, તેજસ્વી અને સૂક્ષ્મ થતી જાય છે. પછી એવી રીતે શુદ્ધ થયેલી પ્રજ્ઞા વડે તેઓ પરમાત્માને બરાબર ઓળખી કાઢી તેમાં સ્થિર થઈ જાય છે અને તેના પદને પામે છે.

"કૌન્તેય, ધર્મ, વૈરાગ્ય, ઐશ્વર્ય, બળ, પ્રકાશ, અમરતા, જ્ઞાન વગેરે જે અનેક પરમાત્માની વિભૂતિનાં અંગો મેં તને કહ્યાં તેમાંથી અજ્ઞાનમાંથી જ્ઞાન પ્રત્યેનો જે ઉન્નતિનો ક્રમ છે એ જ મુક્તિને આપવાવાળો છે. બીજી બધી સિદ્ધિઓ એથી ગૌણ છે. એ જ્ઞાનરૂપી સિદ્ધિની પ્રાપ્તિ જેવી ભક્તિથી થાય છે તેવી બીજા એકે સાધનથી થઈ શકતી નથી. ભક્તિ ભક્તના હૃદયને શુદ્ધ કરે છે અને પછી જેમ નિર્મળ કાચમાંથી દીવાનો પ્રકાશ ઝગમગી ઊઠે તેમ એના હૃદયમાંથી જ્ઞાનનો પ્રકાશ ઝગી ઊઠે છે." ૮-૧૧

શ્લોક ૧૨ – ૧૮

શ્રીકૃષ્ણનું ઉપર મુજબનું નિરૂપણ સાંભળી અર્જુન સાત્ત્વિક ભાવોથી તરબોળ થયો. શિક્ષકે કોઈ વિદ્યાર્થીને એકાદ વિષય વારંવાર સમજાવ્યો હોય પણ, તેની એને પૂરી ગમ ન પડી હોય ત્યાં સુધી, એને વારંવાર સાંભળ્યાં છતાં એનો એને પૂરો આનંદ, રસ કે મહિમા સમજાતો નથી. પણ જે દિવસે એકાએક એની ધડ એને બેસી જાય તે દિવસે એને, જાણે ઘોર અંધકારમાં ભટકતા માણસને એકાએક વીજળી ઝબકીને માર્ગ દેખાડી દે તેમ, હૃદયમાં એકાએક પ્રકાશ થયા જેવું લાગે છે. અર્જુનની દશા પણ આવી જ થઈ હતી. "પરમાત્મા જ સૌથી મહાન, સૌનું નિવાસસ્થાન, સૌથી પવિત્ર તત્ત્વ છે, એ જ જગતનો સનાતન આત્મા છે, એ જ આદિદેવ છે, દિવ્ય છે, અજન્મા છે, સર્વત્ર વ્યાપક છે"— એવું એવું પરમેશ્વરનું નિરૂપણ એણે નારદ, વ્યાસ, અસિત વગેરે અનેક દેવર્ષિઓ, મહર્ષિઓ, ઋષિઓને મોઢેથી વારંવાર સાંભળ્યું હતું. પણ એનો પૂરો અર્થ એના લક્ષમાં આવતો જ નહોતો. બધા જ એક બાજૂથી કહે છે કે પરમેશ્વરને કોઈ જાણતું નથી, સમજી શકતું નથી, એ પોતે જ પોતાને જાણે છે, બીજા સર્વેને એ અગમ્ય છે વગેરે. બીજી બાજૂથી

જોઈએ તો જેટલા ઋષિમુનિઓ છે તે સર્વે રાતદહાડો પરમેશ્વરની જ ચર્ચા કર્યા કરતા હોય છે. આ બન્ને બાબતો એને પરસ્પર વિરોધી લાગતી હતી અને એ તે વિષે મૂંઝાતો હતો. શ્રીકૃષ્ણના નિરૂપણથી આ વાત એને સ્પષ્ટ થઈ ગઈ અને અજ્ઞેય પરમાત્માનું ભક્તો કેવી રીતે જ્ઞાનનિરૂપણ, ચિંતન અને ભજન કરે છે તેની એને કાંઈક ઝાંખી આવી. એ સમજ્યો કે પરમેશ્વરનું એની વિભૂતિઓ દ્વારા મનન, ચિંતન અને નિદિધ્યાસન થઈ શકે છે અને એ દ્વારા એની ભક્તિ અને ઉપાસના થઈ શકે છે. આથી આ બાબતમાં વાસુદેવ પાસેથી વધારે ખુલાસો મેળવવા એ આતુર થયો. એ બોલ્યો :

"જનાર્દન, સર્વ ભૂતોના કારણરૂપ, સર્વ દેવોના દેવ અને જગતના પતિનાં જે જ્ઞાન અને વિજ્ઞાન તમે સમજાવ્યાં તે બરાબર જ છે. એ વિષે હું હવે નિઃસંશય બન્યો છું. જે વાત અનેક ઋષિઓને મોંથી સાંભળીનેયે મારા સમજવામાં આવતી નહોતી, તે આજે હું તમારાં પ્રવચનમાંથી, જેમ કોઈ ઢાંકેલી વસ્તુને ઉઘાડીને બતાવે અથવા જેમ કોઈ આરસી લાવીને પ્રતિબિંબ દેખાડે તેમ, સ્પષ્ટપણે સમજી શકું છું. હવે હું તમારી પાસે એક બીજી બાબત જાણવા ઇચ્છું છું. તે એ કે વિભૂતિઓ દ્વારા સર્વ વિશ્વને વ્યાપી રહેલા પરમાત્માની ચમત્કારી વિભૂતિઓ કેટલી છે? કેટલા પ્રકારની છે? એનું ચિંતન કરનારાએ એને કેવી રીતે સમજવા? એના કયા કયા ભાવોનું ચિંતન કરવું? આ બધી બાબતો તમે મને વિસ્તારથી કહો. કારણ, તમારે મોઢે પરમેશ્વરની વાતો સાંભળતાં મને 'હવે બહુ થયું' એવું કદી લાગતું નથી." ૧૨-૧૮

પરમેશ્વરનો મહિમા સાંભળવા માટે અર્જુનનાં ઉત્સાહ અને શ્રદ્ધા જોઈ શ્રીકૃષ્ણને ખૂબ આનંદ થયો.

શ્લોક ૧૯ – ૪૨ શ્રીકૃષ્ણને પોતાને તો પરમાત્માનો મહિમા ગાવો તે કરતાં બીજું શું વધારે પ્રિય હોય? આથી આ પ્રશ્નોને વધાવી લઈ તે બોલ્યા :

"પરંતપ, પરમેશ્વરની વિભૂતિઓનું વિસ્તારથી વર્ણન કરવું એ તો શક્ય નથી. પરમાત્માની વિભૂતિઓ એટલી અનંત, અપાર અને વિવિધ છે અને મનુષ્યનું વિજ્ઞાન એટલું અલ્પ છે કે એ કાર્ય અસાધ્ય છે એમ દર્શાવવા માટે કવિઓ પરમેશ્વરના અનન્ય ભક્તરૂપે

એક હજાર મોઢાવાળા શેષની કલ્પના કરે છે અને તેને સદાયે પરમેશ્વરનો મહિમા ગાતો વર્ણવે છે; અને પછી ઉમેરે છે કે એ શેષ પણ એમની વિભૂતિઓના અંતને પામી શકતો નથી. વળી કેટલાક કવિઓ એ અશક્યતા દર્શાવવા માટે કહે છે કે સાગર જેવડો ખડિયો હોય અને તેમાં મેરુ પર્વત જેટલું કાજળ ભર્યું હોય, કલ્પતરુની ડાળીઓ કલમ બનાવવા માટે વાપરી નાંખવામાં આવતી હોય, પૃથ્વી જેટલાં મોટાં પાનાં હોય તથા એ બધાં સાધનો સહિત સરસ્વતી પોતે લખનાર હોય તોયે પરમાત્માના ગુણોનો અંત આવે નહિ.

"માટે, અર્જુન, હું પરમાત્માની વિભૂતિઓને વિસ્તારથી વર્ણવવા બેસું તોયે તે થોડીએક સહેજે નજરે ચડી જાય એવી મુખ્ય વિભૂતિઓનો જ નામનિર્દેશ કરી શકીશ. ૧૯

"ગુડાકેશ, પરમાત્મા જ સર્વ પ્રાણીઓના આત્મા છે અને સર્વ પ્રાણીઓના આદિ, મધ્ય અને અંત એ જ છે એ તો હવે તું બરાબર સમજતો હોઈશ. ૨૦

"પરંતપ, એ પરમાત્માની શક્તિઓ અનંત પ્રકારની છે એમ વિદ્વાનો કહે છે. પણ એ અનંત શક્તિઓ કોઈ એક જ પદાર્થમાં પરિપૂર્ણપણે પ્રગટેલી જણાતી નથી. પદાર્થમાત્રમાં એની વિવિધ શક્તિઓનો એકાદ અંશ જ નજરે પડે છે.

"વળી, અર્જુન, એની એકાદ શક્તિનો જ વિચાર કરીએ, તો તે બાબતમાંયે આપણે કોઈ પદાર્થમાં એ શક્તિ અલ્પ પ્રમાણમાં પ્રગટેલી જોઈએ છીએ અને કોઈ ઠેકાણે આશ્ચર્યચકિત કરે એટલા મોટા પ્રમાણમાં પ્રગટેલી જોઈએ છીએ. ઉદાહરણાર્થ, પરમાત્માની તેજશક્તિનો બહુ જ અલ્પ અંશ આપણે દીવામાં, નક્ષત્રોમાં કે ચંદ્ર તથા ગ્રહોમાં નિહાળીએ છીએ. પણ એ જ શક્તિ સૂર્યમાં અત્યંત વિપુલ પ્રમાણમાં જોઈએ છીએ. આથી પ્રકાશદાતા પદાર્થોને ખ્યાલમાં લાવી સૂર્યમાં પરમાત્માની તેજશક્તિની પરાકાષ્ઠા થયેલી આપણે સમજીએ છીએ અને તેજરૂપે પરમાત્મા પૂર્ણપણે સૂર્યરૂપે પ્રગટેલા છે એમ કહીએ છીએ.

"પણ, કૌન્તેય, આ બાબતમાં આપણે એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખવાની છે. તેજની વિભૂતિરૂપે પરમાત્મા સૂર્યસ્વરૂપે

છે એમ કહીએ તેનો અર્થ એ નથી કે સૂર્ય કરતાં વધુ પ્રકાશ દેવાની પરમાત્માની શક્તિ નથી. પરમાત્માની તેજશક્તિનો સૂર્યમાંયે એક નાનકડો અંશ જ જણાય છે. આકાશમાં લટકતાં અનેક નક્ષત્રોમાં સૂર્યના પ્રકાશને ક્યાંયે ઢાંકી દે તેવા અનેક મહાસૂર્યો હશે. પણ આપણને તેના પ્રકાશનો પરિચય નથી. આપણે માટે સૂર્ય એ જ પરમપ્રકાશવાન પદાર્થરૂપે ભાસે છે. માટે, એને પરમાત્માની વિભૂતિ ઠરાવી આપણે સંતોષ માનીએ છીએ. વસ્તુતઃ, એમાં પરમાત્માની રજમાત્ર શક્તિ જ પ્રગટેલી હોય એમ બને.

"ધનંજય, ઊંઘતા માણસમાં કેટલી બુદ્ધિ છે, સૂતેલા સિંહમાં કેટલું બળ છે, શૂન્ય જેવા જણાતા આકાશમાં કેટલાં બ્રહ્માંડો રચવાની સામગ્રી ભરેલી છે તે કોણ જાણી શકે? તેમ નિજરૂપમાં રહેલા પરમાત્માનાં બળ, ઐશ્વર્ય, જ્ઞાન, પ્રકાશ, ભાવના, શક્તિ વગેરેનો ખ્યાલ, જો એ વિશ્વરૂપે વ્યક્ત ન થાય તો, કોને આવી શકે? અને એમ વ્યક્ત થયા બાદ પણ તે શક્તિઓનું માપ તો કાઢી શકાતું જ નથી. એના પ્રકારોની કાંઈક ગણતરી અને એની મહત્તાની કાંઈક કલ્પના જ કરી શકાય છે.

"આ રીતે માણસો પોતાની ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિની મર્યાદિત શક્તિ વડે જગતમાં જે કાંઈ સુખરૂપ કે દુઃખરૂપ, સાત્ત્વિક, રાજસ કે તામસ, કલ્યાણકારી કે અકલ્યાણકારી શક્તિઓ જુએ છે, તે શક્તિનું જેમાં મોટા પ્રમાણમાં દર્શન થાય છે તથા તેવા ઘણા હોય તો તેમનો જે શ્રેષ્ઠ નમૂનો અથવા આદર્શ હોય, તેને પરમાત્માની એક વિભૂતિ કહે છે અને તેમાં પરમાત્માનું ચિંતન કરે છે.

"આમ આદિત્યોનો આદર્શ બનેલો જે વિષ્ણુ, પ્રકાશમાન જ્યોતિઓનો આદર્શ સૂર્ય, વાયુઓનો મરીચિ, તારાગણોનો ચંદ્ર, વેદોનો સામ. દેવોનો ઇંદ્ર, ઇંદ્રિયોનો મન, માછલાંનો મગર, નદીઓનો ગંગા, સરોવરોનો સાગર,—એ બધાંમાં તે તે શક્તિઓ વિશેષ પ્રકારે વ્યક્ત થયેલી હોવાથી ભક્તો તે સર્વમાં પરમાત્માનું ચિંતન કરે છે.

"વળી, પાંડવ, પદાર્થોનું જે વિશેષ લક્ષણ હોય તેમાંયે ભક્તો પરમાત્માનું ચિંતન કરે છે. દાખલા તરીકે, ભૂતોની ચેતના, વાણીનો

ઓંકાર, સત્ત્વવાનોનું સત્ત્વ, ગુહ્યોનું મૌન, જ્ઞાનીઓનું જ્ઞાન વગેરે રૂપે પરમાત્મા જ પ્રગટે છે, એમ ભાવના કરે છે.

"વળી કેટલીકવાર, જ્યાં એક જ પ્રકારની સરખી શક્તિઓ હોય ત્યાં ભક્તો તેમાંની પહેલી શક્તિને જ પરમાત્માનું ચિંતન કરવા માટે અનુકૂળ ગણી લે છે. દા. ત., વર્ણમાળાના અક્ષરોનો અકાર, સમાસોનો દ્વંદ્વ, માસોનો માગશર, છંદોની ગાયત્રી વગેરે.

"આ ઉપરાંત, મહાબાહો, પરમાત્મા જ તામસ કે રાજસ શક્તિરૂપે અતિ મોટા પ્રમાણમાં પ્રગટે છે તે વાત પણ ભક્તો ભૂલતા નથી અને, તેથી, જગતમાં કશું દ્વેષ્ય નથી એમ સમજવા તેવી શક્તિઓનોયે વિચાર કરે છે. દા. ત., આયુધોનો આદર્શ જે વજ્ર, ઠગવિદ્યાનો આદર્શ જે દ્યૂત, નાશ કરનારાઓનો મૃત્યુ, દમનનીતિનો દંડ, એ બધાંને પણ પરમાત્માની જ વિભૂતિ જ સમજે છે.

"પણ આમ વિચારીનેયે તેઓ પોતાને દાખલો લેવા માટે તથા ચિત્તને એકાગ્ર કરવા માટે પરમાત્માની દિવ્ય અને કલ્યાણકારી વિભૂતિઓને જ વધારે વિચારે છે. આ રીતે અનેક વિદ્યાઓમાંથી અધ્યાત્મવિદ્યાને, સૌમ્ય શક્તિઓમાં કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, બુદ્ધિ, ક્ષમા વગેરેને, દૈત્યોમાં પ્રહ્લાદને, યાદવોમાં મને, પાંડવોમાં તને જ ચિંતન માટે પસંદ કરે છે.

"હવે, અર્જુન, તું થોડામાં ઘણું સમજી જા, કારણ, જુદા જુદા પદાર્થોનાં નામો આપી હું હજારેક વિભૂતિઓ ગણાવીશ તોયે તે સર્વ પરમાત્માની શક્તિઓનો એક નજીવો અંશ જ રહેશે. માટે એ ગણતરીમાં પડી શકાય એવું નથી.

"થોડામાં જ તું પૂરું સમજી લે. સર્વ ભૂતોનું જે કાંઈ બીજ છે તે પરમાત્મા જ છે. ચરઅચર કોઈ ભૂત કે પ્રાણી એના વિનાનું નથી. તે બધામાં જ્યાં વિશેષ શક્તિનું દર્શન થાય છે ત્યાં પરમાત્માની વિશેષ પ્રગટતા સમજવામાં આવે છે, પણ, તેથી, ન્યૂન દેખાતી શક્તિઓમાં પરમાત્માનો ભાગ ઓછો છે એમ સમજવાનું નથી. તે સાથે જ, ગુડાકેશ, આવી સર્વ શક્તિઓ સહિત આ સઘળું વિશ્વ પરમાત્માની શક્તિનું અંશ માત્ર જ દર્શન કરાવે છે એમ જાણ, એટલે તું થોડામાં સઘળું સમજ્યો." ૨૧-૪૨

## અધ્યાય ૧૧મો

# વિરાટદર્શન

## ઉપોદ્‌ઘાત ત્રીજો

### ૧

અગિયારમો અધ્યાય શરૂ કર્યા પહેલાં વળી થોડો ઉપોદ્‌ઘાત કરવાની જરૂર જણાય છે.

ચોથા અધ્યાયના ઉપોદ્‌ઘાતમાં જણાવ્યું હતું કે ગીતા તત્ત્વજ્ઞાનના ગ્રંથ ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયનો ગ્રંથ છે અને તેથી એમાં વૈષ્ણવ સંપ્રદાયની માન્યતાઓનો ઉલ્લેખ છે. એટલે કે એમાં એક બાજૂથી શ્રીકૃષ્ણનું વિષ્ણુના અવતાર તરીકે પ્રતિપાદન છે અને બીજી બાજૂથી, એથીયે આગળ વધી, શ્રીકૃષ્ણ જાણે પરમાત્માનું મુખ હોય તેમ સર્વ પ્રવચન રચાયેલું છે. ગીતાની સાથે આ મન્થનને વાંચનારના લક્ષમાં આવ્યું જ હશે કે ગીતામાં ક્યાંયે પરમાત્મા એવો ત્રીજા પુરુષનો શબ્દ નથી, પણ સર્વત્ર જાણે શ્રીકૃષ્ણ તે જ પરમાત્મા અને પરમાત્મા તે જ શ્રીકૃષ્ણ હોય તેમ પરમાત્માને બદલે 'હું', 'મારું', 'મેં', 'મારાથી,' 'મારામાં' એવો પહેલો પુરુષ જ વાપરવામાં આવ્યો છે.

સર્વ ધર્મોના જૂના ગ્રંથોમાં આવી પદ્ધતિ જણાય છે. બાઇબલમાં અને કુરાનમાંયે પેગંબરો દ્વારા જાણે પરમાત્મા બોલતા હોય તેમ પહેલા પુરુષનો ઉપયોગ કરવામાં આવ્યો છે. હિંદુધર્મના ગ્રંથોમાં એમ કરવામાં આવે તેમાં તો નવાઈ પામવાનું કારણ નથી. કારણ, વેદાંતના સિદ્ધાન્ત પ્રમાણે તો, પરમાત્મા જ શ્રીકૃષ્ણ દ્વારા બોલે છે, એ કેવળ શ્રદ્ધાનો વિષય નથી પણ સિદ્ધાન્તવાત છે, એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી.

પણ, શ્રીકૃષ્ણરૂપે પરમાત્મા જ છે એમ કહેવું એ એક વાત છે; અને શ્રીકૃષ્ણ એટલે પરમાત્મા અને પરમાત્મા એટલે શ્રીકૃષ્ણ એમ કહેવું એ બીજી વાત છે. પહેલી વાત તત્ત્વની છે; બીજી

સંપ્રદાયની અને શ્રદ્ધાની છે. બીજી વાતનો અર્થ એવો થાય છે કે યદુવંશમાં વસુદેવદેવકીથી ઉત્પન્ન થયેલા પ્રતાપી પુરુષ કૃષ્ણમાં પરમાત્માની સર્વ વિભૂતિઓ અને શક્તિઓ એક કેન્દ્રમાં આવીને વસેલી હતી. જેમ સૂક્ષ્મદર્શન કાંચમાંથી આવનારાં કિરણો બીજી બાજૂએ એક કેન્દ્રમાં એકઠાં થાય છે અને ત્યાં થોડીક જગ્યામાં જ સર્વે કિરણોની બધી ગરમી એકત્ર કરી દે છે, તેમ પરમાત્માનું સર્વસ્વ એ શ્રીકૃષ્ણમાં આવીને વસેલું હતું એવો એ શ્રદ્ધાનો અર્થ છે.

ભાગવત વગેરે વૈષ્ણવ પુરાણોમાં તથા મહાભારતમાં પણ ઠેકઠેકાણે આ શ્રદ્ધાને પોષણ મળે એ રીતે શ્રીકૃષ્ણનું ચરિત્ર ચીતરવામાં આવ્યું છે. અને, તેટલા માટે જેમ પરમાત્મામાં પરસ્પર વિરોધી લાગતી શક્તિઓ અને ભાવનાઓને અવકાશ છે, તેમ શ્રીકૃષ્ણના ચરિત્રને પણ સદ્‌અસદ્ સર્વે જાતનાં કર્મોવાળું ચીતરવાનો પ્રયત્ન થયો છે, તેમ જ અનેક ચમત્કારોના કરનારા તરીકે પણ એમને બતાવવામાં આવ્યા છે.

૨

આ પ્રમાણે, જ્યાં તાત્ત્વિક દૃષ્ટિએ સર્વ જ પરમાત્મારૂપ છે એવો સિદ્ધાન્ત છે, ત્યાં જ્ઞાની, યોગી, ધર્મજ્ઞ અને પ્રતાપી શ્રીકૃષ્ણના મુખમાં પરમાત્માનું નિરૂપણ 'હું' શબ્દથી થાય એમાં ગીતા હિંદુધર્મની તેમ જ ઇતર ધર્મગ્રંથોની ચાલતી આવેલી પ્રણાલિકાને જ અનુસરે છે. પણ એ સાથે પરમાત્માની વૈષ્ણવી શક્તિનો શ્રીકૃષ્ણમાં પ્રાદુર્ભાવ છે એ એક માન્યતા, તેમ જ પરમેશ્વરની સમગ્ર વિભૂતિઓ એમનામાં જ કેન્દ્રીભૂત થયેલી છે એ બીજી માન્યતા, તથા ઉપરનો સિદ્ધાન્ત એમ એ ત્રણે વાતોનું ગીતામાં સંમિશ્રણ છે. આથી, એવું કશું નથી કે જેને માટે શ્રીકૃષ્ણ 'હું' સર્વનામનો ઉપયોગ ન કરે કે એમને 'તું' કહીને ન સંબોધાય. એ રીતે આ અધ્યાયમાં શ્રીકૃષ્ણનું વર્ણન ચતુર્ભુજ, શંખ-ચક્ર-ગદા-પદ્મયુક્ત, એટલે વિષ્ણુરૂપે કરવામાં આવ્યું છે અને તેથી, જાણે, શ્રીકૃષ્ણ એ જ રૂપે અર્જુનને સદા દેખાતા એવો ખ્યાલ ઉત્પન્ન થાય છે. વસ્તુતઃ આમ કરવાનું પ્રયોજન એટલું જ જણાય છે કે, ભક્તિમાર્ગી વેદાંતીઓ હમેશાં કહે છે તેમ, સગુણ અને નિર્ગુણમાં—તથા પરોક્ષ (વિષ્ણુ)

અને પ્રત્યક્ષ (કૃષ્ણ)માં ભેદ કરવો નહિ — એ સિદ્ધાન્તને સ્થાપિત કરવો.

૩

ગીતાના વાચકો શ્રીકૃષ્ણને પૂર્ણ સમજે, એમનામાં અને પરમાત્મામાં તેમ જ એમનામાં અને વિષ્ણુમાં કશો ભેદભાવ ન સમજે, એટલા માટે આગલા અધ્યાયોમાં વિશ્વરૂપે પરમાત્મા જ છે એમ જે પ્રતિપાદન કર્યું છે, તેને વાંચવા તથા સાંભળવા મનોહર લાગે એવું કાવ્યમય વિરાટ્ દર્શનનું સ્થૂળ શબ્દચિત્ર ઉપજાવી કલ્પનાશક્તિને મદદ કરવાનો આ અધ્યાયમાં પ્રયાસ છે.

આ ઉપરાંત, એની સાથે જ પરમાત્માનું કાળસ્વરૂપ પણ એમાં ભેળવી દેવામાં આવ્યું છે. પરમેશ્વરના સનાતન સ્વરૂપમાં ભૂત, વર્તમાન અને ભવિષ્યના ભેદો નથી. એ ત્રણે કાળના સાક્ષી છે. પણ એ ત્રણે કાળ એટલે શું? દશ્યમાત્ર અંતે તો વિનાશને પંથે જ છે, અને કાળ એટલે દશ્યોનું સદૈવ સંહાર કરનારી પરમાત્માની શક્તિ, એ રીતે પણ પરમાત્માનું ચિત્ર રજૂ કરવાનો અહીં પ્રયત્ન છે.

પણ કાળનું આટલું જ સ્વરૂપ અહીં ચીતર્યું નથી. પરમાત્મા અથવા કાળને નિયતિરૂપે પણ અહીં દેખાડચા છે. પ્રાણીઓ પોતાને સમજે છે તેટલાં સ્વતંત્ર નથી; ઇચ્છે છે તેટલું સઘળું કરી શકતાં નથી; ડાહ્યાઓનું ડહાપણ કશું કામ લાગતું નથી; દેખીતા વિનાશને અટકાવી શકાતો નથી એટલું જ નહિ, પણ ખુલ્લી આંખે પોતાને એ વિનાશના મોંમાં જઈને પડવું પડે છે અથવા વિનાશ કરવામાં નિમિત્ત થવું પડે છે. આવું થાય છે ત્યારે 'એનો કાળ કોપ્યો છે,' 'એવું ઈશ્વરે જ ધાર્યું છે' એમ આપણે બોલીએ છીએ. આને જ નિયતિ કહે છે. કૌરવોનો કાળ કોપ્યો હતો એ વિચાર વ્યાસે મહાભારતમાં અનેક ઠેકાણે રજૂ કર્યો છે અને તેને જ અહીં કાવ્યમય રૂપમાં પાછો દર્શાવ્યો છે.

હું આશા રાખું છું કે આટલો ઉપોદ્ઘાત આ અધ્યાયને સમજવામાં ઉપયોગી થશે.

## અધ્યાય ૧૧ મો

જેમ ગાય પોતાના પ્રિય વાછડાને માટે પાનો છોડે, તેમ શ્રીકૃષ્ણે પોતાના વહાલા અર્જુનની ઉપર જ્ઞાન, કર્મ, યોગ તથા ભક્તિની સેરો છોડી એને ગુરુકૃપારૂપી દૂધથી તૃપ્ત કરી

શ્લોક ૧ – ૪

દીધો. આત્માપરમાત્મા સંબંધી આ સર્વોત્તમ જ્ઞાન સાંભળી અર્જુનને ઉત્પન્ન થયેલા મોહ તથા સંશયો ટળી ગયા. પણ, જેમ શિલ્પી મૂર્તિ ઘડાવનારની ઇચ્છાઓને પહેલાં સામાન્યપણે સમજી લે છે અને પછી તે ઉપર વધારે ચિંતન કરી તેનું ચિત્ર પોતાનાં કલ્પનાચક્ષુ આગળ સંપૂર્ણપણે ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે છે, તથા ત્યારબાદ જાણે તેને જોઈ જોઈને મૂર્તિ ઘડતો હોય તેમ કોતરવા માંડે છે; તેમ અર્જુને અધ્યાત્મવિદ્યાની બુદ્ધિગ્રાહ્ય સમજણ કરી લીધી અને પછી તે ઉપર વધારે ચિંતન કરી તેનું ચિત્ર પોતાના કલ્પનાચક્ષુ આગળ પૂર્ણપણે ઉત્પન્ન કરવા ઇચ્છા કરવા લાગ્યો. અત્યંત નમ્રતાથી અને ગદ્‌ગદિત કંઠે તે બોલ્યો :

"કમલપત્રાક્ષ, ભૂતોનાં ઉત્પત્તિ અને પ્રલયની રીત તથા પરમાત્માની સદા એકરૂપે રહેનારી સત્તા અને તેનો મહિમા મેં તમારી પાસેથી વિસ્તારપૂર્વક સાંભળ્યાં તો ખરાં. પણ એમ સાંભળવાથી આ સઘળું કેવી રીતે બની આવતું હશે અને એક જ પરમાત્મામાં સર્વે ભાવો અને ભૂતો કેવી રીતે વાસ કરતાં હશે તેની કાંઈ કલ્પના થઈ શકતી નથી. બિલાડી પણ પરમેશ્વરનું સ્વરૂપ અને ઉંદર પણ પરમેશ્વરનું સ્વરૂપ, તેમાં એક બીજાને મારે, તેથી એક બાજૂથી બિલાડીને શિકાર મળ્યાનો આનંદ થાય અને બીજી બાજૂથી ઉંદરને પ્રાણ જવાનો ભય અને શોક થાય; આવાં વિશ્વનાં વિવિધ પરસ્પર વિરોધી થઈને રહેનારાં ભૂતો, કર્મો અને ભાવો એક જ પરમાત્મામાં એકી વખતે કેવી રીતે વાસ કરીને રહેતાં હશે તેની કાંઈ કલ્પના આવતી નથી.

"વળી, ગરુડધ્વજ, એક જ સર્વાન્તર્યામી પ્રભુ દુર્યોધન તેમ જ અર્જુનરૂપે વિચરતા હોય છતાં દુર્યોધનના ભાવો અને શક્તિનું અર્જુનને જ્ઞાન ન હોય અને અર્જુનના ભાવો અને શક્તિનું દુર્યોધનને જ્ઞાન ન હોય, તથા દરેક પોતાના મનમાં પોતાને બીજાથી ચડિયાતો અને અજેય માનતો ફરે એમ કેમ બને છે ?

"યોગેશ્વર, તમે ઈશ્વર વિષે જે તાત્ત્વિક જ્ઞાનવિજ્ઞાન સમજાવ્યાં તેથી એ સઘળું એમ જ છે એમ બુદ્ધિમાં તો દઢપણે ઊતરી જાય છે, પણ મનમાં કશી એની કલ્પના ઊઠતી નથી. માટે વિશ્વસ્વરૂપ પરમાત્માનું સ્પષ્ટ ચિત્ર ઊઠે એ રીતે હું વિશ્વદર્શન કરવા ઇચ્છું છું. તે જો શક્ય હોય તો કૃપા કરી મને દેખાડો." ૧-૪

અર્જુનની આ વિનંતિ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા :

"ગુડાકેશ, તારી મુશ્કેલી અને ઇચ્છા ઠીક

શ્લોક ૫ – ૮ છે. વિશ્વરૂપ પરમાત્માનાં અનેક વર્ણો અને આકૃતિવાળાં સેંકડો અને હજારો રૂપો આંખોના એક જ દૃષ્ટિપાતમાં સમાઈ જઈ શકે એવી રીતે તું એનું દર્શન કરવા ઇચ્છે છે. સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, પવનો, દેવોનાં દશ્ય અને અદશ્ય રૂપો — એ સર્વેને તું એક જ દૃષ્ટિથી જોવા ઇચ્છે છે તો ભલે જોઈ લે. પણ એ સઘળું તું આ ચર્મચક્ષુથી જોવા ધારે તો તે શક્ય નથી. તેને માટે તારે તારાં કલ્પનાચક્ષુની મદદ લેવી પડશે.

"પરંતપ, જગતમાં જન્મીને માણસે જે કાંઈ જોયું, સાંભળ્યું, સૂંઘ્યું, ચાખ્યું કે બીજી રીતે અનુભવ્યું હોય છે, તે મૂર્ત હોય કે અમૂર્ત હોય તેનો કાંઈક મૂર્તિમાન સંસ્કાર આ આપણા મસ્તકમાં પડી જાય છે. નિદ્રામાં જ્યારે બાહ્ય ઇન્દ્રિયો ઊંઘમાં પડેલી હોય છે ત્યારે એવા કેટલાક સંસ્કારોની સ્મૃતિ ખડી થાય છે અને સ્વપ્નરૂપે જણાય છે. એવા સર્વે સંસ્કારો એકીવખતે જાગ્રત થતા નથી અને તેનું ભેળું ચિત્ર રજૂ કરતા નથી.

"ધનંજય, યોગીઓ બાહ્ય ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરીને ધારણા તથા પ્રાણાયામના અભ્યાસ વડે એવા કેટલાક સંસ્કારોને ઇચ્છાપૂર્વક જાગ્રત કરી શકે છે. તે વખતે મસ્તકમાં પડેલા સંસ્કારોને પ્રત્યક્ષ રીતે ઇન્દ્રિયોથી દેખાતા હોય તેમ તેઓ મૂર્તિમાન કરી શકે છે.

"ગુડાકેશ, વળી કેટલાક યોગેશ્વરો યોગ ન જાણનારા સામાન્ય લોકના ચિત્તને પણ યોગબળથી પોતાના વશમાં લઈ તેને યોગનિદ્રામાં નાંખે છે, અને પછી પોતાની કે તેની ઇચ્છા મુજબ તેના ચિત્તમાં રહેલા સંસ્કારોને જાગ્રત કરી તેનું દર્શન કરાવી શકે છે.

## અધ્યાય ૧૧ મો

જેમ ગાય પોતાના પ્રિય વાછડાને માટે પાનો છોડે, તેમ શ્રીકૃષ્ણે પોતાના વહાલા અર્જુનની ઉપર જ્ઞાન, કર્મ, યોગ તથા ભક્તિની સેરો છોડી એને ગુરુકૃપારૂપી દૂધથી તૃપ્ત કરી દીધો. આત્માપરમાત્મા સંબંધી આ સર્વોત્તમ જ્ઞાન સાંભળી અર્જુનને ઉત્પન્ન થયેલા મોહ તથા સંશયો ટળી ગયા. પણ, જેમ શિલ્પી મૂર્તિ ઘડાવનારની ઇચ્છાઓને પહેલાં સામાન્યપણે સમજી લે છે અને પછી તે ઉપર વધારે ચિંતન કરી તેનું ચિત્ર પોતાનાં કલ્પનાચક્ષુ આગળ સંપૂર્ણપણે ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે છે, તથા ત્યારબાદ જાણે તેને જોઈ જોઈને મૂર્તિ ઘડતો હોય તેમ કોતરવા માંડે છે; તેમ અર્જુને અધ્યાત્મવિદ્યાની બુદ્ધિગ્રાહ્ય સમજણ કરી લીધી અને પછી તે ઉપર વધારે ચિંતન કરી તેનું ચિત્ર પોતાના કલ્પનાચક્ષુ આગળ પૂર્ણપણે ઉત્પન્ન કરવા ઇચ્છા કરવા લાગ્યો. અત્યંત નમ્રતાથી અને ગદ્ગદિત કંઠે તે બોલ્યો :

શ્લોક ૧ – ૪

"કમલપત્રાક્ષ, ભૂતોનાં ઉત્પત્તિ અને પ્રલયની રીત તથા પરમાત્માની સદા એકરૂપે રહેનારી સત્તા અને તેનો મહિમા મેં તમારી પાસેથી વિસ્તારપૂર્વક સાંભળ્યાં તો ખરાં. પણ એમ સાંભળવાથી આ સઘળું કેવી રીતે બની આવતું હશે અને એક જ પરમાત્મામાં સર્વે ભાવો અને ભૂતો કેવી રીતે વાસ કરતાં હશે તેની કાંઈ કલ્પના થઈ શકતી નથી. બિલાડી પણ પરમેશ્વરનું સ્વરૂપ અને ઉંદર પણ પરમેશ્વરનું સ્વરૂપ, તેમાં એક બીજાને મારે, તેથી એક બાજૂથી બિલાડીને શિકાર મળ્યાનો આનંદ થાય અને બીજી બાજૂથી ઉંદરને પ્રાણ જવાનો ભય અને શોક થાય; આવાં વિશ્વનાં વિવિધ પરસ્પર વિરોધી થઈને રહેનારાં ભૂતો, કર્મો અને ભાવો એક જ પરમાત્મામાં એકી વખતે કેવી રીતે વાસ કરીને રહેતાં હશે તેની કાંઈ કલ્પના આવતી નથી.

"વળી, ગરુડધ્વજ, એક જ સર્વાન્તર્યામી પ્રભુ દુર્યોધન તેમ જ અર્જુનરૂપે વિચરતા હોય છતાં દુર્યોધનના ભાવો અને શક્તિનું અર્જુનને જ્ઞાન ન હોય અને અર્જુનના ભાવો અને શક્તિનું દુર્યોધનને જ્ઞાન ન હોય, તથા દરેક પોતાના મનમાં પોતાને બીજાથી ચડિયાતો અને અજેય માનતો ફરે એમ કેમ બને છે?

"યોગેશ્વર, તમે ઈશ્વર વિષે જે તાત્ત્વિક જ્ઞાનવિજ્ઞાન સમજાવ્યાં તેથી એ સઘળું એમ જ છે એમ બુદ્ધિમાં તો દૃઢપણે ઊતરી જાય છે, પણ મનમાં કશી એની કલ્પના ઊઠતી નથી. માટે વિશ્વસ્વરૂપ પરમાત્માનું સ્પષ્ટ ચિત્ર ઊઠે એ રીતે હું વિશ્વદર્શન કરવા ઇચ્છું છું. તે જો શક્ય હોય તો કૃપા કરી મને દેખાડો." ૧-૪

અર્જુનની આ વિનંતિ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા:

શ્લોક ૫ – ૮

"ગુડાકેશ, તારી મુશ્કેલી અને ઇચ્છા ઠીક છે. વિશ્વરૂપ પરમાત્માનાં અનેક વર્ણો અને આકૃતિવાળાં સેંકડો અને હજારો રૂપો આંખોના એક જ દૃષ્ટિપાતમાં સમાઈ જઈ શકે એવી રીતે તું એનું દર્શન કરવા ઇચ્છે છે. સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, પવનો, દેવોનાં દશ્ય અને અદશ્ય રૂપો — એ સર્વેને તું એક જ દૃષ્ટિથી જોવા ઇચ્છે છે તો ભલે જોઈ લે. પણ એ સઘળું તું આ ચર્મચક્ષુથી જોવા ધારે તો તે શક્ય નથી. તેને માટે તારે તારાં કલ્પનાચક્ષુની મદદ લેવી પડશે.

"પરંતપ, જગતમાં જન્મીને માણસે જે કાંઈ જોયું, સાંભળ્યું, સૂંઘ્યું, ચાખ્યું કે બીજી રીતે અનુભવ્યું હોય છે, તે મૂર્ત હોય કે અમૂર્ત હોય તેનો કાંઈક મૂર્તિમાન સંસ્કાર આ આપણા મસ્તકમાં પડી જાય છે. નિદ્રામાં જ્યારે બાહ્ય ઇન્દ્રિયો ઊંઘમાં પડેલી હોય છે ત્યારે એવા કેટલાક સંસ્કારોની સ્મૃતિ ખડી થાય છે અને સ્વપ્નરૂપે જણાય છે. એવા સર્વે સંસ્કારો એકીવખતે જાગ્રત થતા નથી અને તેનું ભેળું ચિત્ર રજૂ કરતા નથી.

"ધનંજય, યોગીઓ બાહ્ય ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરીને ધારણા તથા પ્રાણાયામના અભ્યાસ વડે એવા કેટલાક સંસ્કારોને ઇચ્છાપૂર્વક જાગ્રત કરી શકે છે. તે વખતે મસ્તકમાં પડેલા સંસ્કારોને પ્રત્યક્ષ રીતે ઇન્દ્રિયોથી દેખાતા હોય તેમ તેઓ મૂર્તિમાન કરી શકે છે.

"ગુડાકેશ, વળી કેટલાક યોગેશ્વરો યોગ ન જાણનારા સામાન્ય લોકના ચિત્તને પણ યોગબળથી પોતાના વશમાં લઈ તેને યોગનિદ્રામાં નાંખે છે, અને પછી પોતાની કે તેની ઇચ્છા મુજબ તેના ચિત્તમાં રહેલા સંસ્કારોને જાગ્રત કરી તેનું દર્શન કરાવી શકે છે.

## અધ્યાય ૧૧ મો

જેમ ગાય પોતાના પ્રિય વાછડાને માટે પાનો છોડે, તેમ શ્રીકૃષ્ણે પોતાના વહાલા અર્જુનની ઉપર જ્ઞાન, કર્મ, યોગ તથા ભક્તિની સેરો છોડી એને ગુરુકૃપારૂપી દૂધથી તૃપ્ત કરી દીધો. આત્માપરમાત્મા સંબંધી આ સર્વોત્તમ જ્ઞાન સાંભળી અર્જુનને ઉત્પન્ન થયેલા મોહ તથા સંશયો ટળી ગયા. પણ, જેમ શિલ્પી મૂર્તિ ઘડાવનારની ઇચ્છાઓને પહેલાં સામાન્યપણે સમજી લે છે અને પછી તે ઉપર વધારે ચિંતન કરી તેનું ચિત્ર પોતાનાં કલ્પનાચક્ષુ આગળ સંપૂર્ણપણે ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે છે, તથા ત્યારબાદ જાણે તેને જોઈ જોઈને મૂર્તિ ઘડતો હોય તેમ કોતરવા માંડે છે; તેમ અર્જુને અધ્યાત્મવિદ્યાની બુદ્ધિગ્રાહ્ય સમજણ કરી લીધી અને પછી તે ઉપર વધારે ચિંતન કરી તેનું ચિત્ર પોતાના કલ્પનાચક્ષુ આગળ પૂર્ણપણે ઉત્પન્ન કરવા ઇચ્છા કરવા લાગ્યો. અત્યંત નમ્રતાથી અને ગદ્‌ગદિત કંઠે તે બોલ્યો:

શ્લોક ૧ – ૪

"કમલપત્રાક્ષ, ભૂતોનાં ઉત્પત્તિ અને પ્રલયની રીત તથા પરમાત્માની સદા એકરૂપે રહેનારી સત્તા અને તેનો મહિમા મેં તમારી પાસેથી વિસ્તારપૂર્વક સાંભળ્યાં તો ખરાં. પણ એમ સાંભળવાથી આ સઘળું કેવી રીતે બની આવતું હશે અને એક જ પરમાત્મામાં સર્વે ભાવો અને ભૂતો કેવી રીતે વાસ કરતાં હશે તેની કાંઈ કલ્પના થઈ શકતી નથી. બિલાડી પણ પરમેશ્વરનું સ્વરૂપ અને ઉંદર પણ પરમેશ્વરનું સ્વરૂપ, તેમાં એક બીજાને મારે, તેથી એક બાજૂથી બિલાડીને શિકાર મળ્યાનો આનંદ થાય અને બીજી બાજૂથી ઉંદરને પ્રાણ જવાનો ભય અને શોક થાય; આવાં વિશ્વનાં વિવિધ પરસ્પર વિરોધી થઈને રહેનારાં ભૂતો, કર્મો અને ભાવો એક જ પરમાત્મામાં એકી વખતે કેવી રીતે વાસ કરીને રહેતાં હશે તેની કાંઈ કલ્પના આવતી નથી.

"વળી, ગરુડધ્વજ, એક જ સર્વાન્તર્યામી પ્રભુ દુર્યોધન તેમ જ અર્જુનરૂપે વિચરતા હોય છતાં દુર્યોધનના ભાવો અને શક્તિનું અર્જુનને જ્ઞાન ન હોય અને અર્જુનના ભાવો અને શક્તિનું દુર્યોધનને જ્ઞાન ન હોય, તથા દરેક પોતાના મનમાં પોતાને બીજાથી ચડિયાતો અને અજેય માનતો ફરે એમ કેમ બને છે?

"યોગેશ્વર, તમે ઈશ્વર વિષે જે તાત્ત્વિક જ્ઞાનવિજ્ઞાન સમજાવ્યાં તેથી એ સઘળું એમ જ છે એમ બુદ્ધિમાં તો દૃઢપણે ઊતરી જાય છે, પણ મનમાં કશી એની કલ્પના ઊઠતી નથી. માટે વિશ્વસ્વરૂપ પરમાત્માનું સ્પષ્ટ ચિત્ર ઊઠે એ રીતે હું વિશ્વદર્શન કરવા ઇચ્છું છું. તે જો શક્ય હોય તો કૃપા કરી મને દેખાડો." ૧-૪

અર્જુનની આ વિનંતિ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા :

શ્લોક ૫ – ૮

"ગુડાકેશ, તારી મુશ્કેલી અને ઇચ્છા ઠીક છે. વિશ્વરૂપ પરમાત્માનાં અનેક વર્ણો અને આકૃતિવાળાં સેંકડો અને હજારો રૂપો આંખોના એક જ દૃષ્ટિપાતમાં સમાઈ જઈ શકે એવી રીતે તું એનું દર્શન કરવા ઇચ્છે છે. સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, પવનો, દેવોનાં દૃશ્ય અને અદૃશ્ય રૂપો — એ સર્વેને તું એક જ દૃષ્ટિથી જોવા ઇચ્છે છે તો ભલે જોઈ લે. પણ એ સઘળું તું આ ચર્મચક્ષુથી જોવા ધારે તો તે શક્ય નથી. તેને માટે તારે તારાં કલ્પનાચક્ષુની મદદ લેવી પડશે.

"પરંતપ, જગતમાં જન્મીને માણસે જે કાંઈ જોયું, સાંભળ્યું, સૂંઘ્યું, ચાખ્યું કે બીજી રીતે અનુભવ્યું હોય છે, તે મૂર્ત હોય કે અમૂર્ત હોય તેનો કાંઈક મૂર્તિમાન સંસ્કાર આ આપણા મસ્તકમાં પડી જાય છે. નિદ્રામાં જ્યારે બાહ્ય ઇન્દ્રિયો ઊંઘમાં પડેલી હોય છે ત્યારે એવા કેટલાક સંસ્કારોની સ્મૃતિ ખડી થાય છે અને સ્વપ્નરૂપે જણાય છે. એવા સર્વે સંસ્કારો એકીવખતે જાગ્રત થતા નથી અને તેનું ભેળું ચિત્ર રજૂ કરતા નથી.

"ધનંજય, યોગીઓ બાહ્ય ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરીને ધારણા તથા પ્રાણાયામના અભ્યાસ વડે એવા કેટલાક સંસ્કારોને ઇચ્છાપૂર્વક જાગ્રત કરી શકે છે. તે વખતે મસ્તકમાં પડેલા સંસ્કારોને પ્રત્યક્ષ રીતે ઇન્દ્રિયોથી દેખાતા હોય તેમ તેઓ મૂર્તિમાન કરી શકે છે.

"ગુડાકેશ, વળી કેટલાક યોગેશ્વરો યોગ ન જાણનારા સામાન્ય લોકના ચિત્તને પણ યોગબળથી પોતાના વશમાં લઈ તેને યોગનિદ્રામાં નાંખે છે, અને પછી પોતાની કે તેની ઇચ્છા મુજબ તેના ચિત્તમાં રહેલા સંસ્કારોને જાગ્રત કરી તેનું દર્શન કરાવી શકે છે.

## અધ્યાય ૧૧ મો

જેમ ગાય પોતાના પ્રિય વાછડાને માટે પાનો છોડે, તેમ શ્રીકૃષ્ણે પોતાના વહાલા અર્જુનની ઉપર જ્ઞાન, કર્મ, યોગ તથા ભક્તિની સેરો છોડી એને ગુરુકૃપારૂપી દૂધથી તૃપ્ત કરી
શ્લોક ૧ – ૪ દીધો. આત્માપરમાત્મા સંબંધી આ સર્વોત્તમ જ્ઞાન સાંભળી અર્જુનને ઉત્પન્ન થયેલા મોહ તથા સંશયો ટળી ગયા. પણ, જેમ શિલ્પી મૂર્તિ ઘડાવનારની ઇચ્છાઓને પહેલાં સામાન્યપણે સમજી લે છે અને પછી તે ઉપર વધારે ચિંતન કરી તેનું ચિત્ર પોતાનાં કલ્પનાચક્ષુ આગળ સંપૂર્ણપણે ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે છે, તથા ત્યારબાદ જાણે તેને જોઈ જોઈને મૂર્તિ ઘડતો હોય તેમ કોતરવા માંડે છે; તેમ અર્જુને અધ્યાત્મવિદ્યાની બુદ્ધિગ્રાહ્ય સમજણ કરી લીધી અને પછી તે ઉપર વધારે ચિંતન કરી તેનું ચિત્ર પોતાના કલ્પનાચક્ષુ આગળ પૂર્ણપણે ઉત્પન્ન કરવા ઇચ્છા કરવા લાગ્યો. અત્યંત નમ્રતાથી અને ગદ્‌ગદિત કંઠે તે બોલ્યો :

“કમલપત્રાક્ષ, ભૂતોનાં ઉત્પત્તિ અને પ્રલયની રીત તથા પરમાત્માની સદા એકરૂપે રહેનારી સત્તા અને તેનો મહિમા મેં તમારી પાસેથી વિસ્તારપૂર્વક સાંભળ્યાં તો ખરાં. પણ એમ સાંભળવાથી આ સઘળું કેવી રીતે બની આવતું હશે અને એક જ પરમાત્મામાં સર્વે ભાવો અને ભૂતો કેવી રીતે વાસ કરતાં હશે તેની કાંઈ કલ્પના થઈ શકતી નથી. બિલાડી પણ પરમેશ્વરનું સ્વરૂપ અને ઉંદર પણ પરમેશ્વરનું સ્વરૂપ, તેમાં એક બીજાને મારે, તેથી એક બાજૂથી બિલાડીને શિકાર મળ્યાનો આનંદ થાય અને બીજી બાજૂથી ઉંદરને પ્રાણ જવાનો ભય અને શોક થાય; આવાં વિશ્વનાં વિવિધ પરસ્પર વિરોધી થઈને રહેનારાં ભૂતો, કર્મો અને ભાવો એક જ પરમાત્મામાં એકી વખતે કેવી રીતે વાસ કરીને રહેતાં હશે તેની કાંઈ કલ્પના આવતી નથી.

“વળી, ગરુડધ્વજ, એક જ સર્વાન્તર્યામી પ્રભુ દુર્યોધન તેમ જ અર્જુનરૂપે વિચરતા હોય છતાં દુર્યોધનના ભાવો અને શક્તિનું અર્જુનને જ્ઞાન ન હોય અને અર્જુનના ભાવો અને શક્તિનું દુર્યોધનને જ્ઞાન ન હોય, તથા દરેક પોતાના મનમાં પોતાને બીજાથી ચડિયાતો અને અજેય માનતો ફરે એમ કેમ બને છે ?

"યોગેશ્વર, તમે ઈશ્વર વિષે જે તાત્ત્વિક જ્ઞાનવિજ્ઞાન સમજાવ્યાં તેથી એ સઘળું એમ જ છે એમ બુદ્ધિમાં તો દઢપણે ઊતરી જાય છે, પણ મનમાં કશી એની કલ્પના ઊઠતી નથી. માટે વિશ્વસ્વરૂપ પરમાત્માનું સ્પષ્ટ ચિત્ર ઊઠે એ રીતે હું વિશ્વદર્શન કરવા ઇચ્છું છું. તે જો શકય હોય તો કૃપા કરી મને દેખાડો." ૧-૪

અર્જુનની આ વિનંતિ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા :

શ્લોક ૫ – ૮

"ગુડાકેશ, તારી મુશ્કેલી અને ઇચ્છા ઠીક છે. વિશ્વરૂપ પરમાત્માનાં અનેક વર્ણો અને આકૃતિવાળાં સેંકડો અને હજારો રૂપો આંખોના એક જ દૃષ્ટિપાતમાં સમાઈ જઈ શકે એવી રીતે તું એનું દર્શન કરવા ઇચ્છે છે. સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, પવનો, દેવોનાં દૃશ્ય અને અદૃશ્ય રૂપો — એ સર્વેને તું એક જ દૃષ્ટિથી જોવા ઇચ્છે છે તો ભલે જોઈ લે. પણ એ સઘળું તું આ ચર્મચક્ષુથી જોવા ધારે તો તે શકય નથી. તેને માટે તારે તારાં કલ્પનાચક્ષુની મદદ લેવી પડશે.

"પરંતપ, જગતમાં જન્મીને માણસે જે કાંઈ જોયું, સાંભળ્યું, સૂંઘ્યું, ચાખ્યું કે બીજી રીતે અનુભવ્યું હોય છે, તે મૂર્ત હોય કે અમૂર્ત હોય તેનો કાંઈક મૂર્તિમાન સંસ્કાર આ આપણા મસ્તકમાં પડી જાય છે. નિદ્રામાં જ્યારે બાહ્ય ઇન્દ્રિયો ઊંઘમાં પડેલી હોય છે ત્યારે એવા કેટલાક સંસ્કારોની સ્મૃતિ ખડી થાય છે અને સ્વપ્નરૂપે જણાય છે. એવા સર્વે સંસ્કારો એકીવખતે જાગ્રત થતા નથી અને તેનું ભેળું ચિત્ર રજૂ કરતા નથી.

"ધનંજય, યોગીઓ બાહ્ય ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરીને ધારણા તથા પ્રાણાયામના અભ્યાસ વડે એવા કેટલાક સંસ્કારોને ઇચ્છાપૂર્વક જાગ્રત કરી શકે છે. તે વખતે મસ્તકમાં પડેલા સંસ્કારોને પ્રત્યક્ષ રીતે ઇન્દ્રિયોથી દેખાતા હોય તેમ તેઓ મૂર્તિમાન કરી શકે છે.

"ગુડાકેશ, વળી કેટલાક યોગેશ્વરો યોગ ન જાણનારા સામાન્ય લોકના ચિત્તને પણ યોગબળથી પોતાના વશમાં લઈ તેને યોગનિદ્રામાં નાંખે છે, અને પછી પોતાની કે તેની ઇચ્છા મુજબ તેના ચિત્તમાં રહેલા સંસ્કારોને જાગ્રત કરી તેનું દર્શન કરાવી શકે છે.

"કૌન્તેય, તને પોતાને આજે યોગાભ્યાસ માટે વખત નથી. એટલે મારી યોગવિદ્યાથી મારે તને તારા ચિત્તમાં રહેલું વિશ્વનું ચિત્ર દેખાડવું રહ્યું.

"ભલે, ત્યારે તું મને સંપૂર્ણપણે આધીન થઈ જા. અને, જેમ ઘોડાનો વછેરો પોતાની માની પાછળ પાછળ છૂટથી ભટકે, તેમ તારા ચિત્તને મને અનુસરવા માટે છૂટું મૂકી દે. એથી હું તને હમણાં જ યોગનિદ્રામાં નાંખી દઈ તારાં પ્રજ્ઞાચક્ષુને ખોલી દઈ શકીશ. અને જોઈને તથા સાંભળીને વિશ્વનું જે ચિત્ર તારા મગજમાં પડેલું છે તેને પ્રત્યક્ષ પ્રમાણે તને દેખાડી શકીશ." ૫–૮

શ્લોક ૯ – ૧૪

આમ બોલતાં બોલતાંમાં જ યોગીઓના રાજા શ્રીકૃષ્ણે અર્જુનને પોતાના વશમાં કરી લીધો અને એક ક્ષણમાં જ એને યોગનિદ્રામાં નાંખી દીધો. જેમ વીજળીના ઓચિંતા ઝબકારાથી કે એકાએક પડેલા હિમ જેવા ઠંડા પાણીથી માણસ ચમકી જાય, તેમ અર્જુનના શરીરમાં પહેલો અણધાર્યો આંચકો લાગ્યો. એનું શરીર જાણે એકદમ અસ્વસ્થ થઈ ગયું અને તેનો શ્વાસોચ્છ્વાસ ક્ષણભર ઉતાવળો ચાલવા લાગ્યો. પણ થોડીવારે તે ક્રિયા મંદ ગતિએ પણ નિયમિતપણે થવા લાગી. અને, જાણે રંગભૂમિ પર ઉતાવળે ઉતાવળે ભજવાતું કોઈ અદ્ભુત નાટક કે ઝપાટાબંધ ફરતું ચિત્રપટ પોતે જોતો હોય એમ એ અનુભવવા લાગ્યો.

પ્રથમ તો, ગુરુભક્ત અર્જુનને પ્રાણપ્રિય અને પૂજ્ય ગુરુરૂપ પરમાત્મા શ્રીકૃષ્ણનું દર્શન થયું ન થયું ત્યાં તો એ મૂર્તિમાં હજારો જાતના ઝપાટાબંધ ફેરફારો થતા દેખાવા લાગ્યા. મૂળ ભૂમિકામાં શ્રીકૃષ્ણની જ મૂર્તિ અને સ્મૃતિ કાયમ રહી અને શ્રીકૃષ્ણ જાણે અનેક પ્રકારનાં આશ્ચર્યકારી રૂપો લેતા હોય અને પોતામાંથી નિર્માણ કરતા હોય, પોતામાં ધારણ કરી રાખતા હોય અથવા પોતામાં લીન કરતા હોય, તથા આખીયે સૃષ્ટિને પોતાના શરીરના એકાદ ભાગમાં જ રાખી રહ્યા હોય એમ એ જોવા લાગ્યો. પહેલી-વાર તો પુરાણોમાં વર્ણવેલી સૌમ્ય તથા આહ્લાદ આપનારી વિષ્ણુની મૂર્તિમાં જાણે શ્રીકૃષ્ણ ફેરવાઈ જતા હોય એમ દેખાયું.

પણ, ત્યાર પછી, જાણે હજારો માથાં, હજારો હાથ, હજારો પગ, હજારો આંખ, કાન વગેરે અવયવોવાળા, હજારો સૂર્યનો એક-સામટો પ્રકાશ થાય તેવા પ્રકાશવાળા, જમીનથી આકાશ સુધી વ્યાપી રહેલા વિરાટની મૂર્તિમાં એ ફેરવાઈ ગયેલા જણાયા. એ રાક્ષસી કદની મૂર્તિ થોડીવાર તો એને માત્ર આશ્ચર્યકારી પણ સુંદર ભાસી. પણ પછી તો એ એવી વિકરાળ અને ભયંકર ભાસવા લાગી કે ખાંડવવનને બાળનાર તથા શંકર સાથે યુદ્ધ કરનાર શૂરશિરોમણિ અર્જુન પણ ભયગ્રસ્ત થઈ ગયો અને પોતે ક્યાં છે, કોની પાસે છે, શું કામ ઊભો છે, આ દર્શન કોનું છે, કેમ થયું, એ બધુંયે ભૂલી ગયો અને ત્રાસી ગયો.

આ દર્શન દરમ્યાન એનો ભક્તિભાવ અત્યંત જાગી ઊઠે એમાં તો કહેવું જ શું ? એ વારંવાર પ્રણામ કરતો દર્શનમાં દેખાતી મૂર્તિનું વર્ણન અને સ્તવન કરવા લાગ્યો. અને જે જે ભાવોને અનુભવતો ગયો તેને તેને પ્રકટ કરવા લાગ્યો. ૯-૧૪

## અર્જુને કરેલું વર્ણન અને સ્તવન

"અહોહો દેવ, આ તમારું કેવું વિશાળ અને અદ્‌ભુત સ્વરૂપ દેખાય છે! સર્વ દેવો, ભૂતોના સંઘો, અખિલ સૃષ્ટિના આદિપિતા બ્રહ્મા, સર્વે ઋષિઓ તથા પેટે ચાલનારા જીવો

શ્લોક ૧૫ થી ૨૧

પર્યંત સર્વ સ્થાવરજંગમ, જડચેતન સૃષ્ટિ તમારામાં જ જાણે આવીને વસેલી હોય એવું મને દર્શન થાય છે! ૧૫

"અરે, પણ, વિશ્વેશ્વર, એટલામાં આ શું થઈ ગયું ? હવે તો તમને જાણે હજારો હાથ, પગ, ઉદર, મુખ, નેત્ર અને હજારો રૂપો ફૂટી નીકળ્યાં હોય એવા તમે દેખાઓ છો! અરે, તમારો મધ્યભાગ કયો, આદિભાગ કયો, અંતભાગ કયો, કશું જ વર્તાતું નથી! તમારું વિશ્વરૂપ આ જ હોય એમ લાગે છે. ૧૬

"હા, હવે તમારાં મુગટ, ગદા અને ચક્ર હું જોઈ શકું છું. પણ, હવે તો મારી આંખો અંજાઈ જાય છે! અરે, તમારા શરીરમાંથી ઉગ્ર તેજના કેવા અંબારો નીકળે છે! જાણે અપાર અગ્નિ એકદમ ભડક્યો હોય, અથવા ઉનાળાનો મધ્યાહ્નનો સૂર્ય બરાબર આંખની નજીક આવીને ઊભો હોય, તેમ બધી દિશામાં તમે તેજથી દીપતા

દેખાઓ છો અને તમારાં અવયવો હવે માંડ માંડ વર્તી શકાય છે. ૧૭

'જ્ઞાનીએ જાણવા યોગ્ય પરમ અક્ષર બ્રહ્મ, આ સૃષ્ટિનો અંતિમ આધાર, અવિનાશી દેવ, સર્વ પદાર્થોના ધર્મોના અવિચળ રક્ષક જે સનાતન પુરુષ કહેવાય છે, તે તમે જ છો એમ મારી ખાતરી થાય છે. તમારામાં જ બધું નિરંતર રહેલું હોવાથી બધું તમારામાંથી જ પ્રગટે છે એમાં શંકા નથી. ૧૮

"અહો! આદિ, મધ્ય અને અંત વિનાના, અનંત શક્તિવાળા દેવ! તમારા બાહુઓની ગણતરી જ થઈ શકે એમ નથી. આ સૂર્ય અને ચંદ્ર તમારી આંખોની કીકીઓ જેવા લાગે છે. તમારું મુખ તેમાંથી બહાર નીકળતી લાલચોળ પ્રકાશવાળી જીહ્વાને લીધે ભડભડતા અગ્નિ જેવું જણાય છે અને તમારા તેજથી જાણે આખું જગત તપીને ઓગળી જશે એમ લાગે છે. ૧૯

"હે મહાપુરુષ! પૃથ્વીથી આકાશ સુધી ચારે દિશાને ભરી દેનારું તમારું શરીર જોઈને ત્રણે લોકો થથરતા દેખાય છે. ૨૦

"એક બાજૂથી દેવોના ગણો તમારામાં લીન થતા જણાય છે. બીજી બાજૂએ કેટલાક ભયભીત થઈને બે હાથ જોડી તમારું સ્તવન કરે છે. ત્રીજી બાજૂએ મહર્ષિઓ અને સિદ્ધો તમારા મહિમાનાં સ્તોત્રો ભણે છે. ચોથી બાજૂએ દેવોની તેત્રીસ કોટિઓ, સિદ્ધો, સાધ્યો, ગંધર્વો, યક્ષો, પિતરો અને બીજા પણ જે કોઈ મનુષ્યથી ઉપરની યોનિના સત્ત્વો સાંભળવામાં આવે છે તે સર્વે તમને આશ્ચર્યચકિત થઈને જુએ છે. ૨૧-૨૨

"ઓ! હવે તો તમારું રૂપ વધારે બિહામણું બનતું જાય છે. તમારાં અનેક મુખો, નેત્રો, હાથ, પગ, સાથળ, પેટ ઉપરાંત તમારી આ અપાર વિકરાળ દાઢો જોઈ સર્વે લોકો અને હું પણ વ્યાકુળ બનીએ છીએ! ૨૩

"અરે, મને હવે ડર લાગે છે! અરે, વિષ્ણુ ભગવાન! આ અનેક રંગોયુક્ત કિરણો જેમાંથી ચોમેર પસરે છે, એવાં તમારાં ઉઘાડાં મુખો અને વિશાળ નેત્રો જોઈને હું હવે ધીરજ અને શાંતિ રાખી શકતો નથી. ૨૪

"અરે, ભગવાન ! તમે કોણ છો ? ઓ ! તમારાં પ્રલયકાળના અગ્નિ જેવાં અને વિકરાળ દાઢોવાળાં મુખોને જોઈને મને કશું સૂઝતું નથી ! હે દેવ, રાજી થાઓ, ! રાજી થાઓ ! મારી ઉપર રોષ ન કરો; મારી ભૂલો થતી હોય તો માફ કરો ! હું ડરું છું. ૨૫

"અરે, હું આ શું જોઈ રહ્યો છું ? આ સર્વે રાજાઓ, ભીષ્મ, દ્રોણ, કર્ણ સહિત બધા કૌરવો, અમારા પણ સર્વે યોદ્ધાઓ આ તમારાં ભયાનક અને ધગધગતાં જડબાંઓમાં, સમુદ્ર ભણી ધસતી વેગવાન નદીઓની જેમ, અથવા અગ્નિમાં વેગથી ધસતાં પતંગિયાંની જેમ, કેવા વેગથી ધસી રહ્યા છે ! અને, હે બાપ ! તમારી દાઢોની વચ્ચે તેના કેવા ચૂરા બનતા જાય છે ! અરે, ત્યાં પેલાં મોઢાંઓમાં કોનાં માથાં પિસાતાં દેખાય છે ? ૨૬–૨૯

"અરે ! હવે તો તમારી જ્વાળામયી જીભોથી તમે બધાયે લોકોને ખેંચીખેંચીને ખાતા જણાઓ છો. અને તમારા તાપથી આખું જગત જાણે હમણાં બળીને રાખ થઈ જશે એમ લાગે છે. ૩૦

"હે દેવવર, તમે પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. હે વિષ્ણુ ! આવી ઉગ્ર શક્તિ પ્રગટાવનારા તમારા સ્વરૂપનું નામ શું ? હે આદિપુરુષ ! આ સ્વરૂપમાં તમે કયે નામે ઓળખાઓ છો એ હું જાણવા ઇચ્છું છું. આ તમારી કયા પ્રકારની પ્રવૃત્તિ અને કયા પ્રકારની શક્તિ છે તે હું સમજી શકતો નથી. કૃપા કરી મને તમારા આ સ્વરૂપનું રહસ્ય સમજાવો." ૩૧

શ્લોક ૩૨ – ૩૪ — અર્જુનની આવી દશા જોઈ મેઘગર્જના જેવો ગંભીર અને ઘોર, છતાં હિંમત આપવાને નીકળતો હોય તેવા અવાજથી શ્રીકૃષ્ણ અર્જુનને એ દિવ્ય પુરુષની ઓળખાણ આપતાં બોલ્યા :

"અર્જુન, તું ડર નહિ. આ સ્વરૂપ જોઈ ગભરા નહિ. હું તને પહેલાં જે વાત કહેતો આવ્યો છું, તે જ તું સ્થૂળપણે આ રૂપમાં જુએ છે. એ દેવ બીજો કોઈ નથી પણ લોકનો ક્ષય કરવાવાળો કાળ જ છે. પાર્થ, આ બન્ને બાજૂના સૈનિકોનો કાળ ભરાઈ ગયો છે; એમનું મોત જ એમને માથે ભમી રહ્યું છે અને

સર્વેને આ ભીષણ યુદ્ધમાં પ્રેરી રહ્યું છે. આ લડાઈમાંથી તું ખસી જઈશ તોયે તેમનો સમીપ આવેલો કાળ તેમને જીવતા રહેવા દેવાનો નથી. ૩૨

"સવ્યસાચી, એમાંના ઘણાનું મરણ તારે હાથે થવાનું છે. તેથી તું કુલાતો પણ નહિ અને ઉદ્વેગ પણ ધારતો નહિ. એમને મરવા માટે કાંઈક નિમિત્ત જોઈએ છે તે તું છે એમ માન અને ઊભો થા, અને અનાયાસે મળતી કીર્તિ તથા રાજ્યસંપત્તિને સ્વીકારીને ભોગવી લે. તું એમ જાણ કે કાળે એમને પહેલાંથી જ હણેલા છે અને તું માત્ર તે મરણની છેલ્લી ક્રિયા કરે છે. ૩૩

"કૌન્તેય, આ યુદ્ધમાં તારો જ વિજય થવાનો છે એમ હું તને ખાતરી આપું છું. ભીષ્મ, દ્રોણ, જયદ્રથ, કર્ણ વગેરે સર્વે હણાઈ જ ચૂકેલા છે એમ માની તું તારું કર્તવ્ય બજાવી લે." ૩૪

શ્લોક ૩૫

કેશવનાં આ વચન સાંભળીને અર્જુનને હવે કૃષ્ણ પ્રત્યે મનુષ્યભાવે જોવું શક્ય રહ્યું નહિ. એને કૃષ્ણનો મહિમા નવીન જ પ્રકારે સમજાયો. પોતાને જે વિષ્ણુનું સૌમ્ય તથા ભયંકરરૂપે દર્શન થયું એની ભૂમિકામાં કૃષ્ણ જ રહેલા છે એમ પ્રત્યક્ષવત્ દર્શન થવાથી એ કૃષ્ણનું હવે ઈશ્વરભાવે સ્તવન કરતો અટકે એ શક્ય નહોતું. કૃષ્ણ પાસેથી શિષ્યભાવે અધ્યાત્મજ્ઞાન મેળવ્યા છતાં અર્જુન જૂના પરિચયને લીધે અને કૃષ્ણને એ જ પસંદ છે એવું સમજી, બાહ્યોપચાર વિનાના મિત્રભાવે જ એમની સાથે વર્તતો હતો. પણ હવે એકવાર તો એનાથી પોતાની સર્વ ભક્તિ પ્રદર્શિત કર્યા વિના રહેવાયું નહિ. આથી, બે હાથ જોડી, ધ્રૂજતો ધ્રૂજતો વારંવાર નમસ્કાર કરતો, બીતો બીતો પ્રણામ કરતો, એ પુનઃ ગદ્ગદ કંઠે સ્તવન કરવા લાગ્યો: ૩૫

શ્લોક ૩૬–૪૬

"હે હૃષીકેશ, જગતનાં બાળકથી માંડી વૃદ્ધ સુધી જ્ઞાની અજ્ઞાની સર્વે જનો તમારો જયજયકાર કરવામાં અને તમારી કીર્તિ ફેલાવવામાં આનંદ માને છે અને તમારે વિષે અત્યંત ભક્તિ ધરાવે છે, તેની યોગ્યતાને આજે હું સમજી શકું છું. રાક્ષસો તમારાથી થથરે છે તથા ભાગતા ફરે છે અને સિદ્ધ પુરુષો તમને નમસ્કાર કરે છે, તેમાં પણ મને હવે

આશ્ચર્ય લાગતું નથી. કારણ, મેં હમણાં જ જોયું કે તમે જ આદિપુરુષ છો. જગત બ્રહ્માને સૃષ્ટિના સૃજનારા માને છે, પણ એ બ્રહ્માયે તમારાથી ઊપજેલા હોઈ અર્વાચીન છે. તમે તો અનંત, સર્વ દેવોના દેવ, આખાયે વિશ્વને વ્યાપીને વસેલા છો. જગતનું જે અક્ષર તત્ત્વ તથા પદાર્થોના સનાતન અને નાશવંત ધર્મો, અને એ બેય ધર્મોથી પર જે મૂળ વસ્તુ, તે જ તમે છો. ૩૬-૩૭

"અનંત, આ વિશ્વ તમારે જ આધારે રહેલું છે. જગતને તમે જ સંપૂર્ણપણે જાણો છો અને જ્ઞાનથી જે જાણવા યોગ્ય વસ્તુ છે તે તમારું જ સ્વરૂપ છે. જે પ્રાપ્ત કરવા જેવું પદ છે તે તમારી સાથે એકરૂપ થઈ જવું એ જ છે. ૩૮

"સૃષ્ટિનાં જે અનેક દેવદેવતાઓ ભિન્ન ભિન્ન રૂપે ભિન્ન ભિન્ન શક્તિઓ ધરાવતાં દેખાય છે તે, વસ્તુતઃ, તમારા જ જુદા જુદા આવિર્ભાવો છે. તમારે લીધે જ એ સર્વેનું અસ્તિત્વ અને મહત્ત્વ છે. તમને છોડીને એમને કશું સ્થાન નથી.

"આથી, હે સર્વરૂપ, મારી તમને હજારો વંદના છે. ગુરુદેવ, હું તમને આગળથી, પાછળથી, બધી બાજૂએથી નમસ્કાર કરું છું. તમારું રોમ રોમ સનાતન તત્ત્વ જ હોઈ, તમારું અણુ અણુ મારે માટે પૂજ્ય અને વંદનીય છે.

"અરેરે, હું કેવો બુદ્ધિહીન કે બાળપણથી તમારી સાથે રહ્યો, રમ્યો, કાર્યો કર્યાં, છતાં તમારા અનંત વીર્યને અને અપાર શક્તિને ઓળખી જ ન શક્યો! તમે જ આ સર્વ વિશ્વને ધારણ કરીને રહેલા હોવાથી તમે જ સર્વરૂપ છો એમ ન જાણતાં, મેં તમને કેવળ મારા ગોઠિયા જેવા ગણ્યા. અરે, મેં મંદમતિએ કેવી ભૂલો કરી! કેટલી વાર મેં તમને તું-તાં કર્યું! કેટલી વાર તમારી શિખામણોને ઉથાપી, તમારી ઠેકડીઓ પણ કરી અને તમને સર્વે વડીલોનાયે વડીલ સમજી અદબથી વર્તવાને બદલે તમારા આસન પર ચડી બેઠો, તમને મારો પગ લાગવા દીધો, એક ભાણે જમ્યો અને જાણે તમે કોઈ સામાન્ય મિત્ર હો તેમ વર્ત્યો!

"ભગવન્, મારો આ અવિનય માફ કરો. તમારો મહિમા ન જાણવાથી આ બધું થયું.

"કૃપાનાથ! આજે તમારી મોટપ મારા સમજવામાં આવી. આ ચરઅચર જગતના પિતા, ત્રિલોકના પૂજ્ય અને શ્રેષ્ઠ ગુરુ તથા સર્વના વંદનીય પુરુષ તમે શા કારણથી થયા છો, એ મને હવે સમજાય છે. જગતમાં તમારી જોડીમાંયે આવે એવું કોઈ નથી તો તમારાથી અધિક તો ક્યાંથી જ હોઈ શકે? ૩૯–૪૩

"માટે, દેવેશ, હું તમને ફરી ફરી પ્રણામ કરું છું અને તમારી કૃપાદૃષ્ટિની યાચના કરું છું. કૃપાળો! જેમ પિતા પુત્રને, મિત્ર મિત્રને, તેઓના પ્રિય હોવાથી તેમના હિતાર્થે નિભાવી લે તેમ મને નિભાવી લેજો અને મારી ત્રુટિઓ સામું જોશો નહિ, એ વર હું તમારી પાસે નમ્રપણે માગું છું. ૪૪

"અને હવે, ગુરો! તમારું આ ભયંકર રૂપ સંકેલી લો. મારાથી આ કાળસ્વરૂપનું દર્શન સહન થતું નથી. મને તો, જગન્નિવાસ, તમારું પહેલું સૌમ્ય ચતુર્ભુજ વિષ્ણુસ્વરૂપ જ આનંદકારી લાગે છે. એ સ્વરૂપને પુનઃ દેખાડો, ઘડીભર તેમાં જ મારી આંખોને ઠરવા દો અને તેનું મધુર અમૃત પીવા દો." ૪૫–૪૬

અર્જુનની આવી ભય, દીનતા તથા નમ્રતાયુક્ત સ્તુતિ સાંભળી શિષ્યવત્સલ શ્રીકૃષ્ણે એને નીચે પ્રમાણે આશ્વાસન-

શ્લોક ૪૭–૪૯ ભર્યાં વચનો કહ્યાં:

"અર્જુન, તને બિવડાવવાને કે રોષથી મેં તને આ વિશ્વરૂપ દેખાડ્યું નથી. આ અત્યંત તેજોમય, વિશ્વવ્યાપી, અનંત અને આદિરૂપ જે જગતના કોઈ પ્રાણીએ આ પહેલાં જોયું નથી, તે મેં તને આજે મારા યોગબળથી અત્યંત પ્રેમથી દેખાડ્યું છે. પ્રિય સખા, વેદ, યજ્ઞ, અધ્યયન, દાન, કર્મ કે ઉગ્ર તપ વડે પણ મનુષ્યલોકમાં તારા સિવાય બીજા કોઈને આવું વિશ્વરૂપનું દર્શન કરવું શક્ય નથી. કારણ કે આવું દર્શન કરવું તે મારા યોગબળ તથા અનુગ્રહનો અને તારી ભક્તિ તથા શ્રદ્ધાનો પ્રતાપ છે—સામાન્ય પુરુષાર્થનો નથી. માટે તું આવા ઘોર રૂપથી ડરી બેબાકળો થા નહિ. ચાલ આ પાછું મારું મૂળ રૂપ જો અને તારો ડર છોડી દઈ સ્વસ્થ તથા પ્રસન્ન થઈ જા." ૪૭–૪૯

આમ બોલતાંની સાથે જ મહાત્મા વાસુદેવે પોતાની યોગમાયાને પાછી ખેંચી લીધી અને અર્જુનને હળવે રહીને
શ્લોક ૫૦ – ૫૧ જાગ્રત કરી દીધો. પછી પોતાના માનવરૂપથી તેની બીક ઊતરી જાય ત્યાં સુધી એને છાતી સાથે ચાંપી તથા ધીરજ આપી એનું સાંત્વન કર્યું. ૫૦

અર્જુન જ્યારે પૂરેપૂરો સ્વસ્થ થઈ ગયો અને પોતાની મૂળ દશામાં આવી ગયો ત્યારે તે બોલ્યો:

"હાશ, જનાર્દન, હવે મને આરામ લાગે છે. અહો ! વિશ્વરૂપનું દર્શન કરવા મેં માગણી કરી ખરી, પણ કેવું એ ભયાનક સ્વરૂપ! મારા ક્ષત્રિયપણાની આજે કસોટી થઈ ગઈ! કેશવ! તમારું આ પ્રત્યક્ષ માનવી શ્યામ સ્વરૂપ જેવું આનંદકારી લાગે છે તેવું પેલું અદ્‌ભુત સ્વરૂપ રુચિકર નથી લાગતું. મારી આગળ તો તમે આવા ને આવા જ હંમેશાં રહેજો એમ યાચના કરું છું." ૫૧

અર્જુનનાં આ વચન સાંભળી શ્રીકૃષ્ણ ખડખડ હસી પડ્યા. તે બોલ્યા:

શ્લોક ૫૨ – ૫૫ "પાર્થ, ઠીક કરી તેં પણ! અરે, આ રૂપ તે કાંઈ રસ્તામાં પડ્યું છે કે ફરી ફરીથી જોવાનું મળે? દેવોને પણ દુર્લભ એવું આ રૂપ તું જ જોઈ શક્યો છે એમ જાણી તારું અહોભાગ્ય માનવાને બદલે તું તો ઊલટું કહે છે કે તને આ રૂપ જોવાની ઇચ્છા રહી નથી! અરે ગુડાકેશ, આ રૂપને જોવા માટે દેવો તલસતા ફરે છે, ઋષિમુનિઓ વેદાધ્યયન દાન, યજ્ઞ, તપ વગેરેનું આચરણ કરે છે અને છતાં એને જોઈ શકતા નથી. ૫૨–૫૩

"અર્જુન, આ સ્વરૂપને તત્ત્વથી જાણવાનો, તત્ત્વથી જોવાનો અને તત્ત્વથી એમાં પ્રવેશ કરવાનો એક જ માર્ગ છે. તે માર્ગ અનન્ય ભક્તિનો. કૌન્તેય, શુષ્ક વૈરાગ્યયુક્ત યોગના અભ્યાસથી પણ આ રૂપ જોવાનું યોગબળ મળતું નથી. કારણ, યોગાભ્યાસીનો વૈરાગ્ય અને આ સ્વરૂપ જોવા માટે જે વૈરાગ્ય જોઈએ તે બે વચ્ચે ભેદ છે. પરંતપ, આ પ્રાપ્તિ માટેના વૈરાગ્યનું નામ અનન્ય ભક્તિ પરમેશ્વર સિવાય બીજે કોઈ ઠેકાણે રાગ નહિ, પણ પર-

"કૃપાનાથ! આજે તમારી મોટપ મારા સમજવામાં આવી. આ ચરઅચર જગતના પિતા, ત્રિલોકના પૂજ્ય અને શ્રેષ્ઠ ગુરુ તથા સર્વના વંદનીય પુરુષ તમે શા કારણથી થયા છો, એ મને હવે સમજાય છે. જગતમાં તમારી જોડીમાંયે આવે એવું કોઈ નથી તો તમારાથી અધિક તો ક્યાંથી જ હોઈ શકે? ૩૯–૪૩

"માટે, દેવેશ, હું તમને ફરી ફરી પ્રણામ કરું છું અને તમારી કૃપાદૃષ્ટિની યાચના કરું છું. કૃપાળો! જેમ પિતા પુત્રને, મિત્ર મિત્રને, તેઓના પ્રિય હોવાથી તેમના હિતાર્થે નિભાવી લે તેમ મને નિભાવી લેજો અને મારી ત્રુટિઓ સામું જોશો નહિ, એ વર હું તમારી પાસે નમ્રપણે માગું છું. ૪૪

"અને હવે, ગુરો! તમારું આ ભયંકર રૂપ સંકેલી લો. મારાથી આ કાળસ્વરૂપનું દર્શન સહન થતું નથી. મને તો, જગન્નિવાસ, તમારું પહેલું સૌમ્ય ચતુર્ભુજ વિષ્ણુસ્વરૂપ જ આનંદકારી લાગે છે. એ સ્વરૂપને પુનઃ દેખાડો, ઘડીભર તેમાં જ મારી આંખોને ઠરવા દો અને તેનું મધુર અમૃત પીવા દો." ૪૫–૪૬

અર્જુનની આવી ભય, દીનતા તથા નમ્રતાયુક્ત સ્તુતિ સાંભળી શિષ્યવત્સલ શ્રીકૃષ્ણે એને નીચે પ્રમાણે આશ્વાસન-

શ્લોક ૪૭–૪૯ ભર્યાં વચનો કહ્યાં:

"અર્જુન, તને ખિજવડાવવાને કે રોષથી મેં તને આ વિશ્વરૂપ દેખાડ્યું નથી. આ અત્યંત તેજોમય, વિશ્વવ્યાપી, અનંત અને આદિરૂપ જે જગતના કોઈ પ્રાણીએ આ પહેલાં જોયું નથી, તે મેં તને આજે મારા યોગબળથી અત્યંત પ્રેમથી દેખાડ્યું છે. પ્રિય સખા, વેદ, યજ્ઞ, અધ્યયન, દાન, કર્મ કે ઉગ્ર તપ વડે પણ મનુષ્યલોકમાં તારા સિવાય બીજા કોઈને આવું વિશ્વરૂપનું દર્શન કરવું શક્ય નથી. કારણ કે આવું દર્શન કરવું તે મારા યોગબળ તથા અનુગ્રહનો અને તારી ભક્તિ તથા શ્રદ્ધાનો પ્રતાપ છે—સામાન્ય પુરુષાર્થનો નથી. માટે તું આવા ઘોર રૂપથી ડરી બેબાકળો થા નહિ. ચાલ આ પાછું મારું મૂળ રૂપ જો અને તારો ડર છોડી દઈ સ્વસ્થ તથા પ્રસન્ન થઈ જા." ૪૭–૪૯

આમ બોલતાંની સાથે જ મહાત્મા વાસુદેવે પોતાની યોગમાયાને પાછી ખેંચી લીધી અને અર્જુનને હળવે રહીને
શ્લોક ૫૦ – ૫૧ જાગ્રત કરી દીધો. પછી પોતાના માનવરૂપથી તેની બીક ઊતરી જાય ત્યાં સુધી એને છાતી સાથે ચાંપી તથા ધીરજ આપી એનું સાંત્વન કર્યું. ૫૦

અર્જુન જ્યારે પૂરેપૂરો સ્વસ્થ થઈ ગયો અને પોતાની મૂળ દશામાં આવી ગયો ત્યારે તે બોલ્યો:

"હાશ, જનાર્દન, હવે મને આરામ લાગે છે. અહો! વિશ્વરૂપનું દર્શન કરવા મેં માગણી કરી ખરી, પણ કેવું એ ભયાનક સ્વરૂપ! મારા ક્ષત્રિયપણાની આજે કસોટી થઈ ગઈ! કેશવ! તમારું આ પ્રત્યક્ષ માનવી શ્યામ સ્વરૂપ જેવું આનંદકારી લાગે છે તેવું પેલું અદ્‌ભુત સ્વરૂપ રુચિકર નથી લાગતું. મારી આગળ તો તમે આવા ને આવા જ હંમેશાં રહેજો એમ યાચના કરું છું." ૫૧

અર્જુનનાં આ વચન સાંભળી શ્રીકૃષ્ણ ખડખડ હસી પડ્યા. તે બોલ્યા:

શ્લોક ૫૨ – ૫૫ "પાર્થ, ઠીક કરી તેં પણ! અરે, આ રૂપ તે કાંઈ રસ્તામાં પડ્યું છે કે ફરી ફરીથી જોવાનું મળે? દેવોને પણ દુર્લભ એવું આ રૂપ તું જ જોઈ શક્યો છે એમ જાણી તારું અહોભાગ્ય માનવાને બદલે તું તો ઊલટું કહે છે કે તને આ રૂપ જોવાની ઇચ્છા રહી નથી! અરે ગુડાકેશ, આ રૂપને જોવા માટે દેવો તલસતા ફરે છે, ઋષિમુનિઓ વેદાધ્યયન દાન, યજ્ઞ, તપ વગેરેનું આચરણ કરે છે અને છતાં એને જોઈ શકતા નથી. ૫૨–૫૩

"અર્જુન, આ સ્વરૂપને તત્ત્વથી જાણવાનો, તત્ત્વથી જોવાનો અને તત્ત્વથી એમાં પ્રવેશ કરવાનો એક જ માર્ગ છે. તે માર્ગ અનન્ય ભક્તિનો. કૌન્તેય, શુષ્ક વૈરાગ્યયુક્ત યોગના અભ્યાસથી પણ આ રૂપ જોવાનું યોગબળ મળતું નથી. કારણ, યોગાભ્યાસીનો વૈરાગ્ય અને આ સ્વરૂપ જોવા માટે જે વૈરાગ્ય જોઈએ તે બે વચ્ચે ભેદ છે. પરંતપ, આ પ્રાપ્તિ માટેના વૈરાગ્યનું નામ અનન્ય ભક્તિ પરમેશ્વર સિવાય બીજે કોઈ ઠેકાણે રાગ નહિ, પણ પર-

"કૃપાનાથ! આજે તમારી મોટપ મારા સમજવામાં આવી. આ ચરઅચર જગતના પિતા, ત્રિલોકના પૂજ્ય અને શ્રેષ્ઠ ગુરુ તથા સર્વના વંદનીય પુરુષ તમે શા કારણથી થયા છો, એ મને હવે સમજાય છે. જગતમાં તમારી જોડીમાંયે આવે એવું કોઈ નથી તો તમારાથી અધિક તો ક્યાંથી જ હોઈ શકે? ૩૯–૪૩

"માટે, દેવેશ, હું તમને ફરી ફરી પ્રણામ કરું છું અને તમારી કૃપાદૃષ્ટિની યાચના કરું છું. કૃપાળો! જેમ પિતા પુત્રને, મિત્ર મિત્રને, તેઓના પ્રિય હોવાથી તેમના હિતાર્થે નિભાવી લે તેમ મને નિભાવી લેજો અને મારી ત્રુટિઓ સામું જોશો નહિ, એ વર હું તમારી પાસે નમ્રપણે માગું છું. ૪૪

"અને હવે, ગુરો! તમારું આ ભયંકર રૂપ સંકેલી લો. મારાથી આ કાળસ્વરૂપનું દર્શન સહન થતું નથી. મને તો, જગન્નિવાસ, તમારું પહેલું સૌમ્ય ચતુર્ભુજ વિષ્ણુસ્વરૂપ જ આનંદકારી લાગે છે. એ સ્વરૂપને પુનઃ દેખાડો, ઘડીભર તેમાં જ મારી આંખોને ઠરવા દો અને તેનું મધુર અમૃત પીવા દો." ૪૫–૪૬

અર્જુનની આવી ભય, દીનતા તથા નમ્રતાયુક્ત સ્તુતિ સાંભળી શિષ્યવત્સલ શ્રીકૃષ્ણે એને નીચે પ્રમાણે આશ્વાસન-

શ્લોક ૪૭–૪૯ ભર્યાં વચનો કહ્યાં:

"અર્જુન, તને બિવડાવવાને કે રોષથી મેં તને આ વિશ્વરૂપ દેખાડ્યું નથી. આ અત્યંત તેજોમય, વિશ્વવ્યાપી, અનંત અને આદિરૂપ જે જગતના કોઈ પ્રાણીએ આ પહેલાં જોયું નથી, તે મેં તને આજે મારા યોગબળથી અત્યંત પ્રેમથી દેખાડ્યું છે. પ્રિય સખા, વેદ, યજ્ઞ, અધ્યયન, દાન, કર્મ કે ઉગ્ર તપ વડે પણ મનુષ્યલોકમાં તારા સિવાય બીજા કોઈને આવું વિશ્વરૂપનું દર્શન કરવું શક્ય નથી. કારણ કે આવું દર્શન કરવું તે મારા યોગબળ તથા અનુગ્રહનો અને તારી ભક્તિ તથા શ્રદ્ધાનો પ્રતાપ છે—સામાન્ય પુરુષાર્થનો નથી. માટે તું આવા ઘોર રૂપથી ડરી બેબાકળો થા નહિ. ચાલ આ પાછું મારું મૂળ રૂપ જો અને તારો ડર છોડી દઈ સ્વસ્થ તથા પ્રસન્ન થઈ જા." ૪૭–૪૯

આમ બોલતાંની સાથે જ મહાત્મા વાસુદેવે પોતાની યોગમાયાને પાછી ખેંચી લીધી અને અર્જુનને હળવે રહીને
શ્લોક ૫૦ – ૫૧ જાગ્રત કરી દીધો. પછી પોતાના માનવરૂપથી તેની પીઠ ઊતરી જાય ત્યાં સુધી એને છાતી સાથે ચાંપી તથા ધીરજ આપી એનું સાંત્વન કર્યું. ૫૦

અર્જુન જ્યારે પૂરેપૂરો સ્વસ્થ થઈ ગયો અને પોતાની મૂળ દશામાં આવી ગયો ત્યારે તે બોલ્યો:

"હાશ, જનાર્દન, હવે મને આરામ લાગે છે. અહો ! વિશ્વરૂપનું દર્શન કરવા મેં માગણી કરી ખરી, પણ કેવું એ ભયાનક સ્વરૂપ! મારા ક્ષત્રિયપણાની આજે કસોટી થઈ ગઈ! કેશવ! તમારું આ પ્રત્યક્ષ માનવી શ્યામ સ્વરૂપ જેવું આનંદકારી લાગે છે તેવું પેલું અદ્‌ભુત સ્વરૂપ રુચિકર નથી લાગતું. મારી આગળ તો તમે આવા ને આવા જ હંમેશાં રહેજો એમ યાચના કરું છું." ૫૧

અર્જુનનાં આ વચન સાંભળી શ્રીકૃષ્ણ ખડખડ હસી પડ્યા. તે બોલ્યા:

શ્લોક ૫૨ – ૫૫ "પાર્થ, ઠીક કરી તેં પણ! અરે, આ રૂપ તે કાંઈ રસ્તામાં પડ્યું છે કે ફરી ફરીથી જોવાનું મળે? દેવોને પણ દુર્લભ એવું આ રૂપ તું જ જોઈ શક્યો છે એમ જાણી તારું અહોભાગ્ય માનવાને બદલે તું તો ઊલટું કહે છે કે તને આ રૂપ જોવાની ઇચ્છા રહી નથી! અરે ગુડાકેશ, આ રૂપને જોવા માટે દેવો તલસતા ફરે છે, ઋષિમુનિઓ વેદાધ્યયન દાન, યજ્ઞ, તપ વગેરેનું આચરણ કરે છે અને છતાં એને જોઈ શકતા નથી. ૫૨–૫૩

"અર્જુન, આ સ્વરૂપને તત્ત્વથી જાણવાનો, તત્ત્વથી જોવાનો અને તત્ત્વથી એમાં પ્રવેશ કરવાનો એક જ માર્ગ છે. તે માર્ગ અનન્ય ભક્તિનો. કૌન્તેય, શુષ્ક વૈરાગ્યયુક્ત યોગના અભ્યાસથી પણ આ રૂપ જોવાનું યોગબળ મળતું નથી. કારણ, યોગાભ્યાસીનો વૈરાગ્ય અને આ સ્વરૂપ જોવા માટે જે વૈરાગ્ય જોઈએ તે બે વચ્ચે ભેદ છે. પરંતપ, આ પ્રાપ્તિ માટેના વૈરાગ્યનું નામ અનન્ય ભક્તિ પરમેશ્વર સિવાય બીજે કોઈ ઠેકાણે રાગ નહિ, પણ પર-

માત્મા માટે અનહદ અનુરાગ એનું જ નામ સાચો વૈરાગ્ય અને સાચી ભક્તિ. એવી ભક્તિ વિના પોતાના યોગાભ્યાસથી કે બીજાના યોગબળથીયે આવી યોગસમાધિ પ્રાપ્ત થઈ શકતી નથી, તો વિશ્વદર્શન તો ક્યાંથી જ થાય? ૫૪

"માટે, પાંડવ, જે પરમાત્માપ્રીત્યર્થ જ સર્વ કર્મ કરવાવાળો છે, જે તેને જ પરાયણ થઈ રહે છે, ઇતર સર્વત્રથી આસક્તિ છોડે છે, સર્વ પ્રાણીઓ પ્રત્યે અહિંસાવૃત્તિ રાખે છે અને જે પરમાત્માનો અનન્ય ભક્ત છે તે જ પરમાત્માને પામે એમ જાણ." ૫૫

## અધ્યાય ૧૨મો

# ભક્તિતત્ત્વ

અર્જુને જે કાંઈ અત્યાર સુધી સાંભળ્યું તથા અનુભવ્યું તે ઉપર હવે એ શાંતપણે વિચાર કરવા અને હૃષીકેશના
શ્લોક ૧ ઉપદેશને પચાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એમ વિચાર કરતાં એને એક ખુલાસો પૂછી લેવાની ઇચ્છા થઈ. આથી કૃષ્ણચંદ્રની આજ્ઞા લઈ તે બોલ્યો :

"કેશવ, તમે અત્યાર સુધીમાં મને જે બોધ આપ્યો તેનો સાર હું તમારી આગળ નિવેદન કરું છું તે સાંભળો. આથી મારી તમને સમજવામાં કાંઈ ભૂલ થતી હશે તો મને ખબર પડશે અને મારે જે આગળ પ્રશ્ન પૂછવો છે તેનું પ્રયોજન પણ તમારા લક્ષમાં આવશે.

"માધવ, તમે પહેલું એમ કહ્યું કે સંન્યાસ એટલે સાંસારિક કર્મોનો ત્યાગ એમ નહિ, પણ સંકલ્પનો ત્યાગ તથા કર્મના ફળોનો ત્યાગ તે સંન્યાસ.

"વળી, તમે એમ કહ્યું કે આવો સંકલ્પસંન્યાસ સિદ્ધ કરવો આવશ્યક છે અને તે માટે સાધકો જુદા જુદા પ્રકારના કર્મયોગનું અથવા, લાક્ષણિક અર્થમાં, જુદી જુદી જાતના યજ્ઞોનું આચરણ કરે છે.

"એવા કેટલાક સાધકો સાંસારિક કર્મો દ્વારા જ એવા કર્મયોગ કે યજ્ઞનું આચરણ કરે છે અને કેટલાક શ્રેયાર્થીઓ સાંસારિક કર્મો છોડીને બીજી જાતનાં કર્મો દ્વારા તેનું આચરણ કરે છે.

"વાસુદેવ, આ વિષે તમે એવો પણ અભિપ્રાય આપ્યો કે એ બધાયે પ્રકારના સાધકોનું ધ્યેય એક જ અને શુભ હોય છે; અને તે મોક્ષપ્રાપ્તિનું. જેઓ સાંસારિક કર્મો છોડીને ઇતર પ્રકારનો યોગ આચરે છે તે, સામાન્ય રીતે, સાંખ્યમાર્ગી, સંન્યાસી, સાધુ વગેરે નામે ઓળખાય છે ખરા, પણ સાંખ્ય કે જ્ઞાનમાર્ગનું, સંન્યાસનું કે સાધુપણાનું હાર્દ એવા પ્રકારના જીવનમાં નથી.

"વળી, તમે એમ કહ્યું કે સાંસારિક કર્મોના ત્યાગનો માર્ગ લેવો કે કર્મ દ્વારા જ યોગ સિદ્ધ કરવો, એ દરેકની પ્રકૃતિ ઉપર અવલંબીને રહેલું છે. માટે પોતાની પ્રકૃતિથી ઠરેલા સ્વધર્મને જ દરેકે નિષ્ઠાથી આચરી તે દ્વારા જ સાધના કરવી જોઈએ.

"હૃષીકેશ, હું જો બરાબર સમજ્યો હોઉં તો તમારો એવો મત જણાય છે કે સાંસારિક કર્મોનો ત્યાગ ન કરીને, પણ તેનું જ જ્ઞાનપૂર્વક, કુશળતાપૂર્વક, સમતાપૂર્વક, ચિત્તશુદ્ધિ માટે, નિષ્કામપણે, ભક્તિપૂર્વક અને યજ્ઞની ભાવનાથી આચરણ કરવું. કારણ કે, સાંસારિક કર્મો હજારો અને લાખોનો સ્વાભાવિક જીવનક્રમ જ છે. માટે તે દ્વારા જ મોક્ષનો માર્ગ શોધવો એમાં પ્રજાઓનું કલ્યાણ રહેલું છે.

"યદુનાથ, ત્યારબાદ તમે કહ્યું કે, સાધક સાંસારિક કર્મો કરનારો હોય કે તેનો ત્યાગ કરનારો હોય, બન્નેને જ્ઞાનમાં નિષ્ઠા થવી જોઈએ તથા સમબુદ્ધિ પ્રાપ્ત થવી જોઈએ.

"આ માટે તમે મને પરમાત્માનાં જ્ઞાન તથા વિજ્ઞાન વિસ્તારપૂર્વક સમજાવ્યાં તથા સમબુદ્ધિયોગનો આદર્શ વર્ણવ્યો.

"ગોવિંદ, પરમાત્માનાં જ્ઞાનવિજ્ઞાન વિષે પણ તમે મને બે દૃષ્ટિઓ કહી અને સમબુદ્ધિના યોગનીયે બે પદ્ધતિઓ બતાવી એમ હું સમજ્યો છું.

"મધુસૂદન, આત્મજ્ઞાન વિષેની બે દૃષ્ટિઓ જે રીતે હું સમજ્યો છું તે તમને જણાવું છું. એક દૃષ્ટિ એવી કહી કે આત્મા સત્તામાત્ર, ચૈતન્યરૂપ, કેવળ સાક્ષી છે. એ પ્રકૃતિ અને પ્રકૃતિની ક્રિયાઓથી અલિપ્ત, નિરંતર એકરૂપે રહેનારો, સર્વ નાશવંત દ્રવ્યોની વચ્ચે અપ્રકટ તથા અક્ષર ધર્મવાળો છે. એ કશું કરતો નથી કે કરાવતો નથી, પણ તેની સત્તામાત્રથી પ્રકૃતિ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે અને જ્યાં સુધી ચિત્તની આત્માના જેવી જ શુદ્ધિ થાય નહિ ત્યાં સુધી એ પ્રકૃતિની પ્રવૃત્તિનો અંત આવતો નથી. એવા અવ્યક્ત, અક્ષર અને અલિપ્ત આત્માનું આલંબન લઈ, તેનું અનુસંધાન રાખી, શ્રેયાર્થીએ ચિત્તશુદ્ધિ માટે કર્માચરણ કરવું. આ જ્ઞાનની એક દૃષ્ટિ હું સમજ્યો છું.

"નરકાન્તક, જ્ઞાનની બીજી દૃષ્ટિમાં તમે એમ કહ્યું કે પરમાત્મા જ વિશ્વરૂપે બનેલો છે. જડચેતન દ્રવ્યોનો જે ભેદ આપણને સૃષ્ટિમાં જણાય છે અને સાંખ્ય વગેરે મતવાળાઓ જે જુદાં જુદાં તત્ત્વોની ગણના કરે છે, તે પરમાત્માની જ અપર અને પર એવી બે પ્રકૃતિ — અથવા સ્વભાવસિદ્ધ શક્તિમાંથી ઉદ્‌ભવે છે. વાસ્તવિક રીતે એક બ્રહ્મ સિવાય બીજાં નાના તત્ત્વો છે જ નહિ. માટે વાસુદેવ જ સર્વ છે એમ માની, સમગ્ર વિશ્વ વિષે પરમાત્મબુદ્ધિરૂપ સમદૃષ્ટિ રાખી તેની વિભૂતિઓનું ચિંતન તથા ઉપાસના કરવાં.

"હવે સમબુદ્ધિયોગની જે બે પદ્ધતિઓ હું સમજ્યો છું તે કહું છું :

"ગરુડધ્વજ, એક તો યોગીઓએ અનુસરેલી ધ્યાનયોગની, એટલે કે અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા ચિત્તની એકાગ્રતા, સમાધિ તથા નિરોધ સિદ્ધ કરી આત્માનું સાક્ષીમાત્ર સ્વરૂપ ઓળખવાની અને તે દ્વારા આત્મૌપમ્ય સિદ્ધ કરવાની રીત તમે બતાવી.

"બીજી, ગોકુલેશ, તમે ભક્તિની રીત કહી. અનન્યપણે, અત્યંત અનુરાગથી, પરમાત્મા સિવાય બીજું કશું સૂઝે નહિ તથા એને માટે જ સર્વ જીવન અને જીવનનાં કર્મો થઈ રહે અને એના સિવાય બીજે ક્યાંયે આસક્તિ રહે નહિ એવી પરાભક્તિ — એ પણ સમબુદ્ધિ થવાનો અને પરમપદે પહોંચવાનો માર્ગ છે એમ તમે કહ્યું.

"યોગેશ્વર, હવે આ વિષયમાં કેટલાક ખુલાસા કરાવી લેવાની મારા મનમાં ઇચ્છા છે તે આપી મને અનુગૃહિત કરો.

"યદુનંદન, તેમાં પહેલો પ્રશ્ન એ છે કે જ્ઞાનની જે બે દૃષ્ટિઓ તમે કહી તેમાંથી કઈ દૃષ્ટિનો ઉપાસક વધારે સારો યોગવેત્તા ગણાય? જે અક્ષર, અવ્યક્ત અને અલિપ્ત બ્રહ્મનું આલંબન લે છે તે, કે જે સર્વ બ્રહ્મરૂપ છે એવું સમજી તેની શ્રેષ્ઠ વિભૂતિનું ચિંતન અને ઉપાસના કરે છે તે?" ૧

શ્રીકૃષ્ણ બોલ્યાઃ "અર્જુન! ભલે તેં પ્રશ્ન પૂછ્યો. એ વિષેનો મારો નિશ્ચિત મત સાંભળ.

શ્લોક ૨–૪ "ધનંજય, જેઓ સર્વ જગતરૂપે એક પરમાત્મા જ રહેલા છે એમ દૃઢપણે મનની ગાંઠ બાંધે છે તથા તે સમજણનું ક્ષણભર પણ વિસ્મરણ ન થાય એ

રીતે, તે જ્ઞાનમાં નિરંતર યુક્ત રહે છે, તથા તે પરમાત્મામાં જ પરમ શ્રદ્ધાથી ચિત્તને પરોવી રાખે છે તેમને હું યોગીઓમાં શ્રેષ્ઠ માનું છું. ૨

"પણ, ગાંડીવધર, એ સાથે એ પણ ખરું કે જેઓ 'નેતિ' (= આ નહિ) એ સિવાય બીજી કોઈ રીતે ઓળખાવી ન શકાય એવા અક્ષર, અવ્યક્ત, સર્વવ્યાપી, અચિંત્ય, એકરૂપ, અચળ તથા સનાતન બ્રહ્મનો નિશ્ચય કરી તેનું સદૈવ અનુસંધાન રાખે છે તથા તે પદ સાથે એકરૂપ થવા માટે સર્વે ઇંદ્રિયોનું નિયમન કરે છે, સર્વત્ર સમબુદ્ધિ રાખે છે અને સર્વ પ્રાણીઓનાં હિત માટે પ્રયત્ન કરે છે—તેઓ પણ પરમપદના જ અધિકારી થાય છે." ૩-૪

આ પર અર્જુને પૂછ્યું: "માધવ, જો બન્ને સરખી રીતે જ પરમપદના અધિકારી થાય છે તો પહેલા પ્રકારના

શ્લોક ૫ – ૮ ભક્ત કઈ રીતે વિશેષ છે?"

શ્રીકૃષ્ણ બોલ્યા: "વાત એમ છે, ધનંજય, કે અવ્યક્ત બ્રહ્મની ઉપાસના દેહધારી માટે લોઢાના ચણા ચાવવા જેવી અતિશય કઠણ છે. સામાન્ય રીતે, માણસ જ શું, પ્રાણીમાત્ર રાગ–પ્રીતિ–ભક્તિને સમજી શકે છે; રાગનો—પ્રીતિ જોડવાનો—માર્ગ એને અપરિચિત નથી. એની ભક્તિ અશુદ્ધ પ્રકારની તથા અશુદ્ધ સ્થાને હોય એમ બને. વિવેક અને વિચારથી તથા શ્રદ્ધાના ઉત્કર્ષથી તે શુદ્ધ પ્રકારની અને શુદ્ધ સ્થાને થઈ શકે. પરંતપ, અશુદ્ધ પ્રકારનો અને અશુદ્ધ સ્થાન પરનો રાગ ઓછો થવો એનું જ નામ વૈરાગ્ય, અને શુદ્ધ પ્રકારનો તથા શુદ્ધ સ્થાનમાં રાગ વધવો એનું જ નામ ભક્તિ. આથી, રાગોને તોડી તોડી પરમ વૈરાગ્ય સિદ્ધ કરવાના પ્રયત્નનું અને રાગને શુદ્ધ કરી ભક્તિ સિદ્ધ કરવાના પ્રયત્નનું છેવટે તો એક જ પરિણામ આવે છે. પણ ચિત્તના અનુરાગી સ્વભાવને શુદ્ધ સ્થાન પૂરું પાડવાને બદલે જ્યાં રાગ દેખાય ત્યાંથી તેને તોડવાનો માર્ગ વધારે કપરો તથા શુષ્ક છે.

"તે જ પ્રમાણે, ગુડાકેશ, કડાં, કુંડળ, પહોંચી, વીંટી વગેરે રૂપે એક સોનું જ છે એમ કહેવું, અથવા એ બધા ઘાટોથી સોનું ભિન્ન અને અલગ છે અને એ એકે ઘાટનો સોનાને લેપ થતો નથી એમ કહેવું, એ પરિણામે તો એક જ થાય છે. પણ સામાન્ય

માણસને સમજવાને પહેલી રીત વધારે સુગમ થાય છે. એવા એકાદ ઘાટની કલ્પના કર્યા વિના એ સોનાનો વિચાર જ ન કરી શકે એમ બને છે. પણ, કૌન્તેય, વિવેક અને વિચાર વધવાથી તથા બાહ્ય ઘાટો માટેની આસક્તિ ઓછી થવાથી એની કલ્પના શુદ્ધ થતી જાય. કડું સોનું નથી, પહોંચી સોનું નથી, એમ 'નેતિ, નેતિ' રૂપનાં વર્ણનથી સામાન્ય માણસ ગભરાઈ જાય તથા સોનાને જોતો અને ઓળખતો હોય છતાં સોનું તે કોણ જાણે શું અને કેવુંયે હશે એવી વિમાસણમાં પડે.

"પાર્થ, આ જ ઉપમાથી તું અચિંત્ય તથા અવ્યક્ત અક્ષર-બ્રહ્મની ઉપાસના અને સર્વ વિશ્વ બ્રહ્મરૂપ જ છે એ ઉપાસના વચ્ચેનો ભેદ સમજી લે, તથા નિષેધો દ્વારા બ્રહ્મની પ્રતીતિ કરવી કેવી દુષ્કર છે એ વિચારી લે.

"અર્જુન, આ અચિંત્ય બ્રહ્મની ઉપાસનામાં ધ્યાન કે ભક્તિને અવકાશ નથી. એમાં ચિત્તના સાત્ત્વિક ભાવોને સહેજે પોષણ મળતું નથી. એમાં પ્રજ્ઞા કેવળ ઘસી ઘસી તીવ્ર કરવી પડે છે તથા વિવેક, વિચાર અને અખંડ સાવધાનતા તથા સતત પુરુષપ્રયત્ન પર સાધકને નભવું પડે છે. એ પ્રયત્ન એનો મોળો પડી જાય તો એ શુષ્ક, દંભી કે નિરાશ બની જાય છે. એને ક્યાંયે હિંમત આપનારો આધાર મળી શકતો નથી. એની સાધનામાં એ જ્યાં ભૂલે ત્યાં એની હિંમત ભાંગી પડવાનો પૂરેપૂરો સંભવ રહે છે. આથી, પાંડુનંદન, વિદ્વાનોએ આ જ્ઞાનમાર્ગને નામે ઓળખાતી અવ્યક્તની ઉપાસનાને બાહુબળથી સમુદ્રને તરવા જેવી કઠણ કહી છે. ૫

"ફાલ્ગુન, આને બદલે જે કાંઈ છે તે એક પરમેશ્વર જ છે, તેના સિવાય બીજું કાંઈ છે જ નહિ, એનાથી કોઈ શ્રેષ્ઠ છે જ નહિ, પસંદ કરવા જેવું નથી, એ જ સર્વના કર્તા, હર્તા અને ભર્તા છે અને એ જ શરણ લેવા યોગ્ય છે એમ જેઓ માને છે; અને, તેથી, જેઓ અનન્ય ભક્તિ વડે ઇષ્ટદેવ દ્વારા એનાં જ ધ્યાન અને ઉપાસના કરે છે, એને જ પોતાના નિયામક ગણી સર્વ કર્મોનું કર્તાપણું તથા નિયંતાપણું એનું જ છે એમ માની એને જ અધીન થઈને રહે છે, તથા પોતાની સર્વે ઇચ્છાઓ તથા વાસનાઓને

છોડી એની જ મરજી પર રહે છે — એવા ભક્તોની ચિંતા જાણે પરમાત્મા જ કરતા હોય તેમ, તેઓને ખબર ન પડે તે રીતે, તેમનું ચિત્ત શુદ્ધ થઈ જાય છે અને તેઓ સહેજે મૃત્યુસંસાર-સાગરને તરી જઈ પરમપદને પામી જાય છે. ૬–૭

"અર્જુન, તું શ્રદ્ધાળુ અને ભક્તિમાન છે. તારું હૃદય શુષ્ક નથી. તું ભક્તિમાર્ગે જ જા. પરમાત્મામાં જ તારું મન પરોવી દે. સ્વબુદ્ધિનું અભિમાન છોડી દઈ એને જ તારો નિયામક બનાવી દે. એથી તારી સ્થિતિ એને વિષે જ થશે એમાં શંકા નથી." ૮

આ સાંભળી અર્જુન બોલ્યો: "ભક્તવત્સલ, તમે ખાતરી આપો છો તે પરથી હું એટલું માની લઉં છું કે તમે કહો છો તેવી જાતના ભક્ત થવાની મારામાં ક્યારેક પાત્રતા

શ્લોક ૯

આવશે ખરી. પણ આજે તો મને એવી પાત્રતા લાગતી નથી. મારામાં શ્રદ્ધા અને ભક્તિ નથી એમ નહિ, પણ સ્વબુદ્ધિના અભિમાનને ક્ષીણ કરી નાંખે એવી એ શુદ્ધ હોય એમ મને ભાસતું નથી. એ સ્થિતિમાં મારે શું કરવું?"

આ પર શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો: "ધનંજય, તને અનન્ય ભક્ત થવાની બાબતમાં આત્મવિશ્વાસ ન આવતો હોય તો મેં તને ચિત્તના નિરોધનો અભ્યાસયોગ બતાવ્યો હતો તે માર્ગે પરમેશ્વરને ઓળખવાની ઇચ્છા કર." ૯

આ ઉત્તર સાંભળી અર્જુન થોડુંક ખેદયુક્ત હસીને બોલ્યો: "પ્રિયકર, આ થોડી જ તમે મને સહેલી

શ્લોક ૧૦

રીત બતાવો છો? ચંચળ મનનો નિરોધ કરી અભ્યાસયોગ સિદ્ધ કરવાને આ કુરુક્ષેત્રમાં અવકાશ કે શાંતિ ક્યાંથી લાવું?"

આ ઉપર મુરારિ બોલ્યા: "કપિધ્વજ, અભ્યાસયોગ કરવાનેયે તું અસમર્થ હોય તો હું તને શ્રેયઃસિદ્ધિનો એક બીજો માર્ગ બતાવું છું. પરિણામે તને એ પણ ઇષ્ટ ધ્યેય પર જ પહોંચાડશે, પણ એ તને વધારે સુસાધ્ય લાગશે.

"તારે તારાં કર્મોનો વિવેક કરવો. અપકર્મો ન કરાય એ એક મર્યાદા તો છે જ; પણ વિહિત કર્મોનાયે તારે બે ભાગ પાડવા: એક, અવશ્ય કર્તવ્યરૂપે પ્રાપ્ત થતાં કર્મો અને, બીજાં, વિહિત છતાં

કર્તવ્યરૂપ જ છે એમ કહી ન શકાય એવાં કર્મો. જેમકે, અર્જુન, આ યુદ્ધ તારા પર અવશ્ય કર્તવ્યરૂપે આવી પડેલું કર્મ છે; શરીર-નિર્વાહાર્થે યોગ્ય આહાર, વસ્ત્ર અને નિદ્રા લેવાં એ અવશ્ય કર્તવ્ય ગણી શકાય. પણ મિષ્ટાન્ન જમવાં, સુંદર વસ્ત્રો પહેરવાં, વિલાસ ભોગવવા, એમાં અધર્મ ન થતો હોય છતાં એ કર્તવ્યપ્રાપ્ત ન ગણી શકાય.

"પરંતપ, તારે અવશ્ય કર્તવ્યરૂપ ગણી શકાય એવાં કર્મો જ કરવાં અને બીજાં કર્મોનો ત્યાગ કરવો. વળી, અવશ્ય કર્તવ્ય-રૂપ કર્મો પણ તારે ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવાં. એટલે, તારે એ કર્તવ્યો બજાવ્યાનું અભિમાન ન રાખવું. એ બજાવ્યાનો યશ એ કર્મો કરવાની શક્તિ આપનાર પરમેશ્વરને આપવો, તથા એ દ્વારા તું ઈશ્વરના અનુગ્રહનો પાત્ર થાય અને તારી ચિત્તશુદ્ધિ થાય એ સિવાય બીજી કાંઈ ઇચ્છા કરવી નહિ. આવી રીતે કરેલાં કર્મો ઈશ્વરપ્રીત્યર્થ થયેલાં કહેવાય અને એવી રીતે કર્મ કરનારને પણ નિઃશ્રેય-સિદ્ધિ પ્રાપ્ત થાય છે." ૧૦

આ ઉત્તર સાંભળીનેયે અર્જુનનો ઉત્સાહ કાંઈ વધ્યો નહિ. તે બોલ્યો :

શ્લોક ૧૧ "યાદવોત્તમ, તમે કહ્યું તે રીતે વર્તવાનું બરાબર બની આવે તો તો કહેવું જ શું? પણ એ નથી થઈ શકતું તેનું શું? ચિત્તના રાગદ્વેષો કર્તવ્યાકર્તવ્યનો વિવેક કરવામાં ભૂલ પાડ્યા વિના રહેતા નથી. જે આચરણ કરવું ગમતું હોય તે કર્તવ્યરૂપ જ છે એમ મન પોતાને મનાવી દે છે, અને જેમાં રાગ ન હોય તે કર્તવ્યરૂપે હોય છતાં તેમ નથી એમ મનાવે છે. વળી, જનાર્દન, કર્તવ્યરૂપ કરેલાં કર્મોનુંયે અભિમાન ન ઉત્પન્ન થાય એવું બનતું નથી. બહારથી એનો ગર્વ ન બતાવે કે આત્મપ્રશંસા ન કરે, છતાં મનમાં એનું અભિમાન જણાઈ આવ્યા વિના રહેતું નથી અને પોતે એનો કર્તા છે એ વાતનું વિસ્મરણ થતું નથી. એ સ્થિતિમાં એ કર્મો ઈશ્વરાર્પણ થયાં છે એમ કેમ કહી શકાય? માટે આ માર્ગે પણ પગલું ભરવાની હું શક્તિ જોતો નથી."

આનો ઉત્તર આપતાં શ્રીકૃષ્ણ બોલ્યા: "અર્જુન, તારું આત્મનિરીક્ષણ યોગ્ય છે અને સ્વબુદ્ધિને ન છેતરવાની તારી વૃત્તિ

પ્રશંસનીય છે. છતાં તું નિરુત્સાહી થાય એ યોગ્ય નથી. તેં કહ્યું એમ બને છે ખરું. પણ પોતાનું શ્રેય સાધવાની જેને દૃઢ આકાંક્ષા બંધાઈ ગઈ છે તે, એમ ભૂલો કરતાં છતાં, ધીમે ધીમે ભૂલોમાંથી નીકળી જાય છે અને ઈશ્વરાર્પણબુદ્ધિને દૃઢ કરી શકે છે.

"છતાં, મિત્રનંદન, હું તને શ્રેયઃપ્રાપ્તિનો એક બીજો ઉપાય પણ બતાવું છું. તારાં કર્મો તું સ્વાર્થે કરે છે કે ઈશ્વરાર્થે કરે છે એનો નિશ્ચય ન કરી શકે તોયે હરકત નહિ. તું એક જ વ્રત સ્વીકારી લે. કોઈ પણ કર્મમાંથી તારે ચિત્તશુદ્ધિ સિવાય બીજા ફળની અપેક્ષા કરવી નહિ અને કર્મનાં ફળરૂપે જે કાંઈ લાભ પ્રાપ્ત થાય તેનો ત્યાગ કરી દેવો. તારું શરીર, મન અને વાણી તેં પરમેશ્વરને જાણે વેચાણ કર્યાં હોય તેમ વર્તવું. અને જેમ દાસની કમાણી માલિક ભોગવે છે તેમ તારાં કર્મોનાં ફળોનો તારે ઉપભોગ ન કરવો પણ બીજાંને વહેંચી દેવાં. બીજા શબ્દોમાં, તારે નિઃસ્વાર્થ બુદ્ધિથી કર્મો કરવાં. એ કર્મો તેં પોતાને તેમાં રુચિ હોય માટે કર્યાં હોય કે કર્તવ્યરૂપ હોય માટે કર્યાં હોય, પ્રયત્નપૂર્વક તેનાં ફળનો ત્યાગ કરવાથીયે તું શાંતિને પામીશ. અર્જુન, જો, આટલું સિદ્ધ કરવાની તો તું ઉમેદ રાખ જ. તારા જેવા પરાક્રમી માટે કશુંયે અશક્ય નથી." ૧૧

શ્રીકૃષ્ણના છેલ્લા ખુલાસાથી અર્જુન સંતુષ્ટ થયેલો લાગ્યો. એને લાગ્યું કે મધુસૂદને એનાથી આચરી શકાય એવો કાંઈક સહેલો માર્ગ બતાવ્યો. પણ શ્રેયઃસાધન માટે જે જુદા
શ્લોક ૧૨ જુદા ઉપાયો વાસુદેવે બતાવ્યા તેમાં કયો ઊતરતો, કયો ચડતો એ જાણવાની એને ઇચ્છા થઈ. આથી એણે આ માર્ગનો સારાનરસાનો ક્રમ જણાવવા શ્રીકૃષ્ણને વિનંતિ કરી.

કાંઈક હાસ્ય દર્શાવતા શ્રીકૃષ્ણ બોલ્યા:

"અર્જુન, તું ચતુર અને બુદ્ધિવાન જણાય છે ખરો, છતાં ભોળપણથી રહિત નથી. કર્મફળત્યાગનો મેં જે છેલ્લો ઉપાય બતાવ્યો તે તને સાધવાને સુગમ લાગ્યો અને બીજા ઉપાયો વધારે વધારે કઠણ લાગ્યા. પણ મેં જે બધા માર્ગો બતાવ્યા તે સર્વનું છેવટનું સાધ્ય તો કર્મફળત્યાગ કરવો એ જ છે એ તારા લક્ષમાં ન

આવ્યું; અને કર્મફળત્યાગ એ જાણે સાધન હોય એમ તું સમજ્યો છે. ખેર, કોઈ પણ રીતે તું તે સિદ્ધ કરી શકે તો મારે કશું કહેવાનું નથી. કારણ, શાંતિરૂપી સંપત્તિ કર્મફળત્યાગથી જ પ્રાપ્ત થાય છે અને તે જો તને સહજ લાગતી હોય તો તું કયે માર્ગે સિદ્ધ કરે એ મહત્ત્વનું નથી.

"પણ કર્મફળત્યાગ કાંઈ સહેલો જ ઉપાય નથી. કર્મફળત્યાગ વિષે ઉપમાથી સમજાવતાં મેં કહ્યું કે, તારું શરીર, મન અને વાણી તેં જાણે પરમેશ્વરને વેચાણ કર્યાં હોય તેમ વર્તવું અને જેમ દાસની કમાણી માલિક ભોગવે છે તેમ તારાં કર્મોનાં ફળોનો તારે ઉપભોગ ન કરવો પણ બીજાને વહેંચી દેવાં.

"ધનંજય, દાસનીયે સઘળી જ કમાણી માલિક ભોગવે છે એમ થતું નથી. માત્ર શરીરને જ વેચાણ કરેલું હોવા છતાં એ પોતાના શરીરનીયે કેટલીક કમાણી પોતે ખાય છે; તો પછી મન, વાણીનેયે વેચાણ કરવાં એ વધારે કઠણ છે. એ સર્વ જે કરી શક્યો છે તેણે પરમાત્માની અનન્યભક્તિયુક્ત ધ્યાનયોગ કર્યો છે એમ કહેવામાં મને સંકોચ લાગતો નથી. કારણ અનન્ય ભક્તિની પરાકાષ્ઠા કર્યા વિના કર્મફળત્યાગરૂપી પરિણામ ઉદ્‌ભવતું નથી.

"આથી, ગુડાકેશ, મેં વર્ણવેલાં સર્વે સાધનોમાં અનન્યભક્તિવાળો ધ્યાનયોગ એ જ શ્રેષ્ઠ છે. એવી ભક્તિ જેને ન ઊપજી શકે, જેનું ચિત્ત વિશેષ બુદ્ધિપ્રધાન હોય, તેણે અક્ષરબ્રહ્મના આલંબનરૂપી જ્ઞાનમાર્ગે જવું. એને ધ્યાનયોગથી મેં ઊતરતો કહ્યો જ છે, પણ અભ્યાસયોગ કરતાં ચડિયાતો છે. જે વિચારમાત્રથી એ આલંબન પર ન ટકી શકતો હોય, તેણે અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા ચિત્તનો નિરોધ કરવાનો યોગમાર્ગ લેવો.

"આમ જ્ઞાનયોગ એ અભ્યાસયોગ કરતાં ચડિયાતો છે અને ધ્યાનયોગ એ જ્ઞાનયોગ કરતાં ચડિયાતો છે; ધ્યાનયોગથી કર્મફળત્યાગ તત્કાળ સિદ્ધ થાય છે અને કર્મફળના ત્યાગથી શાંતિ પ્રાપ્ત થાય છે. ૧૨

"પણ, અર્જુન, આમ ધ્યાનયોગથી જ કર્મફળત્યાગ તત્કાળ સિદ્ધ થાય છે એમ કહું છું તેથી તારે ગભરાવાની કે તારી પાત્રતા વિષે શંકાશીલ થવાની જરૂર નથી. પ્રિયવર, તેં તારી ભક્તિથી

કોને રાજી નથી કર્યાં? તારી ભક્તિ અને સૌજન્યથી દ્રોણને તું પુત્રતુલ્ય બન્યો છે. ભીષ્મ તારા પર મુગ્ધ છે, દ્રૌપદીનો તું પ્રિયતમ છે, ઇંદ્ર, અગ્નિ અને શંકર પણ તારા પર પ્રસન્ન થયેલા છે અને તારા પ્રેમને વશ થઈને હું તારો સારથિ થઈને આવ્યો છું એ તું જાણે છે. તારામાં ભક્તિનાં બીજો સહજ અને બળવાન છે. તારામાં તારી યુદ્ધનિપુણતાનું કાંઈક અભિમાન છે તે શુદ્ધ થાય, અને તારી ભક્તિ શત્રુ, મિત્ર, મનુષ્ય, જીવજંતુયુક્ત સમગ્ર સૃષ્ટિમાં વ્યાપે એટલી જ આવશ્યકતા છે. એ તું કરી શકીશ એ વિષે સંશય રાખીશ નહિ."

શ્રીકૃષ્ણે આપેલી ખાતરીથી અર્જુનને પરમેશ્વરના અનન્ય ભક્ત થવાની હિમ્મત આવી અને તેવો થવા હોંશ પણ ઉત્પન્ન થઈ. આથી અનન્ય ભક્તનાં સર્વ લક્ષણો જાણી લેવા એ ઉત્સુક થયો અને શ્રીકૃષ્ણને તેનું નિરૂપણ કરવા વિનંતિ કરી.

શ્લોક ૧૩ – ૨૦
भक्तनां लक्षणो

પોતાના પ્રિય મિત્રનું અત્યંત હિત કરવાને તથા તેના સઘળા શુભ કોડને પૂરા પાડવાને સદા તત્પર રહેનારા ભક્તવત્સલ શ્રીકૃષ્ણે અર્જુનની વિનંતિને તુરત જ માન્ય કરી. તે બોલ્યા:

"પાર્થ, સ્થિતપ્રજ્ઞનાં તથા જીવન્મુક્તનાં લક્ષણો એક વાર હું તને કહી ગયો છું. તેના કરતાં ભક્તનાં લક્ષણો કાંઈ જુદા જ પ્રકારનાં નથી. સ્થિતપ્રજ્ઞ કહો, જીવનમુક્ત કહો કે અનન્ય ભક્ત કહો, સર્વેનો જીવનવ્યવહાર પરમાત્મવિષયક એક જ નિશ્ચય અને ચિત્તશુદ્ધિનું પરિણામ છે. એટલે જુદી જુદી રીતે એ ને એ જ લક્ષણો મારે ફરી ફરીને કહેવાનાં રહે છે. છતાં કહેનાર અને સાંભળનાર બન્નેનું હિત કરનાર ભગવત્કથાના નિરૂપણમાં પુનરુક્તિ દોષરૂપ નથી થતી. માટે હું અનન્ય ભક્તનાં લક્ષણો કહી તારી જિજ્ઞાસા તૃપ્ત કરું છું.

"ધનંજય, બુદ્ધિની સ્થિરતા અને દૃઢતા એ સ્થિતપ્રજ્ઞની વિશેષતા કહીએ, પરમાત્મસ્વરૂપની પ્રતીતિ એ જીવન્મુક્તની વિશેષતા કહીએ, તો ચિત્તનો ભક્તિમાન અને શ્રદ્ધાવાન સ્વભાવ એ અનન્ય ભક્તની વિશેષતા છે એમ કહીએ તો ચાલે.

"મારો પ્રિય સ્વામી, મારા જીવનો જીવ, મારો હિતેચ્છી, મારો વહાલો દેવ, એ જ સર્વત્ર વસેલો છે, એને મારાથી રજ જેટલોયે ન દૂભવાય એવા દૃઢ નિશ્ચયથી અને પ્રેમના જોરથી ઈશ્વરનો પરમ ભક્ત કોઈ ભૂતપ્રાણીને વિષે દ્વેષબુદ્ધિ રાખી જ શકતો નથી. સુભદ્રાનાથ, જેમ સૂર્યને રાત્રિનો અનુભવ કરવો શક્ય થતો નથી, તેમ દ્વેષબુદ્ધિ કેમ ઊપજતી હશે એ ભક્તને સમજવામાં જ આવી શકતું નથી એમ કહીએ તો ચાલે. પોતાનું ગળું કાપવા આવનાર પ્રત્યે પણ એના મનમાં દ્વેષ નથી વસતો, કરુણા વસે છે. તો, એ જ્યાં કાંઈક પણ સારું જુએ ત્યાં મિત્રભાવથી ભરેલો હોય અને રજ જેટલી પણ પીડા જુએ ત્યાં કૃપાથી ભરાઈ જાય એમાં શું કહેવું?

"ગાંડીવધર, જેમ બાળક માને આવતી જુએ એટલે એ પોતાના હર્ષને શમાવી જ શકતું નથી અને માની સામે દોડી ગયા વિના એનાથી રહી જ શકાતું નથી, તથા આવા એના સ્વભાવ માટે એ કદી ગર્વ લેવા જેટલો વિચાર પણ કરવા બેસતું નથી, તેમ ભક્ત પોતાના પ્રેમના બળથી પ્રેરાયેલો જે કાંઈ સત્ક્રિયા કરે છે તે વિષે મમતા કે અહંકાર અનુભવવા જેટલો વિચાર કરવા થોભતો જ નથી એમ કહીએ તો ચાલે. એનાં સત્કર્મો માટે એની કોઈ પ્રશંસા કરે તો તેનું એને આશ્ચર્ય લાગે છે, કારણ કે એની તો એવી જ માન્યતા હોય છે કે એણે બતાવેલો સદ્‌ભાવ એ સામાન્ય માનવધર્મ જ છે, એટલે કોણ એવો બેપગો મનુષ્ય હશે કે જે એથી જુદી રીતે વર્તે? પરંતપ, બીજા કરતાં કોઈ વિશેષ વર્તન કર્યાનું ભાન થયા વિના અભિમાન આવતું નથી. એવું ભાન જ એને ઊઠતું નથી. માટે એ નિરહંકાર રહે છે.

"પોતાના સ્વામીની ઇચ્છાને જ પોતાની ઇચ્છા માનીને તથા તેને વિષે જ પોતાનાં મનબુદ્ધિને અર્પણ કરીને રહેલો તથા, ઈશ્વરની ઇચ્છાને અધીન જ સર્વ તંત્ર ચાલે છે અને એના હલાવ્યા વિના સૂકું પાંદડું પણ હાલતું નથી અને એ પ્રભુ પોતાના ભક્તનું હિત જ કરવાવાળો છે એવી દૃઢ શ્રદ્ધાવાળો, વળી એ નિયંતા જેમ રાખે તેમ રહેવાના દૃઢ નિશ્ચયવાળો ભક્ત પુરુષ સુખદુઃખમાં સમ, ક્ષમાવાન અને સદા સંતોષી હોય એમાં શું કહેવું?

"પરંતપ, સર્વમાં સમપણે રહેલા અને નિષ્પક્ષ પરમાત્માને પણ આવો ભક્ત, જાણે પોતાનો વધારે માનીતો હોય તેમ, પ્રિય થયા વિના રહેતો નથી. વિશ્વવાસી દેવ સર્વ ભૂતપ્રાણીઓમાં રહીને એ જે દિશામાં જાય કે જુએ તે દિશામાંથી એની ઉપર પ્રેમનાં જ કિરણો નાંખે છે. આખું જગત એનું મિત્ર થઈને રહે છે. ૧૩-૧૪

"સવ્યસાચી, એનાથી કોઈને ઉદ્વેગ થતો નથી; કોઈ એને ઉદ્વેગ પહોંચાડતું નથી. એ પ્રસન્ન થાય છે પણ હર્ષઘેલો થતો નથી. ક્યાંક દુષ્ટતા જોઈ ખિન્ન થાય છે પણ ક્રોધોન્મત્ત થતો નથી. કોઈક બાબતમાં શું પરિણામ આવશે એ વિષે શંકાશીલ થાય છે, પણ ભયાન્વિત થતો નથી. કાર્યમાં વિઘ્ન અથવા નિષ્ફળતા ઉત્પન્ન થવાથી વિચારમાં પડે છે પણ ઉદ્વેગ કરતો નથી. ૧૫

"પાંડવ, પોતાના પ્રભુ પાસે પણ એના પ્રેમ સિવાય એ કોઈ કામનાની સિદ્ધિ ઇચ્છતો નથી, તો બીજા પાસેથી એ કશી અપેક્ષા ન કરે એમાં શું આશ્ચર્ય? પવિત્ર આચાર અને પવિત્ર વૃત્તિવાળો, પોતાના પ્રભુને ન ગમનારું કશું ન થાય એ વિષે અત્યંત સાવધાનતા રાખવાવાળો, ઐહિક તેમ જ પારલૌકિક ભોગો અને સિદ્ધિઓ વિષે તૃષ્ણારહિત થયેલો, સર્વે વ્યથાઓને તુચ્છ સમજીને બેઠેલો સર્વે સંકલ્પોનો સંપૂર્ણ સંન્યાસ કરીને બેઠેલો ભક્ત પુરુષ પ્રભુનોયે માનીતો થાય છે. ૧૬

"કૌન્તેય, ભક્તને નથી રાગ, નથી દ્વેષ, નથી આશા, નથી શોક. કર્મનાં શુભ તેમ જ અશુભ સર્વે ફળો વિષે એને આસક્તિ જ નથી. એની દૃઢતા છે એક એની ભક્તિમાં અને તે વડે પરમાત્માની પ્રીતિ સંપાદન કરવામાં. ૧૭

"એથી, એ શત્રુ અને મિત્ર, માન અને અપમાન, ટાઢ અને તડકો, સુખ અને દુઃખ; સર્વે પરિસ્થિતિઓમાં આસક્તિ છોડીને તથા ચિત્તની સમતા જાળવીને વર્તે છે. એ નિંદા કે સ્તુતિનો વિચાર નથી કરતો, પણ સત્ય કે અસત્ય એનો જ વિચાર કરનાર મુનિ થઈને જે સ્થિતિ આવી પડે તેમાં સંતોષ માનીને રહે છે. એ કોઈ સ્થાન કે પ્રતિષ્ઠામાં બદ્ધ થઈ રહેતો નથી, પણ પોતાના વિચારમાં

અને ભક્તિમાં જ સ્થિર છે. પરંતપ, આવો ભક્ત પરમાત્માને અતિશય વહાલો છે એ વિષે શંકા નથી. ૧૮-૧૯

"પાર્થ, આ મેં ધર્મયુક્ત અને અમૃત જેવો ભક્તિનો આદર્શ બતાવ્યો છે. જે પુરુષો શ્રદ્ધા રાખીને, પરમેશ્વરને જ પરમઇષ્ટ સમજીને આ આદર્શને પહોંચે છે તે પરમાત્માના અનન્યભક્ત છે, તે પરમાત્માના એવા પ્રીતિપાત્ર થાય છે કે પ્રભુ એમને પોતાથી અલગ રાખી શકતા નથી પણ પોતામાં સમાવી લે છે." ૨૦

# અધ્યાય ૧૩મો

## ક્ષેત્રક્ષેત્રજ્ઞવિચાર

અનન્ય ભક્તનાં લક્ષણો કહીને શ્રીકૃષ્ણે મૌન ધારણ કર્યું. પણ અર્જુનને લાગ્યું કે આ આધ્યાત્મિક ચર્ચા જે રીતે શરૂ થઈ હતી તે જોતાં તેનો બરાબર રીતે ઉપસંહાર થઈને યોગ્ય અંત આવ્યા વિના તે એકાએક અટકી પડી હતી. આથી એને તૃપ્તિ લાગી નહિ અને ફરીથી ચર્ચા શરૂ કરાવી અધ્યાત્મજ્ઞાન વિષે શ્રીકૃષ્ણ પાસેથી સાંગોપાંગ માહિતી મેળવી લેવી એમ એને ઇચ્છા થઈ. આથી એ પોતાના મનમાં ફરી ફરીને શ્રીકૃષ્ણે ચર્ચેલા વિષયોને ઘોળવા લાગ્યો અને શું કહેવાનું રહી જાય છે તે શોધવા લાગ્યો. છેવટે એને કેટલાક પૂછવા જેવા મુદ્દાઓ હાથ લાગ્યા, અને તે વિષે એણે શ્રીકૃષ્ણની અનુમતિ લઈ પ્રશ્નો પૂછવા માંડ્યા. તે બોલ્યો:

"વાસુદેવ, તમે મને જ્ઞાન અને વિજ્ઞાનનાં અંગો સમજાવ્યાં હતાં અને તેમાં અપર અને પર પ્રકૃતિ ધરાવનાર પરમાત્માનું નિરૂપણ કર્યું હતું. વળી, તમે મને બ્રહ્મ, અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ અને કર્મસહિત પરમાત્માને કેમ ઓળખવા તે સમજાવ્યું હતું. પણ, હૃષીકેશ, કેટલાક વિદ્વાનો આધ્યાત્મિક વિષયમાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની ચર્ચા કરે છે તથા કહે છે કે જ્ઞાનથી મોક્ષ થાય છે અને અજ્ઞાનથી બંધન થાય છે, માટે જ્ઞાનથી જ્ઞેયને જાણી લઈ મોક્ષ પ્રાપ્ત કરવો. વળી, સાંખ્યદર્શનના આચાર્યો પુરુષ અને પ્રકૃતિને ઓળખવાની જ ચર્ચા કરતા હોય છે. પણ આ બન્ને વિષયમાં તમે મને કશું કહ્યું નથી. માટે કૃપા કરીને આ ચર્ચાઓ શાની છે તે સમજાવો. કારણ, આ બાબતમાં મને ઘણો રસ પડવા લાગ્યો છે માટે હું એ બધું જાણવા ઇચ્છું છું."

આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા:

"પાર્થ, તારી જિજ્ઞાસા હું પૂરી તો પાડીશ, પણ આ બધી ચર્ચાઓમાં હું જે સમજાવી ગયો તેથી તત્ત્વતઃ કશું નવું જાણવા જેવું મળવાનું નથી. જુદી જુદી પરિભાષા વાપરી થોડાઘણા ફેરફાર

સાથે બધાયે મતો એક જ વિષયનું નિરૂપણ કરે છે અને સર્વેના અંતિમ નિર્ણયોમાં પણ નામમાત્ર જ ભેદ છે. પણ તારી ઇચ્છા છે તો ભલે સમજી લે.

"તેમાં, પહેલાં, વેદાન્તદર્શનનો મત સમજાવું છું.

શ્લોક ૧ – ૬
વેદાન્તદર્શન

"ઇન્દ્રપ્રિય, વેદાન્તદર્શનમાં શરીર તથા શરીરીનો વિચાર મુખ્યત્વે છે. આ શરીરથી આત્મા જુદો છે એમ બ્રહ્મવેત્તાઓ પાસેથી સાંભળીને સાધક એ શરીરનું માનસિક પૃથક્કરણ કરવા માંડે છે, અને જે જે તત્ત્વો શરીર સંબંધી માલૂમ પડે તેને આત્મા નથી એમ જાણી બાજૂએ મૂકે છે અને એમ કરતાં આત્માના જ્ઞાન પર આવીને ઠરે છે.

"પરંતપ, શરીરને માટે જ ક્ષેત્ર એવું બીજું નામ છે. એ શરીરના તત્ત્વોને જે બરાબર ઓળખે તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે; અથવા એ શરીરમાં રહેલો સાક્ષીરૂપ જે આત્મા તે પણ ક્ષેત્રજ્ઞ અથવા શરીરી કહેવાય છે; અને આ રીતે શરીર-શરીરી અથવા ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે આત્મજ્ઞાનને નામે પ્રખ્યાત છે.

"ધનંજય, એવા આત્મજ્ઞાન વિના શ્રેયપ્રાપ્તિ નથી અને એ આત્મજ્ઞાન વિનાનો બાકી બધો જ્ઞાનનો ભંડાર એ બંધન કરવાવાળો જ હોવાથી અજ્ઞાન જ છે એવો વેદાન્તનો મત છે.

"ગુડાકેશ, જ્ઞાન વડે જેની પ્રતીતિ કરી લેવાની છે તે આત્મા એ સાધકનું જ્ઞેય છે અને એનું નિરૂપણ એ જ વેદાન્તનો વિષય છે. ૧-૩

"પૃથાનંદન, હવે આ શરીર અથવા ક્ષેત્ર વિષેનો વેદાન્તનો નિર્ણય પહેલાં તને જણાવું છું. વેદકાળના ઋષિઓએ જુદી જુદી રીતે અનેક મંત્રોમાં એને વિવિધ રૂપે વિચાર્યો છે અને દલીલોથી ભરેલાં બ્રહ્મસૂત્રો રચીને એ બધા વિચારોને સારરૂપે ગ્રથિત કર્યા છે. ૪

"પાંડવ, આ શરીર એકત્રીસ ધર્મો કે તત્ત્વોવાળું છે એવો વેદાન્તનો મત છે. એ એકત્રીસે ધર્મો આત્માના નથી પણ આત્માથી ભિન્નપણે પારખી શકાય છે, તે વધઘટ થનારા છે તથા નાશવંત છે. એ એકત્રીસ ધર્મો તે આ: મહાભૂતો (આકાશ, વાયુ, તેજ,

જળ અને પૃથ્વી—૫), અહંકાર, બુદ્ધિ અને અવ્યક્ત પ્રકૃતિ (૩), જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો અને મન મળીને અગિયાર (૧૧), પંચ વિષયો (શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગંધ—૫). આ પ્રમાણે પ્રસિદ્ધ ચોવીશ તત્ત્વો થયાં તે ઉપરાંત શરીરમાં બીજા પણ સાત વિકારી ધર્મો રહેલા છે એને પણ અનાત્મા જ સમજવા જોઈએ. એ સાત આ: (૧) ઇચ્છા અથવા પ્રીતિ અથવા રાગ અને (૨) દ્વેષની લાગણીઓ; (૩) સુખ અને (૪) દુઃખની વેદનાઓ; (૫) સંઘાત, એટલે ભિન્ન ભિન્ન પ્રકારનાં તત્ત્વોની એકબીજા સાથે મેળયુક્ત રચના અને વ્યવહાર; (૬) ચેતના એટલે ભાન અથવા જાણપણું; અને (૭) ધૃતિ, એટલે સર્વ પ્રકારની તાણને સહન કરી પરિસ્થિતિને અનુકૂળ થઈ જવાની તથા તે સામે મુકાબલો કરવાની અને નિશ્ચિત વિચાર કે વસ્તુ પર ચોટી રહેવાની શક્તિ.

"મહાબાહુ, આ એકત્રીસે ધર્મોને શરીરમાં ઓળખી એ શરીરના ધર્મો છે પણ આત્માના ધર્મ નથી એમ જાણવું એ શરીરનું જ્ઞાન કહેવાય." ૫-૬

શ્રીકૃષ્ણના છેલ્લા વાક્ય પર અર્જુને એક શંકા કાઢી. એ બોલ્યો :

શ્લોક ૭ – ૧૧
જ્ઞાનીનાં લક્ષણો

"કમલાક્ષ, જો આ એકત્રીસ ધર્મોને ઓળખવા અને તે આત્માના ધર્મ નથી, પણ શરીરના ધર્મ છે એ જાણવું એટલેથી જો ક્ષેત્રજ્ઞ થવાતું હોય, તો તો આ બહુ સહેલું કામ લાગે છે. એટલું તો દરેક જણ જાણીને આત્મજ્ઞાની થઈ શકે!"

આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા :

"કૌન્તેય, મુનિજનો જ્ઞાન અથવા જાણવું એટલે માહિતી હોવી એટલો જ અર્થ કદી કરતા નથી. જાણવાને પરિણામે જો વર્તનમાં કશો ફરક ન પડે તો તે જ્ઞાન નથી, પણ કેવળ માહિતી જ છે. એટલે જો ક્ષેત્રના નાશવંત ધર્મોને ઓળખીને તે પ્રમાણે વર્તનમાં ફેર પડે નહિ. તો તે જ્ઞાન છે એમ કહેવાય જ નહિ."

આ ઉપર અર્જુને પૂછ્યું: "ત્યારે કેવા વર્તનથી કેવળ માહિતી નથી પણ જ્ઞાન છે એમ કહી શકાય?"

ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા: "શરીરના નાશવંત ધર્મોને ઓળખી તેથી ભિન્ન એવા આત્માને જાણવા મથનાર પુરુષ શરીર અને શરીરના ધર્મો તથા સંબંધો વિષે આસક્તિ વિનાનો હોય અને તે એના વર્તનમાં આ મુજબ જણાઈ આવે:

"નિર્માનિતા એ એવા પુરુષનું પહેલું લક્ષણ હોય; કારણ, માની સ્વભાવ એ ઉપર કહેલા એકત્રીસ ધર્મોમાંથી કોઈકને માટે અત્યંત મમતાનું જ પરિણામ છે.

"વળી, અર્જુન, એ પુરુષ નિર્દંભી હોય; કારણ, એવો પુરુષ શરીરના ધર્મોને તેમની જેટલી પાત્રતા હોય તેથી વધારે દેખાડવા શું કામ પ્રયત્ન કરે?

"અહિંસા એ એનું ત્રીજું લક્ષણ છે; કારણ, જેણે શરીરના ધર્મોને આત્માથી ભિન્ન જાણ્યા છે તે બીજાને ત્રાસ આપીને એમને પોષવા ઇચ્છે જ નહિ.

"મિત્રનંદન, ક્ષમા એ તો અહિંસાની જ બીજી બાજૂ છે એમ કહેવામાં હરકત નથી; એટલે અહિંસાની સાથે એ વસે જ.

"અને એ જ રીતે સરળતા એ નિર્દંભિત્વનું ઉપનામ છે એમ કહી શકાય.

"તે ઉપરાંત, ધનંજય, શરીરના ધર્મોને ઓળખી તેથી ઉદાસ થયેલો પુરુષ પોતાના સ્વરૂપને ઓળખ્યા વિના કદી શાન્તિ પામે નહિ. આથી બુદ્ધિથી અનાત્માને દૂર કર્યા બાદ, આત્માને જાણવાની ઇચ્છાથી એ બ્રહ્મવેત્તા પુરુષની શોધ કરે જ અને તેવા આચાર્યની અનન્યભાવે સેવા કરી તેના ઉપદેશનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરે તથા તેનો નિકટ સહવાસ કરી તેની સ્થિતિએ પહોંચવા પુરુષાર્થ કરે.

"વળી, એ જ્ઞાની પુરુષ સત્પુરુષની પ્રસન્નતા મેળવવા માટે તેમ જ ચિત્તની શુદ્ધિ માટે અત્યંત પવિત્ર આચાર રાખે, સ્વભાવ અને વિચારમાં સ્થિરતા બતાવે અને મન પર કાબૂ રાખે. ૭

"એ ઇન્દ્રિયોના વિષયોને તુચ્છ સમજવાવાળો અને હુંપણાના અભિનિવેશ વિનાનો હોય એ તો કહેવાની જરૂર જ ન હોય; કારણ, મુમુક્ષુતાનું એ તો પહેલું જ પગથિયું ગણાય.

"વળી, પાર્થ, જેને શરીરના વિકારી ધર્મોનું સારી પેઠે જ્ઞાન થયું છે, તેને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ અને દુઃખ એ શરીરની પાછળ લાગેલા બધા દોષોનું ભાન સદાયે હોય, એ જુદું ગણાવવાની જરૂર ન હોય. ૮

"એ પુરુષનું ચિત્ત સંસારના કયા મોહોમાં રાચે? સ્ત્રી, પુત્ર, ગૃહ વગેરેની વચ્ચે રહેતો હોય અને તેમની પ્રત્યેનાં કર્તવ્યો બજાવતો હોય છતાં એ ક્યાંયે લોલુપ ન હોય. ઇષ્ટ કે અનિષ્ટ જે કાંઈ પરિસ્થિતિ ઉત્પન્ન થાય તેને એ ધીરજથી મનનું સમતોલપણું રાખીને સહન કરે. ૯

"મિત્રનંદન, વળી આત્માને શોધનારા સાધકને અનન્યપણે અને ક્યાંયે બીજે ભટકે નહિ એવી એકાગ્ર વૃત્તિથી આત્માની જ લગની લાગે તો જ કહી શકાય કે એને શરીરના ધર્મોમાં અનાત્માપણાની દૃઢ નિષ્ઠા થઈ છે.

"આવો પુરુષ સમાજના ઘોંઘાટથી દૂર એકાંતમાં બેસી ગુરુએ દર્શાવેલે માર્ગે યોગનો અભ્યાસ કરતો હોય, આત્માને લગતા જ્ઞાનને જ વિચારતો હોય અને તત્ત્વજ્ઞાનથી જે વસ્તુને પ્રાપ્ત કરવાની છે તેની જ ખોજ કરતો હોય.

"મહાબાહુ, વેદાન્તવેત્તાઓ જે કહે છે કે, જ્ઞાનથી મોક્ષ થાય છે અને અજ્ઞાનથી બંધન થાય છે, તેનો અર્થ આ જ કે ઉપર પ્રમાણેનાં લક્ષણો એ જ આત્મજ્ઞાન પ્રાપ્ત કરાવનારાં હોવાથી મોક્ષદાયક છે, અને એ સિવાય બીજાં જે કાંઈ બુદ્ધિ, ચાતુર્ય, કળા, માહિતી કે અનુભવ હોય તે સર્વે બંધનકારક જ થાય છે. કારણ કે, તત્ત્વદૃષ્ટિએ, એ બધાં શરીર માટે આસક્તિ, અને તેથી, તે વિષેનું અજ્ઞાન જ દેખાડનારાં છે. ૧૦–૧૧

શ્લોક ૧૨–૧૮
જ્ઞેયનિરૂપણ

"દ્રોણપ્રિય, હવે વેદાન્તવિચારકોએ અચિન્ત્ય, અવર્ણનીય અને દૃશ્ય ન હોવાથી અજ્ઞેય એવા આત્માના સ્વરૂપ વિષે જે પ્રમાણે નિર્ણય કર્યો છે તે સાંભળ:

"પરંતપ, જુદા જુદા શરીરમાં જુદા જુદા આત્માઓ નથી, પણ સમગ્ર વિશ્વને વ્યાપીને રહેલો એક જ આત્મા છે એવો તેમનો

નિર્ણય છે. અને, તેથી, મહત્ત્વના અર્થવાળા 'બ્રહ્મ' શબ્દથી તેઓ આત્માને ઓળખાવે છે. એ આત્મા અનાદિ કાળથી છે જ.

"ગાંડીવધર, એ આત્માનું અસ્તિત્વ નથી એમ કહી શકાતું નથી. એટલે, એ અસત્ તો નથી જ. પણ એનું હોવુંયે હોવા-પણાના ભાન વિનાનું જાણે હોય એવું સહજ છે. અર્જુન, જેમ ગાઢ નિદ્રામાં પડેલા માણસને પોતાના અસ્તિત્વનું સ્પષ્ટ ભાન નથી હોતું, પણ જાગી ઊઠ્યા બાદ કેવી ઊંઘ ગઈ એ વિષેની સ્મૃતિ થતી હોવાથી એને એનું અસ્તિત્વ હતું જ એમ નિર્ણય કરવો પડે છે; તેમ આત્માની સત્તા ( અસ્તિત્વ ) સત્તા ( હોવા )પણાના ભાન-વિનાની સત્તા જેવું છે. આથી અસત્ નહિ અને સત્‌પણાનું અભિમાન નહિ એવું આત્માનું સત્તામાત્ર સ્વરૂપ છે. પરંતુ, સામાન્ય ભાષામાં દૃશ્યપણે જાણી શકાય તે જ સત્ અને ન જાણી શકાય તે અસત્ એવી લોકોને બોલવાની અને સમજવાની ટેવ હોવાથી, આત્મા એવા સત્ અને અસત્ બેયથી પર છે એમ બ્રહ્મવાદીઓ નિરૂપણ કરે છે. ૧૨

"વળી, અરિંદમન, જ્ઞાનીઓએ આત્માનું સ્વરૂપ ચૈતન્યમાત્ર ઠરાવેલું છે. સંકલ્પબળથી જ એમાંથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે અને સંકલ્પબળથી જ ટકી રહી છે એવો એમનો મત છે. આથી બ્રહ્મમાં સ્થૂલ રૂપે કોઈ પણ આકાર કે ઇન્દ્રિયો કલ્પી શકાતાં ન હોવા છતાં, એના સંકલ્પથી એને જ્યાં જોઈએ ત્યાં હાથ, પગ, નાક, કાન, મોઢું, આંખ, માથું વગેરે છે. એ ઇન્દ્રિયોને અવલંબીને રહેલું નથી, પણ ઇન્દ્રિયોને અવલંબન આપનારું છે અને ઇન્દ્રિયોને ઉપજાવી અને સંકેલી શકનારું છે.

"એ જ પ્રમાણે, કૌન્તેય, એ ત્રણ ગુણોને આધાર આપે છે; ગુણોને આધારે એ નથી. આથી, સર્વે સગુણ અને સાકાર સ્વરૂપોથી એ પર હોવાથી એ નિર્ગુણ અને નિરાકાર કહેવાય છે. છતાં આકારો અને ગુણોને એના વિના અસ્તિત્વ કે ટકવાનું બળ નથી. એ આકારો અને ગુણોને ઉપજાવે છે, રાખે છે અને સંકેલે છે, માટે સર્વે આકારો અને સર્વે ગુણો એમાં જ રહેલા છે એમ પણ કહી શકાય છે. આમ, સર્વેથી પર હોવા છતાં આત્મા જ

સર્વ ગુણોનો પોષક તેમ જ ભોક્તા (ખાઈ જનારો, ભોગવી નાંખનારો) છે. ૧૩–૧૪

"પરંતપ, એ આત્માને નથી શરીરની બહાર જ કહી શકાતો કે નથી અંદર જ કહી શકાતો. હૃદયમાં આત્મા રહેલો છે એમ જે કહેવાય છે એ તો હૃદયમાંયે તે રહેલો હોવાથી યોગાભ્યાસની અનુકૂળતા માટે જ. હકીકતે, એનું કોઈ એક જ સ્થાન નથી. એ જંગમમાં છે અને સ્થાવરમાં નથી એમ પણ નથી. જડ-ચેતન, જીવતાં-મૂએલાં, સર્વેને વિષે એ આત્મા સનાતન સ્વરૂપે રહેલો જ છે.

"આકાશ કરતાંયે વિશેષપણે સૂક્ષ્મ હોવાથી એ જ્ઞાનનો વિષય બની શકતો નથી. મનને ગમે તેટલું દૂર દોડાવો, ત્યાંયે એ રહ્યો જ છે અને અત્યંત નિકટ જે સમજો તે પણ એનાથી ભરેલું છે. ૧૫

"આ રીતનું બ્રહ્મ કોઈ પણ જાતની ભેદદર્શક સીમાઓ વિનાનું, આકાશની જેમ સર્વ પ્રાણીઓમાં વ્યાપીને રહેલું છે, છતાં જુદાં જુદાં પ્રાણીઓનાં ચિત્તમાં જુદા જુદા આત્મા હોય એમ ખ્યાલ ઉપજાવે છે. સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારનું કારણ બ્રહ્મ અનંત સૂર્યોનુંયે પ્રકાશદાતા છે અને ગાઢ અંધકારનેયે કાળાશ આપવાવાળું છે; કારણ, એના સ્વરૂપમાં વસ્તુતઃ નથી પ્રકાશ, નથી કાળાશ; અથવા એના સંકલ્પ મુજબ બન્ને છે.

"અર્જુન, આ આત્મા જાણવા યોગ્ય છે, જ્ઞાનથી જાણી શકાય છે તથા સર્વેના હૃદયમાં રહેલો છે એમ કહેવાનો રિવાજ છે ખરો. પણ એનું તાત્પર્ય તું સમજી લે. જ્ઞાનમાત્ર, જ્ઞપ્તિ, કેવળ અનુભવ, ચિન્માત્રતા એ જ આત્માનું સ્વરૂપ હોવાથી એનો કોઈ જ્ઞાતા નથી; એટલે એ કોનું જ્ઞેય બને? વળી એ જ્ઞાતા છે એમ કહીએ તો એના સિવાય બીજું કશું તત્ત્વ ન હોવાથી એ કોનું જ્ઞાતા થાય અને કોને જ્ઞેય કરે? અર્જુન, ખાલી સ્થાનમાં બળતા દીવાને પ્રકાશક કહેવાય કે નહિ એ ઠરાવી શકાતું નથી. એ પ્રકાશે છે ખરો પણ કોઈ પદાર્થને પ્રકાશતો નથી. માટે એ પ્રકાશમાત્ર છે એટલો જ એના પ્રકાશકપણાનો અર્થ થાય. એ જ પ્રમાણે, ધનંજય, આત્મા એ જ્ઞાતા છે, પણ એને પોતા સિવાય બીજું કશું જ્ઞેય જ ન હોવાને લીધે એનું જ્ઞાતાપણું એ કેવળ જ્ઞાનમાત્ર સ્થિતિ છે.

"પૃથાપુત્ર, વળી વિદ્વાનો એવી ઉપમા આપે છે કે આંખો વડે આપણે જગતને જોઈએ છીએ, જીભ વડે પદાર્થોને ચાખીએ છીએ; પણ એ આંખ પોતાને પ્રત્યક્ષપણે જોઈ શકે કે? કે જીભ પોતાનો સ્વાદ જાણે કે? વારુ, ઘોર અંધારામાં જ્યાં કશું દેખાતું ન હોય, ત્યાં એ આંખને પદાર્થો ન ભાસે છતાં એ જોતી નથી એમ કહેવાય કે? કશું ન ખાય તે જીભ ચાખી શકતી નથી એમ કહેવાય? આમ હોવાથી આંખ દ્રષ્ટા નથી કહેવાતી, પણ દૃષ્ટિ જ કહેવાય છે; જીભ સ્વાદ લેનાર નથી કહેવાતી પણ જીભ એ જ સ્વાદ છે એમ કહેવાય છે. એ જ રીતે, કૌન્તેય, આત્માને કશી ઇતર વસ્તુ જ્ઞેય તરીકે ન હોવાથી એનું જ્ઞાતાપણું અને સાક્ષીપણું એ જ્ઞાનમાત્ર સત્તા છે. ૧૬-૧૭

"મહાબાહો, આ રીતે મેં તને વેદાન્તમત અથવા શરીર અને આત્માને લગતા જ્ઞાનનો વિષય ટૂંકામાં સમજાવ્યો. શ્રેયાર્થી ભક્ત એ રીતે પણ જ્ઞાનવિજ્ઞાનનો વિચાર કરી પરમપદને પામી શકે. ૧૮

"અર્જુન, સાંખ્યમતનું કેટલુંક વિવેચન હું કરી ચૂક્યો છું. છતાં, ટૂંકામાં તને ફરીથી એનાં મુખ્ય મંતવ્યો

શ્લોક ૧૯ – ૨૩ કહું છું તે સાંભળ:

સાંખ્યનિરૂપણ

"પાંડવ, સાંખ્યવાદીઓ પ્રકૃતિ અને પુરુષ એવાં બે સનાતન અનાદિ તત્ત્વો છે એમ માને છે.

"શત્રુનાશન, જગતમાં જે કાંઈ વિકારો કે ફેરફારો તથા ગુણોના ભેદો માલૂમ પડે છે તથા કાર્યકારણનો નિશ્ચિત સંબંધ દેખાઈ આવે છે તેનું કારણ પ્રકૃતિની ક્રિયા છે. પ્રકૃતિ નિશ્ચિત નિયમો પ્રમાણે જ સદૈવ રૂપાન્તર પામ્યાં કરે છે અને તેથી જગતનો કારભાર ચોક્કસ રીતે થતો દેખાય છે.

"બુદ્ધિમાન, હવે પુરુષનું લક્ષણ સાંભળ: પુરુષ એ ચૈતન્યમાત્ર છે, પણ પ્રકૃતિની સાથે જોડાઈને રહેલો છે. પુરુષ અને પ્રકૃતિના એ સંયોગને લીધે પ્રાણીઓમાં ભોક્તાપણાનું ભાન ઉત્પન્ન થાય છે અને તે પ્રકૃતિના ફેરફારોને સદૈવ અનુભવે છે. વળી, એ અનુભવોને લીધે ઊઠતી સુખદુઃખની વેદનાઓનું તે કારણ થાય છે. આ રીતે પુરુષ અને પ્રકૃતિના જોડાણમાં ગુણોનું ભોક્તાપણું હોવાથી એ ગુણોને

વિષે એને આસક્તિ (રાગદ્વેષ) નિર્માણ થાય છે, અને તેને લીધે એને સારી કે નરસી યોનિમાં જન્મ લેવા પડે છે. ૧૯-૨૧

"પણ, પરંતપ, જેમ મેલ ચડેલા હીરાની નીચે હીરાનું સ્વરૂપ શુદ્ધ જ રહે છે, મેલ હીરાના હાડમાં ઊતરીને રહેતો નથી, તેમ સંયોગ અને આસક્તિને લીધે પુરુષ ગમે તે અવસ્થામાં પડયો હોય છતાં એનું સ્વરૂપ બહારથી જ મેલું થયેલું લાગે છે, વસ્તુતઃ મેલું થતું નથી. સ્વતંત્રપણે તો એ સુખદુઃખથી કે આસક્તિથી લેપાતો નથી, પણ કેવળ સુખદુઃખનો પ્રેક્ષક જ રહે છે. એની સમીપતાને લીધે જડ પ્રકૃતિ ક્રિયાવાન થાય છે, તેથી એ તે ક્રિયાઓને અનુમોદન આપનારો તથા પ્રકૃતિને પોષવાવાળો, ભોગવવાવાળો અને પ્રકૃતિનો મહાન ધર્મ જે ચિત્ત તેનો સ્વામી ગણાય છે ખરો. પણ વસ્તુતઃ એનું સ્વરૂપ એ સંબંધોથી અલિપ્ત હોવાથી એ પુરુષ સર્વથી પર અને સ્વતંત્ર આત્મા જ છે. ૨૨

"ગુડાકેશ, સાંખ્યવેત્તાઓ પણ વેદાન્તદ્રષ્ટાઓની જેમ જ કહે છે કે, જે જ્ઞાની ગુણવાળી પ્રકૃતિ અને પુરુષની વચ્ચેનો ભેદ સમજ્યો છે અને પ્રકૃતિનાં કાર્યોનું પુરુષમાં આરોપણ નથી કરતો પણ પુરુષને કેવળ સાક્ષીરૂપે જ ઓળખે છે, તે વિવેકથી પ્રકૃતિ સાથેનો સંબંધ જ ક્ષીણ કરી નાખે છે, અને દેહ દરમ્યાન સર્વ કાર્યોમાં પ્રવૃત્ત થયેલો દેખાતો છતાં મરીને પુનર્જન્મને લેતો નથી." ૨૩

શ્લોક ૨૪-૨૫
શ્રેષ્ઠ દર્શન

આ સાંભળી અર્જુને પૂછ્યું: "મધુસૂદન, આમ દરેક દર્શનકાર પોતપોતાની દૃષ્ટિનો મહિમા ગાય છે અને તે દૃષ્ટિ જેને સમજાઈ છે તેનો જ મોક્ષ થાય છે એમ કહે છે. ત્યારે એમાંથી તમને કયું દર્શન શ્રેષ્ઠ લાગે છે?"

આ ઉપર શ્રીકૃષ્ણ બોલ્યા: "પાંડવ! મેં તને જ્ઞાન અને વિજ્ઞાન એમ બે વસ્તુઓ કહી હતી. આત્માની ઓળખાણ તે જ્ઞાન અને સૃષ્ટિનાં તત્ત્વો તથા ઉત્પત્તિક્રમ વિષેનો મત તે વિજ્ઞાન. આ બેમાંથી આત્માની ઓળખાણ કરી લેવી અને, જેમ દૂધમાંથી માખણ તારવી લઈએ તેમ, વિવેકબુદ્ધિથી નાશવંત સૃષ્ટિથી અલગ રહેલી એની અક્ષરસત્તાને જોવી એ વધારે મહત્ત્વની બાબત છે.

સૃષ્ટિક્રમ વિષેનો મત, પ્રમાણમાં, ગૌણ છે. આત્માનું ઓળખાણ જ બધા દર્શનકારોનું ધ્યેય છે. કેટલાક એ આત્માને અનન્ય-ભક્તિયુક્ત ધ્યાન વડે ઓળખે છે, કેટલાક સાંખ્યવિચારથી ઓળખે છે, તો કેટલાક કર્મયોગથી જાણે છે. વળી, કેટલાકને આત્મા-અનાત્માનો જાતે વિવેક કરતાં આવડતો નથી. જેમ તલમાં તેલ રહ્યું છે, દૂધમાં માખણ રહ્યું છે, તેમ શરીરમાં આત્મા રહેલો છે એમ તેઓ સજ્જનોને મોઢે સાંભળે છે, પણ તે કેમ હશે તે સમજવાનું પોતાનું ગજું જોતા નથી. અર્જુન, પણ જેમ રોગી વૈદ્યની ઉપર શ્રદ્ધા રાખી, તેણે સૂચવેલા ઉપચારો કરી અને પથ્યોને બરાબર પાળી, મૃત્યુમાંથી ઊગરી જાય છે, તેમ તેઓ આત્મજ્ઞાની વૈદ્યોના ઉપદેશ પર શ્રદ્ધા રાખી ભક્તિપૂર્વક તેમણે સૂચવેલે માર્ગે જીવન ગાળે છે અને એ રીતે બંધનરૂપી મહામૃત્યુને તરી જાય છે. ૨૪–૨૫

શ્લોક ૨૬–૨૮

"પાંડવ, આ શરીર કે જગત અનુભવમાં આવે છે એ વિષે શંકા નથી. એ નાશવંત અને વિકારી છે એ વિષે શંકા નથી. અને એ નાશવંતની પાર અવિનાશી આત્મા રહ્યો છે એ વિષે પણ તત્ત્વદર્શીઓએ નિશ્ચિત પ્રતીતિ કરી છે.

"મેં સમજાવ્યું હતું તેમ એ નાશવંત પદાર્થો આત્માની જ અપર અને ગૌણ પ્રકૃતિમાંથી નિર્માણ થાય છે, કે વેદાન્ત પ્રમાણે આત્માના સંકલ્પમાત્રથી નિર્માણ થાય છે, કે સાંખ્યમત પ્રમાણે પ્રકૃતિ નામના જુદા જ તત્ત્વમાંથી થાય છે એ વિષે ભલે મતભેદ હોય, પણ નાશવંત સૃષ્ટિ એ અવિનાશી આત્માનું ક્ષેત્ર અને તેના જ્ઞાનનો વિષય છે અને એ ક્ષેત્રક્ષેત્રજ્ઞના સંયોગમાંથી જ સ્થાવર કે જંગમ ભૂતો નિર્માણ થાય છે એ વિષે શંકા નથી.

"ધનુર્ધર, ગમે તે દૃષ્ટિએ પણ, જે ક્ષેત્રક્ષેત્રજ્ઞના સંયોગનો હેતુ જાણે છે અને નાશવંત ક્ષેત્રમાં સમપણે રહેલા અવિનાશી ક્ષેત્રજ્ઞને જ શોધે છે અને એમ શોધીને જે સર્વત્ર સમબુદ્ધિને સ્થિર કરે છે તે પોતાને, જેમ છાશમાંથી માખણ જુદું પડી જાય તેમ, ક્ષેત્રથી જુદો પાડી લઈ પરમગતિને પામે છે. ૨૬–૨૮

"કુન્તીનંદન, સાંખ્યદ્રષ્ટાઓ કહે છે કે જે કાંઈ કર્મો થાય છે તે પ્રકૃતિવડે જ થાય છે, આત્મા કશું કરતો નથી, એમ જે જાણે છે તે જ જ્ઞાની છે. પરંતુ સાંખ્યો એમ પ્રતિપાદન કરે છે કે પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન આત્માઓ વસે છે અને પ્રકૃતિને આત્માથી સ્વતંત્રપણે અસ્તિત્વ છે. પરંતુ સર્વે ભિન્ન ભિન્ન જણાતાં ભૂતોમાં એક જ આત્મા રહેલો છે અને સર્વે સૃષ્ટિનો વિસ્તાર એમાંથી જ થયેલો છે એમ તેમના જોવામાં આવતું નથી.

શ્લોક ૨૯–૩૦

"પાર્થ, જે આત્માની આ એકતા પણ શોધે છે તથા તે જ સૃષ્ટિનું કારણ છે એમ જુએ છે તે બ્રહ્મને પામે છે. ૨૯-૩૦

"પણ મહાબાહુ, આત્માના અકર્તાપણા અને અલિપ્તપણાની બાબતમાં સાંખ્ય અને વેદાન્તનો નિશ્ચય સરખો જ છે. અવિકારી આત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી શરીરમાં રહ્યા છતાં એ કશું કરતોયે નથી અને કોઈ કર્મથી લેપાતોયે નથી. ૩૧

શ્લોક ૩૧–૩૪

"જેમ આકાશ સર્વત્ર પસરેલું હોવા છતાં એને કોઈ પ્રકારનો વિકાર અડતો નથી, તેમ સર્વત્ર દેહમાં રહેલા આત્માને પણ કોઈ પ્રકારનો વિકાર અડતો નથી. ૩૨

"ભારત, જેમ એક જ સૂર્ય સમગ્ર સૃષ્ટિને પ્રકાશે છે તેમ એક જ આત્મા ક્ષેત્રમાત્રને પ્રકાશે છે. ૩૩

"પાર્થ, જ્ઞાનદૃષ્ટિથી જે આ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો ભેદ જુએ છે તથા પ્રાણીઓનો પ્રકૃતિથી કેવી રીતે મોક્ષ થાય છે તે સમજે છે તે પરમપદને પામે છે." ૩૪

## અધ્યાય ૧૪મો

# ત્રિગુણનિરૂપણ

શ્રીકૃષ્ણ બોલ્યા : "અર્જુન, મેં તને સાંખ્ય તથા વેદાંતનું દિગ્દર્શન કરાવ્યું એ તો ઠીક. પણ સાંખ્યોએ ત્રણ ગુણોની બાબતમાં જે સૂક્ષ્મ વિચાર કરેલો છે, તે શ્રેયાર્થીને

શ્લોક ૧–૨ ઘણો ઉપયોગી અને વિચારવા જેવો છે. આત્મ-

રૂપને ઓળખવા માટે એ ત્રણ ગુણોની કેવી રીતે ક્રિયા તથા ક્રાંતિ થાય છે અને તે ગુણોને ઓળખીને શ્રેયાર્થી કેવી રીતે ગુણોની ક્રિયાથી ભિન્ન પડી ગુણાતીત સ્થિતિએ પહોંચી શકે છે એ જાણવું મહત્ત્વનું છે. પરંતપ, ત્રિગુણને બરાબર ઓળખીને અનેક મુનિઓ પોતાના ચિત્તને અત્યંત શુદ્ધ કરી આત્મભાવને પામી ગયા છે અને જન્મમરણના ચક્રમાંથી છૂટી ગયા છે. માટે આ વિષયને તું સમજી લે એ યોગ્ય છે." ૧–૨

આમ વગર માગ્યે શ્રીકૃષ્ણે નાંખેલી કૃપાદૃષ્ટિથી અર્જુન અતિશય હરખાઈ ગયો અને અત્યંત સાવધાન થઈ સાંભળવા તૈયાર થયો.

શ્રીકૃષ્ણ બોલ્યા : "પાંડવ, વિચાર કરવાને સહેલું પડે તે માટે સાંખ્યદર્શનમાં એવી કલ્પના કરવામાં

શ્લોક ૩–૪ આવે છે કે, જાણે, શરૂઆતમાં પ્રકૃતિ નિષ્ક્રિય

અને અવ્યક્ત દશામાં હતી; પછી, જાણે, પુરુષના સંયોગને લીધે એમાં ક્રિયા ઉત્પન્ન થઈ તથા ફેરફારો થવા લાગ્યા.

"પરંતપ, પ્રકૃતિમાં થયેલી પહેલી વિક્રિયાને મહદ્બ્રહ્મ કહે છે, અને ચિત્ત અથવા બુદ્ધિ એ મહદ્બ્રહ્મનું જ બીજું નામ છે.

"અર્જુન, અનાદિ કાળથી સૃષ્ટિ ચાલતી જ આવેલી હોવાથી પ્રકૃતિની સાત્ર નિષ્ક્રિય અને અવ્યક્ત દશા તો કલ્પનામય જ સમજવી. વ્યવહારની રીતે તો મહદ્બ્રહ્મ અથવા ચિત્તરૂપમાં વિકાર પામ્યા વિનાની પ્રકૃતિ છે જ નહિ એમ કહીએ તો ચાલે.

"એટલે કે આત્મા અને ચિત્તનો સંયોગ એ જ સર્વ સૃષ્ટિનું કારણ છે એમ તાત્પર્ય થયું.

"સવ્યસાચી, ચૈતન્યરૂપ આત્મા સંકલ્પરૂપી બીજને ચિત્તમાં વાવે છે અને તેમાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. પાંડવ, જગતમાં પ્રાણીઓની અનેક પ્રકારની યોનિઓ જોવામાં આવે છે ખરી. પણ એ સર્વ યોનિઓ એક જ મહાયોનિમાંથી નિર્માણ થયેલી છે અને તે મહાયોનિ એ ચિત્ત. આત્માનું સંકલ્પાત્મક બીજ ચિત્તરૂપી યોનિમાં પડવાથી સૃષ્ટિનો સંભવ થયો છે. ૩-૪

"પણ, ગાંડીવધર, આ પ્રકૃતિ પ્રકૃતિ કરીને જે કહેવાય છે તે શું છે એ સમજી લેવાની જરૂર છે. પાંડવ, સાંખ્યોએ એવો નિર્ણય કરેલો છે કે સત્ત્વ, રજ અને તમ એવા ત્રણ ગુણો, ધર્મો અથવા શક્તિઓનું ભેગા થઈને વસવું એનું નામ પ્રકૃતિ. એ ત્રણ ગુણોનું બળ ઓછું વધતું થાય છતાં તેઓ એકબીજાનો કદી સાવ સંસર્ગ છોડી દેતા નથી અને, જેમ ઝાડના મૂળમાં સીંચેલું પાણી એનાં મૂળ, થડ, ડાળી, પાંદડાં, ફૂલ અને ફળ સર્વેમાં અણુ અણુ સુધી પહોંચી જાય છે, તેમ આ ત્રણ ગુણો પ્રકૃતિની જે કાંઈ વિક્રિયાઓ થાય અને એમાંથી જે જે પદાર્થો ઊપજે તે સર્વેમાં દર્શન દે છે.

શ્લોક ૫

"આ રીતે, અર્જુન, ચિત્ત અથવા બુદ્ધિ એ ત્રિગુણાત્મક છે. પ્રાણીઓના સ્વભાવ અને એક એક ગુણ ત્રિગુણાત્મક છે, તેમ જ એનાં આહાર, વિહાર અને કર્મો પણ ત્રણ ગુણોથી રંગાયેલાં રહે છે.

"જેમ માટીનો ભૂકો કે ધાન્યનો લોટ પાણીથી બંધાઈ જાય છે, તેમ આ સૃષ્ટિ ત્રણ ગુણોથી બંધાયેલી છે એમ કહીએ તો ચાલે.

"પરંતપ, આ ત્રણ ગુણો માટે આસક્તિ લાગવી, એની વધઘટથી થતા ફેરફારોમાં રુચિ જણાવી અને કેટલાક ફેરફારો માટે રાગ અને કેટલાક માટે અણગમો થયા કરવો એનું જ નામ બંધન. ત્રિગુણાત્મક ચિત્ત સાથે એકજીવ થઈને રહેવાનો અને ત્રણ ગુણોને ભોગવવાનો આત્માને જે આગ્રહ રહે છે તે જ એના બંધન અને સંસૃતિનું કારણ છે. ૫

"હવે, ભારતકુલભૂષણ, આ ત્રણ ગુણોનાં સામાન્ય લક્ષણો હું તને જુદાં જુદાં પાડીને કહું છું તે સાંભળ :

શ્લોક ૬–૯ "પરંતપ, નિર્મળતાનો, પ્રકાશનો, સ્ફૂર્તિનો, નિર્દોષતાનો અને જ્ઞાનનો પોતામાં, બીજામાં કે પદાર્થોમાં જે કાંઈ અનુભવ થાય છે તેને જ સાંખ્યવેત્તાઓ સત્ત્વગુણ કહે છે. પાંડવ, એ ગુણને લીધે જીવને સુખનો, શાંત પ્રસન્નતાનો, પવિત્રતાનો અને જ્ઞાનનો (બુદ્ધિમાં તેજસ્વીપણાનો) અનુભવ થાય છે. એ અનુભવ રુચિકર લાગે છે અને તેથી એની વૃદ્ધિ માટે જીવ ઝંખના કરે છે. અર્જુન, સત્ત્વગુણ માટેનો આવો રાગ, બીજા રાગો કરતાં શુદ્ધ હોવા છતાં, નિર્વાણની દૃષ્ટિએ બંધનકારક જ ગણાય. ૬,૯

"ધનંજય, જ્યારે રજોગુણનું દર્શન જીવોની કર્મપ્રવૃત્તિમાં જણાય છે ત્યારે 'આ મેળવું', 'તે મેળવું', 'પેલું ભોગવું', 'આ જોઈ આવું', 'પેલા પર જોર કાઢું', વગેરે પ્રેરણાઓની સ્ફુરણાથી જીવ વાંદરાની જેમ સ્થિર થઈને બેસી શકતો જ નથી. કર્મોમાં જ એને ચેન પડે છે અને નવી નવી તૃષ્ણાઓથી પ્રેરાઈ નવી નવી પ્રવૃત્તિઓ શોધ્યાં જ કરે છે. કર્મને વિષે આસક્તિ ઉત્પન્ન કરાવી તેમાં જ સુખ મનાવનાર અને એ રીતે જીવને પ્રકૃતિ સાથે બાંધી રાખનાર એ રજોગુણ છે. ૭,૯

"કૌન્તેય, તમોગુણ જડ છે. એ રજોગુણ અને સત્ત્વગુણ બન્નેથી ઊલટો જ છે. એ ચંચળતાનો અને પ્રવૃત્તિનો શત્રુ છે. એ પ્રમાદમાં, આળસમાં, ઊંઘમાં જ સુખ માને છે. ક્યાંક બુદ્ધિને ચલાવવી પડે કે દેહને ખસેડવો પડે ત્યારે જાણે મોટું સંકટ આવી પડ્યું હોય તેમ એને લાગે છે. એને અજ્ઞાની રહેવામાં જ સારું લાગે છે. બુદ્ધિને કે શરીરને કશો શ્રમ ન કરવો પડે ત્યારે એને નિરાંત લાગે છે અને એ જ દશાની વૃદ્ધિને ચાહે છે. આ રીતે એ પણ જીવને બંધનમાં રાખવાવાળો છે. ૮,૯

શ્લોક ૧૦ "અર્જુન, આ ત્રણે ગુણો જો સમ પ્રમાણથી પદાર્થોમાં કે પ્રાણીઓમાં વસતા હોય તો તે એકબીજાના બળને સંપૂર્ણપણે હઠાવી દે અને તેને લીધે કશી ક્રિયા જ ઊપજે નહિ. પણ એમ થતું નથી. એ ત્રણ ગુણોનું બળ, ગૂઢ કારણોથી, વધઘટ થયાં જ કરે છે.

કોઈ વાર રજ અને તમને હઠાવી સત્ત્વગુણ બળવાન થાય છે, કોઈ વાર રજોગુણ બીજા બેને હઠાવી દે છે, તો કોઈ વાર તમોગુણ બીજા બે કરતાં બળવાન બની જાય છે.

"મહાબાહુ, જે વખતે જે ગુણનો વેગ બળવાન હોય તે વખતે તે પ્રાણીમાં તે ગુણનાં ચિહ્નો ઉત્પન્ન થઈ આવે છે, અને એવો એકાદ ગુણ જેમાં વિશેષપણે દેખાયા કરતો હોય તેને તેવા ગુણની પ્રકૃતિવાળો સમજવામાં આવે છે. આમ કોઈ વાર મનુષ્ય સાત્ત્વિક પ્રકૃતિનો થાય છે, કોઈ વાર રાજસનો, તો કોઈ વાર તામસ પ્રકૃતિનો થાય છે. વળી કેટલાક મનુષ્યો, પ્રાણીઓ તથા પદાર્થોમાં સત્ત્વગુણની વારંવાર વિશેષતા દેખાય છે, કેટલાકમાં રજોગુણની અને કેટલાકમાં તમોગુણની. તે મુજબ એને સાત્ત્વિક, રાજસ કે તામસ કહેવાનો રિવાજ છે. એ જ રીતે જે જે વિષયોનો ઉપભોગ કે કર્માચરણ આપણામાં સત્ત્વગુણનો વેગ વધારે તેને સાત્ત્વિક વિષય કે સાત્ત્વિક કર્મ, જે રજોગુણને વધારે તેને રાજસ વિષય કે કર્મ, અને જે તમોગુણને વધારે તેને તામસ વિષય કે કર્મ કહેવામાં આવે છે. તાત્પર્ય કે આ ત્રણ ગુણો જાતે ઇન્દ્રિયગોચર નથી, પણ તેનાથી ઊપજતાં પરિણામો પરથી તેના ભેદો નક્કી કરવામાં આવ્યા છે. ૧૦

"હવે, સવ્યસાચી, જે ગુણનો વેગ વધવાથી મનુષ્યના શરીરમાં જે ફેરફાર થાય છે તે સાંભળ:

શ્લોક ૧૧-૧૩ "પાંડવ, સત્ત્વગુણ જ્યારે બળ કરીને વધે છે ત્યારે મનુષ્યને આખા શરીરમાં અને બધી ઇન્દ્રિયોમાં જાગૃતિ અને સ્ફૂર્તિ લાગે છે. એની બુદ્ધિ તેજ બને છે. અને એ જે કાંઈ જુએ કે સાંભળે તેને ઝપાટાબંધ સમજી શકે છે તથા સ્પષ્ટપણે વિચાર કરી શકે છે. ૧૧

"પણ, અર્જુન, જ્યારે મનુષ્ય રજોગુણના વેગ તળે આવે છે ત્યારે એનું વર્તન જુદી જાતનું થાય છે. એનામાં તે વખતે મહત્ત્વાકાંક્ષાઓ ઊઠે છે અને તેને સિદ્ધ કરવાનો લોભ થાય છે. એ માટે એ વિવિધ પ્રકારની પ્રવૃત્તિ કરવાનો ઉમંગી થાય છે. શાન્તિ રાખવી કે આળસ કરવું એને ગમતાં નથી, પણ દોડધામ કરવામાં જ એને ચેન પડે છે. સંતોષની વાતનો એને તિરસ્કાર આવે છે

અને તેને એ કાયરતા સમજે છે. બહુ હોવું, બહુ મેળવવું, બહુ ભોગવવું અને બહુ કરવું — એ એનો આદર્શ બને છે. ૧૨

"શત્રુદમન, હવે તમોગુણના વેગની અસર સાંભળ. પાંડવ, એના વધવાથી શરીરમાં અને ઇંદ્રિયોમાં જડતા આવી જાય છે. કશું વિચારવું ગમતું નથી, કરવું ગમતું નથી, બેઠો હોય તો ઊઠવું ગમતું નથી, પડયો હોય તો બેસવું ગમતું નથી. કાંઈ કરવું પડે તો તેમાં ચિત્ત લાગતું નથી; ભૂલો કરે છે, ઉપલકિયું કામ કરે છે, કાળજીપૂર્વક કરવું ગમતું નથી. બરાબર કરાવવાનો કોઈ આગ્રહ કરે તો તે આગ્રહ એને નકામી કટકટ લાગે છે. કાંઈક સમજાવીએ તો એ સમજીને શું કામ છે એમ કહી ઊભો રહે છે. સુસ્ત થવું, અજ્ઞાનમય નિરાંત ભોગવવી અને કેફ કર્યો હોય તેમ મોહવશ રહેવું એ જ એને પ્રિય બને છે. ૧૩

"અર્જુન, આ ત્રણ ગુણોમાંથી જે મનુષ્ય જે ગુણનું વારંવાર સેવન કરે અને વધારે, તેનામાં ધીમે ધીમે તે ગુણનું પ્રાબલ્ય થાય છે અને એવો ગુણ એનો સ્વભાવ જ બનતો જાય

શ્લોક ૧૪–૧૫

છે. બીજા બે ગુણોનો અત્યંત નાશ તો કદી થતો નથી, પણ ઘણા ક્ષીણ થાય છે અને અલ્પ વેગથી જ દર્શન દે છે.

"આ રીતે જો કોઈ મનુષ્ય સત્ત્વગુણની અત્યંત વૃદ્ધિ કરી દેહ છોડે તો તે ઉત્તમ, જ્ઞાનવાન અને નિર્મળ લોકોમાં જન્મ ધારણ કરે છે, જો રજોગુણની ઉપાસના કરતો કરતો મરે તો કર્મમાં આસક્ત રહેનારા લોકમાં પહોંચે છે અને તમોગુણ વધારીને અવસાન પામે તો તે મૂઢ યોનિઓમાં જન્મે છે. ૧૪–૧૫

"પાર્થ, સાત્ત્વિક કર્મોનું ફળ પ્રસન્ન કરનારું નિર્મળ હોય છે અને તેથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે. રાજસ કર્મોનું

શ્લોક ૧૬–૧૮

ફળ દુઃખ કરનારું હોય છે અને તેથી લોભની વૃદ્ધિ થાય છે. તામસ કર્મોનું ફળ અજ્ઞાન છે અને તેથી પ્રમાદ, મોહ અને અજ્ઞાનની જ વૃદ્ધિ થાય છે. ૧૬–૧૭

"સત્ત્વગુણમાં વધનારાઓની ઉત્ક્રાંતિ — ઉત્તરોત્તર ઉન્નતિ — થાય છે, રજોગુણમાં રહેનારાઓની બહુ ચડતીપડતી થતી નથી પણ

મધ્યમ સ્થિતિ જ રહે છે, અને તમોગુણમાં પડેલાઓની અધોગતિ થતી રહે છે. ૧૮

"પરંતપ, આ પ્રમાણે મેં તને ત્રણ ગુણોનાં લક્ષણો તથા તેની ક્રિયા તથા પરિણામના ભેદો સમજાવ્યા. આ બધામાં સત્ત્વગુણ બીજા બે કરતાં ઉત્કૃષ્ટ અને ઉન્નતિકર છે ખરો.

શ્લોક ૧૯–૨૦

છતાં, સાત્ત્વિક અવસ્થા એ અંતિમ સાધ્ય નથી, પણ સાધન જ છે એ યાદ રાખવું જોઈએ. ધનંજય, અભિમાન અને આસક્તિ ગમે તેવી સારી બાબતનાં હોય છતાં એ બંધનનાં જ કારણ થાય છે, પણ મોક્ષદાયી થઈ શકતાં નથી. માટે સત્ત્વગુણનોયે સારી પેઠે ઉત્કર્ષ કર્યા બાદ એને વિષેનાં અભિમાન અને આસક્તિ છૂટવાં જોઈએ અને તે ગુણથીયે પર થવું જોઈએ.

"વળી, ધનુર્ધર, પ્રકૃતિનો નિયમ જ એવો છે કે બીજા બે ગુણોનો સંપૂર્ણ ત્યાગ કરી એક જ ગુણનો અંગીકાર કરવો શક્ય નથી. માટે બીજા બે ગુણોનું કિંચિત્ સ્વરૂપ તો રહે જ. એક જ ગુણમાં આસક્ત થયેલો મનુષ્ય આ નિયમને દુઃખરૂપ સમજે છે અને એ રીતે આસક્તિથી એક ગુણમાં બંધાઈ જાય છે.

"પ્રિયવર, આ ઇષ્ટ સ્થિતિ નથી. વસ્તુતઃ પુરુષ (આત્મા) જાતે તો સર્વે ગુણોથી પર અને અકર્તા છે. એ કેવળ ગુણોની ક્રિયાઓનો સાક્ષી છે. કર્તાપણું આત્માનું નથી પણ ગુણોનું જ છે. માટે, જ્યારે પુરુષ ત્રણ ગુણોથી પર રહેલું પોતાનું ગુણાતીત સ્વરૂપ ઓળખે છે અને દેહમાં વસતા ત્રણ ગુણો સાથે પોતાને કશો સંબંધ નથી એમ તત્ત્વતઃ જાણે છે, ત્યારે એ જન્મ, મૃત્યુ, જરા વગેરે દુઃખોથી છૂટી બ્રહ્મનિર્વાણને પામે છે." ૧૯–૨૦

આ સાંભળી અર્જુનને ગુણાતીત દશાનાં લક્ષણો જાણવાની ઉત્કંઠા થઈ. એણે પૂછ્યું:

શ્લોક ૨૧–૨૭

ગુણાતીતનાં લક્ષણો

"વાસુદેવ, કયાં લક્ષણોથી માણસ ત્રણ ગુણોથી પર થયેલો માલૂમ પડે? એનો જીવન-વ્યવહાર કેવી રીતનો હોય? અને ગુણાતીત દશા શી રીતે પ્રાપ્ત થાય? આ બધું મને કૃપા કરી સમજાવો." ૨૧

'તથાસ્તુ' કહી શ્રીકૃષ્ણ બોલ્યા:

"પાંડવ, ક્યારેક જ્ઞાનપ્રધાન, ક્યારેક કર્મપ્રધાન અને ક્યારેક મોહ (સુસ્તી)પ્રધાન થવું એ ચિત્તનો સ્વભાવ જ છે. બુદ્ધિને જાગૃતિ, પ્રવૃત્તિ અને નિદ્રા ત્રણેની આવશ્યકતા છે. વિવેકી મનુષ્યે એ ત્રણેને યોગ્ય મર્યાદામાં રાખવા પ્રયત્ન કરવો ઘટે છે, પણ એકેનો અત્યંત દ્વેષ કરવો યોગ્ય નથી. વળી, સમજાવું તેમ જ ન સમજાવું એ બુદ્ધિના ધર્મો છે, આત્માના નથી. આત્મા તો બુદ્ધિમાં રહેલાં જ્ઞાન તેમ જ અજ્ઞાન બેયને જાણે છે અને તેથી સદાયે જ્ઞાની જ છે. એ જ પ્રમાણે કર્મમાં પ્રવૃત્તિ થવી કે ન થવી એ પણ મન અને શરીરના જ ધર્મો છે, આત્માના નથી. આત્મા તો પ્રવૃત્તિ અને અપ્રવૃત્તિ બેયને ઓળખનારો સાક્ષી છે અને બેયનો આધાર છે.

"કૌન્તેય, આ પ્રમાણે જે શરીર અને આત્મા વચ્ચેનો ભેદ સમજેલો છે અને ત્રણ ગુણોને શરીર સાથે વળગેલા જુએ છે તથા આત્માને તેથી પર જુએ છે, તે વિવેકી મુનિ પ્રકૃતિના ક્રમથી કદીક શરીરમાં સત્ત્વગુણનો, કદીક રજોગુણનો અને કદીક તમોગુણનો પ્રાદુર્ભાવ કે લોપ થાય તેથી મૂંઝાતો નથી. જે ગુણનો વેગ નથી ઊઠ્યો તેની તે વખતે ઇચ્છા કરતો બેસતો નથી અને જે ઊઠ્યો છે તેનો દ્વેષ કરતો બેસતો નથી. જાણે ગુણોના ઉદ્ભવ કે લોપ સાથે પોતાને લેવાદેવા જ ન હોય તેમ એ બેયથી પર ઉદાસ (ઉદ્+આસ્ =ઊંચે બેઠેલો) રહી બુદ્ધિની સમતા જાળવે છે, વ્યગ્ર થવા દેતો નથી. ૨૨-૨૩

"પાર્થ, પ્રાણી સુખદુઃખમાં સમતા રાખી શકતો નથી તેનું કારણ ગુણો વિષે આસક્તિ અને અભિમાન જ છે. 'મારામાં અમુક ગુણો તો ન જ હોવા જોઈએ,' અથવા 'અમુક ગુણો એ મારી વિશેષતા છે'—એ બન્ને પ્રકારનાં ભાન આસક્તિ અને અભિમાન દર્શાવનારાં છે. એ જ મનુષ્યને અસ્વસ્થ કરી મૂકે છે, જડ પદાર્થોની પ્રાપ્તિ તથા હાનિથી વિહ્વલ કરે છે, પ્રિય અને અપ્રિય વચ્ચે પક્ષ-બુદ્ધિ કરાવે છે, નિંદા અને સ્તુતિને ધીરજથી પચાવી નાંખવા અશક્ત કરે છે, માનથી હર્ષિત કરે છે, અપમાનથી શોકગ્રસ્ત કરે છે, મિત્રનો પક્ષ કરાવે છે, શત્રુનો દ્વેષ કરાવે છે તથા જુદી જુદી પ્રવૃત્તિઓમાં પ્રેરે છે અને તેને નકામી જંજાળોમાં ગૂંચવી દે છે.

"ધનંજય, જે વિચારશીલ આ બધા અનુભવોમાંથી પસાર થઈ ચૂક્યો છે તથા જેણે એની સારાસારતા જાણી છે એ આ સર્વેના મૂળમાં રહેલાં ત્રણ ગુણો માટેનાં આસક્તિ અને અભિમાનનો જ ત્યાગ કરી ગુણોથી પર બને છે અને આ બધાં દ્વંદ્વોમાં સમબુદ્ધિ સ્થાપન કરે છે. એવો પુરુષ ગુણાતીત બનેલો કહેવાય. ૨૪–૨૫

"દ્રોણનંદન, આવી ગુણાતીત દશા કેમ પ્રાપ્ત થાય તે હવે સાંભળ.

"મિત્ર, કેવળ બુદ્ધિથી આટલું સમજવાની શક્તિ આવ્યાથી ગુણોનાં અભિમાન અને આસક્તિ છૂટી શકતાં નથી. દાભની જેમ ગુણોની જડ ચિત્તમાં એટલી ઊંડી ગયેલી હોય છે કે વિચારની ખરપડી ઉપરઉપરથી ચલાવ્યાથી તે નિર્મૂળ થતી નથી. આઠ દિવસ ચિત્ત ગુણાતીત થયેલું લાગે, પણ વળી પાછું ગુણાભિમાનનું જંગલ વધી ગયેલું જણાય.

"માટે ગુડાકેશ, જેમ ખેતરને દાભથી મુક્ત કરવા માટે કોદાળી લઈને સારી પેઠે જમીનને ખોદવી પડે છે, બાળવી પડે છે અને તે પાછળ પુષ્કળ શ્રમ લેવો પડે છે તેમ ગુણાસક્તિ કાઢવા સારી પેઠે શ્રમ લેવો પડે છે.

"પહેલાં તો, અર્જુન, આટલું સમજવા માટેયે બુદ્ધિ સૂક્ષ્મ થવી જોઈએ. પછી આ સ્થિતિ પ્રાપ્ત કરવા જેવી છે એમ લાગવા માટે ગુણોનો મોહ કાંઈક તો ઊતરી ગયેલો હોવો જોઈએ. આ બંને માટે વિચાર અને જ્ઞાનની જરૂર છે. એટલે કે સત્ત્વગુણની જરૂર છે. મતલબ કે ગુણાતીત થયા પહેલાં સાત્ત્વિક ગુણનું સારી પેઠે અનુશીલન થવું જોઈએ જ. જેની રાજસ અને તામસ આસક્તિ ટળી ગઈ હોય અને કેવળ સાત્ત્વિક આસક્તિ રહી હોય તથા રજોગુણ–તમોગુણનાં અનિવાર્ય અવશેષ જ રહ્યાં હોય, તે શ્રેયાર્થીને સત્ત્વગુણની આસક્તિ છોડવાની અને અનિવાર્યપણે રહેલા રજોગુણ–તમોગુણનો દ્વેષ ન કરવાની વાત કહી શકાય. પણ જે રજોગુણ–તમોગુણથી ઘેરાયેલો પડ્યો છે, એને ગુણાતીત સ્થિતિની ઝાંખી થવીયે શક્ય નથી.

"ધર્મપ્રિય, આવો સાત્ત્વિક ગુણોનો ઉત્કર્ષ પરમેશ્વરની અનન્ય ભક્તિ વિના શક્ય નથી. માટે અનન્ય ભક્તિ દ્વારા જ બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર ગુણાતીત સ્થિતિ સિદ્ધ થાય. ૨૬

"માટે જ, મહાનુભાવ, સર્વ વાતોનો સાર એક જ નીકળે છે કે અવિનાશી તથા અવિકારી બ્રહ્મના પણ આધારરૂપ, સૃષ્ટિ માંહેલા સર્વે સનાતન ધર્મોના આધારરૂપ અને એકાંતિક સુખના મૂળરૂપ પરમાત્મા જ છે, અને તેમાં અનન્ય નિષ્ઠા એ જ સાધન છે તેમ જ સાધ્ય પણ છે." ૨૭

## અધ્યાય ૧૫મો

# પુરુષોત્તમસ્વરૂપ

શ્રીકૃષ્ણે કરેલું ક્ષેત્રક્ષેત્રજ્ઞનું, પ્રકૃતિપુરુષનું, ત્રણ ગુણોનું અને ગુણાતીત સ્થિતિનું નિરૂપણ અર્જુને ધ્યાનપૂર્વક સાંભળ્યું અને જુદા જુદા દર્શનકારોના જુદા જુદા મતો જાણ્યા. પણ, જેમ જેમ આ બાબતનો એ વિચાર કરતો ગયો, તેમ તેમ એને કેટલીક બાબતોની ગૂંચવણ ઊભી થતી ગઈ અને તેનો ખુલાસો ન મળી શકવાથી એની મૂંઝવણ વધતી ગઈ. આથી, એણે શ્રીકૃષ્ણનો પોતાનો એ વિષે શો મત છે તે જાણવાની ઇચ્છાથી પૂછ્યું:

**અર્જુનની શંકાઓ**

"માધવ, તમે વેદાન્તદૃષ્ટિએ બ્રહ્મનું નિરૂપણ કર્યું અને બ્રહ્મ જ સર્વનો આધાર અને પાયો છે તથા તેમાંથી જ સૃષ્ટિનો વિસ્તાર છે એમ કહ્યું. વળી, સાંખ્યદૃષ્ટિ સમજાવતાં તમે એમ કહ્યું કે તેમના મત પ્રમાણે પ્રકૃતિ અને પુરુષ એવાં બે અનાદિ તત્ત્વોમાંથી સૃષ્ટિનો વિસ્તાર થયો છે. આ બેમાંથી કયો મત સાચો છે એ વિષે હું નિર્ણય કરી શકતો નથી. તમે પોતે વેદાન્તના પક્ષમાં મત આપતા જણાઓ છો, પણ શું કામ તમે એ નિર્ણય પર ઢળો છો એ મારા સમજવામાં આવ્યું નથી. પહેલી દૃષ્ટિએ મને તો પ્રકૃતિ અને પુરુષ એવાં ઓછામાં ઓછાં બે તત્ત્વોનો સ્વીકાર કર્યા વિના ચાલે એમ લાગતું નથી. એક જ બ્રહ્મમાં આવા પરસ્પર વિરોધી ભેદો શી રીતે હોઈ શકે? એ જડ તેમ જ ચેતન બન્ને કેમ હોય? એ જ્ઞાનસ્વરૂપ ચૈતન્યમાંથી અજ્ઞાનથી ભરેલા અને એકબીજાનું શત્રુત્વ કરનારા જીવો કેમ નિર્માણ થાય? એ અજ્ઞાન ક્યાંથી આવ્યું? આ સૃષ્ટિ એમાંથી કેમ કરીને ઉદ્ભવી? એ નિર્વિકારીમાં વિકાર કેમ સંભવે?

"વાસુદેવ, જ્યારે આ પ્રશ્નોનો વિચાર કરું છું, ત્યારે સાંખ્યદર્શનનો વિચાર વધારે યોગ્ય હોય એમ મને લાગે છે. કારણ,

એમાં અનેક પુરુષોનું અસ્તિત્વ મૂળથી જ સ્વીકારેલું છે અને પ્રકૃતિનીયે અનંતતા સ્વીકારેલી છે. પણ એ વિચારને સ્વીકારવા જતાં વળી એક બીજી જ મુશ્કેલી ઊભી થાય છે. અસંખ્ય અને એકબીજાથી સ્વતંત્ર એવા પુરુષોથી ભરેલું આ વિશ્વ જાણે કોઈ એક જ નિયંતાને અધીન હોય તેમ એક જ પ્રકારના નિયમોને વશ રહેલું કેમ જણાય છે? એ સર્વ પુરુષો કોઈ બીજી સત્તાને અધીન હોય એમ વર્તતા લાગે છે. વળી એક જીવ બીજામાંથી ઉદ્‌ભવે છે અને બીજામાં સમાઈ પણ જાય છે, ત્યારે એ બે પુરુષોનો કેવી રીતે સંબંધ રહે છે? આમ એ દૃષ્ટિથી પણ કાંઈ વધારે સ્પષ્ટતા થતી નથી.

"જ્ઞાનસૂર્ય, માટે આ સર્વ પ્રશ્નોનો ખુલાસો મળે તે રીતે મારી બુદ્ધિમાં પ્રકાશ પાડવા અનુગ્રહ કરો."

અર્જુનની શંકાઓ સાંભળી કઈ રીતે એનું સમાધાન કરી શકાશે તેનો શ્રીકૃષ્ણે થોડીક ક્ષણ વિચાર કર્યો.

શ્લોક ૧–૩ પછી બોલ્યા :

"અર્જુન, તારી સર્વ શંકાઓના મૂળમાં મુખ્ય પ્રશ્ન તો એક જ છે. તે એ કે આ જગત શું છે? શું તેનું કામ છે? ક્યાંથી આવ્યું? એની શરૂઆત ક્યાં છે, એનો અંત ક્યાં છે? એમાં મનુષ્યનું શું સ્થાન છે? ટૂંકામાં, તારો પ્રશ્ન જગત વિષે છે, આત્મા વિષે નથી. તારે જગતને સમજવું છે અને તેનાં આદિ, મધ્ય અને અંત ખોળવાં છે. આ જ તારી શંકા છે ને? હું સમજ્યો છું તે બરાબર છે ને?"

અર્જુને ઉત્તર આપ્યો : "ગુરુદેવ, તમે બરાબર કહ્યું છે. મારી શંકાઓને તમે એક જ વાક્યમાં સ્પષ્ટ કરી દીધી. હવે મને એનો ઉત્તર આપો."

આ ઉપર કિંચિત્ સ્મિત કરી શ્રીકૃષ્ણ બોલ્યા :

"પ્રાણપ્રિય, વિશ્વરૂપ દર્શન કરીનેયે તારી દૃષ્ટિ બહુ ખૂલી હોય એમ માલૂમ પડતું નથી. પણ આમાં તારો દોષ નથી. જગતનું સ્વરૂપ જ એવું છે. મોટા મોટા મુનિઓને જગતના કોયડાએ ગૂંચવ્યા છે. જુદી જુદી રીતે પ્રકૃતિનો આદિ અને અંત ખોળવા અનેક પંડિતો અને કવિઓ મથ્યા છે, પણ કોઈ તેને પૂર્ણપણે જાણી શક્યું

નથી. કેવળ તેને વિષે કલ્પનાઓ કરી કરીને જ તેઓ થાક્યા છે અને સર્વેને એ પ્રયાસ છેવટે છોડી જ દેવો પડ્યો છે.

"આથી, સુભદ્રેશ, હું પણ તને જગત વિષે વધારે ચોક્કસ ખુલાસો આપી શકીશ નહિ. યુક્તિપૂર્વક ગમે તે દલીલો કરી તારું ખોટું સમાધાન કરવું યોગ્ય નથી. માટે જેટલાનો નિશ્ચય કરી શકાય એમ છે અને જેનો નિશ્ચય કરી શકાય એમ નથી, તેને તે તે રીતે જણાવવા એ જ સત્યનિષ્ઠ પુરુષોનો ધર્મ છે.

"માટે આ જગત વિષે જેટલું ખાતરીથી કહી શકાય એમ છે તેટલું જ હું તને કહીશ.

संसारवृक्ष

"ભારત, કવિઓએ જગતને એક મોટા અશ્વત્થ (પીપળાના) વૃક્ષ સાથે સરખાવ્યું છે. પણ એ ઉલટાવેલું વૃક્ષ છે એમ એનું વર્ણન કર્યું છે. એનું મુખ્ય મૂળ સર્વથી શ્રેષ્ઠ અને પર એવા ચૈતન્યમાં છે પણ એની શાખાઓનો વિસ્તાર નીચે સંસારરૂપે છે. એ વૃક્ષ દિવસે નહિ તેટલું રાત્રે અને રાત્રે નહિ તેટલું દિવસે ફેલાયાં જ કરે છે, અને, તેથી, એક દિવસ શું, પણ ખરું જોતાં એક ક્ષણ પણ એક જ સ્થિતિમાં રહેતું નથી. એમ સતત રૂપાન્તર પામતાં છતાં એ સંસારરૂપી વૃક્ષનો કદી પણ અંત આવતો નથી તેથી એને અવ્યય કહેવાનેયે હરકત નથી.

"ધનંજય, સમર્થ કવિઓએ વિવિધ મંત્રોમાં વિવિધ પ્રકારની દૃષ્ટિઓ વડે એ સંસારનું વર્ણન કર્યું છે અને પોતાના અનુભવ તથા શોધ રજૂ કર્યાં છે. એ મંત્રો વેદોને નામે વિખ્યાત છે, અને તે જાણે એ સંસારરૂપી વૃક્ષનાં પાંદડાં છે. જગતનો આ રીતે શોધ કરનાર ઋષિઓ વેદવેત્તા કહેવાય છે. ૧

"પણ, સવ્યસાચી, સંસારનો પુષ્કળ શોધ અને અનુભવ લીધા પછી સર્વેને જે એક નિર્ણય પર આવવું પડે છે તે એટલો જ છે કે આ સંસાર ચારે દિશામાં અપાર અપાર ફેલાયેલો છે, ત્રણ ગુણોથી પુષ્ટ થયેલો છે અને વિષયોથી ચિત્તાકર્ષક લાગે છે. કર્મના રૂપમાં એ વૃક્ષમાંથી વડવાઈઓ નીકળીને મનુષ્યલોકમાં ફેલાઈ છે અને તેમાં એનાં મૂળ ઘાલ્યાં છે.

"અર્જુન, એ વૃક્ષને કોઈ પૂરેપૂરું જાણી શક્યું નથી. એની રચના એવી અટપટી છે કે એ ક્યાંથી ઉત્પન્ન થયું, એનો મૂળ ભાગ કયો, વચલો ભાગ કયો, છેડો કયો, આ સંસાર શરૂઆતમાં કેવો હતો, અંતમાં કેવો થશે, એનો વિસ્તાર કેટલો છે અને ક્યાં સુધી રહેશે — એ વિષે કશો જ પત્તો લાગતો નથી. પંડિતો એ વિષે વિચાર કરી કરીને મથ્યા છે અને આખું જીવન એ વિચારમાં વ્યતીત કર્યું છે. દરેક વિદ્વાન પોતાના ગજા પ્રમાણે એની શોધ કરવા હજુયે પ્રયત્ન કર્યા કરે છે. પણ પંડિતો કરતાંયે જે વધારે ડાહ્યા છે તેમણે જોઈ લીધું છે કે એ પ્રયાસમાં માલ નથી. એ શોધ કરીને પણ કશો નિર્ણય થતો નથી તેમ શાશ્વત સુખનો કશો માર્ગ પણ નીકળતો નથી, માત્ર એની ડાળોમાં જ વધારે ભટકવાનું થાય છે.

"અર્જુન, જેમ ઘણી ગાંઠો પડી ગયેલી દોરીને ઉકેલતા બેસવા કરતાં તેની ગાંઠોને કાપી નાંખવી એ જ ડહાપણનું કામ છે, તેમ આ સંસારનો ભેદ શોધવાનો પ્રયત્ન કરવા કરતાં એ સંસારને કાપીને એમાંથી છૂટી જવામાં જ વધારે ડહાપણ રહેલું છે. પોતે જે ઠેકાણે ગૂંચાઈને બેઠો હોય, ત્યાં અનાસક્તિરૂપી કુહાડીથી એટલો ભાગ કાપતા જઈ એ વૃક્ષની જાળ બહાર નીકળી પડવું, એ જ એ સંસારને સમજવાની તેમ જ તેમાંથી છૂટવાની અને શાંતિ મેળવવાની ચાવી છે.

"અર્જુન, જેમ ઘરની અંદર પુરાઈ રહેલો માણસ બહારથી ઘર કેવું દેખાય છે તે જાણી શકતો નથી, જેમ પક્ષપાતથી બંધાઈ ગયેલો માણસ સત્ય જોઈ શકતો નથી, તેમ સંસારમાં આસક્ત રહેલો માણસ સંસારના સ્વરૂપને સમજવા પ્રયત્ન કરે તોયે સમજી શકતો નથી. એક વાર અનાસક્તિથી સંસારની બહાર નીકળી પડે, એટલે એ સંસારનેયે વધારે સમજી શકશે અને આત્માને માર્ગે તો લાગશે જ. ૨–૩

"ધનંજય, સદાયે નવાં નવાં રૂપો ધારણ કરનારી અનંત પ્રકૃતિનો તેમાં આસક્ત રહી અંત શોધવા મથવું એથી જીવનની કૃતાર્થતા પ્રાપ્ત નથી થતી અને તેનું બ્રહ્મ-મૂળ પણ હાથ નથી લાગતું. માટે પહેલાં તો અનાસક્તિરૂપી કુહાડીથી એની જાળો જેવી વધેલી શાખાઓ તોડી નાંખ; અને પછી જે મૂળ વસ્તુમાંથી પુરાણું સંસારવૃક્ષ ઉત્પન્ન

શ્લોક ૪–૬

થયું છે અને જેમાં પહોંચી જવાથી ફરીથી એમાં ગૂંચાવાનું થતું નથી તે મૂળ આત્મતત્ત્વને જ શરણે જા. સંસૃતિ ક્યાંથી થઈ? કેમ થઈ? ક્યાં સુધી ફેલાઈ છે? ક્યાં સુધી રહેશે? એ પ્રશ્નો બ્રહ્માંડના અંત સુધી ચર્ચાયા જ કરશે, પણ તેનો કશો નિવેડો નહિ આવે. એ પ્રશ્નોની પાછળ બીજરૂપે સંસાર માટે મોહ રહેલો હોય છે, તેથી એના પાશમાંથી છૂટી શકાશે નહિ. જેમ જાળમાં પેસી તેનું માપ કાઢવાની ઇચ્છા કરનાર માછલી તેનું માપ કાઢી શકે નહિ પણ તેમાં બંધાઈ જાય, તેમ સંસારમાં આસક્ત રહી તેનું માપ કાઢવા ઇચ્છનાર પુરુષ તેનું માપ નથી લઈ શકતો પણ તેમાં બંધાઈ જાય છે. માટે પહેલાં તું એને તોડી ને બહાર નીકળી પરમાત્માના સ્વરૂપ પ્રત્યે જા, અને પછી બહાર રહીને તું એનું સ્વરૂપ ઓળખાય તેટલું ઓળખી લે, એ રીતે જ તત્ત્વો એક છે કે અનેક છે, એક જ આત્મા સર્વત્ર વ્યાપેલો છે કે અનેક આત્માઓ છે એ અતિશય ગૂંચવાડાભર્યા પ્રશ્નો તને સહેલા થશે અને, તર્કથી જે આજે સમજી નથી શકતો, તે જાણે આંખેથી પ્રત્યક્ષ જોતો હોય તેમ પ્રજ્ઞાથી સમજી જશે.

"પરંતપ, માન અને મોહથી રહિત થયેલા, આસક્તિના દોષોને જીતેલા, પરમેશ્વરમાં નિત્ય રત રહેનાર અને તે સિવાયની બધી કામનાઓ છોડી બેઠેલા, સુખદુઃખ વગેરે સર્વ દ્વંદ્વોથી મુક્ત થયેલા મુનિ જ તે નિર્વિકારી વસ્તુને પહોંચી શકે છે કે જેને ઓળખવા સૂર્ય, ચંદ્ર કે અગ્નિના પ્રકાશની જરૂર નથી પડતી, જેમાં પહોંચ્યા બાદ ફરીથી તેના સ્વરૂપ વિષે સંશય ઉદ્‌ભવી શકતો જ નથી અને તેનાથી વેગળા થઈને રહી શકાતું જ નથી.

"કૌન્તેય, આત્મા અને વિશ્વને સમજવાનો બીજો કોઈ માર્ગ છે જ નહિ. ૪–૬

"પાર્થ, તું આત્મતત્ત્વને જ્યારે ઓળખીશ ત્યારે તને ચોખ્ખું સમજાશે કે જેમ પાણીનાં જુદાં જુદાં ટીપાં એ પાણી જ છે અને જુદાં પડ્યાં છતાં ભેગાં થઈ શકે છે, તેમ જુદા

શ્લોક ૭–૧૧

જુદા જીવોરૂપે દેખાનારા પદાર્થો એ અચ્યુત બ્રહ્મના જ, કહો કે, અંશ છે. પરંતપ, જેમ નાનકડું બીજ પોતામાં રહેલી નૈસર્ગિક શક્તિ વડે આજુબાજુનાં

જમીન, પાણી અને હવામાંથી તત્ત્વો ખેંચી લઈ મૂળ, થડ, ડાળ, પાન, ફૂલ, ફળ વગેરેને પોતામાંથી વિસ્તારે છે, તેમ જીવના ઘડતરમાં જ રહેલી સ્વભાવસિદ્ધ શક્તિ વડે તે ચોમેર પસરેલી પ્રકૃતિમાંથી યોગ્ય તત્ત્વોને ખેંચી લઈ મન અને પંચેન્દ્રિયોને ફેલાવે છે તથા સ્થૂળ શરીરને નિર્માણ કરે છે. ૭

"અર્જુન, જેમ પાકીને ઝાડથી વિખૂટું પડેલું બીજ વૃક્ષને નિર્માણ કરી શકે એવી સારભુત સામગ્રી પોતામાં ભરીને જ વિખૂટું થાય છે, જેમ વાયુ જ્યાં ફરે છે ત્યાંથી તેમાં રહેલા ગંધને ખેંચી લે છે, તેમ જીવ શરીરમાંથી વિખૂટો પડતી વખતે સ્થૂળ શરીરને નિર્માણ કરનાર જે સૂક્ષ્મ ઇન્દ્રિયાત્મક સામગ્રી તે પોતામાં ભરીને વિખૂટો પડે છે. મનના અધ્યક્ષપણા તળે રહેલી એ પંચેન્દ્રિયો દ્વારા તે વિષયોને ભોગવે છે અને એ ભોગમાંથી જ પોતાના શરીરનું સર્જન તેમ જ વિનાશ કરે છે. ૮–૯

"મહાબાહુ, આ રીતે ભિન્ન ભિન્ન દેખાતા જીવો શરીરને છોડતા હોય, ધારણ કરીને રહેલા હોય કે ગુણોથી વીંટળાઈને ભોગો ભોગવતા જણાતા હોય છતાં, જેમ અનુભવી અને કુશળ પુરુષ સામા માણસને તેની આંખમાંથી ઓળખી કાઢે, જેમ રાજનીતિ જાણનારો પુરુષ વિરોધીના મનમાં રહેલા આશયને તેના નજીવા જેવા વર્તનમાંથી જાણી લે, જેમ પગી પગલાંની આછી છાપમાંથી ચોરને શોધી કાઢે, જેમ ગોપી દૂધમાં કેટલું માખણ છે તે આંગળી બોળી જાણી લે, તેમ જ્ઞાનચક્ષુથી જોનારા મુનિઓ જીવભાવના મૂળમાં રહેલા અવિનાશી અને અવિકારી આત્મતત્ત્વને ખોળી કાઢે છે. મૂઢ એને નથી જોઈ શકતા; પ્રયત્ન કરે તોયે, ચિત્તશુદ્ધિને અભાવે, જેમ પ્રાકૃત માણસ હીરા કે મોતીનાં મૂલને નથી જાણી શકતો, તેમ તેને તે જાણી શકતા નથી. પ્રયત્ન કરનાર, સંયમી, શુદ્ધચિત્તવાળા પુરુષને જ આત્મતત્ત્વ ઓળખાય છે. ૧૦–૧૧

શ્લોક ૧૨–૧૫

"મહાબાહુ, આમ આત્મતત્ત્વને ઓળખી તેમાં સ્થિર થનાર મુનિ, જે વસ્તુ તર્ક કર્યા છતાં અને સમજાવ્યા છતાં નથી સમજાતી, તે જાણે પ્રજ્ઞાથી જોતો હોય તેમ જાણી લે છે. બ્રહ્મ એ જ એક તત્ત્વ છે અને સર્વ સૃષ્ટિનું કારણ છે એવી નિઃસંશય પ્રતીતિ એને થાય છે. એ

જાણે છે કે સૂર્ય, ચંદ્ર અને અગ્નિનો પ્રકાશ એ બ્રહ્મનો જ પ્રકાશ છે, બ્રહ્મ જ પૃથ્વીરૂપે થઈ ભૂતોને ધારણ કરે છે અને રસપોષક ચંદ્ર થઈ વનસ્પતિઓને પોષે છે; એ જ જઠરાગ્નિરૂપે થઈ પ્રાણીઓનાં અન્નને પચાવી તેમનાં શરીરને પોષણ આપે છે; અને, વળી, તે જ સર્વનાં હૃદયમાં જુદા જુદા જીવરૂપે રહેલો અનુભવાય છે, તથા તેઓમાં સ્મૃતિ, જ્ઞાન તથા વિવેક કરાવે છે. વેદો જેને શોધે છે, વર્ણવે છે કે ઓળખાવે છે તે વસ્તુતઃ એ પરમાત્મા જ છે, સર્વ જ્ઞાનોનો જ્યાં અંત આવે છે તે એ જ વસ્તુ છે, અને સર્વ જ્ઞાનોનેયે જે જાણે છે તે પણ એ સનાતન આત્મા જ છે. ૧૨–૧૫

"નરોત્તમ, મેં તને સમજાવ્યું હતું કે એ પરમદેવની વિવિધ અને અનંત પ્રકારની સ્વભાવભૂત શક્તિઓ છે. એ શક્તિઓને કેટલાક શક્તિ કહે છે, કેટલાક દેવ કહે છે, અને કેટલાક એને માટે બળસૂચક પુરુષ શબ્દ યોજે છે. ગુડાકેશ, આ રીતે પરમાત્માની શક્તિના બે મુખ્ય પ્રકારો ક્ષરપુરુષ અને અક્ષરપુરુષને નામે ઓળખાય છે. પદાર્થમાત્રમાં દેખાતા જે બાહ્ય, નાશવંત અને ક્ષણે ક્ષણે બદલાતા ધર્મો છે તે એની ક્ષરશક્તિ છે. બ્રહ્મ જાતે ક્ષરધર્મ અને અક્ષરધર્મ બન્નેનો આધાર અને બન્નેથી પર હોવાથી, તે બન્ને શક્તિઓથી એ શ્રેષ્ઠ છે. એ જ ત્રણે લોકમાં વ્યાપેલો, ત્રણેનો આધાર અને પાલક છે. આથી લોકો તેમ જ શાસ્ત્રો જેમ એને પરમદેવ, પરમેશ્વર, પરમાત્મા, પરબ્રહ્મ અથવા પરમપુરુષ કહે છે, તેમ એને પુરુષોત્તમ એવે નામે પણ વર્ણવે છે. ૧૬–૧૮

શ્લોક ૧૬–૨૦
त्रण पुरुषो

"ભારત, આ રીતે જે મનુષ્ય કોઈ જાતના ભ્રમ વિના, સ્પષ્ટ પ્રતીતિપૂર્વક એ પુરુષોત્તમને પિછાણે છે તે જ સર્વનો સાર જાણે છે. તે પછી સંપૂર્ણ ભાવથી તેને જ સેવે, ઉપાસે અને ભજે એમાં શું કહેવું? ૧૯

"અર્જુન, એક વાક્યથી કે અનેક વાક્યોથી, એક શાસ્ત્ર જાણીને કે સર્વે શાસ્ત્રો વિચારીને જે સારરૂપ જ્ઞાન છે તે આ મેં કહ્યું તે જ છે. એને આજે સમજે કે કાળાન્તરે સમજે, પણ જે એટલું સમજ્યો છે તે જ બુદ્ધિમાન છે અને તે જ કૃતકૃત્ય થાય છે." ૨૦

## અધ્યાય ૧૬મો

# દૈવી અને આસુરી સંપત્તિ

અર્જુનના પ્રશ્નોનો અંત આવ્યો નહોતો. અચ્યુતે સર્વ શાસ્ત્રોનો સાર એને કહ્યો ખરો, પણ હજુ એના મનની ગડીઓ બરાબર બેઠી નહોતી. તેથી, ત્યાં સુધી એના પ્રશ્નો

प्रास्ताविक

ઘડીકમાં અધ્યાત્મવિષયના શરૂઆતના ભાગના, ઘડીકમાં મધ્યભાગના તો ઘડીકમાં અંત્યભાગના થતા હતા. શ્રીકૃષ્ણે જે જે કહ્યું હતું તે સર્વ એની સ્મૃતિમાં લખાઈ ગયું હતું, પણ દરેક વિષયનો નિકાલ લાગી ગયો નહોતો. આથી જેમ જેમ શંકા ઉત્પન્ન થતી જાય તેમ તેમ એ પૂછતો જતો હતો.

આ રીતે તેણે હવે નીચે મુજબ પ્રશ્ન પૂછ્યો :

"હૃષીકેશ, તમે એક વાર એમ કહ્યું હતું કે આસુરી પ્રકૃતિવાળા લોકો પરમાત્માનું શરણ નથી લેતા અને તેને ઓળખતા નથી; પણ દૈવી પ્રકૃતિના મનુષ્યો જ એને ભજે છે. કોઈ માણસ દૈવી પ્રકૃતિનો છે કે આસુરી પ્રકૃતિનો તે કેમ ઓળખાય? માધવ, મારા પોતાના હૃદયને હું તપાસું છું તો મારામાં સાચી મુમુક્ષુતા છે કે કેમ તેની મને શંકા લાગે છે. તમે કહ્યું તેવી પરમાત્મા પ્રત્યે અનન્ય ભક્તિ અને નિષ્ઠાનાં હું મારામાં લક્ષણો નથી જોતો. માન, મોહ, આસક્તિ, સુખદુઃખમાં વિષમતા, અધ્યાત્મજ્ઞાન સિવાયની બીજી ઘણીયે ઐહિક વિદ્યાઓમાં રસ — એ બધું મારામાં સારી પેઠે ભરેલું છે એમ હું જોઉં છું. એટલે હું આસુરી પ્રકૃતિનો મનુષ્ય છું કે દૈવી પ્રકૃતિનો તે, તથા દૈવી અને આસુરી પ્રકૃતિનાં લક્ષણો મને વિસ્તારપૂર્વક કહો."

આ ઉપર ઘનશ્યામ બોલ્યા :

"અર્જુન, મનુષ્ય અપૂર્ણ હોવાથી જ આસુરી પ્રકૃતિનો કહેવાતો નથી. મેં તને વારંવાર કહ્યું છે કે જીવની ઉન્નતિ દૈન્યમાંથી ઐશ્વર્ય પ્રત્યે, અધર્મમાંથી ધર્મ પ્રત્યે, આસક્તિમાંથી વૈરાગ્ય પ્રત્યે

અને અજ્ઞાનમાંથી જ્ઞાન પ્રત્યે થાય છે, અને અવનતિ અલ્પ કાર્પણ્ય-માંથી વિશેષ કાર્પણ્ય પ્રત્યે, નાના અધર્મમાંથી મોટા અધર્મ પ્રત્યે, થોડી આસક્તિમાંથી વિશેષ આસક્તિ પ્રત્યે, અને અલ્પ અજ્ઞાનમાંથી દૃઢ અજ્ઞાન પ્રત્યે થાય છે.

"ધનંજય, રાજ્યનો વિસ્તાર, રાજ્યની આવક, સૈન્યબળ, યુદ્ધની સામગ્રીનો ભંડાર, ઝવેરાત, સોનું, ચાંદી, મૂલ્યવાન વસ્ત્ર અને આભૂષણોના ભંડાર, સુશોભિત મહેલો, ધાન્ય અને ઘાસના કોઠાર, હાથી, ઘોડા, ઊંટ, ગાયો વગેરે પશુઓ — એ બધાંની ગણતરી પરથી રાજાની સંપત્તિ અંકાય છે અને તેની વૃદ્ધિ એ રાજ્યસમૃદ્ધિનું લક્ષણ મનાય છે. એથી ઊલટું, રાજ્યની અલ્પ મર્યાદા, રાજ્યનું દેવું, આત્મરક્ષા માટે બીજા રાજાનો આશ્રય લેવાની ગરજ, સાધનોની દરિદ્રતા, ખાલી પડેલા ભંડાર, કોઠાર અને પશુશાળાઓ, ખંડિયેર થતાં મકાનો, પ્રજામાં ભૂખમરો અને અસંતોષ, નોકરોના ચડેલા પગાર — એ સર્વેની ગણતરી પરથી રાજાની દરિદ્રતા અંકાય છે અને તેની વૃદ્ધિ એ રાજ્યની પડતીનું ચિહ્ન થાય છે.

"વળી, પાર્થ, શ્રીમંતને ત્યાં સાધનસામગ્રી પુષ્કળ હોય છે એટલું જ નહિ, પણ સર્વ ઊંચી જાતની અને કીમતી હોય છે; પણ દરિદ્રીને ત્યાં એ બહુ થોડી હોય છે એટલું જ નહિ, પણ હલકી જાતની, ભાંગેલીતૂટેલી અને મૂલ્યહીન હોય છે.

"કૌન્તેય, એ જ રીતે દૈવી પ્રકૃતિને સૂચવનારી સંપત્તિઓ જુદા પ્રકારની હોય છે અને આસુરી પ્રકૃતિને સૂચવનારી સંપત્તિ — બલ્કે આપત્તિઓ — જુદા પ્રકારની હોય છે. એ સંપત્તિ એના ચિત્તના ગુણોમાં, એનાં મન અને ઇંદ્રિયોના વ્યાપારમાં અને એની સાંસારિક પ્રવૃત્તિઓમાં દેખાઈ આવે છે. મનુષ્ય દિવસે દિવસે કઈ સામગ્રીને એકઠી કરતો જાય છે તે બધાની એકંદર ગણતરી પરથી તેની પ્રકૃતિ દૈવી છે કે આસુરી એ ઠરાવી શકાય છે.

"પાર્થ, જેમ એકાદ માણસ પાસે માત્ર સ્થાવર મિલકત જ રહે, પણ તેનો ઉપયોગ કરી શકાય એવાં બીજાં સાધનોનો અભાવ હોય તો કેવળ સ્થાવર મિલકતથી એ સંપત્તિવાન થતો નથી; અથવા એકાદ પ્રકારની સંપત્તિના અભાવથી એ આપત્તિમાં પડેલો પણ કહી શકાતો નથી; તેમ એકાદ ગુણની પ્રાપ્તિ કે અભાવથી કોઈ

માણસને દૈવી પ્રકૃતિનો કે આસુરી પ્રકૃતિનો ઠરાવવો યોગ્ય નથી. પણ એની સંપત્તિઓના પ્રકારની એકંદર ગણતરી કરી તેને વિષે નિર્ણય કરવો જોઈએ.

"આથી, હું તને દૈવી અને આસુરી સંપત્તિના જુદા જુદા ગુણધર્મો કહું છું તે સાંભળ:

શ્લોક ૧–૩ અભય "ગુડાકેશ, દિવસે દિવસે નિર્ભય બનતા જવું, કઠણ પ્રસંગોમાં હતવીર્ય ન થવું, મુશ્કેલી જોઈને એની સામે થવાની શક્તિ મેળવવી, જોખમમાંયે ધર્મમાંથી ન ડગવાની હિંમત કેળવવી — એ અભય નામની એક અતિશય કીમતી દૈવી સંપત્તિ છે.

"પૃથાનંદન, જીવોને જન્મથી જ ભયભીત રહેવાની ટેવ પડેલી છે એ એની આધ્યાત્મિક દરિદ્રતાનું મોટામાં મોટું કારણ છે. પોતે પરમાત્માના જ ગુણધર્મવાળો, સ્વતંત્ર અને સંપૂર્ણ ચૈતન્યસ્વરૂપ હોવા છતાં, એ અનેક પ્રકારનાં સાચાં કે કાલ્પનિક અને ક્ષણિક નિમિત્તોથી ડર્યાં કરે છે અને તેથી પોતાના ધર્મ અને સ્વરૂપ બન્નેથી પતિત થાય છે. જરા, મરણ, રોગ, પ્રિયજનોનો વિયોગ, ટાઢ, તડકો, ભૂખ, તરસ વગેરેનો ત્રાસ, ભોગોમાં ન્યૂનતા વગેરેનો જ એને ડર લાગતો નથી. પણ એ ડર એને પોતાનીયે છાયાથી બિવડાવી દે એવી જાતની એનામાં અબુદ્ધિ અને જડતા નિર્માણ કરે છે. આથી એ એબાકળો બની દેવદેવીઓને બળિ ચડાવે છે, રાજના સેવકોથી થથરે છે, શ્રીમંતોની ગુલામી કરે છે, સર્પ, ભૂત, પ્રેત વગેરેની પૂજા કરે છે અને જેનીતેની ખુશામત તથા પ્રાર્થના કરતો ફરે છે. ધનંજય, ભય અલ્પ હોય ત્યાં સુધી મનુષ્ય બીજાને રીઝવીને અને અધીન થઈને વર્તે છે, ભક્તિ ન હોવા છતાં ભક્તિ દર્શાવે છે. પણ જ્યારે ભયની માત્રા વધી જાય, ત્યારે એ, મનુષ્ય છતાં, સર્પના જેવો ઝેરીલો બની જાય છે અને વેર તથા હિંસાનો ઉપાસક બને છે. આસુરી સ્વભાવ જાતે ભયભીત રહે છે એટલું જ નહિ, પણ તેને પરિણામે અન્યને ભયથી જ વશ કરવા પ્રયત્ન કરે છે. પાંડવ, ભયમાંથી અભયપ્રાપ્તિ અને અભયદાન પ્રત્યે પ્રયાણ એ દૈવી ભાવ છે; ભયમાંથી ભયંકરતા, વૈર અને હિંસાબળ પ્રત્યે પ્રયાણ એ આસુરી ભાવ છે.

ભયભીતતા એ નિર્બળતા હોઈ, દૈવી બળ પણ નથી અને આસુરી બળ પણ નથી, પણ કેવળ પામરતા છે.

"કૃષ્ણાકાન્ત, સત્ત્વસંશુદ્ધિ એ એક બીજી દૈવી સંપત્તિ છે.

"અર્જુન, સત્ત્વ એ બુદ્ધિ અથવા ચિત્તનું બીજું નામ છે અને તેમાં ચિત્તની ભાવનાઓ તેમ જ વિચારશક્તિ બન્નેનો સમાવેશ થાય છે. પ્રસન્નતા, પ્રેમ, સમભાવ વગેરે કોમળ લાગણીઓની તીવ્રતા, તેમ જ વિચાર, વિવેક અને ન્યાયવૃત્તિની સ્પષ્ટતા તથા સૂક્ષ્મતા એ સત્ત્વગુણના ઉત્કર્ષને પરિણામે પ્રાપ્ત થાય છે, અને તે ચિત્તની મલિનતા ઓછી થયાનાં ચિહ્ન છે. આવું નિર્મળ થયેલું ચિત્ત જ સત્ત્વને નામે ઓળખાય છે. તેની વૃદ્ધિ દૈવી ભાવ છે અને ક્ષય એ આસુરી ભાવ છે.

सत्त्वसंशुद्धि

"ત્રીજી સંપત્તિ તે જ્ઞાનયોગની વ્યવસ્થિતિ કહી શકાય. વિચારમાં, વાણીમાં અને કર્મમાં વ્યવસ્થા એ અતિ મહત્ત્વનો અને પ્રાપ્ત કરવા જેવો ગુણ છે. અર્જુન, અવ્યવસ્થિત પુરુષમાં કોઈક પ્રકારની જડતા અને પશુતા પણ રહી જ જાય છે. ઘણી વાર અતિ બુદ્ધિવાન માણસો પણ ઘણા અવ્યવસ્થિત જોવામાં આવે છે, પણ તું એને કદી એમનું ભૂષણ કે પ્રશંસા કરવા યોગ્ય લક્ષણ સમજીશ નહિ. એમણે વિવેક, વિચાર, કર્મકૌશલ્ય અને ઇન્દ્રિયો તથા મનને યોગ્ય રીતે કેળવવામાં કાંઈક પણ ન્યૂનતા રાખી છે એમ નિશ્ચિત માનજે. ધનંજય, બીજા અનેક સદ્‌ગુણો હોવાથી એ ખામીને મિત્રો અને સ્નેહીઓ કદાચ ક્ષમ્ય ગણી નિભાવી લે એમ બને, પણ એની સાથે વ્યવહાર કરવામાં એ ખામી અગવડભરી થયા વિના રહેતી નથી. વળી, એ ખામીને લીધે, એ પુરુષ અનેક પ્રકારની બીજી દૈવી સંપત્તિ હોવા છતાં, પૂર્ણ કૃતાર્થતા અને સમાધાન મેળવી શકતો નથી. એને પોતાનેયે એ ખામીથી ડગલે ને પગલે અડચણ ઉત્પન્ન થાય છે. એના આરોગ્યમાં કે વ્યવહારમાં એને તેને લીધે વારંવાર વિઘ્નો ઊભાં થાય છે. અને તેને લીધે જીવનમાં ક્યાંક અસંતોષ રહી જ જાય છે. માટે, મહારથિ, તું જ્ઞાન અને યોગમાં વ્યવસ્થિતિને નજીવો ગુણ સમજી ઉપેક્ષા કરીશ નહિ. અતિશ્રમ લઈને એ પ્રાપ્ત કરવા યોગ્ય સંપત્તિ છે.

ज्ञानयोगव्यवस्थिति

"અર્જુન, જેમ સોનુંચાંદી સંપત્તિ છે એમ જેને સમજાય તેને જુદાં જુદાં ઘરેણાં એ સંપત્તિ છે એમ કહેવાની જરૂર રહેતી નથી, તેમ સત્ત્વસંશુદ્ધિ અને જ્ઞાનયોગવ્યવસ્થિતિ-

दानादि

રૂપી સોનાચાંદીની જેણે કિંમત જાણી છે તેને દાન, ઇન્દ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ વગેરેમાં શ્રદ્ધા, અને તે માટે તેનો પ્રયત્ન હોવો જોઈએ, એ વગર સમજાવ્યે સમજાય એવું છે. આથી એ વિષે વિસ્તારથી કહેતો નથી.

"પણ, મિત્રનંદન, ગુરુજનો તથા પ્રિયજનો જેથી મનુષ્યના પર સંતુષ્ટ રહે છે અને તેને પોતાના પ્રેમ અને વિશ્વાસનું પાત્ર બનાવે છે, એ સરળતાનો ગુણ પણ એક

सरलता

મહત્ત્વની દૈવી સંપત્તિ છે. અર્જુન, આસુરી-પ્રકૃતિવાળાને વક્રતા અને કપટમાં જ શ્રદ્ધા હોય છે અને સકારણ કે નિષ્કારણ તેને જ આચરે છે; તેથી ઊલટું, દૈવી પ્રકૃતિનો પુરુષ સરળતામાં જ નીતિ માને છે અને જાણે બાલ્યાવસ્થા ફરીથી ભોગવવા ઇચ્છતો હોય તેમ દિવસે દિવસે સરળપણું વધારવા મથે છે.

"પ્રિયવર, ચિત્તમાં મલિનતા રહ્યા વિના કપટ અને વક્રતા સંભવતાં નથી અને સ્વભાવની સરળતા વિના સમબુદ્ધિના યોગની સિદ્ધિ સંભવતી નથી. માટે સરળતાને તું મહત્ત્વનું ધન જાણજે. ૧

"અરિદમન, અહિંસાધર્મ પ્રત્યે પ્રગતિ એ દૈવી પ્રકૃતિનું એક બીજું મહત્ત્વનું ધન છે. હિંસામાંથી અહિંસા

अहिंसा

પ્રત્યે પ્રયાણ એ શ્રેયઃસાધન છે, અને હિંસામાંથી વિશેષ હિંસા પ્રત્યે પ્રયાણ એ અધોગતિનું સાધન છે.

"પણ, ધર્માનુજ, અહિંસાની બાબતમાં ઘણી ગેરસમજ થાય છે, માટે અહિંસા એટલે શું તે તું ધ્યાનપૂર્વક સમજી લે.

"પરંતપ, ભૂખતરસ, વૃદ્ધિક્ષય, સુખદુઃખ, પ્રફુલ્લિતતાખેદ, જરાવ્યાધિ, જન્મમરણ વગેરે ભાવોનું જેમાં થોડુંઘણું પણ દર્શન આપણે કરી શકીએ છીએ તે જીવસૃષ્ટિ છે એમ આપણે કહીએ છીએ. જ્યાં એ ભાવોનું આપણે દર્શન કરી નથી શકતા તેને આપણે જડ સૃષ્ટિ કહીએ છીએ.

"અર્જુન, આપણા પોતાના જીવપણાના અનુભવથી આપણે જાણીએ છીએ કે ભૂખ, તરસ, ક્ષય, વ્યાધિ, આઘાત, મરણ, કટુ વાણી વગેરેથી આપણને ખેદ અને પીડા થાય છે અને એ વેદનાઓ આપણને પ્રતિકૂળ લાગે છે.

"મહાનુભાવ, પોતાના અભ્યુદયને ઇચ્છનારો, સત્ત્વસંશુદ્ધિને લીધે વેદનાઓને સૂક્ષ્મપણે ઓળખનારો, દૈવી પ્રકૃતિનો મનુષ્ય પોતાને પ્રતિકૂળ લાગનારાં કર્મો બીજા પ્રત્યે ન આચરવાના વ્રતવાળો હોય એ સ્વાભાવિક છે. આમાંથી જ અહિંસાનો ઉદ્ભવ છે.

"પણ, ધનંજય, વિશ્વનું ચક્ર એવી રીતે ગોઠવાયું છે કે જીવનું ધારણપોષણ બીજા જીવો દ્વારા જ થાય છે. મોટા જીવ નાના જીવ ઉપર જ નિર્વાહ કરે છે અને અસંખ્ય જીવો એવા સૂક્ષ્મપણે ચોમેર ફેલાયેલા છે કે શ્વાસોચ્છ્વાસ લેવામાંયે સેંકડો જીવોનો નાશ થઈ જાય છે અને તેથીયે વધુ જીવોને પીડા થયા વિના રહેતી નથી.

"ધર્મપ્રિય, મનુષ્ય ગમે તેટલી દૈવી પ્રકૃતિથી વિભૂષિત હોય છતાં, જ્યાં સુધી એને કશુંયે પ્રાપ્ત કરવાનું અને જાણવાનું રહ્યું છે ત્યાં સુધી એને જીવનની ધારણપોષણની વાસના ટળી જઈ શકતી નથી. દૈવી પ્રકૃતિવાળો મનુષ્ય મરણથી ડરતો નથી, છતાં જે ખાસ ધર્મના પાલન માટે એ આજીવન મથતો હોય છે તે ધર્મની સિદ્ધિ માટે જ એ જીવવાની ઇચ્છા અને જરૂર પડે તો મરવાની તૈયારી રાખે છે. પણ તે સિવાયના બીજા અનેક ધર્મોના પાલન માટે એ પ્રયત્ન કરે, છતાં જીવનનું ધારણપોષણ અશક્ય થાય તેટલી હદ સુધી એ જઈ શકતો નથી. અર્જુન, કોઈક વાર આવેગને વશ થઈ, એ પોતાના જીવને જોખમમાં નાખીનેયે વર્તે, તોપણ તેથી એની વાસના નિવૃત્ત થયેલી ન હોવાથી એ ફરીથી સંસાર માંડવાની પ્રવૃત્તિમાં પડે છે.

"દ્રૌપદીપ્રિય, આ રીતે હિંસાકર્મની અનિવાર્યતા અને અહિંસાધર્મનો આદર્શ એ બે વચ્ચે મર્યાદા શોધવામાં સર્વે દૈવી પ્રકૃતિવાળા મનુષ્યોનો પ્રયત્ન ચાલ્યા કરે છે.

"અર્જુન, હું તને કહી ગયો કે દૈવી પ્રકૃતિ એટલે સર્વે રાજસતામસ ભાવોનો અભાવ નથી, પણ રાજસતામસ ભાવોમાંથી

નીકળી સાત્ત્વિક ભાવો પ્રત્યે પ્રયાણ એ દૈવી ભાવ, અને સાત્ત્વિક ભાવોની અવહેલના કરી રાજસતામસ ભાવોનું વધારે દઢપણે પોષણ એ આસુરી ભાવ છે. આમ સર્વ ગુણો અને ધર્મો વિષે કહી શકાય.

"આથી, દૈવી પ્રકૃતિવાળો મનુષ્ય હિંસાથી સાવ મુક્ત નથી, પણ એનો સતત પ્રયત્ન વિશેષ હિંસામાંથી ઓછી હિંસા પ્રત્યે, એટલે અહિંસા પ્રત્યે પ્રયાણ કરવાનો છે, અને તેથી એ અહિંસાધર્મી કહેવાય છે.

"પાર્થ, હિંસાનાં બે અંગો છે: દ્વેષ અને પીડા. આમાંથી દ્વેષ એ માનસિક કર્મ છે અને પીડા એ વાણી તથા શરીરનું કર્મ છે.

"પાંડવ, શ્રેયઃસાધનમાં ચિત્તશુદ્ધિ એ મુખ્ય છે; ચિત્તની શુદ્ધિ થાય તેને પરિણામે વાણી તથા શરીરના આચારમાં સહજ-પણે જે જે ફરક પડે તે જ સાચું ધર્માચરણ કહેવાય. જેમ શિક્ષાના ભયથી કોઈ માણસ ચોરે નહિ તે ભલે આવશ્યક હોય, છતાં એથી તે માણસ દૈવી સંપત્તિવાળો છે એમ ન કહી શકાય, તેમ હિંસાના વિષયમાં કેવળ વાણી અને શરીરના આચારનું નિયંત્રણ એ આવશ્યક હોય તોયે તેથી દૈવી સંપત્તિ વધી છે એમ કહી શકાય નહિ.

"માટે, કૌન્તેય, અહિંસાનું મહત્ત્વનું લક્ષણ એ અદ્વેષવૃત્તિ છે, અને મનમાં પોષાયેલી અદ્વેષવૃત્તિને પરિણામે વાણી અને કર્મમાં જે અહિંસામય આચાર ઊતરે એ તે દૈવી સંપત્તિનું બાહ્ય ચિહ્ન છે.

"પણ, પાંડવ, ધર્મનો માર્ગ અત્યંત સૂક્ષ્મ અને અટપટો છે. અનેક સંયોગો, પરિસ્થિતિઓ અને બાબતોનો વિવેકપૂર્વક વિચાર કરી ધર્માચરણનો માર્ગ ઠરાવવો પડે છે. આથી મનની એકાદ વૃત્તિને જ અનુસરીને બાહ્ય આચરણ કરી શકાતું નથી.

"આ કારણથી, અર્જુન, એવું બને છે કે મનમાંથી દ્વેષભાવને સંપૂર્ણપણે કાઢ્યા છતાં બાહ્યતઃ બીજા જીવને પીડા થાય એવાં વાણીનાં કે શરીરનાં કર્મો કર્યા વિના ચાલતું નથી. એવી પીડા ન

કરવામાં આવે તો કાં તો બીજો અધર્મ થાય છે અથવા, હું પહેલાં કહી ગયો તેમ, જીવનનું ધારણપોષણ અશક્યવત્ થઈ જાય છે.

"આથી, ગુડાકેશ, દૈવી પ્રકૃતિવાળો વિવેકી પુરુષ અહિંસાધર્મનું આ રીતે પાલન કરે છે: એ મનમાંથી જીવમાત્ર પ્રત્યે, અત્યંત અધમ શત્રુ પ્રત્યે પણ, યત્કિંચિત્ દ્વેષભાવ ન રહે એ માટે પ્રયત્નની પરાકાષ્ઠા કરે છે. સ્પષ્ટપણે સ્વધર્મ તરીકે ન આવી પડે ત્યાં સુધી વાણીથી કે શરીરથી કોઈ પણ જીવને ન દૂભવવા પ્રયત્નશીલ રહે છે. સ્પષ્ટ ધર્મ થઈ પડતાં હિંસા કરવામાં એ આનંદ નથી માનતો, પણ સંકટ સમજીને જ કરે છે. વળી તેવો સ્વધર્મ બજાવતાં એ ઓછામાં ઓછી હિંસાનો માર્ગ શોધે છે. એકને પીડા કર્યે ચાલે તો અનેકને નથી કરતો; વાણીથી પીડા કર્યે ચાલે તો શરીરથી નથી કરતો; તાડનથી ચાલે તો ઘા નથી કરતો; ઘાથી ચાલે તો વધ નથી કરતો. વળી જે પીડા કરવી જ પડે તે એ પ્રાણીને ઓછામાં ઓછો સમય સહન કરવી પડે અને એને ઓછામાં ઓછી વેદના જણાય એવી રીતના એ ઉપાયો યોજે છે.

"ક્ષત્રિય હોય તોયે તે જ્યાંત્યાંથી યુદ્ધ વહોરવા નથી ઇચ્છતો, પણ એને ટાળવા સર્વે પ્રયત્નો કરે છે. યુદ્ધ અનિવાર્ય જ થાય, ત્યારે એ ધર્મયુદ્ધથી લડે છે, કપટયુદ્ધ નથી કરતો. સ્ત્રી, બાળક, અતિ વૃદ્ધ, વિશ્વાસ રાખી આવેલો, નિર્બળ, નિઃશસ્ત્ર, શરણાગત, કે નિદ્રાવશ શત્રુ પર ઘા નથી કરતો. રથી ઘોડેસ્વાર જોડે નથી લડતો. કવચ ન પહેરેલા જોડે કવચ પહેરીને નથી લડતો. સૈન્યમાં જેઓનું કામ લડવાનું નથી, પણ વાદિત્રો વગાડવાં, રણગીત ગાવાં, સામગ્રી પૂરી પાડવી, શુશ્રૂષા કરવી, ઇત્યાદિ પ્રકારનું હોય છે તેમના પર ઇરાદાપૂર્વક શસ્ત્ર નથી ચલાવતો. આ રીતે કઠોર કર્મમાંયે એ પોતાની અહિંસાપ્રિયતા બતાવે છે.

"વળી, ધર્મસેવી, અહિંસક પોતાના શરીરનાં ધારણપોષણ માટેયે અન્ય જીવોને ઓછામાં ઓછી પીડા થાય એવી રીતો ઉત્તરોત્તર શોધતો રહે છે. બનતાં સુધી તો મંદ જ્ઞાનશક્તિ ધરાવનારાં હોવાથી જેને પીડાની વેદના ઓછી થતી જણાય છે એવા વનસ્પતિજન્ય આહારને જ એ લે છે. માંસાહારમાંયે અહિંસાધર્મનું આચરણ કરનારો પુરુષ જે પ્રાણીઓનો વધ દ્વેષભાવને ઉત્તેજિત કર્યા વિના

શકય નથી એવાં પ્રાણીઓનો આહાર માટે શિકાર કરતો નથી, અને બીજાં પ્રાણીઓનો નિરુપાય સમજીને જ આહાર કરે છે. વળી, એ અન્નનો નિષ્કારણ બગાડ ન થાય એ રીતે જ તેનો ઉપભોગ કરે છે."

આ ઉપર અર્જુનને એક શંકા થઈ. તે બોલ્યો :

"માધવ, દયાધર્મની ઉપાસના કરનારા કેટલાક લોકો માંસાહાર વર્જ્ય ગણે છે, એ બાબતમાં તમારો શો મત છે ?"

આ પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રીકૃષ્ણ બોલ્યા: "અર્જુન, નિઃસંશય એ અહિંસાની દિશામાં પ્રયાણ છે, અને સંભવ છે કે માત્ર વનસ્પતિથી જ જીવનનો નિર્વાહ ચલાવવાનું ભવિષ્યમાં શકય થાય. પણ હજુ આપણા કાળમાં એવી રીતે પ્રજાઓ જીવનનિર્વાહ કરી શકે એ શકય નથી. કાળાન્તરે એ શકય થાય એમ બને. આપણા કાળમાં તો આપણા જેવા કર્મયોગી માટે એટલું જ શકય છે. શાકાહારી જેમ શાકને સમારતાં શાક પ્રત્યે દ્વેષભાવથી પ્રેરાતો નથી, તેમ આપણા શરીરને પોષનાર પ્રાણીના વધમાં દ્વેષથી ઉત્તેજિત થવું નહિ. પણ, અર્જુન, માંસાહારનો સર્વથા ત્યાગ કરનારી પ્રજા ભારતવર્ષમાં વધતી જશે એવી મારી કલ્પના છે. પશુયજ્ઞો પ્રત્યે વધતો જતો અણગમો એ દિશામાં પ્રયાણ થાય છે એમ સૂચવે છે.

"આ રીતે, પાર્થ, સમબુદ્ધિમાંથી પરિણામ પામતી અહિંસા-વૃત્તિ એ દૈવી સંપત્તિનું એક મહાન વ્રત છે.

"કુરુભૂષણ, અહિંસા જેવી જ મહાન દૈવી સંપત્તિ સત્યની છે. જેમ હાથીના પગલામાં બધાં પગલાં સમાઈ જાય છે, તેમ સત્યમાં સર્વે વ્રતો સમાઈ જાય છે એમ કહી શકાય.

સત્ય

"પાંડવ, સત્યસંપત્તિ એવી તેજસ્વી છે કે જે આસુરી પ્રકૃતિવાળા એની પોતાના વર્તનમાં અવગણના કરે છે, તેમનેયે એનો મહિમા સ્વીકારવો પડે છે. અને જેમ દુષ્ટ વાણિયો સોનાને બદલે તેના જેવી લાગતી હલકી ધાતુના સિક્કા પાડે, તેમ સત્ય લાગે એવો દાંભિક આચાર એને બતાવવો પડે છે, પણ, જેમ બીજ પર્વતની ભેખડોનેયે તોડીને બહાર ફૂટી નીકળે છે, તેમ અનેક

વર્ષ પર્યંત દટાઈ રહેલું સત્ય અદ્‌ભુત રીતે બહાર નીકળી આવ્યા વિના રહેતું નથી.

"અર્જુન, ગોરી ચામડીના રંગમાં એક જાતની કાંતિ હોય છે, નીરોગી શરીરમાં એક પ્રકારનું તેજ હોય છે, બુદ્ધિમત્તામાં એક જાતનું પાણી હોય છે, પણ સત્યની પ્રતિભા એ સર્વેથી ચડી જાય છે. સત્યનિષ્ઠ પુરુષ શાહી જેવો શ્યામ, શરીરે રોગી અને સ્થૂળ બુદ્ધિનો હોય, છતાં એની આંખમાંથી નીકળતાં તેજ આગળ બીજાં ત્રણેય ઝાંખાં પડી જાય છે.

"પરંતપ, સત્યસ્વરૂપ પરમાત્મા જ સર્વે જગતનું મૂળ અને આધાર છે એમ જેની નિષ્ઠા થઈ છે, તે જીવનની સર્વે ક્રિયાઓમાં સત્યનો જ સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરે છે. એ અસત્ય વિચાર પણ પોષવા નથી ઇચ્છતો, વાણીમાં જે પોતે સત્યરૂપે જાણે છે તેને જ કોઈ પણ જાતના ઢાંકપિછોડા વિના રજૂ કરવા મથે છે, અને વર્તનમાં જેમાં જરાયે ચોરી ન હોય એવો સત્યવ્યવહાર જ કરવા પ્રયત્નશીલ રહે છે. આથી એને જીવનની શરૂઆતમાં ત્રાસ કે અગવડ થાય એવું બને છે, પણ સત્યમાં શ્રદ્ધાવાળો એથી નાઉમેદ નથી થતો. વળી, વિશેષ અનુભવથી એ એમ પણ જાણે છે કે સત્યનો દુષ્કર લાગતો માર્ગ જ અંતે સહેલો, ટૂંકો અને ખાતરીપૂર્વક યશસ્વી નીવડે છે.

"ધનંજય, અસત્યને છોડી સત્યને સેવવું એ દૈવી પ્રકૃતિ છે. દિવસાનુદિવસ અસત્યમાં પારંગત થતા જવું એ આસુરી પ્રકૃતિ છે.

"ત્યાર બાદ ક્રોધનું શમન એ એક દૈવી સંપત્તિ ગણાવી શકાય. મનોનિગ્રહ અને તિતિક્ષાનો જ એ એક વિભાગ છે, તેથી એનું મહત્ત્વ સમજાય એવું છે. હિંસા, આપત્તિ, રોગ, ચિત્તભ્રમ, મરણ વગેરેને લાવનારો ક્રોધનો દુર્ગુણ જીતવો ઘણો કઠણ છે. એના મૂળમાં જડ તામસ અહંકાર, અત્યંત લોભ અને અદમ્ય કામ રહે છે.

અક્રોધ

"પરંતપ, પારો કે સોમલ જેવા ઝેરને કેટલાક લોક શરીરમાં પચાવી નાંખે છે અને કેટલાક લોક શરીરની રગેરગમાં વ્યાપી ગયેલા સર્પાદિના વિષને મંત્રવિદ્યાથી ઉતારે છે; એ જ પ્રમાણે દૈવી

પ્રકૃતિવાળો મનુષ્ય ક્રોધને મનમાં ને મનમાં જ પચાવી નાખે છે, અને શાંતિના મંત્રથી બીજાને વ્યાપેલા ક્રોધનેયે ઉતારી નાંખે છે.

શાંતિ–ક્ષમા

"અર્જુન, જેમ કરજનો ભાર ઉતારવાનો ઉપાય કરકસર અને મહેનત છે, તેમ ક્રોધનો વેગ ઉતારવાનો ઉપાય શાંતિ અને ક્ષમા છે. માટે, જેમ કરકસર અને મહેનત એ જ એક જાતની સંપત્તિ ગણાય, તેમ શાંતિ અને ક્ષમા એ પણ દૈવી સંપત્તિઓ જ છે.

"વીરસત્તમ, હવે હું તને ત્યાગ નામની દૈવી સંપત્તિનું લક્ષણ કહું છું.

ત્યાગ

"એ દૈવી સંપત્તિથી ઊલટી આસુરી સંપત્તિ લોભની છે. અર્જુન, 'જીવો જીવ પર નભે છે,' એ વચન સત્યની એક જ બાજૂ છે, અથવા 'જીવો જીવ પર નભે છે' એ વચન બે અર્થમાં સાચું છે અને તેનો બીજો અર્થ પણ ધ્યાનમાં રાખવો ઘટે છે. એનો પહેલો અર્થ એવો થાય છે કે જીવો બીજા જીવોને મારીને અથવા તેમની આજીવિકા હરી લઈને નભે છે. આસુરી પ્રકૃતિવાળા એ વચનનો આટલો જ અર્થ કરે છે, અને એને જ જીવનનિર્વાહનો નિયમ માને છે, પણ એટલો જ એનો અર્થ નથી. એનો બીજો અર્થ એ છે કે જીવો બીજા જીવોએ ઉદારતાપૂર્વક અને ઇચ્છાપૂર્વક કરેલા ત્યાગ વિના નભી શકતા નથી. પશુપંખીઓની યોનિમાં તેમ જ મનુષ્યયોનિમાં માતાપિતા પોતાનાં બચ્ચાંને પોતે ભૂખમરો વેઠીનેયે પોષે છે તથા સબળ પ્રાણીઓ નિર્બળને વારંવાર મદદ કરી નિભાવે છે. પાંડવ, જેમ કુલીન સ્ત્રી સારામાં સારા પદાર્થોનો જાતે ઉપભોગ કરીને આનંદ માનતી નથી, પણ પોતાના પતિ કે બાળકોને આપી સંતુષ્ટ થાય છે, તેમ દૈવી પ્રકૃતિવાળા મનુષ્યો પોતાના સારા સારા પદાર્થોનો પોતે ઉપભોગ કરીને રાજી થતા નથી, પણ એ બીજાના વપરાશમાં આવે ત્યારે હર્ષિત થાય છે. ગુડાકેશ, જે બીજાની ઉત્તમ વસ્તુઓ મેળવવાની અને ભોગવવાની આકાંક્ષા રાખ્યાં કરે છે અને તક શોધે છે, તે લોભી માણસ આસુરી પ્રકૃતિનો છે એમ જાણ. પણ જેની હંમેશાં એવી ઉદાર અભિલાષા રહે છે કે મારી પાસે જે

કાંઈ હોય તે અન્યના ઉપયોગમાં આવે, એ વસ્તુઓ મારા કબજામાં કેવળ રક્ષણાર્થે જ રહે, પણ મારા પોતાના સ્વાર્થી ઉપભોગાર્થે નહિ; અને આવી અભિલાષાથી પ્રેરિત થઈ જે જાતે અગવડ વેઠીનેયે પોતાની જાત તેમ જ ધનસંપત્તિ સદૈવ બીજાની સેવાર્થે અર્પણ કરતો રહે છે તે ઉદારચરિત નર ત્યાગવૃત્તિનો છે એમ જાણ.

"કૌન્તેય, અસત્ય એ કદી હિતકર થઈ શકતું નથી. પણ સત્ય વચન બીજાને નુકસાન કરવાના જ હેતુથી ઉચ્ચારવામાં આવે તો એ સત્ય, ઝેર સાથે ભળેલા દૂધની જેમ, અસત્ય જેવું જ બને છે. આસુરી પ્રકૃતિના પુરુષો એવા સત્યનો ઉપયોગ કરતા જોવામાં આવે છે. એને ચાડિયાપણું અથવા પિશુનતા કહે છે. અપૈશુનની દૈવી સંપત્તિવાળો માણસ એવી અધમ વૃત્તિથી દૂર રહે છે. અર્જુન, ચાડિયો સત્યના પ્રતિપાદન માટે અને કર્તવ્ય ઉત્પન્ન થવાથી ચાડી નથી ખાતો, પણ કાંઈક નીચ સ્વાર્થથી પ્રેરાઈને જ તેમ કરે છે. માટે એ સઘળું સાચું જ કહેતો હોય તોયે એ અસત્ય જેવું જ દૂષિત કર્મ છે. દૈવી પ્રકૃતિનો મનુષ્ય એ વૃત્તિને કદી પોષતો નથી.

अपैशुन

"ધનંજય, કોઈ પણ પ્રાણીને દુઃખિત જોઈ તે સહન ન થઈ શકવું અને તેની ઉપર દયા આવી તેનું નિવારણ કરવા આતુર થવું એ દૈવી સંપત્તિ છે, એ કહેવાની જરૂર નથી.

दया इत्यादि

"એ જ પ્રમાણે ત્યાગ વિષે જે કહ્યું તે પરથી અલોલુપતા— લાલચુ સ્વભાવ ન હોવો — એ પણ દૈવી પ્રકૃતિનો આવશ્યક ગુણ છે એ તું સહેલાઈથી સમજી શકીશ.

"આથી, અરિંદમન, દૈવી પ્રકૃતિવાળા મનુષ્યનું હૃદય, માખણ જેમ અંતર્બાહ્ય નરમ હોય તેમ, મૃદુતાથી ભરેલું હોય એમાં નવાઈ નથી.

"વળી, પાર્થ, લજ્જા (હ્રી) એ પણ દૈવી સંપત્તિ છે અને નફ્ફટાઈ એ આસુરી સંપત્તિ છે. અર્જુન, સાત્ત્વિક અને કોમળ હૃદયના પુરુષને, શિરચ્છેદ કરવા કરતાં, ઠપકાથી વધારે ત્રાસ થાય છે. પોતાથી યત્કિંચિત્ દોષ થયો હોય તો તેની એને એટલી શરમ લાગે છે કે તેને સુધાર્યા વિના તથા તે માટે ઘટતું પ્રાયશ્ચિત્ત લીધા વિના એને જીવવું ભારરૂપ લાગે છે.

"આથી, આવો પુરુષ ઉતાવળે કશો નિર્ણય કરતો નથી અને વિચારપૂર્વક કરેલા નિર્ણયને ઝટ લઈને ફેરવતો નથી. વળી, એને યુક્તિ કે કાવાદાવામાં શ્રદ્ધા જ બેસતી નથી, પણ સીધે માર્ગે જાય છે. આથી, આસુરી પ્રકૃતિવાળા એને અચપળ કહે છે. પણ આવી અચપલતા તામસ નહિ પણ સાત્ત્વિક ગુણ છે. ૨

તેજસ્વિતા

"હવે, દૈવી પ્રકૃતિનું એક બીજું વિચારવા જેવું લક્ષણ સાંભળ. એ તેજસ્વિતાની સંપત્તિ છે. પણ તેજસ્વિતા આસુરી પણ હોય અને દૈવી પણ હોય. માટે દૈવી તેજસ્વિતા કેવી હોય તે વિવેકથી સમજી લે.

"અર્જુન, જ્યાં જ્યાં વિશેષપણે પુરુષાર્થ વસે છે ત્યાં તેજસ્વિતાનો ગુણ છે એમ કહી શકાય. ક્રોધમાંયે તેજ રહેલું છે, પરાક્રમ પણ તેજસ્વી છે. સૂર્ય પણ તેજસ્વી છે અને ચંદ્ર પણ તેજસ્વી છે. આ બધાં તેજ સરખાં જ નથી.

"માટે, અર્જુન, જે તેજ પોતાને તેમ જ બીજાને ઉદ્વેગ પમાડનારું અને બાળનારું હોય તે તેજ દૈવી નથી. પણ, જે તેજ પોતામાં તેમ જ બીજામાં ઉત્સાહ વધારનારું, હિંમત અને વિશ્વાસ આપનારું, હૂંફ અને પ્રકાશ પહોંચાડનારું હોય તે સાત્ત્વિક અને દૈવી છે.

"ધનંજય, દૈવી તેજ જીવનદાયક શક્તિના જેવું હોય છે. એ ભય, લોભ, કામ વગેરે પર વિજય મેળવી પુરુષને ધર્માચરણ કરવાની શક્તિ આપે છે તથા સત્ય પર દૃઢ રહેવાની હિંમત પ્રેરે છે. એ પોતાની સત્ત્વહાનિ થવા નથી દેતું તેમ બીજાની સત્ત્વહાનિ કરવા પણ પ્રયત્ન નથી કરતું. એ પોતે પ્રકાશે છે અને બીજાનેયે પ્રકાશ અર્પે છે. એની હિંમતે કાયર ડરી નથી જતો, પણ હિંમત પકડે છે, આવું તેજ એ દૈવી ભાવ જ છે.

ધૃતિ

"ગુડાકેશ, એવી સાત્ત્વિક તેજસ્વિતામાંથી જ સાત્ત્વિક ધૃતિનો ગુણ પણ ઉદ્ભવે છે. ધૃતિવાળો પુરુષ વિષમ પરિસ્થિતિમાંયે દૃઢ રહે છે; પોતાની ટેકને કદી છોડતો નથી. એ નિશ્ચયી અને સત્ય પ્રતિજ્ઞાવાળો હોય છે અને કઠણ પ્રસંગમાંયે ગભરાઈ જતો નથી.

"હવે, એક બીજી દૈવી સંપત્તિ તે શૌચની છે. શુચિર્ભૂતતા એટલે સ્વચ્છ અને પવિત્ર રહેણીકરણી, એ વ્યવસ્થિતિનું બાહ્ય લક્ષણ છે અને શરીરને નીરોગી તથા ચિત્તને પ્રસન્ન કરવાવાળું છે. એ સભ્યતા અને માંગલ્યનું સૂચક છે અને માન્ય પુરુષોનો અનુગ્રહ મેળવવાનું સાધન છે.

शौच

"આ ઉપરાંત અદ્રોહ, નિર્માનિત્વ વગેરે અનેક દૈવી સંપત્તિઓ ગણાવી શકાય; પણ એ સર્વેનો વિસ્તાર કરવાની જરૂર નથી. જે મુખ્ય સંપત્તિઓનો વિસ્તાર કર્યો છે તે પરથી દૈવી પ્રકૃતિનાં લક્ષણો સમજી શકાય એમ છે. ૩

"અર્જુન, દૈવી સંપત્તિથી ઊલટી આસુરી સંપત્તિ છે. એનું ચલણી નાણું અજ્ઞાન છે; અને એ અજ્ઞાનની મદદ વડે ખરીદાતી બીજી સંપત્તિમાં દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કઠોરતા વગેરે આવે છે. હોય તેથી વધારે દેખાવાનો અજ્ઞાની માણસ જે પ્રયત્ન કરે છે એ જ દંભ. પોતાનાં વર્ણ, કુળ, કૌશલ્ય, રાજ્યાદિ સંપત્તિ વગેરેને લીધે ઇતર પ્રાણીઓ પ્રત્યે તુચ્છભાવે જુએ છે તે એનો દર્પ છે. એ પોતાની વિશેષતાઓનું સદૈવ ભાન રાખે છે, જ્યારેત્યારે તેની વાતો કરતો ફરે છે તે અભિમાન છે. ક્રોધને તો તું ઓળખે જ છે. અને જેમ પથ્થર પાણીથી પલળી શકતો નથી, તેમ કઠોર પુરુષના હૃદય પર બીજાને થતાં દુઃખની અસર થઈ શકતી નથી. આ સર્વે આસુરી પ્રકૃતિનાં લક્ષણો છે. ૪

श्लोक ४
आसुरी संपत्ति

"અરિસૂદન, દૈવી સંપત્તિઓ ચિત્તને શુદ્ધ કરી આત્મસ્થિતિ પ્રત્યે પહોંચાડનારી છે અને આસુરી સંપત્તિઓ ચિત્તને મલિન કરી દિવસે દિવસે અધોગતિ અને સંસૃતિમાં નાંખનારી છે."

श्लोक ५–६

આ સાંભળી અર્જુન બોલ્યો :

"વ્રજજીવન, તમે આસુરી સંપત્તિઓ વર્ણવી તેનો મારામાં અભાવ છે એમ મારું ચિત્ત તપાસતાં મને જણાતું નથી. મને તો લાગે છે કે મારામાં દંભ પણ છે, દર્પ પણ છે, અભિમાન અને

ક્રોધ તો છે જ, અને ક્ષાત્રધર્મ એ તો કઠોરતાનું જ બીજું નામ કહીએ તો ચાલે. અરે! જે ધર્મ પિતાપુત્ર અને ગુરુશિષ્ય વચ્ચે યુદ્ધ કરાવે, જે સર્પાકૃતિ બાણો, ભયંકર ગદાઓ અને ઝેરી શસ્ત્રોથી મૂગાં પ્રાણીઓ અને મનુષ્યોનો વધ કરવા શીખવે, જે શત્રુના ગામમાં અગ્નિ મુકાવે એથી વધારે કઠોરતા બીજી કઈ હોઈ શકે? આ યુદ્ધ શરૂ થતાં જ એક દિવસમાં આ ધર્મક્ષેત્રનું સ્વરૂપ કેવું બદલાઈ જશે, એની કલ્પના કરવાથી કેવી કઠોરતા મારામાં રહેલી છે તે કલ્પી શકાય એમ છે. આથી વાસુદેવ, મારા જેવા ક્ષાત્રધર્મમાં રહેલાની પ્રકૃતિ દૈવી ગણાય તો પછી આસુરી પ્રકૃતિ કોની કહેવી?"

આ પર શ્રીકૃષ્ણ બોલ્યા :

"પાર્થ, નિષ્કારણ શોક ન કર. સ્વભાવના કેટલાક દોષોને લીધે અને ક્ષાત્રધર્મને અંગે કરવાં પડતાં કઠણ કર્મોને લીધે તું પોતાને આસુરી ન સમજ. તું દૈવી પ્રકૃતિયુક્ત જ જન્મેલો છે. આસુરી સંપત્તિઓનું મેં તને ટૂંકામાં જ વર્ણન કર્યું તેથી તું આમ હતાશ થયો છે. આથી હું તને આસુરી સ્વભાવ વિસ્તારથી વર્ણવીને કહું છું."

અર્જુને પૂછ્યું : "કંસારિ, આસુરી સ્વભાવનું વર્ણન કરો તે પહેલાં હું એક પ્રશ્ન પૂછી લેવા ઇચ્છું છું. દૈવી અને આસુરી એવી બે જાતની પ્રકૃતિઓ થવાનું કારણ શું? કેટલાક અધોગતિ પ્રત્યે જાય અને કેટલાક ઉન્નતિ પ્રત્યે પ્રયાણ કરે એમ કેમ બને છે?"

શ્રીકૃષ્ણ બોલ્યા : "પાર્થ, દૈવી અને આસુરી બે જાતના સર્ગો સૃષ્ટિના આરંભકાળથી ચાલ્યા આવે છે અને સદૈવ ટકેલા રહેશે એમ તત્ત્વચિંતકો માને છે. સત્ત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણો અનાદિ, શાશ્વત અને સમશક્તિવાળા હોવાથી, વિશ્વમાં ક્યાંક અને કોઈ કાળે સત્ત્વગુણની વૃદ્ધિ થતી હોય, તો ક્યાંક અને કોઈ બીજે કાળે રજ-તમની વૃદ્ધિ થાય જ. આથી કેટલાક જીવોમાં ઉત્તરોત્તર સત્ત્વગુણનું બળ વધે, તો કેટલાકમાં બીજા બેમાંના એકાદનું બળ વધે એમ થાય છે. પરંતુ સત્પુરુષો એવી શ્રદ્ધા રાખે છે કે દરેક જીવને ક્યારેક, જન્મજન્માંતરે પણ, સત્ત્વગુણી થવાનો સંભવ છે જ; કારણ કે જીવ રાજસ કે તામસ ભાવોમાં ગમે તેટલો ઊતરી પડે, છતાં બીજરૂપે સત્ત્વગુણ તેનામાં પણ રહેતો જ હોય છે તે કોઈક કાળે ઉદય પામીને બળવાન થાય છે. પણ, કૌન્તેય, એ સુયોગ

અશક્ય નહિ છતાં એટલો બધો દુર્લભ છે કે વ્યાવહારિક દૃષ્ટિએ આસુરી ભાવવાળાને માટે અધઃપાત જ છે એમ કહીએ તો ચાલે. સાધુ પુરુષો આ ઉપરથી એવો બોધ આપે છે કે માનવદેહ પ્રાપ્ત થવો એ જ એ શુભ કાળ અને શુભ યોગ છે. એ શુભ યોગ પ્રાપ્ત કરીનેયે જે જીવ આસુરી ભાવને જ પોષે છે, તે અનંત કહી શકાય એવા દીર્ઘ કાળ પર્યંત અધોગતિને જ પામવાનું પસંદ કરે છે એમ કહેવાય. માટે વિચારી પુરુષે માનવજન્મ પ્રાપ્ત થયાની તકને દૈવી ભાવ પોષવા માટે સાધી લેવી." ૫–૬

અર્જુને કહ્યું: "માધવ, હવે આસુરી પ્રકૃતિનું વિસ્તારથી વર્ણન કરો."

શ્રીકૃષ્ણ બોલ્યા:

શ્લોક ૭–૨૦
आसुरी स्वभाव

"ધનંજય, આસુરી જનોમાં મુખ્ય ખામી વિવેકના અભાવની હોય છે. કયા કર્મમાં પ્રયત્નપૂર્વક પ્રવૃત્ત થવું જોઈએ, અને કયાં કર્મોનો તેટલા જ પ્રયત્નથી ત્યાગ કરવો જોઈએ એ તે સમજતા નથી. જીવન એ એક પવિત્ર વસ્તુ છે, જાણે એક પ્રકારનો યજ્ઞ છે એવી તેઓને ભાવના થતી નથી. ચિત્તને પવિત્ર રાખવું જોઈએ, શરીરથી પવિત્ર આચારો જ થવા જોઈએ, એવી નીતિધર્મની દૃષ્ટિને તેઓ વહેમયુક્ત ગણી હસી કાઢે છે. આથી સત્ય માટે તેમને આદર જ નથી હોતો, તો આગ્રહ તો ક્યાંથી જ હોય? સત્ય, નીતિ ઇત્યાદિને તેઓ હેતુસિદ્ધિનાં સાધનો સમજે છે અને હેતુસિદ્ધિને મુખ્ય સમજતા હોવાથી સાધનોની શુદ્ધિ માટે એ પરવા રાખતા નથી. આથી અસત્ય કે અનીતિથી જો પોતાનો હેતુ સિદ્ધ થવો શક્ય લાગતો જણાય તો તત્કાળ તેનો આશ્રય લે છે. ૭

"વળી, પાર્થ, જીવનને તેઓ ગર્ભાધાનથી શરૂ થઈ મરણ પર્યંત જ ટકનારું માને છે. જગતને શૂન્ય આકાશમાં નિર્માણ થયેલું અને કેટલાક કલ્પો સુધી ફરતું રહી પાછું શૂન્ય થનારું માને છે. કોઈ સનાતન, અવિનાશી અને અવ્યય એવી ચૈતન્યશક્તિના આધાર પર નિર્માણ થયેલું અને તેને જ આધારે ટકેલું તથા તેમાં લીન થનારું તથા કોઈ સનાતન નિયમોને અધીન છે એમ નથી માનતા.

તેઓ એમ સમજે છે કે જડ પંચભૂતોમાં કાંઈક કારણથી ચૈતન્યનો વિકાર ઉદ્‌ભવે છે; પ્રાણીઓની કામવાસના એની ઉત્પત્તિનું તાત્કાલિક નિમિત્ત કારણ છે; અને અનેક જાતનાં સુખોના ઉપભોગ સિવાય જીવનનો કોઈ બીજો હેતુ કે ઉદ્દેશ્ય નથી. ૮

"પરંતપ, આવી દૃષ્ટિ રાખેલી હોવાથી એ અભાગિયા, મંદ બુદ્ધિના, અકર્મીઓ જગતનું અહિત અને ક્ષય કરનારાં ઉગ્ર કર્મોની પ્રવૃત્તિઓ કરે છે. ૯

"અર્જુન, જેમ કબૂતર રાત્રે પોતાની બેસવાની જગ્યા પરથી ભ્રષ્ટ થાય તો, દેખી ન શકવાથી, ધોળી ભીંતને જવાનો રસ્તો સમજી તે ઉપર વારંવાર અથડાયાં કરે છે, અથવા કાચની ઉપર માથું અફાળી તેમાંથી પાર થવા પ્રયત્ન કરે છે; અથવા જેમ પતંગિયાં દીવાના પ્રકાશથી અંજાઈ જઈ ત્યાં કાંઈક ખાવાનું મળશે એ આશામાં મોહથી આંધળિયાં કરી એમાં ધસી આવે છે; તેમ અપવિત્ર જીવનવાળા આસુરી મનુષ્યો મોહવશ થઈ અધર્મના જ આગ્રહો રાખે છે. એમની કામવાસના સદાયે અતૃપ્ત રહે છે અને એમાં લાજ કે મર્યાદા રહેતાં જ નથી. ઉકરડો જેમ દુર્ગંધથી ભરેલો જ હોય, તેમ દંભ, માન અને મદથી એ સદાયે ભરેલા રહે છે. ૧૦

".પણ, પાંડવ, જે લોકો અસત્યને આધારે જીવન રચે છે તેમના જીવનમાં સુસંબદ્ધતા અને મેળ નથી હોતાં. આથી, એક બાજૂથી તેઓ, કામોપભોગ જ જીવનનું લક્ષ્ય છે અને મૂઆ પછી કશું રહેતું નથી, એમ માને છે, છતાં બીજી બાજૂથી તેઓ કેવળ જીવન પર્યંતની ચિંતા નથી કરતા પણ પૃથ્વીના પ્રલય સુધીની ચિંતા કરે છે. પોતાની પ્રજા પેઢીની પેઢીઓ સુધી અખૂટ સંપત્તિ કેવી રીતે ભોગવે તે માટે મરણ પર્યંત હાયવોય કરે છે; હજાર કે બે હજાર વર્ષ પછીની પોતાની પ્રજાનો નિર્વાહ કેમ થશે તેની ધાસ્તીમાં પડે છે અને તેમને માટે આજનાં જીવતાં પ્રાણીઓને સંતાપે છે; અને જોકે પોતાના જીવને મરણ પર્યંત જ રહેનારો માને છે, છતાં પોતાનાં રાજ્ય અને સંપત્તિ તો જાણે 'યાવચ્ચંદ્રદિવાકરૌ' રહેવાનાં હોય તેમ ગણતરી કરે છે. ૧૧

"વળી, એ કામક્રોધપરાયણ લોકોની એવી માન્યતા હોય છે કે વાસનાઓ જેટલી વધે તેટલી જીવનની સુધારણા થાય. આથી

સેંકડો પ્રકારની વાસનાઓમાં તેમનાં ચિત્ત ચોટેલાં રહે છે અને, તે વાસનાઓ માત્ર કામ અને ભોગની જ હોવાથી, તેની તૃપ્તિને અર્થે તેઓ અન્યાય કરીનેયે અર્થના સંગ્રહને ઇચ્છે છે. ૧૨

"'આજે આટલું મેળવ્યું, હવે મારો આ મનોરથ સિદ્ધ કરીશ; આટલું ધન મારી પાસે છે અને તેમાં આટલો ઉમેરો થશે; આ શત્રુને મેં હરાવ્યો છે, હવે આ બીજાને હણીશ; હું જ સૌનો નિયંતા છું, હું જ સર્વે ભોગોનો અધિકારી છું, હું જ યશસ્વી, બળવાન અને સુખી છું; મારાથી કોઈ સંપત્તિમાં, કુળમાં કે બળમાં બરાબરી કરી શકે નહિ. હવે પછી હું યજ્ઞના જલસાઓ કરીશ, મારું નામ અમર રહે એવાં દાનો કરીશ, જુવાનીના કોડ પૂરા કરીશ:' પાર્થ, આવા પ્રકારના અજ્ઞાનથી મોહિત થયેલા, મોહકતાની જાળમાં સપડાયેલા, અનેક પ્રકારની ઇચ્છાઓને લીધે સદા વિહ્વળ જેવા રહેતા, કામ અને ભોગમાં જ આસક્ત રહેનારા એ લોકો ઘોર અવનતિને જ પામે છે. ૧૩–૧૬

"કૌન્તેય, માનના ભૂખ્યા, શરીરની સુંદરતાના મદવાળા, જુવાનીના મદવાળા, ધનના મદવાળા કે અધિકારના મદવાળા, પોતાના જ મનથી પોતાને શ્રેષ્ઠ સમજી ફુલાતા, તે લોકો પોતાની સમૃદ્ધિ દેખાડવા માટે તથા નામના મેળવવા માટે વિધિ વિનાના દંભી યજ્ઞો કરતા રહે છે. ૧૭

"અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ ઇત્યાદિથી ઘેરાયેલા પોતામાં તથા પ્રાણીઓમાં વસતા પરમાત્માનો તેઓ અનાદર કરે છે અને સદ્‌ગુણોની નિંદા કરે છે. ૧૮

"ગુડાકેશ, કર્મફળદાતા પરમેશ્વર પણ એ દ્વેષીલા અને ક્રૂર નરાધમોને વારંવાર આસુરી યોનિઓમાં જ નાંખે છે, અને જન્મે જન્મે આસુરી યોનિમાં જ પડી તેઓ કદી પરમાત્માને ઓળખતા નથી પણ અધોગતિને જ પામે છે." ૧૯–૨૦

અહીં અર્જુને એક પ્રશ્ન પૂછ્યો: "નરકનાશન, આસુરી પ્રકૃતિમાં ન સપડાવાના મુખ્ય ઉપાયો કયા?"

શ્લોક ૨૧–૨૪ શ્રીકૃષ્ણ બોલ્યા: "પાંડવ, અધઃપાત કરનારા, નરકના દરવાજા જેવા ત્રણ મોટા વિકારો છે: કામ, ક્રોધ તથા લોભ. એ ત્રણ દરવાજાને જે ચૂકવી દે છે તે બચેલો

છે અને પોતાનું શ્રેય કરી શકે છે. જે એમાં સપડાય છે તે આસુરી પ્રકૃતિમાં સપડાય છે, અને જેમ જાળમાં સપડાયેલી માછલીને, કે પાંજરામાં સપડાયેલા ઉંદરને છટકવું મુશ્કેલ થાય છે, તેમ એને અધઃપાતમાંથી બચવું મુશ્કેલ થાય છે. ૨૧–૨૨

"આ માટે સલામત માર્ગ સચ્છાસ્ત્રોનો છે. સત્પુરુષોએ અનુભવપૂર્વક બતાવેલા અભ્યુદયના માર્ગને જે છોડી દે છે અને પોતાની સ્વેચ્છાથી જ કર્માકર્મનો વિચાર કરે છે, તે સિદ્ધિને, સુખને કે ઉત્તમ ગતિને પામતો નથી. માટે શું કરવા જેવું છે અને શું નથી તેના નિર્ણય માટે માણસે સાચાં શાસ્ત્રનું મનન કરવું જોઈએ. સત્પુરુષોએ પોતાના જીવનના અનુભવથી, સત્કર્મો તથા અપકર્મોને અને કર્મો કરવાની સાચી રીતોને નક્કી કરેલાં હોય છે તેને અનુસરીને જ માણસે કર્માકર્મનો નિર્ણય કરવો જોઈએ. અર્જુન, જેમ દ્રોણાદિ કુશળ ગુરુઓને સેવવાથી તું યુદ્ધશાસ્ત્રમાં નિપુણ બન્યો છે, તેમ ધર્મજ્ઞ સત્પુરુષોની સેવા કરી ધર્મશાસ્ત્રમાં નિપુણ થા." ૨૩–૨૪

સેંકડો પ્રકારની વાસનાઓમાં તેમનાં ચિત્ત ચોટેલાં રહે છે અને, તે વાસનાઓ માત્ર કામ અને ભોગની જ હોવાથી, તેની તૃપ્તિને અર્થે તેઓ અન્યાય કરીનેયે અર્થના સંગ્રહને ઇચ્છે છે. ૧૨

"'આજે આટલું મેળવ્યું, હવે મારો આ મનોરથ સિદ્ધ કરીશ; આટલું ધન મારી પાસે છે અને તેમાં આટલો ઉમેરો થશે; આ શત્રુને મેં હરાવ્યો છે, હવે આ બીજાને હણીશ; હું જ સૌનો નિયંતા છું, હું જ સર્વે ભોગોનો અધિકારી છું, હું જ યશસ્વી, બળવાન અને સુખી છું; મારાથી કોઈ સંપત્તિમાં, કુળમાં કે બળમાં બરાબરી કરી શકે નહિ. હવે પછી હું યજ્ઞના જલસાઓ કરીશ, મારું નામ અમર રહે એવાં દાનો કરીશ, જુવાનીના કોડ પૂરા કરીશ:' પાર્થ, આવા પ્રકારના અજ્ઞાનથી મોહિત થયેલા, મોહકતાની જાળમાં સપડાયેલા, અનેક પ્રકારની ઇચ્છાઓને લીધે સદા વિહ્વળ જેવા રહેતા, કામ અને ભોગમાં જ આસક્ત રહેનારા એ લોકો ઘોર અવનતિને જ પામે છે. ૧૩–૧૬

"કૌન્તેય, માનના ભૂખ્યા, શરીરની સુંદરતાના મદવાળા, જુવાનીના મદવાળા, ધનના મદવાળા કે અધિકારના મદવાળા, પોતાના જ મનથી પોતાને શ્રેષ્ઠ સમજી ફુલાતા, તે લોકો પોતાની સમૃદ્ધિ દેખાડવા માટે તથા નામના મેળવવા માટે વિધિ વિનાના દંભી યજ્ઞો કરતા રહે છે. ૧૭

"અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ ઇત્યાદિથી ઘેરાયેલા પોતામાં તથા પ્રાણીઓમાં વસતા પરમાત્માનો તેઓ અનાદર કરે છે અને સદ્ગુણોની નિંદા કરે છે. ૧૮

"ગુડાકેશ, કર્મફળદાતા પરમેશ્વર પણ એ દ્વેષીલા અને ક્રૂર નરાધમોને વારંવાર આસુરી યોનિઓમાં જ નાંખે છે, અને જન્મે જન્મે આસુરી યોનિમાં જ પડી તેઓ કદી પરમાત્માને ઓળખતા નથી પણ અધોગતિને જ પામે છે." ૧૯–૨૦

અહીં અર્જુને એક પ્રશ્ન પૂછયો: "નરકનાશન, આસુરી પ્રકૃતિમાં ન સપડાવાના મુખ્ય ઉપાયો કયા?"

શ્લોક ૨૧–૨૪ શ્રીકૃષ્ણ બોલ્યા: "પાંડવ, અધઃપાત કરનારા, નરકના દરવાજા જેવા ત્રણ મોટા વિકારો છે: કામ, ક્રોધ તથા લોભ. એ ત્રણ દરવાજાને જે ચૂકવી દે છે તે બચેલો

છે અને પોતાનું શ્રેય કરી શકે છે. જે એમાં સપડાય છે તે આસુરી પ્રકૃતિમાં સપડાય છે, અને જેમ જાળમાં સપડાયેલી માછલીને, કે પાંજરામાં સપડાયેલા ઉંદરને છટકવું મુશ્કેલ થાય છે, તેમ એને અધઃપાતમાંથી બચવું મુશ્કેલ થાય છે. ૨૧–૨૨

"આ માટે સલામત માર્ગ સચ્છાસ્ત્રોનો છે. સત્પુરુષોએ અનુભવપૂર્વક બતાવેલા અભ્યુદયના માર્ગને જે છોડી દે છે અને પોતાની સ્વેચ્છાથી જ કર્માકર્મનો વિચાર કરે છે, તે સિદ્ધિને, સુખને કે ઉત્તમ ગતિને પામતો નથી. માટે શું કરવા જેવું છે અને શું નથી તેના નિર્ણય માટે માણસે સાચાં શાસ્ત્રનું મનન કરવું જોઈએ. સત્પુરુષોએ પોતાના જીવનના અનુભવથી, સત્કર્મો તથા અપકર્મોને અને કર્મો કરવાની સાચી રીતોને નક્કી કરેલાં હોય છે તેને અનુસરીને જ માણસે કર્માકર્મનો નિર્ણય કરવો જોઈએ. અર્જુન, જેમ દ્રોણાદિ કુશળ ગુરુઓને સેવવાથી તું યુદ્ધશાસ્ત્રમાં નિપુણ બન્યો છે, તેમ ધર્મજ્ઞ સત્પુરુષોની સેવા કરી ધર્મશાસ્ત્રમાં નિપુણ થા." ૨૩–૨૪

અધ્યાય ૧૭મો

# ગુણથી ક્રિયાઓના ભેદ

જે શાસ્ત્રવિધિને છોડીને પોતાના મન મુજબ કર્માચરણ કરે છે કે છોડે છે તે સિદ્ધિ નથી મેળવતો,
શ્લોક ૧ એ સાંભળી અર્જુન વિચારમાં પડી ગયો. એણે કહ્યું :

"હૃષીકેશ, શાસ્ત્રોને તો વિદ્વાનો જ જાણતા હોય છે, અને તેઓયે જાણતા હોય છે કે કેમ તે શંકા છે. કારણ, શાસ્ત્રોમાં મતો હોય છે અને શાસ્ત્રીઓ પણ એક જ શાસ્ત્રના જુદા જુદા અર્થો બેસાડે છે. ત્યારે માણસે કયા પુસ્તકને સચ્છાસ્ત્ર માનવું અને કયાને ખોટું શાસ્ત્ર માનવું? અને શાસ્ત્રોના આવા ગોટાળાને લીધે જો કોઈ માણસ શાસ્ત્રોને ઊંચાં મૂકીને કેવળ શ્રદ્ધાથી આરાધના કરે તો તેની નિષ્ઠા ત્રણ ગુણમાંથી કયા ગુણની કહેવાય?" ૧

આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા :

"તારી શંકા દેખીતી રીતે ઠીક છે. પણ
શ્લોક ૨-૩ તું ધારે છે તેટલી તેમાં મુશ્કેલી નથી. કારણ કે
ત્રણ શ્રદ્ધા વિવેક કરવાની શક્તિ મનુષ્યમાત્રમાં રહેલી છે, અને દરેક મનુષ્ય જાણ્યેઅજાણ્યે ઓછીવત્તી પણ એ શક્તિને વાપરીને સચ્છાસ્ત્ર તથા કુશાસ્ત્રનો ભેદ કરે છે જ. આથી જો કોઈ માણસ ખોટા શાસ્ત્રને સાચું શાસ્ત્ર માને અગર સાચાને ખોટું માને તો તેનું કારણ ઘણુંખરું એ જ હોય છે કે ખોટા કર્મમાં જ એને શ્રદ્ધા છે.

"અર્જુન, ત્રણ ગુણોના આવિર્ભાવ પ્રમાણે માણસની શ્રદ્ધા જ ત્રણ પ્રકારની હોય છે અને જેવી તેની શ્રદ્ધા હોય તેવો તેનો નિર્ણય થાય છે. એની શ્રદ્ધા સાત્ત્વિક હોય તો તે સાત્ત્વિક શાસ્ત્રોને (એટલે કે શાસ્ત્રોમાંના સાત્ત્વિક ભાગોને) રાજસ-તામસ શાસ્ત્રોથી (અથવા તેવા ભાગોથી) જુદાં કરે છે અને સાત્ત્વિકને પસંદ કરે

છે. એના અર્થ બેસાડવામાંયે એ સાત્ત્વિક દૃષ્ટિ પૂરે છે. એ રચનારો થાય તો સાત્ત્વિક શાસ્ત્રને જ રચે છે. એ જ રીતે રાજસી અને તામસી શ્રદ્ધાવાળા લોકો તે તે રીતે શાસ્ત્રોનો વિચાર અને રચના કરે છે. શાસ્ત્રોની આવી વિવિધતાને લીધે મુશ્કેલીઓ ઊભી થાય છે ખરી, પણ છેવટે દરેક મનુષ્યને એની પોતાની શ્રદ્ધાનું બંધારણ એના નિર્ણયો કરાવે છે. માણસ સારો કે દુષ્ટ જે કાંઈ કહેવાય છે, તે એની જેવા પ્રકારનાં કર્મો અને જીવનમાં શ્રદ્ધા હોય તેને અનુસરીને કહેવાય છે. ૨-૩

"આ રીતે, અર્જુન, જેમની શ્રદ્ધા સાત્ત્વિક છે તેમની આરાધના પણ સાત્ત્વિક દેવતાઓની હોય છે,

શ્લોક ૪-૬ જેઓ રાજસ-વૃત્તિના છે તેઓ યક્ષ-રાક્ષસ વગેરેની આરાધના કરે છે અને તામસી શ્રદ્ધાળુઓ ભૂતપ્રેત વગેરેને પૂજે છે. ૪

"એ જ પ્રમાણે જેઓ દંભ અને અહંકારથી યુક્ત હોઈ કામ, રાગ અને બળથી ભરેલા છે, તેઓ કોઈ પણ શાસ્ત્રને સંમત ન હોય તેવી, ઘોર, બુદ્ધિ વિનાની, શરીર, ઇન્દ્રિયો અને અવયવોને પીડા કરનારી, મનને ચીતરી ચડાવનારી અને જાણે આત્માનોયે નાશ કરવા માગતી હોય તેવી આરાધના કરે છે. તેઓ આસુરી નિશ્ચયવાળા છે એમ જાણ. ૫-૬

"ધનંજય, જેમ આરાધના તેમ આહાર, તપ અને દાન પણ ત્રણ પ્રકારની શ્રદ્ધાવાળાઓનાં ત્રણ ત્રણ જાતનાં

શ્લોક ૭-૧૦ થાય છે. તેના ભેદો પણ સાંભળ. ૭.

ત્રણ આહાર "તેમાં, પહેલાં, આહારના ભેદ સાંભળ:

"પાંડવ, જે આહાર આયુષ્ય, તેજ, બળ, આરોગ્ય, સુખ અને પ્રસન્નતા વધારનાર હોય તે સાત્ત્વિક આહાર કહેવાય, અને તે સાત્ત્વિક જનોને પ્રિય હોય છે. એ આહાર કુદરતી રસવાળા, કુદરતી ચીકાશવાળા, જલદી ન બગડનારા અને ચિત્તને પ્રસન્ન કરનારા હોય છે. ૮

"પણ રાજસ-વૃત્તિના માણસોને એવા આહારથી સંતોષ નથી મળતો. એમને તો કડવા, ખાટા, ખારા, ગરમાગરમ, તીખા-

તમતમતા, કોરા, મોઢું અને છાતીમાં બળતરા કરે એવા અને પરિણામે દુઃખ, શોક અને રોગ ઉત્પન્ન કરનારા પદાર્થો જ ખાવા ગમે છે. ૯

"એથીયે આગળ વધીને, તામસી લોકોને તો પ્હોર વીતી ગયેલા (ઠંડા થઈ ગયેલા), સ્વાદ અને રસમાં ઊતરી ગયેલા, ગંધાતા, રાતવાસી, બીજાએ એઠા કરેલા, અપવિત્ર પદાર્થો જ ભાવતાં ભોજન થાય છે. ૧૦

"હવે, કૌન્તેય, ત્રણ જાતના યજ્ઞોનાં લક્ષણ સાંભળ:

श्लोक ११–१३
त्रण यज्ञ

"કર્તવ્યકર્મ સમજીને, ફળની ઇચ્છા વિના, વિધિપૂર્વક, મનને એકાગ્ર કરીને જે યજ્ઞ કરવામાં આવે તે સાત્ત્વિક યજ્ઞ કહેવાય. ૧૧

"ફળની ઇચ્છા રાખીને અથવા દંભથી દેખાડવા માટે જ જે યજ્ઞ થાય તે રાજસ યજ્ઞ છે. ૧૨

"વિધિ વિનાનો, અન્ન ઉપજાવ્યા વિનાનો (પોતાના પરિશ્રમ વિનાનો), મંત્ર અને દક્ષિણા વિનાનો અને શ્રદ્ધા વિનાનો યજ્ઞ હોય તે તામસ છે. ૧૩

"ભરતશ્રેષ્ઠ, તેં જ પ્રમાણે તપ પણ ત્રણ પ્રકારનું હોય છે.

श्लोक १४–१९
त्रण तप

પણ તે પહેલાં તપ એટલે શું તે જ સમજવાની જરૂર છે. કારણ, આ બાબતમાં લોકોની કલ્પનાઓ વિચિત્ર હોય છે.

"મહાવીર, તપ શરીરથી, વાણીથી અને મનથી એમ ત્રણ રીતે થાય.

"તેમાં શરીર વડે દેવ, બ્રાહ્મણ, ગુરુજનો તથા જ્ઞાનીઓનો આદરસત્કાર, સ્વચ્છ અને પવિત્ર આચાર, શરીરને સરળ (સ્થિર અને ટટાર) રાખવાની ટેવ, બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીરિક તપ છે. ૧૪

"કોઈને ઉદ્વેગ ન કરનારાં, છતાં સત્ય, પ્રિય તથા હિતકર વચન બોલવાં અને નિરંતર સદ્વિદ્યાની ઉપાસના — પઠનપાઠન — એ વાણીનું તપ છે. ૧૫

"પાર્થ, મનની પ્રસન્નતા, કોમળતા, વિચારશીલતા (મૌન) અને સંયમ વધારવાં તથા ભાવનાઓની શુદ્ધિ કરવી એ માનસિક તપ છે. ૧૬

"પાંડવ, શરીર, વાણી કે મનને ગમે તેમ પણ પીડવાં એ કાંઈ તપનું મર્મ નથી. પણ અન્ન જેમ રંધાઈને પાચક બને છે, ફળ જેમ સૂર્યનાં કિરણોમાં પાકીને મિષ્ટ બને છે, તેમ શરીર, વાણી, તથા મનને કસીને શીલવાન બનાવવાં તે તપ છે. તપને પરિણામે એ ત્રણેની કર્તૃત્વશક્તિ વધે છે, ઘટતી નથી.

"આવું ત્રણે પ્રકારનું તપ અત્યંત શ્રદ્ધાથી અને ફળની આકાંક્ષા વિના કર્યું હોય તો તે સાત્ત્વિક તપ કહેવાય. ૧૭

"એ જ તપ, સત્કાર, માન કે પૂજા માટે, દંભથી કર્યું હોય તો તે રાજસ છે. આવું તપ ચંચળ અને અનિયમિત હોય છે. ૧૮

"કોઈક જાતની મૂઢ હઠથી, પોતાને પીડા કરનારી કે બીજાને નુકસાન કરવાની ઇચ્છાથી જે શરીરની, વાણીની કે મનની સતામણી કરવામાં આવે તે તામસ તપ છે. ૧૯

"પાર્થ, દુઃખમાં પડેલાંને આર્થિક મદદ કરવી એ દયાધર્મ છે અને સત્કાર્યોને નિભાવવાં એ દાન છે. દયા એ માણસાઈનું લક્ષણ છે. એનો અભાવ એ માણસાઈની જ ખામી કહેવાય. દાનશીલતા એ માનવધર્મનો સદ્વ્યવહાર છે. પણ વિવેકને અભાવે તેમ જ ચિત્તશુદ્ધિને અભાવે દાનના ત્રણ ભેદો થાય છે.

શ્લોક ૨૦ – ૨૨
ત્રણ દાન

"અર્જુન, ડૂબતા માણસને હાથ પકડીને કિનારે લાવવો એ ધર્મ છે; પણ કોઈ ઉત્તમ તરનારો ગામના લોકોને કહે કે, 'હું જીવું છું ત્યાં સુધી તમારે કોઈએ તરતાં શીખવાની મહેનતમાં પડવાની જરૂર નથી, હું તમને સર્વેને હમેશાં મફત સામે પાર પહોંચાડીશ, તો એ સેવામાં સદ્ભાવ છે છતાં તેમાં વિવેક નથી. એનો ધર્મ ગામના લોકોને તરવાની કળા શીખવી તેમને બને તેટલા સ્વાશ્રયી કરવાનો છે. એણે પોતાની વિદ્યાનું લોકોને દાન કરવું જોઈએ.

"એ જ પ્રમાણે, ગુડાકેશ, જો કોઈ માણસની દાનશીલતા દાન લેનારને સદૈવ ઓશિયાળો અને પરાશ્રિત જ રાખે એવી હોય તો તે અવિવેકી છે. એના દાનને પરિણામે દાન લેનાર સ્વાશ્રયી

બની જાય અને પોતાની મુશ્કેલીઓમાંથી છૂટવાની શક્તિ મેળવે એ લક્ષ્ય હોવું જોઈએ.

"એ જ રીતે, પાંડવ, ભૂખ્યાને રોટલો આપવો અને તે કાળે એને ઉગારી લેવો એ દયાધર્મ છે. પણ એ પોતાનો રોટલો પોતાની મેળે મેળવી લે એવા યોગ્ય માર્ગે ચડાવી દેવો અને તે હેતુથી મદદ કરવી એ દાન છે.

"આ રીતે, પરંતપ, પ્રજાને આરોગ્ય અને જ્ઞાન પ્રાપ્ત થાય તે માટે સામુદાયિક કે ખાનગી પ્રવૃત્તિ વિવેકપૂર્વક ચલાવવી તથા નિભાવવી તે દાન છે.

"કૌન્તેય, એવી દાનશીલતા એ માનવધર્મ જ છે એમ સમજી, પોતા પર જેનો કશો પૂર્વઉપકાર ન હોય તેને યોગ્ય સમયે, યોગ્ય સ્થાને, પ્રમાણમાં અને યોગ્ય સ્વરૂપમાં, લેનારની પાત્રતાનો વિચાર કરી મદદ કરવી તે સાત્ત્વિક દાન છે. ૨૦

"પણ, પોતા પર પૂર્વે થયેલા ઉપકારને ફેડવા માટે અથવા એ દાનને પરિણામે પોતાને કોઈક પ્રકારના લાભો થશે એવી ગણતરીથી, અને પ્રસન્નતાથી નહિ પણ પોતાના જીવને કોચવીને જે દાન કરવામાં આવે તે રાજસ છે. ૨૧

"ધનંજય, જે દાનમાં દેશ, કાળ, પાત્રતાનો કશો વિચાર નથી, જેમાં દાન લેનાર પ્રત્યે તિરસ્કારનો ભાવ હોય છે, અને અપમાનપૂર્વક આપવામાં આવે છે, તે તામસ દાન છે. ૨૨

"હવે તારે શું જાણવું છે તે કહે."

પ્રશ્નના આમંત્રણથી હર્ષિત થઈ અર્જુન વિચાર કરી બોલ્યો:

શ્લોક ૨૩–૨૮
ॐ તત્ સત્

"હૃષીકેશ, યજ્ઞ, દાન, તપ વગેરેની ક્રિયાઓ કરતી વખતે ॐ તત્ સત્ એમ બોલવાનો વિધિ છે તેનું પ્રયોજન શું છે? એ શબ્દોનું રહસ્ય શું છે? આ વાત ઘણા દિવસથી હું પૂછવા ઇચ્છતો હતો પણ ભૂલી જતો હતો, તે આ પ્રસંગ આવ્યો છે માટે પૂછી લઉં છું."

આનો ઉત્તર શ્રીકૃષ્ણે આ પ્રમાણે આપ્યો:

"ગાંડીવધર, ॐ, તત્ અને સત્ એ ત્રણે પરમાત્માનાં જ નામો છે. અકાર, ઉકાર અને મકારનો બનેલો ॐ એવો ઉચ્ચાર નામ અને

વ્યાખ્યારહિત બ્રહ્મને કાંઈક સંજ્ઞા આપવી જોઈએ એ માટે પ્રાચીન કાળથી શરૂ થયો છે. પાર્થ, વર્ણમાળાના સર્વે ઉચ્ચારો અકાર, ઉકાર અને મકારનાં ઉચ્ચારસ્થાનોની વચ્ચે સમાય છે. એટલે કે, કંઠમાંથી ‘અ’ બોલાય છે તે કરતાં વધારે નીચા સ્થાનથી કોઈ વર્ણનો ઉચ્ચાર થતો નથી; હોઠમાંથી ‘ઉ’ બોલાય છે તે કરતાં વધારે બહારના સ્થાનથી કોઈ વર્ણ બોલાતો નથી; અને નાકમાંથી ‘મ’ બોલાય છે તેથી વધારે ઊંચા સ્થાનથી કોઈ અક્ષર બોલાતો નથી. આમ ઉચ્ચારમાત્રનો ૐકારમાં અંતર્ભાવ થાય છે. આથી એ સર્વ ઉચ્ચારોનો રાજા હોઈ બ્રહ્મનો નિર્દેશ કરવા માટે પસંદ થયેલો છે. આ સિવાય પણ તેની પસંદગી માટે અનેક કારણો ઋષિમુનિઓ આપે છે; પણ તે સૌનો વિસ્તાર કરવાની જરૂર નથી.

“અર્જુન, એ જ પ્રમાણે તત્ પણ બ્રહ્મવાચક છે. પરમાત્માને કશું નામ આપવાની વાણીની શક્તિ નથી એ સૂચવવા માટે, જેમ કોઈ નામ ન પાડેલાનો ‘તે’ એવા સર્વનામથી જ નિર્દેશ કરી શકાય તેમ, તત્ સર્વનામથી વિદ્વાનો બ્રહ્મનો નિર્દેશ કરે છે.

“અને, ધનંજય, પરમેશ્વર વર્ણનથી પર છે એ સૂચવવા માટે એને સત્ (છે, હોનારો) એટલું જ નામ આપી જ્ઞાનીઓ સંતોષ માને છે. અર્જુન, બાળક કોઈ ન ઓળખી શકાય એવી વસ્તુને જોઈને પોતાની માતાને કહે છે, ‘ત્યાં કાંઈક છે.’ માતા પૂછે કે, ‘શું છે?’ તો તે એટલું જ કહે છે કે, ‘તે સમજાતું નથી, પણ કાંઈક છે.’

“ધનુર્ધર, એ જ રીતે જ્ઞાની પણ પરમેશ્વર વિષે ‘એ છે’, એથી વધુ કશી ઓળખાણ આપી શકતા નથી, માટે તેને સત્ કહીને મૂંગા રહે છે.

“આ રીતે, ૐ તત્ સત્ એ પરમાત્માનાં ત્રણ નામોના ઉચ્ચારપૂર્વક શુભ કર્મો કરવાનો વિધિ છે. એણે જ બ્રાહ્મણો (જ્ઞાનીઓ), વેદો (જ્ઞાન) અને યજ્ઞો નિર્માણ કર્યાં છે; અને એના ઉચ્ચારણથી બ્રાહ્મણો ઓળખાય, વેદોનું અધ્યયન થાય અને યજ્ઞોનો આરંભ થાય, એવો પ્રાચીન કાળથી સંકેત બનેલો છે. ૨૩

“ગુડાકેશ, યજ્ઞ, દાન, તપ વગેરે જે કાંઈ વૈદિક કર્મો કરવામાં આવે તેમાં ૐનું ઉચ્ચારણ, એ કર્મો વિધિપૂર્વક થાય છે, એમ સૂચવે

છે; તત્‌નું ઉચ્ચારણ એ કર્મો ફળના ત્યાગપૂર્વક માત્ર મોક્ષેચ્છાથી થાય છે એમ સૂચવે છે; અને સત્ શબ્દ એ કર્મો સત્ય, કલ્યાણકારી તથા પ્રશંસનીય છે એમ સૂચવે છે. વળી અર્જુન! યજ્ઞ, તપ અને દાનનાં કર્મોમાં નિષ્ઠા એ પણ સત્ કહેવાય છે. તથા ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલાં બીજાં સર્વે કર્મો પણ સત્ કહેવાય છે. એથી ઊલટું શ્રદ્ધા વિનાનાં સર્વે યજ્ઞ, તપ અને દાન એ અસત્ કહેવાય છે. કારણ, જેમ અગ્નિમાં નાંખેલું ઘી બળી જાય છે, તેમ આ લોક કે પરલોકમાં તે કશુંયે ફળ આપતાં નથી.'' ૨૪-૨૮

અધ્યાય ૧૮મો

# ગુણપરિણામો અને ઉપસંહાર

આ પછી અર્જુને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછ્યો :

શ્લોક ૧–૨
ત્યાગ અને સંન્યાસ

"કેશવ, તમે મને સંકલ્પના સંન્યાસની, કર્મના સંન્યાસની અને ફળત્યાગની કેટલીક વાતો કહી. આમાં સંન્યાસ અને ત્યાગ વચ્ચે તમે શો ભેદ કરો છો અને સંન્યાસ અને ત્યાગનું રહસ્ય શું છે તે હું ચોખ્ખી રીતે સમજવા ઇચ્છું છું." ૧

"ભલે," એમ બોલી શ્રીકૃષ્ણે સંન્યાસ અને ત્યાગનું રહસ્ય સમજાવવા નીચે પ્રમાણે આરંભ કર્યો.

"પાંડવ, કાંઈક કર્મ ન કરવાના કે કોઈ પદાર્થને ન રાખવાના કે ન સ્વીકારવાના નિશ્ચયથી કરેલું વર્તન તે ન્યાસ; એવા નિશ્ચય-પૂર્વક કરેલું સંપૂર્ણ વર્તન તે સંન્યાસ. ત્યાગ એટલે છોડવું; પોતાની પાસે હોય, પોતાના કબજામાં આવ્યું હોય કે આવે એમ હોય તેને બીજાના લાભાર્થે છોડી દેવું તે ત્યાગ. જ્યાં સુધી તેનો લાભ ઉઠાવી શકે એવું કોઈ ન મળે ત્યાં સુધી એ પોતાની પાસે પડી રહે અને સહજપણે તેનો પોતાને લાભ પણ મળે એમ બને, પણ અન્યને તેનો લાભ આપવાની તક મળતાં તેને તે માટે દેવું તે ત્યાગ.

"અર્જુન, વળી બીજી રીતે સંન્યાસ અને ત્યાગ વચ્ચેનો ભેદ સાંભળ : જેનો સંન્યાસ કરવામાં આવે તેનો સ્વીકાર કરનાર બીજો કોઈ મળે કે ન મળે તેની સંન્યાસી દરકાર કરતો નથી. જેમ કોહેલાં અનાજને કે ગંદવાડને આપણે ફેંકી જ દઈએ છીએ પણ કોઈને સોંપવાનો કે આપવાનો વિચાર કરતા નથી, તેમ જેનો વગરવિલંબે અને કોઈની રાહ જોયા વિના ત્યાગ થાય તે સંન્યાસ. જેનો બીજાને પહોંચાડવા માટે જ ત્યાગ થાય તે ત્યાગ.

છે; તત્ નું ઉચ્ચારણ એ કર્મો ફળના ત્યાગપૂર્વક માત્ર મોક્ષેચ્છાથી થાય છે એમ સૂચવે છે; અને સત્ શબ્દ એ કર્મો સત્ય, કલ્યાણકારી તથા પ્રશંસનીય છે એમ સૂચવે છે. વળી અર્જુન! યજ્ઞ, તપ અને દાનનાં કર્મોમાં નિષ્ઠા એ પણ સત્ કહેવાય છે. તથા ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલાં બીજાં સર્વ કર્મો પણ સત્ કહેવાય છે. એથી ઊલટું શ્રદ્ધા વિનાનાં સર્વ યજ્ઞ, તપ અને દાન એ અસત્ કહેવાય છે. કારણ, જેમ અગ્નિમાં નાંખેલું ઘી બળી જાય છે, તેમ આ લોક કે પરલોકમાં તે કશુંયે ફળ આપતાં નથી.'' ૨૪-૨૮

## અધ્યાય ૧૮મો

# ગુણપરિણામો અને ઉપસંહાર

આ પછી અર્જુને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછ્યો:

શ્લોક ૧ – ૨
त्याग अने संन्यास

"કેશવ, તમે મને સંકલ્પના સંન્યાસની, કર્મના સંન્યાસની અને ફળત્યાગની કેટલીક વાતો કહી. આમાં સંન્યાસ અને ત્યાગ વચ્ચે તમે શો ભેદ કરો છો અને સંન્યાસ અને ત્યાગનું રહસ્ય શું છે તે હું ચોખ્ખી રીતે સમજવા ઇચ્છું છું." ૧

"ભલે," એમ બોલી શ્રીકૃષ્ણે સંન્યાસ અને ત્યાગનું રહસ્ય સમજાવવા નીચે પ્રમાણે આરંભ કર્યો.

"પાંડવ, કાંઇક કર્મ ન કરવાના કે કોઈ પદાર્થને ન રાખવાના કે ન સ્વીકારવાના નિશ્ચયથી કરેલું વર્તન તે ન્યાસ; એવા નિશ્ચય-પૂર્વક કરેલું સંપૂર્ણ વર્તન તે સંન્યાસ. ત્યાગ એટલે છોડવું; પોતાની પાસે હોય, પોતાના કબજામાં આવ્યું હોય કે આવે એમ હોય તેને બીજાના લાભાર્થે છોડી દેવું તે ત્યાગ. જ્યાં સુધી તેનો લાભ ઉઠાવી શકે એવું કોઈ ન મળે ત્યાં સુધી એ પોતાની પાસે પડી રહે અને સહજપણે તેનો પોતાને લાભ પણ મળે એમ બને, પણ અન્યને તેનો લાભ આપવાની તક મળતાં તેને તે માટે દેવું તે ત્યાગ.

"અર્જુન, વળી બીજી રીતે સંન્યાસ અને ત્યાગ વચ્ચેનો ભેદ સાંભળ: જેનો સંન્યાસ કરવામાં આવે તેનો સ્વીકાર કરનાર બીજો કોઈ મળે કે ન મળે તેની સંન્યાસી દરકાર કરતો નથી. જેમ કોહેલાં અનાજને કે ગંદવાડને આપણે ફેંકી જ દઈએ છીએ પણ કોઈને સોંપવાનો કે આપવાનો વિચાર કરતા નથી, તેમ જેનો વગરવિલંબે અને કોઈની રાહ જોયા વિના ત્યાગ થાય તે સંન્યાસ. જેનો બીજાને પહોંચાડવા માટે જ ત્યાગ થાય તે ત્યાગ.

"હવે સંન્યાસ અને ત્યાગનો વિવેક સાંભળ.

"કામ્ય કર્મોનો તો સંન્યાસ જ કરવો એમ જ્ઞાનીઓનો મત છે. રાજ્ય, સંપત્તિ, પુત્ર, કીર્તિ વગેરેની પ્રાપ્તિ માટે જે અનેક પ્રકારનાં યજ્ઞ, દાન, તપ, પૂજા ઇત્યાદિ કરવામાં આવે છે તે કર્મો કરનારો કોઈ બીજો મળે કે ન મળે તેની ચિંતા ન કરતાં શ્રેયાર્થી તેથી દૂર રહેવાનો નિશ્ચય રાખે છે. આ સંન્યાસ છે અને તે સત્પુરુષોએ વખાણેલો છે. અર્જુન, જે અન્નમાં ઝેર ભળ્યું છે એમ આપણને માલૂમ પડે, જે માટલામાં સર્પ ભરાઈને બેઠેલો દેખાય, જે ઘર પડુંપડું થઈ ગયેલું હોય, જે લત્તામાં ભયંકર રોગ ફાટી નીકળ્યો હોય કે જબરી આગ લાગી હોય, તેની કોઈ બીજાને સોંપણી કર્યા વિના જ આપણે તેનો ત્યાગ અને નાશ કરીએ છીએ; તેમ જે કામનાઓથી જ થઈ શકે એવાં કર્મો હોય તેનો શ્રેયાર્થીએ કોઈને ભલામણ કરવાની ચિંતા કર્યા વિના સંન્યાસ કરી દેવો ઘટે છે.

"પણ, ગુડાકેશ, જે કામ્ય કર્મો ન હોય તેનો સંન્યાસ કરવાનો ન હોય, પણ તેનાં ફળમાત્રનો ત્યાગ કરવો એમ વિવેકી પુરુષો કહે છે. એટલે કે એનાં ફળ અન્યના લાભાર્થે છોડી દેવાં, પોતે તેમાંથી કશો લાભ ન ઉઠાવવો, છતાં બીજા એનો લાભ ઉઠાવી શકે તે દરમ્યાન એની સંભાળ રાખવી પડે તો રાખવી. અર્જુન, માણસ નિષ્કામપણે ખેતીનું કર્મ કરે અને તેથી ઊપજતાં ધાન્યને પરોપકારાર્થે વાપરે એનું નામ ફળત્યાગ. પણ એ ધાન્યનો વિવેકપૂર્વક ત્યાગ કરવા માટે એ તે ધાન્યનો રક્ષક થઈને રહે પણ ફેંકી દે નહિ, અને દેશ, કાળ અને પાત્રને તપાસીને તેનો ત્યાગ કરે. ૨

"હવે, પરંતપ, કયાં કર્મો કરવાં અને કયાં ન કરવાં એ બાબતમાં વિદ્વાનોમાં જે જુદા જુદા મતો છે, અને
શ્લોક ૩–૧૧ મેં પોતે એ બાબતમાં જે નિર્ણયો કર્યો છે તે હું તને કહું છું:

"ગાંડીવપાણિ, કેટલાક મુનિઓનો એવો મત છે કે કર્મમાત્ર દોષથી ભરેલાં છે. માટે, શ્રેયાર્થી પુરુષે તેનો પ્રયત્નપૂર્વક ત્યાગ જ કરવો જોઈએ.

"સહદેવાગ્રજ, બીજા કેટલાક મુનિઓ આ વિચારને પસંદ નથી કરતા. તેઓ કહે છે કે યજ્ઞ, દાન અને તપનાં કર્મોનો ત્યાગ કદી ન કરવો. એ કર્મોને દોષવાળાં કહેવાં એ જ દોષ છે.

"હવે ભરતશ્રેષ્ઠ, આ બાબતમાં મારો જે નિર્ણય છે તે સાંભળ.

"કોઈ પણ કર્મને કેવળ સદોષ કે કેવળ નિર્દોષ કહેવું યોગ્ય નથી; કારણ, કર્મમાત્રમાં કાંઈક દોષ અને કાંઈ ગુણ બંને રહેલા હોય છે. આથી કર્માચરણનો કે કર્મત્યાગનો કર્મની સદોષતા અને નિર્દોષતાની દૃષ્ટિએ હું વિચાર નથી કરતો. પણ કર્મત્યાગની જેમ જ કર્માચરણની પદ્ધતિનો વિચાર કરી તેમાં વિવેક કરું છું. એટલે કે ત્રિગુણના ભેદ મુજબ સાત્ત્વિક, રાજસ અને તામસ એવો ત્રણ પ્રકારનો કર્મત્યાગ પણ થાય અને સાત્ત્વિક, રાજસ અને તામસ એવું ત્રણ જાતનું કર્માચરણ પણ થાય.

"આમાંથી, પહેલાં, ત્રણ પ્રકારના કર્મત્યાગનો ભેદ સમજાવીશ. ૩–૪

"એની પહેલાં, પાર્થ, હું એટલું જણાવી દઉં કે યજ્ઞ, દાન અને તપનાં કર્મોને કદી ન છોડવા જેવાં મેં માનેલાં છે. મનુષ્યની ચિત્તશુદ્ધિનાં એ આવશ્યક સાધનો છે. પણ હું વારંવાર કહી ગયો છું તેમ એ કર્મોયે આસક્તિરહિત અને ફળના ત્યાગપૂર્વક કરવાનાં છે, એવો મારો ચોક્કસ અને ઉત્તમ નિર્ણય છે. ૫–૬

"તે ઉપરાંત, વીરશ્રેષ્ઠ, જે કર્મો નિયત, એટલે ઇન્દ્રિય અને મનના સંયમપૂર્વક અને માનવધર્મ તથા સ્વધર્મ પ્રમાણે કર્તવ્યરૂપે કરવા જેવાં છે તેવાં કર્મોનો સંન્યાસ કરવો ઉચિત નથી. અર્જુન, મોહથી, એટલે વિવેક અને વિચાર વિનાની દૃષ્ટિથી, જડતાથી, આળસથી, અજ્ઞાનથી, ભૂલભરેલા વિચારથી કે ભય વગેરેથી એવાં કર્મોનો ત્યાગ કરવો એ તામસ ત્યાગ છે; એ ત્યાગ જ ત્યાગ કરવા જેવો છે. ૭

"પાંડવ, નિયત કર્મો ન હોય તેવાંનો ત્યાગ યોગ્ય થાય ખરો; પણ એ ત્યાગની પાછળ કઈ દૃષ્ટિ રહેલી છે એ વાત મહત્ત્વની છે. એ કર્મ કરવામાં શરીરને કષ્ટ પડે એમ છે એવું વિચારી, એ કષ્ટની

ધાસ્તીથી કર્મને દુઃખકારક સમજી, જે તેનો ત્યાગ કરે તે રાજસ ત્યાગ કહેવાય. ચિત્તશુદ્ધિમાં એ ત્યાગની કશી મદદ મળતી નથી, અને એ રીતે એ ત્યાગ નિષ્ફળ જાય છે. ૮

"આથી, યજ્ઞ, દાન અને તપનાં કર્મો ઉપરાંત બીજાં નિયત કર્મો પણ કર્તવ્યબુદ્ધિથી અને સાવધાન થઈ હમેશાં કરવાં ઘટે, જે છોડવાનું છે તે એ કર્મો વિષેની આસક્તિ અને તેનાં ફળ. આસક્તિનો અને ફળનો ત્યાગ તથા અનિયત કર્મોનો ત્યાગ એ સાત્ત્વિક ત્યાગ છે. ૯

"ગુડાકેશ, બુદ્ધિમાન, સંશયહીન, સ્થિર સત્ત્વવાળો ત્યાગી કર્મમાં કઠણતા, અરુચિકરતા કે જોખમ જોઈ તેનો કંટાળો નથી કરતો, અને સુકરતા, રુચિકરતા કે સલામતી જોઈ તેમાં આસક્ત નથી થતો. કારણ, હું આગળ કહી ગયો છું તેમ, દેહધારીને માટે કર્મનો સંપૂર્ણ ત્યાગ કરવો શક્ય જ નથી. માટે જે કર્મના ફળનો ત્યાગ કરે છે એ જ ત્યાગી છે. ૧૦–૧૧

"ગુરુસેવી, કર્મોથી જીવને બંધન થાય છે એ વિચારસરણીમાંથી કર્મત્યાગનો આ સંપ્રદાય નીકળેલો છે; માટે બંધન કેમ થાય છે અને કેમ નથી થતું એ સમજી લેવું જરૂરનું છે.

श्लोक १२–१७
बंधननां कारण

"અર્જુન, જેમ કઠોળને વાવીએ ત્યારે પહેલાં બે પાંદડાં ફૂટે છે, તેમ પ્રત્યેક કર્મનાં ઇષ્ટ અને અનિષ્ટ એવાં બે પ્રકારનાં પરિણામ ઊપજે છે. પણ જીવ ઇષ્ટ ફળ વિષેની અતિશય આસક્તિને લીધે ઘણી વાર અનિષ્ટ પરિણામને જોઈ શકતો નથી, અથવા અનિષ્ટ ફળના દ્વેષને લીધે ઇષ્ટ ફળને જોઈ શકતો નથી; તેથી કર્મ કરવા અથવા નિવારવા આગ્રહી બને છે. કદીક એ ઇષ્ટ તથા અનિષ્ટ બન્ને પરિણામોને જુએ છે, ત્યારે પણ રાગ અને દ્વેષને લીધે એની વૃત્તિ દ્વિધા અને અનિશ્ચિત બનેલી રહે છે. આથી જોકે વાસ્તવિક રીતે પ્રત્યેક કર્મ ઇષ્ટ અને અનિષ્ટ બેય પ્રકારનાં ફળ આપનારું હોય છે, છતાં લૌકિક દૃષ્ટિએ એમ કહી શકાય કે કર્મનાં ઇષ્ટ, અનિષ્ટ કે મિશ્ર એવાં ત્રણ જાતનાં ફળો નીપજે છે. તેમાંથી, ઇષ્ટ ફળ માટે આસક્તિ, અનિષ્ટ ફળ માટે અણગમો, અને મિશ્ર ફળ માટે દ્વિધાભાવને લીધે એ કર્મો જીવને બંધનકારક થાય

છે. પણ જે મુનિવર એ ફળોનો ત્યાગ કરીને બેઠો છે—એને વિષેના રાગદ્વેષને છોડીને બેઠો છે — તેને એ કર્મો કેવળ ચિત્તશુદ્ધિનું સાધન જ બને છે અને, તેથી, બંધનકારક થતાં નથી. ૧૨

"વળી, કર્મ બંધનરૂપ થવાનું એક બીજું પણ કારણ છે. જેમ ફળને વિષે આસક્તિને લીધે કર્મનું બંધન થાય છે, તેમ કર્તાપણાના અભિમાનને લીધે પણ એ બંધનરૂપ થાય છે. કારણ, કર્તાપણાના અભિમાનમાં કર્મના ફળ વિષે જ નહિ પણ કર્મને પોતાને માટે આસક્તિ રહી છે.

"પણ, આવું કર્તાપણાનું અભિમાન એ માણસ વિચાર કરીને તપાસતો નથી તેનું પરિણામ છે. જો મનુષ્ય બરાબર વિચાર કરે તો કર્તાપણાનું અભિમાન લેવા જેવું છે જ નહિ એમ એ તુરત જોઈ શકે.

"આ વિચાર સાંખ્યસિદ્ધાંતમાં સારી રીતે સમજાવેલો હોવાથી એ હું તને સંભળાવું છું:

"કૌંતેય, રથ, ઘોડા, હાંકનારો, લગામ વગેરે સર્વે સાજ, ખુલ્લો રસ્તો અને હાંકવાનો શ્રમ વગેરે સર્વે કારણો ભેગાં થઈ કાર્ય કરે ત્યારે રથ ચાલી શકે છે, તેમ કોઈ પણ કર્મ સંપૂર્ણપણે પાર પડે તે માટે પાંચ જાતનાં કારણોના સહકારની જરૂર પડે છે. એમાંનું એક પણ કારણ હાજર ન હોય અથવા અનુકૂળ થઈ સહકાર ન આપે તો તે કર્મ પાર પડતું નથી. કર્મ પાર પડવા માટે જે પાંચ અંગોની જરૂર છે તેમાં પહેલું અધિષ્ઠાન કહેવાય છે. અધિષ્ઠાન એટલે જેનો આશ્રય લઈને કર્મ કરવાનું છે તે સ્થાન: દા. ત. જીવને શરીરનો આશ્રય લઈને કર્મ કરવું પડે છે માટે શરીર એ અધિષ્ઠાન કહેવાય; ખેડૂતને જમીનનો આશ્રય લઈ ખેતી કરવી પડે છે, માટે જમીન એ એનું અધિષ્ઠાન કહેવાય; કુંભારને માટી એ અધિષ્ઠાન છે.

"બીજું અંગ તે કર્તા પોતે. જીવ, ખેડૂત કે કુંભાર કર્મ કરવાને તૈયાર ન હોય તો કશું ન નીપજે. માટે તેનો સહકાર આવશ્યક છે.

"ત્રીજું અંગ, આવશ્યક સાધનો: દા. ત., જીવને મન, જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો, શરીર હોય અને કર્તાની ઇચ્છાયે હોય

છતાં જો પગ ન હોય તો જઈ ન શકાય; આંખ ન હોય તો જોઈ ન શકાય. ખેડૂત પાસે બી ન હોય કે ખેડવાનું સાધન ન હોય તો ખેતી અટકી પડે. કુંભારનો ચાક ભાંગી જાય તો એને હાથ જોડીને બેસી રહેવું પડે. આમ અનેક પ્રકારનાં સાધનો એ કર્માચરણ માટે આવશ્યક છે.

ચોથું અંગ તે જુદી જુદી જાતની ક્રિયાઓ. પાર્થ, ખેડૂત જમીનને તૈયાર કરવા અનેક પ્રકારની ક્રિયાઓ કરે છે, પછી વાવણી માટે અનેક જાતની ક્રિયાઓ કરે છે, પછી પાકને સારો ઉગાડવા માટે નીંદણ વગેરેની અનેક ક્રિયાઓ કરે છે, અને છેવટે કાપણીથી માંડી પાક હાથમાં આવે ત્યાં સુધી અનેક ક્રિયાઓ કરે છે, ત્યારે ખેતીકર્મ સિદ્ધ થાય છે. એ જ પ્રમાણે કોઈ પણ કર્મ પાર પાડવા માટે જુદી જુદી ઇન્દ્રિયો અને જુદાં જુદાં બાહ્ય સાધનો વડે અનેક જાતની ક્રિયાઓ કરવી પડે છે.

"અને છેવટે, મહારથી, આ સર્વે કારણો ઉપસ્થિત હોય છતાં એક પાંચમું અંગ અનુકૂળ ન થાય તો એ કર્મ પાર પડતું નથી. એ પાંચમું અંગ તે દૈવ. ધનંજય, દૈવ એટલે કર્તાના અધિકાર બહારની સર્વ બાહ્ય દૃશ્ય કે અદૃશ્ય શક્તિઓ. ખેડૂત સર્વ શ્રમ કરે છતાં વરસાદ ન પડે અથવા અતિવૃષ્ટિ થાય તો કર્મ પાર ન પડે; પાકમાં રોગ ઉત્પન્ન થાય કે તીડ પડે તોપણ એ જ પરિણામ આવે; કોઈ અધર્મી રાજા કે ધાડપાડુની ટોળી લૂંટ કરી જાય તોયે કર્મ અસિદ્ધ રહે; આગ લાગે તો બધું બળી જાય; તક સાચવવાને વખતે મરણ કે મંદવાડ આવે તોયે કામ બગડે. આ બધી બાબતો અનુકૂળ કરવાનું મનુષ્યના હાથમાં સંપૂર્ણપણે નથી. કર્તાથી બહાર રહેલી શક્તિઓનો એ વ્યાપાર છે. આવાં સર્વ નિમિત્તો દૈવને નામે ઓળખાય છે. દૈવ, એટલે આ બધાં નિમિત્તો, અનુકૂળ હોય તો કર્મ પાર પડે; ન હોય તો ન પડે. ૧૩–૧૪

"ધનંજય, આ રીતે શરીર, મન કે વાણીના, ધર્મયુક્ત કે ધર્મરહિત, જે કાંઈ કર્મનો માણસ આરંભ કરે તે સિદ્ધ થાય તે માટે આ પાંચે અંગોના સહકારની જરૂર પડે છે. જેમ સેનાપતિ ગમે તેટલો કુશળ હોય છતાં સૈનિકો આગળ ધસવાની ના પાડીને ઊભા રહે તો તે હારી જાય, તેમ કર્તાની બીજી ગમે તેટલી શક્તિ

હોય છતાં બીજાં ચાર અંગોનો સહકાર ન હોય તો કર્મ પાર પડે નહિ. ૧૫

"પાર્થ, આ પ્રમાણે જો પાંચ સાધનોના સહકારથી જ કાર્ય સિદ્ધ થાય છે તો જીવે પોતાને જ કર્મનો કર્તા માની તેનું સર્વ અભિમાન, શ્રેય અને જવાબદારી લેવાં એમાં વિચારની ખામી જ છે. કર્મની ઉત્પત્તિમાં જેમ બીજાં અનેક અંગો છે તેમ જીવ પોતે પણ એક અંગ છે. એ એક અંગે એમ માની લેવું કે પોતે જ સઘળું છે એમાં ભૂલ અને મિથ્યાભિમાન છે અને એ જ એના બંધનનું કારણ થાય છે; કારણ, એ મિથ્યાભિમાનને લીધે એ કર્મની સિદ્ધિ માટે આગ્રહી બને છે અને તેના યશઅપયશથી સુખી કે અસુખી થાય છે. એ ચિત્તશુદ્ધિ માટે કર્મનો કર્તા બનતો નથી પણ ફળાસક્તિથી કર્તા બને છે. ૧૬

"પણ જે વિવેકી અને વિચારી પુરુષ બુદ્ધિને સ્થિર રાખે છે, પોતાને કર્મનું પાંચમાંથી એક જ નિમિત્ત સમજે છે અને, તેથી, તેનું અભિમાન રાખતો નથી તથા એની સિદ્ધિઅસિદ્ધિથી અલિપ્ત રહે છે, તેને એ કર્મ બંધનકારક થતું નથી. અને એવા જ્ઞાની પુરુષને જો કર્તવ્યવશાત્ — ચોખ્ખા ધર્મરૂપે — આખી સૃષ્ટિનો સંહાર કરવાનોયે પ્રસંગ આવી પડે, તો તેવા કઠોર ધર્મને બજાવતાં છતાંયે એ અહિંસક અને બંધનરહિત રહે છે." ૧૭

આ ઉપર અર્જુને પૂછ્યું: "વાસુદેવ, કોઈ પણ કર્મ પાર પડે તે માટે પાંચ સાધનોનો સહકાર થવો જોઈએ એ તો હું સમજ્યો.

શ્લોક ૧૮—કર્મની પ્રેરણા અને પોષણ

પણ કર્મનો પ્રારંભ કરાવનાર તથા તે પૂરું થાય ત્યાં સુધી તેમાં કર્તાને જોડેલો રાખનાર કોણ છે? શા માટે કર્મની પ્રેરણા થાય છે અને શાથી તે કર્મ-પ્રવૃત્તિને પોષણ મળે છે, એ તમે મને સમજાવો."

શ્રીકૃષ્ણ બોલ્યા: "પાર્થ, ત્રણ જાતનાં નિમિત્તોથી કર્મમાં પ્રેરણા થાય છે, અને ત્રણ જાતનાં બળોથી કર્મનો સંગ્રહ થાય છે. એટલે કે કર્માચરણને પોષણ મળે છે. જે ત્રણ બળો કર્મમાં પ્રેરણા કરનારાં થાય છે તે જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા છે. ધનંજય, અહીં જ્ઞાન એટલે અનુભવ, નિરીક્ષણ અને અવલોકન. જેને કાંઈક

અનુભવ છે, એટલે જેને કાંઈક નિરીક્ષણ કે અવલોકન થયેલું છે તેને જ કર્મ કરવાની પ્રેરણા થઈ શકે છે.

"જ્ઞેય એટલે અનુભવથી જાણવાનો વિષય. કાંઈક અનુભવ લેવા જેવું છે એ ઇચ્છામાંથી અથવા એટલી માહિતીથી ક્યારેક કર્મ માટે પ્રેરણા થાય છે.

"અને, કૌન્તેય, ક્યારેક કોઈક પરિજ્ઞાતા એટલે વિશેષ અનુભવી પુરુષ પ્રાણીને કર્મમાં પ્રેરે છે.

"પછી એ કર્મોને ટકાવી રાખનારાં અને પોષનારાં ત્રણ બળોમાં કર્મનાં સાધનોનું અસ્તિત્વ એ પહેલું છે. જેમ કે, માણસને તેની ઇન્દ્રિયો, કારીગરને તેનાં ઓજારો, રાજાને તેના અધિકારીઓ, સેનાપતિને તેનાં લશ્કર, શસ્ત્રો વગેરે હોય તો જ તેઓ પોતપોતાનાં કર્મો નભાવી શકે.

"પોતાનું કે બીજાનું કર્મ અથવા ક્રિયા એ કર્મપ્રવૃત્તિને પોષનારું બીજું બળ છે. જેમ કે, શત્રુ તરફથી અન્યાય થયાં જ કરતો હોય ત્યાં સુધી તેની જોડે લડાઈ ટકી જ રહે; મૃગો, પશુઓ અને પક્ષીઓનાં કર્મો ખેતીને માટે ચોકી કરાવે.

"અથવા, જેમ થોડું મૂંડાવ્યું હોય તેને પૂરું મૂંડાવવું જ પડે, તેમ એક વાર કર્મનો આરંભ કર્યા પછી તેમાંથી ગમે ત્યારે ખસી શકાતું નથી. તે કર્મોની ધર્મની રીતે વ્યવસ્થા કરીને જ તેમાંથી નીકળી શકાય. યુદ્ધનો આરંભ કર્યા પછી એને પૂરું કર્યે જ છૂટકો; ગૃહસ્થાશ્રમ માંડ્યા પછી એને નિભાવ્યે જ છૂટકો. આ રીતે એક કર્મ બીજાને પોષે છે.

"કર્મને પોષનારું ત્રીજું કારણ કર્તા જાતે છે. એને જ્યાં સુધી કર્મની વાસના અને તેનું પ્રયોજન લાગે છે, ત્યાં સુધી એ કર્મને પોષે એમાં નવાઈ નથી. ૧૮

---

શ્લોક ૧૯–૨૨
त्रण ज्ञान

"હવે, ગાંડીવપાણિ, કર્મને પ્રેરનારાં અને પોષનારાં આ મેં તને જે નિમિત્તો ગણાવ્યાં તેમાંયે ત્રણ ગુણોના બળથી ભેદો પડે છે. એ રીતે જ્ઞાન, અથવા અનુભવ અને અવલોકન, ત્રણ પ્રકારનું થાય છે, કર્મ ત્રણ પ્રકારનું થાય છે અને કર્તા પણ ત્રણ પ્રકારનો થાય છે. ૧૯

"તેમાં, પહેલાં, સાત્ત્વિક જ્ઞાનનું લક્ષણ સાંભળ: ધનંજય, જે અનુભવ કે અવલોકન સર્વ ભૂતોમાં અને ભિન્ન ભિન્ન પદાર્થોમાં રહેલા એક અવિનાશી, નિર્વિકારી અને સંળગ ભાવને ઓળખે છે તે સાત્ત્વિક જ્ઞાન છે. પરંતપ, એ અવલોકનની દૃષ્ટિ પદાર્થોમાં રહેલા સમાન ધર્મોને શોધી કાઢે છે અને ભેદો કરતાં સમતાને વધારે મહત્ત્વ આપે છે. ૨૦

"એથી ઊલટું, જે રાજસ જ્ઞાન છે તે જુદાં જુદાં ભૂતો અને પદાર્થોના ભેદોને જ અવલોકે છે એક પ્રાણી બીજાથી કેવી રીતે જુદું પડે છે, એક પદાર્થમાં અને બીજામાં શો ભેદ છે તેને જ એ અનુભવે છે. એને ભેદો વધારે મહત્ત્વના લાગે છે અને સમતા ગૌણ લાગે છે. ૨૧

"અર્જુન, તામસ જ્ઞાન એ બેયથી નિકૃષ્ટ છે. એનામાં તુલના કરવાની જ શક્તિ નથી, તો ભેદ કે સામ્ય ક્યાંથી જોઈ જ શકે? એ તો ગાય તે ગાય અને ઘોડો તે ઘોડો, કડું એ કડું અને કુંડળ એ કુંડળ, એમ જે પદાર્થને જુએ તેને બીજા કોઈ પદાર્થ સાથે સરખાવી જ શકતું નથી. પાંડવ, એને ચાંદીના ઘરેણાની ઇચ્છા હોય તેને બદલે સોનાનું આપીએ તોયે તે મૂંઝાઈને શિખું રહે છે અને કજિયો માંડે છે, કારણ કે એ જ્ઞાન પદાર્થોના તત્ત્વને નથી ઓળખી શકતું, અલ્પ હોય છે અને પોતાના તાત્કાલિક કાર્ય માટે એટલા મૂઢ આગ્રહવાળું હોય છે કે વિશેષ લાભ થતો હોય તોયે તે મૂઢતાને છોડી શકતું નથી. ૨૨

"હવે, કુંતીનંદન, ત્રણ પ્રકારના કર્મના ભેદ સાંભળ:

શ્લોક ૨૩–૨૫
ત્રણ કર્મ

"જે કર્મ મન અને ઇન્દ્રિયોના નિયમનપૂર્વક, કર્તવ્યરૂપ હોવાથી, આસક્તિ વિના, રાગદ્વેષ વિના, અને ફળની ઇચ્છા રાખ્યા વિના કર્યું હોય તે કર્મ સાત્ત્વિક કહેવાય. ૨૩

"જે કર્મ કામનાને વશ થઈને, અથવા અહંકારપૂર્વક તથા બહુ ધાંધલ મચાવીને થાય તે રાજસ કર્મ છે. ૨૪

"જે કર્મમાં પૂર્વાપર સંબંધનો, યોગ્યતાઅયોગ્યતાનો, આગળપાછળનાં પરિણામોનો વિચાર નથી, જેમાં એ કર્મથી કેટલી હાનિ થશે તથા હિંસા થશે તેનો વિચાર નથી, પોતાની કૌવતનો વિચાર

નથી, પણ ગાંડા હાથીની જેમ મનમાં ઊઠ્યું માટે કર્યું, એવી રીતે થાય તે તામસ કર્મ છે. ૨૫

"પાંડુપુત્ર, જેવાં ત્રણ પ્રકારનાં કર્મ તેવા જ ત્રણ પ્રકારના કર્તા તેમનાં લક્ષણોથી જાણી શકાય.

श्लोक २६–२८
त्रण कर्ता

"સાત્ત્વિક કર્તા આસક્તિ વિનાનો, નિરહંકાર, ધૃતિ (દૃઢ ધારણા)વાળો અને ઉત્સાહી તથા યશ-અપયશમાં સમાનવૃત્તિ રાખનારો હોય. ૨૬

"એથી વિપરીત, રાજસ કર્તા આસક્તિવાળો, ફળની ઇચ્છાવાળો, લોભી, બીજાની હિંસા કરીનેયે પોતાનું કામ કાઢવાવાળો, અપવિત્ર આચારવિચારનો અને હર્ષશોકથી ડોલી જનારો હોય છે. ૨૭

"અને તામસ કર્તા અવ્યવસ્થિત, અકુશળ, અસંસ્કારી, જક્કી, શઠ, સ્ફૂર્તિ વિનાનો, આળસુ, નાસીપાસ થઈ જનારો, આજનાં કામ કાલ પર ઠેલનારો અને નિશ્ચય પર ન આવી શકનારો હોય છે. ૨૮

श्लोक २९–३५
बुद्धि अने धृति

"ધનંજય, આ ત્રણ ગુણોના ભેદોનો વિષય વળી પાછો નીકળ્યો છે તો ત્રણ ત્રણ જાતની બુદ્ધિ અને ધૃતિનાં લક્ષણો પણ સાંભળી લે." ૨૯

આ સાંભળી અર્જુને પૂછ્યું: "ગોવિંદ, જ્ઞાન અને બુદ્ધિ વચ્ચે શો ભેદ? અને ધૃતિનો શો અર્થ કરો છો તે પણ કૃપા કરી સમજાવો."

શ્રીકૃષ્ણ બોલ્યા: "ભલે, અર્જુન, જ્ઞાન એટલે મન તથા ઇન્દ્રિયો વડે અવલોકન, નિરીક્ષણ ઇત્યાદિ દ્વારા લીધેલા અનુભવ, બુદ્ધિ એટલે વિવેક, વિચાર અને તર્ક કરી શું કરવું અને શું ન કરવું એનો નિર્ણય કરવાની શક્તિ, અને ધૃતિ એટલે ધારણા અથવા દૃઢતા: કોઈ કાર્યને, વિચારને કે હેતુને ચોંટી રહેવાની ચિત્તની શક્તિ.

"આ રીતે સાત્ત્વિક બુદ્ધિ શું કરવું જોઈએ, શું કરતાં અટકવું જોઈએ, શું કર્તવ્ય છે, ક્યાં કર્તવ્યભ્રષ્ટતા છે, ક્યાં ભય છે, ક્યાં ભય નથી, શાથી બંધન થાય, શાથી મુક્તિ થાય વગેરેનો સ્પષ્ટ નિર્ણય કરી શકે છે. ૩૦

"રાજસ બુદ્ધિ એ વિષયમાં પ્રયત્ન કરે છે, પણ એના નિર્ણયો અસ્પષ્ટ અને ભૂલભરેલા થાય છે. એ ધર્મ અને અધર્મ,

કાર્ય અને અકાર્યનો નિઃસંશય નિર્ણય કરી શકતી નથી પણ કાંઈ સાશંક જ રહે છે. ૩૧

“અને તમોગુણથી છાયેલી બુદ્ધિ તો ઊલટી જ ચાલે છે. એને ધર્મમાં અધર્મ દેખાય છે, અધર્મમાં ધર્મ દેખાય છે અને બધા નિર્ણયો વિપરીત જ થાય છે. ૩૨

“હવે ધૃતિના ભેદો સાંભળ. સાત્ત્વિક ધૃતિ મન, પ્રાણ અને ઇન્દ્રિયોને અનન્ય યોગથી પોતપોતાની ક્રિયાઓમાં સ્થિર રાખી શકે છે. ૩૩

“રાજસ ધૃતિ ધર્મ, અર્થ અને કામના પુરુષાર્થમાં ચોટે છે, પણ જ્ઞાન કે મોક્ષના પુરુષાર્થમાં ચોટતી નથી. વળી તે જ્યાં ચોટે છે ત્યાં કર્તવ્યબુદ્ધિથી નહિ પણ આસક્તિથી અને ફળની અભિલાષાથી ચોટે છે. ૩૪

“અને તામસ ધૃતિ સ્થિરપણે ઊંઘ, ભય, શોક, ખેદ, ગર્વ એ સર્વેને પકડી રાખે છે. એની ઊંઘ ઊડે નહિ, ભય જાય જ નહિ, શોક ઓસરે જ નહિ, નાસીપાસી કમી જ થાય નહિ અને એના મિથ્યાભિમાનની ધજા ઊંચી જ ફરકચા કરે. ૩૫

“ભરતશ્રેષ્ઠ, જીવ જુદા જુદા પ્રકારની ધૃતિ અને બુદ્ધિથી ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓમાં ચોટી રહે છે તેનું કારણ એ છે કે તેમાં એને

श्लोक ३६–३९
त्रण सुख

સુખપ્રાપ્તિનો અથવા દુઃખના નાશનો ઉપાય જણાય છે. આથી, એની એ પ્રવૃત્તિઓ વારંવાર કરવાની એને વૃત્તિ ઊઠે છે. પણ એ સુખનો એનો આંક જ ત્રિગુણાત્મક હોય છે, અને તેથી કેટલાક સાત્ત્વિક સુખને, કેટલાક રાજસ સુખને અને કેટલાક તામસ સુખને પસંદ કરે છે. ૩૬

“તેમાં જે સુખનો અનુભવ શરૂઆતમાં તો ઝેર જેવો કડવો લાગે, પણ પરિણામે અમૃતના જેવો મીઠો લાગે, અને જે બાહ્ય વિષયોના ભોગમાંથી નહિ પણ પોતાનાં મન અને બુદ્ધિની પ્રસન્નતામાંથી ઉદ્‌ભવે, તે સાત્ત્વિક સુખ છે. એ સુખ સદ્‌ભાવ, જ્ઞાન અને વિદ્યાનું છે. ૩૭

“જે સુખ ઇન્દ્રિયોને વિષયોના ઉપભોગમાંથી મળે છે, જે ભોગવતી વખતે તો અમૃતના જેવું મધુર લાગે છે, પણ અંતે ઝેર

જેવો કડવો અનુભવ કરાવનારું થાય છે તે રાજસ સુખ છે. એ ભોગવિલાસનું સુખ છે. ૩૮

"અને જે સુખ આદિમાં તેમ જ અંતમાં મૂઢતા ઉત્પન્ન કરનારું છે, જે ઊંઘ, આળસ, બેપરવાઈ વગેરેને લીધે મળે છે, તે અજ્ઞાનમય સુખ તામસ છે. ૩૯

"પાર્થ, આ રીતે મેં તને ત્રણ ગુણો કેવી રીતે નામ અને રૂપ માત્રમાં વ્યાપીને રહ્યા છે, અને તેમનાં બળો કેવી રીતે વિષમતા ઉત્પન્ન કરી દરેકમાં ત્રણ ત્રણ પ્રકારના ભેદો પાડે છે તે સમજાવ્યું. ભારત, ફરીથી તને યાદ દેવડાવું છું કે જેને જેને સાત્ત્વિક, રાજસ, કે તામસ કહ્યાં, તે તે કાંઈ કેવળ-સાત્ત્વિક, કેવળ-રાજસ કે કેવળ-તામસ નથી હોતાં, પણ જે ગુણનું જે વખતે પ્રધાનપણું જણાય છે તે ઉપરથી તેના ભેદો પાડ્યા છે. આથી એ દરેક પદાર્થમાં એ બળોની ઓછીવત્તી માત્રા પ્રમાણે અનેક ભેદો પડી જાય છે. વળી એ ત્રણ બળો નિરંતર કામ કરતાં હોવાથી એક જ જીવ એક કાળે સાત્ત્વિક બળોની અસર તળે હોય, તો બીજે કાળે રાજસ કે તામસ બળના વેગ તળે આવે. આમ ગુણોના આવર્તો પ્રત્યેક જીવમાં ચાલ્યા કરે છે. તેમાંથી જે ગુણ વધારે લાંબો વખત જે જીવમાં ટકે છે તે તેવા ગુણવાળો કહેવાય છે.

श्लोक ४०

"આ રીતે, પૃથ્વીમાં, આકાશમાં, દૃશ્ય ભૂતોમાં કે અદૃશ્ય શક્તિઓમાં, નામ કે રૂપ પામેલું કોઈ સત્ત્વ (હયાતી ધરાવનાર) એવું નથી કે જે એ ત્રણ ગુણોથી રહિત હોય. ૪૦

"પરંતપ, મનુષ્યોમાં બ્રાહ્મણ વગેરે ચાર વર્ણોના જે ભેદ પડેલા છે અને તે બધાને માટે જે જુદાં જુદાં કર્મો નિશ્ચિત થયાં છે, તેના મૂળમાંયે ઉપર કહેલા ગુણોના ભેદોનો જ વિચાર રહેલો છે.

श्लोक ४१–४४
चार वर्णो

"શ્રદ્ધા, આહાર, જ્ઞાન, કર્મ, કર્તૃત્વ, બુદ્ધિ, ધૃતિ વગેરેના ભેદોને લીધે પ્રત્યેક મનુષ્યની ખાસ પ્રકારની પ્રકૃતિ બને છે. એ પ્રકૃતિને લીધે એને એક પ્રકારની પ્રવૃત્તિ યોગ્ય થાય છે, બીજી અયોગ્ય થાય છે. એની પ્રકૃતિની સાથે બંધબેસતી થાય એવી પ્રવૃત્તિ એને માટે સ્વધર્મ—પોતાની પ્રકૃતિને અનુસાર કર્માચરણ—

થાય. એવી ન હોય તેવી પ્રવૃત્તિ એને માટે પરધર્મ—બીજાની પ્રકૃતિને યોગ્ય કર્માચરણ—થાય.

"અર્જુન, આ રીતે પ્રકૃતિ બંધાવામાં મનુષ્યનાં પૂર્વકર્મ, આનુવંશિક સંસ્કારો, જન્મ પછી પ્રાપ્ત થયેલા સંસ્કાર, શિક્ષણ, સંગ, જગતના સારામાઠા અનુભવો વગેરે કારણભૂત હોય છે. આમ એક રીતે જોતાં જેટલી વ્યક્તિ તેટલી પ્રકૃતિ, અને તેથી જેટલી વ્યક્તિ તેટલા સ્વધર્મ એમ બને છે. પરંતુ, સામાન્ય રીતે, જીવનપદ્ધતિની, સંસ્કારોની અને શિક્ષણની સમાનતાને લીધે તથા અનુવંશીયતાના બળને લીધે મોટે ભાગે આવી પ્રકૃતિ જન્મથી જ દૃઢ થયેલી અને માતાપિતાને અનુસરનારી હોય છે. એમાં, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય કે પરશુરામ જેવા, બ્રાહ્મણ છતાં ક્ષાત્રધર્મી, અપવાદો થાય છે ખરા, પણ તે બહુ જૂજ હોય છે. આથી, સ્થૂળમાનથી અને બહુજનસમાજનું અવલોકન કરી શાસ્ત્રકારોએ મનુષ્યોમાં સ્પષ્ટ વર્તી શકાય એવા ચાર વર્ણો શોધ્યા છે અને તેમના સ્વભાવસિદ્ધ ધર્મોનું વિવેચન કર્યું છે.

"ધનંજય, એ ચારે વર્ણોનાં કર્મો યથાસ્થાને અને યથાયોગ્ય રીતે આચરવામાં આવે તો લોકોને ઉપકારક થાય છે અને તે બધાંયે અનાસક્ત બુદ્ધિથી, ફળત્યાગપૂર્વક તથા ચિત્તની સંશુદ્ધિ માટે કરી શકાય છે. આથી તે તેના આચરનારને શ્રેયઃપ્રાપ્તિ કરાવી શકે છે. એથી ઊલટું, દરેક વર્ણનાં કર્મોને રાજસ કે તામસ બુદ્ધિનો મનુષ્ય આસક્તિપૂર્વક કે મોહથી કરી બંધનકારક પણ કરી શકે. આથી, ધનંજય, એ કર્મો જાતે મોક્ષકારક કે બંધનકારક નથી અથવા પ્રશંસનીય કે નિંદ્ય નથી, પણ એનું આચરણ કરનારની બુદ્ધિ, ધૃતિ વગેરેના ભેદથી એ એક કે બીજી જાતનાં બને છે. ૪૧

"દ્રોણનંદન, આ રીતે બ્રાહ્મણ સ્વભાવે શાન્તિપ્રિય, કડક, સાદો, ઇન્દ્રિયોના નિગ્રહવાળો, તપ માટે અભિરુચિવાળો, આચારમાં અત્યંત શુદ્ધિ અને સ્વચ્છતાના આગ્રહવાળો, ક્ષમાશીલ, સરળ, જ્ઞાનવિજ્ઞાનનો ઉપાસક અને શ્રદ્ધાળુ હોય છે. એ સ્વભાવને અનુકૂળ થાય તથા તેને પોષણ મળે તેવો કર્મયોગ એનો સ્વભાવસિદ્ધ ધર્મ કહેવાય. ૪૨

"વીરશ્રેષ્ઠ, ક્ષત્રિય સ્વભાવ આનાથી જુદા પ્રકારનો હોય છે. એનામાં શૌર્ય, તેજ, ધૃતિ (ચીવટાઈ), દક્ષતા, પાછી પીઠ બતાવવામાં શરમ, આપવા અને ખર્ચ કરવામાં ઉદારતા, બીજા પર પોતાની શક્તિનો પ્રભાવ બેસાડી તેમને દોરવા, આજ્ઞા કરવા તથા પાળવાની ઇચ્છા, તથા ઊઠવા, બેસવા, ચાલવા વગેરે સર્વે ક્રિયાઓમાં એક જાતનો રુઆબ અને પ્રભુતા એ લક્ષણો સહેજે ઓળખાઈ આવે છે. આથી, જે રીતે એની આ પ્રકૃતિને અનુકૂળતા મળે તેવાં કર્મો એનો સ્વાભાવિક ધર્મ છે. ૪૩

"ધનંજય, વૈશ્ય સ્વભાવ ધનધાન્યાદિ ઉત્પન્ન કરવાં, શોધવાં, વધારવાં, સંઘરવાં, આવકજાવક પર લક્ષ આપવું, ગણતરી કરી કરકસરથી ચાલવું, એ રીતે અર્થની લેવડદેવડમાં રુચિ રાખવાવાળો હોય છે. આથી ખેતી, ગોપાલન, વ્યાજવટું, દુકાનદારી, ઉદ્યોગો વગેરે એને માટે સ્વાભાવિક કર્મો થાય છે.

"ગુરુદાસ, શારીરિક શ્રમ જેમાં મુખ્યપણે હોય એવાં કર્મ માટે અભિરુચિ એ શૂદ્ર સ્વભાવનું વિશેષ લક્ષણ છે. કારીગીરી, મજૂરી, નોકરી, કાસીદું વગેરે ધંધાઓ એની પ્રકૃતિને અનુકૂળ થાય છે. ૪૪

શ્લોક ૪૫

"પાંડવ, હું હમણાં જ કહી ગયો તેમ, આ ચારે પ્રકૃતિઓ અને તેને અનુસરી ઉત્પન્ન થયેલા ધર્મોમાં કોઈ ઉત્તમ નથી કે અધમ નથી, દૈવી નથી કે આસુરી નથી. દરેક વર્ણનો મનુષ્ય પોતાની પ્રકૃતિથી નિશ્ચિત થયેલાં કર્મોને યોગ્ય રીતે આચરીને જીવનની પરમ સિદ્ધિ, જે આત્મજ્ઞાન અને પરમપદમાં સ્થિતિ, તેને પામી શકે છે." ૪૫

આ સાંભળી અર્જુન બોલ્યો:

શ્લોક ૪૬—૪૮

"વાસુદેવ, જ્ઞાની શ્રેયાર્થી પુરુષની દૃષ્ટિએ ચારે વર્ણોમાં કોઈ ઊંચ કે કોઈ નીચ નથી એમ તમે કહ્યું તે હું સમજી શકું છું. પરંતુ, શિષ્ટ વ્યવહારમાં બ્રાહ્મણ સર્વથી ઉચ્ચ અને પૂજ્ય ગણાય છે અને શૂદ્ર હલકો ગણાય છે, તથા ક્ષત્રિય અને વૈશ્ય એ બેની વચ્ચે અનુક્રમે આવે છે. આ શા કારણથી છે વારુ? પવિત્ર અને ધાર્મિક પુરુષો

બ્રાહ્મણને જ શા માટે વધારે માન આપે છે, અને શૂદ્ર પ્રત્યે શા માટે એટલી જ માનભરી વર્તણુક નથી રાખતા ?"

આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા :

"તારો પ્રશ્ન સારો છે. તેનો હું યથાર્થ રીતે ઉત્તર આપું છું તે સાંભળ :

"કૌન્તેય, સત્ત્વસંશુદ્ધિની દૈવી સંપત્તિ વિષે મેં તને ઘણું સમજાવ્યું છે. જ્ઞાનની વૃદ્ધિ અને ભાવનાઓની શુદ્ધિમાં સર્વ દૈવી સંપત્તિઓ ટૂંકામાં કહેવાઈ જાય છે. માણસ પોતે પાપી હોય કે પુણ્યશાળી હોય, એનામાં નૈસર્ગિકપણે રહેલી વિવેકબુદ્ધિને લીધે જ્ઞાન અને ઉચ્ચ વર્તન માટે એને આદર લાગ્યા વિના રહેતો નથી. આથી ચારે વર્ણોને સરખા માન્યા છતાં તે વર્ણોમાંયે જે જ્ઞાન અને શીલમાં અધિક છે તેના પ્રત્યે સમદૃષ્ટિ પુરુષનેયે વધારે આદર રહેવાનો, તો સામાન્ય માણસોને રહે તેમાં નવાઈ નથી.

"ધનંજય, ઇતિહાસવેત્તાઓ કહે છે કે પ્રાચીન કાળમાં મનુષ્યોનો એક જ વર્ણ હતો અને પ્રત્યેક મનુષ્યને ચારે વર્ણનાં કર્મોમાંથી પોતાની પ્રકૃતિને અનુકૂળ હોય તે વર્ણનાં કર્મો કરવામાં કાંઈ અડચણ આવતી નહોતી. કોઈ મનુષ્ય પોતાને નિત્ય કરવાનાં કર્મોને લીધે ઊંચો કે હલકો ગણાતો નહિ, પણ તેનાં જ્ઞાન, બળ, વય, ધાર્મિકતા, શીલ વગેરેને લીધે જ પૂજ્ય અથવા અપૂજ્ય થતો.

"પણ, ક્ષાત્રોત્તમ, વખત જતાં વર્ણવ્યવસ્થા વધારે સ્પષ્ટપણે જુદી થવા લાગી. બ્રાહ્મણ પ્રકૃતિના માણસો આપસમાં જ વધારે ને વધારે ભળવા અને વ્યવહાર કરવા લાગ્યા અને પોતાનાં બાળકોને પોતાનાં જ કર્મોમાં ઉછેરવા લાગ્યા. એ રીતે એમનો જુદો વર્ગ બન્યો. એ જ રીતે ક્ષાત્ર પ્રકૃતિના, વૈશ્ય પ્રકૃતિના અને શૂદ્ર પ્રકૃતિના માણસોના જુદા જુદા સંઘો બનવા લાગ્યા.

"આવી રીતે બનેલો બ્રાહ્મણવર્ગ પ્રકૃતિથી તેમ જ પ્રયત્નપૂર્વક કેળવેલા સંસ્કારોથી વધારે જ્ઞાનસંપન્ન, ચારિત્રસંપન્ન અને સંસ્કારી હોવાથી, લાંબા કાળથી તેના વડે લોકોનું હિત થતું રહ્યું છે. બાકીના ત્રણે વર્ગોને ધર્મની બાબતમાં કે વ્યવહારમાં જ્ઞાનની ખામીને લીધે જે મૂંઝવણ ઊભી થાય, તેને પોતાની વિશેષ બુદ્ધિ અને શીલથી દૂર કરવામાં અને જુદી જુદી વિદ્યાઓ ખેડવામાં તે વર્ગ બીજા વર્ગોની

"વીરશ્રેષ્ઠ, ક્ષત્રિય સ્વભાવ આનાથી જુદા પ્રકારનો હોય છે. એનામાં શૌર્ય, તેજ, ધૃતિ (ચીવટાઈ), દક્ષતા, પાછી પીઠ બતાવવામાં શરમ, આપવા અને ખર્ચ કરવામાં ઉદારતા, બીજા પર પોતાની શક્તિનો પ્રભાવ બેસાડી તેમને દોરવા, આજ્ઞા કરવા તથા પાળવાની ઇચ્છા, તથા ઊઠવા, બેસવા, ચાલવા વગેરે સર્વે ક્રિયાઓમાં એક જાતનો રુઆબ અને પ્રભુતા એ લક્ષણો સહેજે ઓળખાઈ આવે છે. આથી, જે રીતે એની આ પ્રકૃતિને અનુકૂળતા મળે તેવાં કર્મો એનો સ્વાભાવિક ધર્મ છે. ૪૩

"ધનંજય, વૈશ્ય સ્વભાવ ધનધાન્યાદિ ઉત્પન્ન કરવાં, શોધવાં, વધારવાં, સંઘરવાં, આવકજાવક પર લક્ષ આપવું, ગણતરી કરી કરકસરથી ચાલવું, એ રીતે અર્થની લેવડદેવડમાં રુચિ રાખવાવાળો હોય છે. આથી ખેતી, ગોપાલન, વ્યાજવટું, દુકાનદારી, ઉદ્યોગો વગેરે એને માટે સ્વાભાવિક કર્મો થાય છે.

"ગુરુદાસ, શારીરિક શ્રમ જેમાં મુખ્યપણે હોય એવાં કર્મ માટે અભિરુચિ એ શૂદ્ર સ્વભાવનું વિશેષ લક્ષણ છે. કારીગીરી, મજૂરી, નોકરી, કાસીદું વગેરે ધંધાઓ એની પ્રકૃતિને અનુકૂળ થાય છે. ૪૪

શ્લોક ૪૫

"પાંડવ, હું હમણાં જ કહી ગયો તેમ, આ ચારે પ્રકૃતિઓ અને તેને અનુસરી ઉત્પન્ન થયેલા ધર્મોમાં કોઈ ઉત્તમ નથી કે અધમ નથી, દૈવી નથી કે આસુરી નથી. દરેક વર્ણનો મનુષ્ય પોતાની પ્રકૃતિથી નિશ્ચિત થયેલાં કર્મોને યોગ્ય રીતે આચરીને જીવનની પરમ સિદ્ધિ, જે આત્મજ્ઞાન અને પરમપદમાં સ્થિતિ, તેને પામી શકે છે." ૪૫

આ સાંભળી અર્જુન બોલ્યો:

શ્લોક ૪૬–૪૮

"વાસુદેવ, જ્ઞાની શ્રેયાર્થી પુરુષની દૃષ્ટિએ ચારે વર્ણોમાં કોઈ ઊંચ કે કોઈ નીચ નથી એમ તમે કહ્યું તે હું સમજી શકું છું. પરંતુ, શિષ્ટ વ્યવહારમાં બ્રાહ્મણ સર્વથી ઉચ્ચ અને પૂજ્ય ગણાય છે અને શૂદ્ર હલકો ગણાય છે, તથા ક્ષત્રિય અને વૈશ્ય એ બેની વચ્ચે અનુક્રમે આવે છે. આ શા કારણથી છે વારુ? પવિત્ર અને ધાર્મિક પુરુષો

બ્રાહ્મણને જ શા માટે વધારે માન આપે છે, અને શૂદ્ર પ્રત્યે શા માટે એટલી જ માનભરી વર્તણૂક નથી રાખતા?"

આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા:

"તારો પ્રશ્ન સારો છે. તેનો હું યથાર્થ રીતે ઉત્તર આપું છું તે સાંભળ:

"કૌન્તેય, સત્ત્વસંશુદ્ધિની દૈવી સંપત્તિ વિષે મેં તને ઘણું સમજાવ્યું છે. જ્ઞાનની વૃદ્ધિ અને ભાવનાઓની શુદ્ધિમાં સર્વ દૈવી સંપત્તિઓ ટૂંકામાં કહેવાઈ જાય છે. માણસ પોતે પાપી હોય કે પુણ્યશાળી હોય, એનામાં નૈસર્ગિકપણે રહેલી વિવેકબુદ્ધિને લીધે જ્ઞાન અને ઉચ્ચ વર્તન માટે એને આદર લાગ્યા વિના રહેતો નથી. આથી ચારે વર્ણોને સરખા માન્યા છતાં તે વર્ણોમાંયે જે જ્ઞાન અને શીલમાં અધિક છે તેના પ્રત્યે સમદૃષ્ટિ પુરુષનેયે વધારે આદર રહેવાનો, તો સામાન્ય માણસોને રહે તેમાં નવાઈ નથી.

"ધનંજય, ઇતિહાસવેત્તાઓ કહે છે કે પ્રાચીન કાળમાં મનુષ્યોનો એક જ વર્ણ હતો અને પ્રત્યેક મનુષ્યને ચારે વર્ણનાં કર્મોમાંથી પોતાની પ્રકૃતિને અનુકૂળ હોય તે વર્ણનાં કર્મો કરવામાં કાંઈ અડચણ આવતી નહોતી. કોઈ મનુષ્ય પોતાને નિત્ય કરવાનાં કર્મોને લીધે ઊંચો કે હલકો ગણાતો નહિ, પણ તેનાં જ્ઞાન, બળ, વય, ધાર્મિકતા, શીલ વગેરેને લીધે જ પૂજ્ય અથવા અપૂજ્ય થતો.

"પણ, ક્ષાત્રોત્તમ, વખત જતાં વર્ણવ્યવસ્થા વધારે સ્પષ્ટપણે જુદી થવા લાગી. બ્રાહ્મણ પ્રકૃતિના માણસો આપસમાં જ વધારે ને વધારે ભળવા અને વ્યવહાર કરવા લાગ્યા અને પોતાનાં બાળકોને પોતાનાં જ કર્મોમાં ઉછેરવા લાગ્યા. એ રીતે એમનો જુદો વર્ગ બન્યો. એ જ રીતે ક્ષાત્ર પ્રકૃતિના, વૈશ્ય પ્રકૃતિના અને શૂદ્ર પ્રકૃતિના માણસોના જુદા જુદા સંઘો બનવા લાગ્યા.

"આવી રીતે બનેલો બ્રાહ્મણવર્ગ પ્રકૃતિથી તેમ જ પ્રયત્નપૂર્વક કેળવેલા સંસ્કારોથી વધારે જ્ઞાનસંપન્ન, ચારિત્રસંપન્ન અને સંસ્કારી હોવાથી, લાંબા કાળથી તેના વડે લોકોનું હિત થતું રહ્યું છે. બાકીના ત્રણે વર્ગોને ધર્મની બાબતમાં કે વ્યવહારમાં જ્ઞાનની ખામીને લીધે જે મૂંઝવણ ઊભી થાય, તેને પોતાની વિશેષ બુદ્ધિ અને શીલથી દૂર કરવામાં અને જુદી જુદી વિદ્યાઓ ખેડવામાં તે વર્ગ બીજા વર્ગોની

પ્રજાઓને માર્ગદર્શક બન્યો છે અને, તેથી, સહેજે જ તે વધારે આદરપાત્ર થયો છે. વિદ્યાની જ ઉપાસના કરનારો હોવાથી તે સામાન્ય રીતે નિર્ધન રહી બીજા વર્ગો પર નભે છે, અને બીજા વર્ગો એમનાં જ્ઞાન અને શીલનો મહિમા સમજી તેમને આદરપૂર્વક પોષવાનો સહજપણે ધર્મ સમજે છે.

"પણ, કુરુવીર, આનો અર્થ એવો નથી કે જ્ઞાન અને શીલથી સંપન્ન બીજા વર્ણોનો પુરુષ ઓછો આદરણીય અથવા પૂજ્ય છે, અને જે બ્રાહ્મણવર્ગ કહેવાય છે તે જ્ઞાન અને શીલથી રહિત થાય તોયે આદર અને પૂજાને યોગ્ય જ રહેશે. ઘણા બ્રાહ્મણો જ્ઞાની અને ચારિત્રવાન હોય તો તેમને લીધે થોડાક ઊતરતા બ્રાહ્મણો પણ પૂજા પામે એમ થાય; વળી, પૂર્વજોની સેવાને લીધે પણ વંશજો કેટલોક કાળ પૂજા પામે એમ બને. પણ કોઈ વર્ગ કેવળ એટલા જ કારણથી સદૈવ પૂજનીય રહી શકે નહિ. પરંતુ, જ્યાં જ્ઞાન અને શીલ વાસ કરતાં હશે ત્યાં જ પૂજ્યભાવ ઊતરશે; પછી, એ ગમે તે કુળમાં કે વર્ણમાં જન્મ્યો હોય.

"આ રીતે, ધનંજય, જે પુરુષ પોતામાં રહેલાં બુદ્ધિ, જ્ઞાન, વિદ્યાપ્રિયતા વગેરેને જે કર્મ તે કરતો અથવા જાણતો હોય તેને શીખવવા, સુધારવા, વધારવા અને તેનું શાસ્ત્રીય શોધન કરવા વાપરે છે, તે વ્યાસની જેમ આધ્યાત્મિક વિદ્યાના આચાર્ય હોય, કે કૃપ કે દ્રોણની જેમ ક્ષાત્ર વિદ્યાના આચાર્ય હોય, કે શુક્રની જેમ વૈશ્યોની અર્થવિદ્યાના આચાર્ય હોય, કે મયની જેમ યંત્રવિદ્યાના આચાર્ય હોય, તે બ્રાહ્મણ જ છે.

"તે જ પ્રમાણે, વીરશ્રેષ્ઠ, જે પુરુષ પોતામાં રહેલાં શૌર્ય, સાહસ, ઉત્સાહ, બળ વગેરેને વિશ્વામિત્રની જેમ જ્ઞાનનાં ક્ષેત્રમાં જોખમો ખેડવામાં વાપરે, કે કૃષિ, વાણિજ્ય, ગોપાલન વગેરેના ક્ષેત્રમાં વાપરે, કે રાજાઓની જેમ પ્રજાપાલનના અને યુદ્ધના ક્ષેત્રમાં વાપરે, કે પરિચર્યાના કે કળાકૌશલ્યના ક્ષેત્રમાં વાપરે તે ક્ષત્રિય જ છે.

"એ જ પ્રમાણે વૈશ્ય, શૂદ્ર વિષે પણ સમજી લે.

"અર્જુન, આમ સૌ પોતપોતાની પ્રકૃતિને અનુસાર કર્મ કરનારા બરાબર વર્ણવ્યવસ્થા પાળે છે ખરા. પણ એમાંથી જે એ કર્મોને પોતાની કામનાઓની તૃપ્તિ માટે નહિ, પણ યજ્ઞાર્થે, લોક-

સંગ્રહાર્થે, નિષ્કામપણે આચરે છે, અને કેવળ યજ્ઞના શેષરૂપે જે મળે તેટલાથી જ સંતોષ માને છે, તે પોતાનાં સહજકર્મો દ્વારા જ પરમાત્માને ભજે છે અને તેઓ જ તે દ્વારા પરમકલ્યાણને સાધી શકે છે

"કૌન્તેય, આવો મહર્ષિ બ્રાહ્મણ ધનાદિકની કામનાથી નહિ કે કેવળ બુદ્ધિની ચળ શમાવવા માટે નહિ, પણ જગતનું હિત સમજી અને વિચારી તથા પોતાની તે દ્વારા ચિત્તશુદ્ધિ થાય એ દૃષ્ટિથી બુદ્ધિ દ્વારા પરમેશ્વરની સેવા કરે છે.

"પાર્થ, આવો પુરુષોત્તમ ક્ષત્રિય રાજ્ય વધારવા માટે નહિ કે કેવળ સાહસ, બળ અને શૂરાતનની ચળ શમાવવા માટે નહિ, પણ પ્રજાનાં રક્ષણાર્થે જ પોતાની ક્ષાત્રવૃત્તિ પરમાત્માને અર્પણ કરે છે.

"પાંડવ, આવો શ્રેષ્ઠ વૈશ્ય લક્ષાધીશ થવાને નહિ કે વેપારની ચળ શમાવવા નહિ, પણ પ્રજાને નિર્વાહના પદાર્થો નિર્માણ કરી આપવા અને પહોંચાડવા માટે જ વૈશ્યવૃત્તિનો આશ્રય કરે છે.

"વિદુરપ્રિય, આવો મહાત્મા શૂદ્ર જડતાથી નહિ, દીનતાથી નહિ, ભયથી નહિ, કે આળસથી નહિ, કે ધનાદિકની ઇચ્છાથી નહિ પણ લોકસંગ્રહ માટે જ જુદી જુદી કળા, મજૂરી અને અંગમહેનત કરે છે.

"પાર્થ, ચારે વર્ણના આવા પુણ્યાત્મા ભક્તો સરખા જ આદરણીય છે એમાં શંકા નથી. એ સિવાયના કેવળ કામનાથી પ્રેરિત થઈ બ્રાહ્મણકર્મ, ક્ષાત્રકર્મ, વૈશ્યકર્મ કે શૂદ્રકર્મ કરનારા એમનાં કેવળ વિદ્યાકૌશલ્ય, યુદ્ધકૌશલ્ય, વાણિજ્યકૌશલ્ય કે યંત્ર-કલાકૌશલ્યને લીધે ભલે જગતમાં માનપ્રતિષ્ઠા મેળવતા હોય, પણ તેથી તેઓ તે દ્વારા પરમાત્મપૂજા જ કરે છે એમ ન કહેવાય.

"આ રીતે, પરંતપ, જે પરમાત્માથી આ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે અને એમની ક્રિયાઓ ચાલે છે અને જે પરમાત્મા આ સર્વ વિશ્વમાં વ્યાપીને રહેલો છે, તે વિશ્વરૂપ પરમાત્માનું પૂજન પોતપોતાના સ્વભાવસિદ્ધ ધર્મનું યોગ્ય રીતે આચરણ કરવામાં જ સમાય છે. સ્વધર્માચરણ એ જ પરમેશ્વરનું પૂજન, સ્વધર્મભ્રષ્ટતા એ જ એની અવગણના છે. ૪૬

"બીજાના સારી રીતે આચરી શકાય એવા અને ઊંચા લાગનારા ધર્મ કરતાં પોતાનો અલ્પ ગુણવાળો જણાતો પણ સ્વભાવસિદ્ધ ધર્મ એ જ શ્રેષ્ઠ છે. નરકેસરી, પોતાની પ્રકૃતિથી નિશ્ચિત થયેલા ધર્મને આચરવાથી દોષ લાગતો નથી. ૪૭

"અર્જુન, દોષવાળો જણાતો હોય છતાં સ્વધર્મ એ છોડવો ઘટતો નથી. કારણ કે હું આગળ કહી ગયો છું તેમ, જેમ અગ્નિ ધુમાડાથી વીંટળાયેલો હોય છે, તેમ કર્મમાત્ર કાંઈક ને કાંઈક દોષથી ભરેલાં હોય છે જ. સાવ નિર્દોષ એવું કોઈ કર્મ છે જ નહિ. ૪૮

"માટે, વર્ણધર્મોમાં ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠના ભેદો કરવાના મોહમાં તું પડ નહિ. પણ સ્વધર્મના શુદ્ધ આચરણ દ્વારા જ પરમપદને પામવાની સાધના કર.

"કૌન્તેય, હું તને આગળ કર્મસંન્યાસ અને કર્મયોગ એવી બે જાતની મોક્ષમાર્ગની પ્રણાલિકાઓ છે, એમ સમજાવી ગયો છું. તે વખતે જ મેં તને કહ્યું હતું કે તેમાં કર્મસંન્યાસ એટલે સર્વ કર્મોનો સંન્યાસ નથી હોતો, પણ સાંસારિક ગણાતાં કર્મોનો સંન્યાસ હોય છે. સાંસારિક કર્મો સિવાયનો બીજી જાતનો કર્મયોગ તો તેમનેયે સિદ્ધ કરવો જ પડે છે. સાચો, સર્વને કરવા જેવો અને સર્વથી થઈ શકનારો સંન્યાસ તો કર્મનો નહિ પણ સંકલ્પનો જ છે અને એ જ તત્ત્વતઃ નૈષ્કર્મ્યસિદ્ધિ છે, એ પણ હું તને સમજાવી ચૂકયો છું. પણ, પાર્થ, કેટલાકને સાંસારિક કર્મનો સંન્યાસ એ સ્વભાવપ્રેરિત આચરણ થાય છે અને તેથી એ માર્ગનું આલંબન એમને માટે સ્વધર્માચરણ જેવું જ હોય છે. બ્રાહ્મણ સ્વભાવનો એ એક ખાસ પ્રકાર છે એમ જાણ.

શ્લોક ૪૯ – ૫૬
नैष्कर्म्यसिद्धि

"પરંતપ, સર્વત્ર આસક્તિ અને સ્પૃહા વિનાનો મનોજયી પુરુષ એ માર્ગનું આલંબન લઈ કેવી રીતે બ્રહ્મપ્રાપ્તિની સાધના કરે છે તે ટૂંકામાં સાંભળ. ૪૯-૫૦

"પાંડવ, વિશુદ્ધ બુદ્ધિથી યુક્ત થઈ, તે સાત્ત્વિક ધૃતિથી પોતાના મનને વશ કરે છે, ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોમાંથી પાછી ખેંચી લે છે તથા રાગ અને દ્વેષનો નાશ કરે છે; ઘણુંખરું

એકાંતમાં બેસી, આહારને અલ્પ કરી, વાણી, શરીર તેમ જ મનને સંયમમાં રાખી, એ વૈરાગ્ય અને અભ્યાસનો આશ્રય કરી ધ્યાન-યોગને સિદ્ધ કરે છે. આ પ્રમાણે અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ, પરિગ્રહ વગેરે સર્વે આસુરી સંપત્તિનો ત્યાગ કરી અને મમત્વરહિત શાંત થયેલો યોગી બ્રહ્મજ્ઞાન માટે પાત્ર થાય છે. ૫૧–૫૩

"અર્જુન, બ્રહ્મરૂપ બનેલો, પ્રસન્ન ચિત્તનો સાધુ કશાનો શોક નથી કરતો કે સ્પૃહા નથી કરતો. સર્વ ભૂતો માટે સમબુદ્ધિવાળો થઈ એ પરમેશ્વરની પરાભક્તિને પામે છે. એવી પરાભક્તિથી એ પરમાત્માના સ્વરૂપનું સાચું જ્ઞાન મેળવે છે. અને જેવો એ પરમેશ્વરને ઓળખે છે કે તરત જ તેના સ્વરૂપની સાથે એકરૂપ થાય છે. ૫૪–૫૫

"આમ, અર્જુન, કેટલાક પવિત્ર બ્રાહ્મણો પોતાની પ્રકૃતિને અનુસરી, આ માર્ગનું આલંબન કરી પરમેશ્વર સાથે તાદાત્મ્યને પામે છે અને નૈષ્કર્મ્યને સિદ્ધ કરે છે.

"પણ, ધનુર્ધર, જેને એ પ્રકૃતિસહજ નથી, તેને માટે પરમેશ્વરપ્રાપ્તિના દરવાજા બંધ થયેલા નથી. તેને માટે નિષ્કામ કર્મયોગ એ જ સાચો અને પૂરો માર્ગ છે. એ માર્ગને અનુસરી પરમાત્માના આશ્રયપૂર્વક સર્વે કર્મો યથોચિતપણે કરનારો પુરુષ પણ, પરમાત્માની કૃપાથી, અવિનાશી સ્થાનને પામે છે. ૫૬

"પ્રિય સુહૃદ, આમ પાછા આપણે હવે મૂળ વાત ઉપર આવ્યા છીએ અને હવે આ લાંબા સંવાદનો અંત લાવવાનોયે વખત થયો છે. થોડીક ક્ષણ પછી ઘનઘોર યુદ્ધનો આરંભ થશે. તે માટે મારાં સઘળાં વચનોનું તાત્પર્ય ગ્રહણ કરી લે.

શ્લોક ૫૭–૬૩
ઉપસંહાર

"પાંડવશ્રેષ્ઠ, સ્થૂળપણે નહિ, પણ બુદ્ધિથી તું સર્વ કર્મોનો પરમેશ્વરમાં સંન્યાસ કર; એને તે અર્પણ કર અને એની જ ઇચ્છાને તું અધીન થા. જ્ઞાનયોગનો આશ્રય લઈ પરમાત્મા સાથે ચિત્તનું સતત અનુસંધાન કર. એમ ચિત્તને પરમાત્માને અધીન કરવાથી જ, એના અનુગ્રહથી તું સર્વે આપત્તિઓને તરી જઈશ. એટલે, જે સંકટો આવે તેને ધીરજથી સહી શકીશ અને જે ધર્મ-સંકટો ઉત્પન્ન થાય તેમાંથી વિવેકયુક્ત માર્ગને શોધી શકીશ. ૫૭

"પણ, ગુડાકેશ, ઈશ્વરના આશ્રય વિનાની તારી કેવળ તાર્કિક બુદ્ધિથી, તારા અહંકારનો આશ્રય લઈ, તું મારું કહ્યું ન સાંભળતાં તારા મન મુજબ કરવા જઈશ તો મૂઓ પડ્યો છે એમ ખાતરીથી માનજે. ૫૮

"સવ્યસાચી, 'હું નહિ લડું' એમ તું તારા મિથ્યાભિમાનથી હઠ લઈને બેઠો છે પણ એ તારો અહંકાર વ્યર્થ છે. તારો એ પ્રકૃતિધર્મ નથી. તારા ચિત્તનું એ ઘડતર નથી. તારો ક્ષાત્ર સ્વભાવ તને બળાત્કારે લડાઈમાં જોડશે. તારાં પૂર્વકર્મોથી દૃઢ બનેલા તારા સ્વભાવથી, તું મોહને લીધે જે કરવા નથી માગતો તે પરવશ જેવો થઈ કરવાનો છે. ૫૯–૬૦

"અર્જુન, એક રીતે પ્રાણીમાત્ર યંત્રથી ચાલતી પૂતળી જેવાં છે. એમનું સ્વતંત્ર કર્તૃત્વ નામનું જ છે. પ્રાણીઓનાં હૃદયને વિષે રહેલો ઈશ્વર જેમ તેમને નચાવે છે તેમ તેઓ પરવશપણે નાચે છે. નથી ત્યાં ઇચ્છા ચાલી શકતી, નથી બુદ્ધિ ચાલી શકતી. પુરુષાર્થનું ક્ષેત્ર મર્યાદિત જેવું જ છે. સ્પષ્ટ હાનિને જોતાં છતાં તે માર્ગે જવું પડે છે. વિવેકબુદ્ધિનો વિરોધ છતાં અકાર્યો થાય છે. આ બધું જોતાં પોતાનો અહંકાર છોડી દઈ સર્વભાવે એ હૃદયસ્થ પરમાત્માને શરણે રહેવું અને એ દોરે તેમ દોરાવું એ જ ડહાપણનો માર્ગ છે. એ રીતે જ તું એની કૃપાનો પાત્ર થઈ પરમશાંતિને અને અવિનાશી પદને પામી શકીશ ૬૧–૬૨

"કુરુકુલભૂષણ, આ મેં તને જ્ઞાનમાત્રનું અંતિમ રહસ્ય કહ્યું. હવે એનો વિચાર કરી તને યોગ્ય લાગે તેમ કર. ૬૩

"પરમમિત્ર, મારા બાલસ્નેહી, તું હજુ વિમાસણમાં ન રહે તે માટે ફરીથી સ્પષ્ટપણે મારો અભિપ્રાય જણાવું છું. એ વિચારને અનુસરવામાં જ તારું કલ્યાણ છે. ૬૪

શ્લોક ૬૪–૬૬

"પાર્થ, પરમાત્માને તારું મન અર્પણ કરી દે. તેનો જ ભક્ત બન. તેનું જ યજન કર, તેને જ માન. તો હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તું તેને જ પામીશ. ૬૫

"સુહૃદ, એક છેલ્લું વાક્ય પણ સાંભળી લે: આજ સુધી તું સુખદુઃખમાં નિરંતર મને અનુસર્યો છે અને મારાં વચનોમાં વિશ્વાસ

રાખ્યો છે. ધર્મનો લોપ થાય એવું હું તારી પાસે કશું કરાવું નહિ એ ખાતરી રાખ. શો ધર્મ છે એ વિષે મારા મનમાં જરાયે શંકા હોત તો હું તને પ્રેરણા કરું એમ તું માને છે કે? પરંતપ, સત્ય અને ધર્મથી બીજું કશું મને વધારે વહાલું નથી એમ તારી ખાતરી હોય તો ગુરુસ્થાને તેં મને ગણેલો હોવાથી તારા હિતાર્થે આ મહત્ત્વની પરિસ્થિતિમાં એ પદને સ્વીકારી હું તને કહું છું કે, તું ધર્માધર્મની બાબતમાં હજુ સાશંક હોય તો મારા પર વિશ્વાસ રાખી સર્વ ધર્માધર્મનો વિચાર છોડી દે અને મારે શરણે આવી મારા પર એ ભાર મૂકી દે. મારી આજ્ઞાને અનુસરી ક્ષાત્રધર્મ પ્રમાણે લડ. એથી પાપ થશે તેમાંથી હું તારો તારક થઈશ. ૬૬

શ્લોક ૬૭–૭૨

"મિત્રનંદન, આ રીતે અણધાર્યો આપણી વચ્ચે એક અત્યંત ગંભીર અને ધર્મ, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય વગેરે સર્વેની સમાલોચના કરનારો અને સર્વે શાસ્ત્રોના સાર જેવો સંવાદ થયો છે. અર્જુન, આવી વાતો ધારેલી નીકળતી નથી અને ધારેલી કહેવાતી નથી. ગુરુશિષ્યનો વિશુદ્ધ અને નિકટ સંબંધ થયો હોય અને બંને અતિશય સાત્ત્વિક ભાવોથી અંકિત થયા હોય તે વખતે જ આવો સંવાદ ગુરુમુખમાંથી યોગ્ય રીતે વહે છે. તેમ, ત્યારે જ તે શિષ્યના હૃદયમાં સફળપણે જઈ સ્થિર થાય છે. માટે, ધનંજય, આવી ચર્ચા વાચાળતાને વશ થઈ કેવળ વાર્તાભિલાષી પૂછનાર આગળ કરવી નહિ. એમ કરવાથી એનું રહસ્ય એના હૃદયમાં ઠરતું નથી અથવા વિપરીત રીતે જ ગ્રહણ થાય છે. જેનામાં તપ નથી, ભક્તિ નથી, સેવાભાવ નથી, જે ઈર્ષ્યાથી ભરેલો છે એવાને આ જ્ઞાન કહેવું તે ખારી ભૂમિમાં બી નાંખી દેવા જેવું છે. ૬૭

"પણ, જે પરમેશ્વરનો અનન્ય ભક્ત હોય અને તેને વ્યાકુળતાથી શોધતો હોય, તેને આ જ્ઞાનનું રહસ્ય સમજાવવું એ મહાન ધર્મ જ છે. કારણ, એ મુમુક્ષુ તે પ્રમાણે નિઃસંશય જ્ઞાન પ્રાપ્ત કરી પરમેશ્વરની પરાભક્તિ કરી તેને પામશે. આથી એવા મનુષ્યના માર્ગદર્શક થવું તેથી વધારે પ્રિયકર કાર્ય કે પ્રિયકર કર્તા હોઈ શકે નહિ. ૬૮-૬૯

"અર્જુન, આપણા આ ધાર્મિક સંવાદનું જે બરાબર અધ્યયન કરે તે જ્ઞાનયજ્ઞથી પરમેશ્વરનો જ આરાધક બને એમ મારો મત છે. વળી, શ્રદ્ધાથી, નિર્મળ ભાવે જે સાંભળે તે પણ પુણ્યને અને શ્રેયને પંથે જ ચડે. ૭૦-૭૧

"હવે પાર્થ, મારું કહેવાનું પૂરું થયું. બોલ, હું કહી ગયો તે તેં એકાગ્ર ચિત્તે સાંભળ્યું છે કે? એથી તારાં અજ્ઞાન અને મોહનો નાશ થયો એમ લાગે છે કે? હજુ તારા મનમાં કંઈ પૂછવાનું રહી ગયું છે કે?" ૭૨

અર્જુન આ સાંભળી ગળગળો થઈ ગયો. એને હર્ષ થતો હતો કે શોક તે કાંઈયે તે સમજી શક્યો નહિ. પરમજ્ઞાની વાસુદેવે પરિશ્રમપૂર્વક એની ઉપર જે બોધની અમૃતધારા

શ્લોક ૭૩

વરસાવી તેથી એને કૃતાર્થતા અને કૃતજ્ઞતાની લાગણીનો એવો ઊભરો આવ્યો કે, જેમ ઘણે દિવસે માતા-પુત્રનો મેળાપ થાય ત્યારે હર્ષના અતિરેકથી જ બન્ને રડી પડે છે, તેમ અર્જુન ડૂસકે ડૂસકે રડવા લાગ્યો. શ્રીકૃષ્ણની આંખમાંથીયે મોતી ટપક્યાં. શ્રીકૃષ્ણે ધનંજયને પોતાની છાતી સાથે ચાંપ્યો, એનું માથું પોતાના ખોળા પર ટેકવ્યું અને એના વાંસા પર પોતાનો વરદ હસ્ત ફેરવ્યો. થોડી વારે અર્જુન સ્વસ્થ થયો અને બે હાથ જોડી અસંત ભક્તિપૂર્વક શ્રીકૃષ્ણના ચરણમાં મસ્તક મૂકી બોલ્યો:

"ગુરુદેવ, કયા શબ્દોથી મારી લાગણી દર્શાવું? તમે જોઈને જ સમજી લો. મારા પર આજે તમે કૃપાની વૃષ્ટિ કરી કૃતાર્થ કરી મૂક્યો. મને આજે તમે જાણે નવો જન્મ આપ્યો છે. અહો! જો આજે જ હું તમારા બોધથી આમ અનુગ્રહિત થયા વિના જ યુદ્ધમાં પડ્યો હોત અને તેમાં જો પંચત્વને પામ્યો હોત તો કેટલી ખામી રહી જાત! તમે મને આજે નવો જન્મ આપ્યો છે એમ કહું, કે મારાં સર્વે જન્મમરણનો એક વારનો અંત આણી દીધો છે એમ કહું? મારી સર્વે શંકાઓ નિવૃત્ત થઈ છે, મારો મોહ નષ્ટ થયો છે, અને નિઃસંશય થઈ હું તમારી આજ્ઞાઓ ઉઠાવવા સજ્જ થયો છું. વંદ્યપાદ! મારા તમને હજારોહજાર નમસ્કાર છે. તમે જ

મારા પરમદેવ છો, તમે જ મારા સાક્ષાત્ બ્રહ્મ છો. હું તમારે શરણે છું એમ સમજજો." ૭૩

આ પ્રમાણે મહર્ષિ વ્યાસની કૃપાથી, વાસુદેવ અને અર્જુન એ બે મહાત્માઓની વચ્ચે થયેલા એક અત્યંત અદ્‌ભુત અને રોમાંચકારક સંવાદને મિષે સર્વે શાસ્ત્રોના સારરૂપ

શ્લોક ૭૪ - ૭૮

આ ગીતાશાસ્ત્ર જાણે યોગેશ્વર શ્રીકૃષ્ણને પોતાને મુખેથી જ નીકળતું હોય તેમ આપણને પ્રાપ્ત થયું છે. સંજયની જેમ આપણનેયે આ અદ્‌ભુત અને પવિત્ર સંવાદ સાંભળી વારંવાર હર્ષ થાય છે. આ શાસ્ત્ર આપણને કદી 'હવે બહુ વંચાયું,' એમ થતું નથી. નિત્ય નવા નવા અર્થોનો બોધ આપણા જીવનનો માર્ગ અજવાળે છે; પેલા અદ્‌ભુત વિશ્વરૂપનું વર્ણન આપણને આશ્ચર્યચકિત કરી મૂકે છે અને એ મીઠા રસમાં આપણને હર્ષથી ડુબાડી દે છે. એ અધ્યાય આપણી કલ્પનાશક્તિને જાગ્રત કરી સર્વ જગત પરમાત્માનું સ્વરૂપ છે અને એના કાળચક્રને અધીન છે, એ સત્યને આપણી સમક્ષ સ્પષ્ટ કરે છે. ૭૪-૭૭

જ્યાં યોગેશ્વર કૃષ્ણ જેવા માર્ગદર્શક હોય અને ધનુર્ધર અર્જુન જેવા અનન્ય શિષ્ય હોય, ત્યાં શ્રી, વિજય, વિભૂતિ અને સ્થિર નીતિ વર્તે જ એ નિઃસંશય છે. ૭૮

ॐ तत सत्

